# આદર્શ આર્ય ગૃહવધૂ

અથવા

## પ્રગતિને પંથે કે
## અધોગતિને ઓવારે!

મૂળ બંગ લેખક:
શ્રી કાલિપ્રસન્ન દાસગુપ્ત

અનુવાદક:
શ્રી ટોપણ દયાળજી ઘેલાણી

પ્રકાશક:
"ગુજરાતી" પ્રેસના માલિકો
કોટ–મુંબઈ

(વિ. સં. ૨૦૦૪) કિંમત રૂ. ૫ (ઈ. સ. ૧૯૪૮)

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રેસની ઓફીસ

સાસૂન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ–મુંબઇ, ૧





મુદ્રક અને પ્રકાશક:–નટવરલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ.
"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસૂન બિલ્ડીંગ, રીઝર્વ બેંકની પાછળ, બજારગેટ સ્ટ્રીટને નાકે,
એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ–મુંબઈ ૧.

# પ્રકાશકના બે બોલ

---

રસમય વાર્તા–લેખન કળામાં હિંદના સર્વ પ્રાંતોના લેખકો કરતાં બંગદેશવાસી હિંદુ લેખકોએ એક પ્રકારની વિશિષ્ટ તલ-સ્પર્શી અને સમયોચિત સમાજના તાદૃશ્યવાળી લેખન–શૈલી અને પાત્ર–વિધાનતા કંઇ અપૂર્વ કળાથી ખીલવ્યાં છે. પ્રાચીન આર્ય આદર્શોની વિશુદ્ધતા જાળવી રાખવાના મનોનિશ્ચયવાળી એમની આવી પાત્ર–વિધાનતાથી આકર્ષાઇને, હિંદના લગભગ દરેક પ્રાંતની ભાષામાં બંગાળી વાર્તાઓના અનુવાદો થયા છે. એ વિષયમાં અનુવાદક ભાઇ શ્રી ઘેલાણીએ એમનાં નિવેદનમાં સારી ચર્ચા કરી છે. આ વાર્તા રસમય અને બોધક છે, એમાં સંશયને સ્થાન નથી. રા. ઘેલાણીને બંગ–ભાષાનું જ્ઞાન પણ સારૂં છે, કારણ કે તેઓ પોતે ઘણાં વરસો સુધી બંગ હિંદુ સમાજના ગાઢ સંસર્ગમાં આવેલા છે. અને બંગાળી ભાષા સારી રીતે વાંચી બોલી શકે છે. એટલે અનુવાદ પણ એમણે મૂળને બરોબર અનુસરીને અને ગુજરાતી ભાષામાં શોભે તેવી રીતે કર્યો છે. વાર્તામાં એક ભણેલી ગણેલી સ્ત્રી પોતાનો પતિ એકવાર પરણી ચૂકેલો છે અને તે પ્રથમ વારની પત્ની હજુ જીવતી છે તથા પતિની માતા સાથે એક જાતનું નિઃસ્પૃહ વૈરાગ્યશીલ જીવન ગુજારી રહી છે, એ વગેરે વાતો તેને પાછળથી પરણ્યા પછી જાણ થતાં ઇર્ષ્યાની આગમાં મરવાની અણી સુધી જઇ પોતાનો ગૃહ–સંસાર છિન્ન વિચ્છિન્ન કરી નાખી પતિને અમર્યાદ રીતે સતાવે છે અને આખરે ભૂલનો પશ્ચાત્તાપ કરતી એજ ઇર્ષ્યાનલનો ભોગ બની મરણને શરણ થાય છે. એ વસ્તુનું તથા વર્ણનમાં રહેલું આ–રસાળ–સુરમ્ય વર્ણનું તાદૃશ્ય

આલેખન મૂળ લેખકે અત્યંત સુંદર અને તલસ્પર્શી શૈલીમાં કર્યું છે. અંતમાં આ આધુનિક અને કહેવાતા સુધરેલા સમાજની ગર્વ-શીલ મહિલાને ગ્રામીણ પણ ઉચ્ચ આર્ય આદર્શોવાળી ગૃહ-વધૂ કેવી હોઇ શકે તેનું ભાન થતાં તેને પોતાના ભ્રામક વિચારો અને મિથ્યા-અહંભાવના પરિત્યાગ પૂર્વક પતિને, શોકયને અને સાસુને ચરણે આત્મ-વિસર્જન કરવું પડે છે; આ વગેરે પ્રસંગોનું આલેખન એક તરફ જેમ તલસ્પર્શી અને રોમાંચક છે, તેમ બીજી તરફ ગ્રામીણ છતાં આર્ય-આદર્શોને અનુસરતી સ્વમાન-પ્રિય આત્મ-ભોગી ક્ષમાશીલ વૃત્તિવાળી સુરબાળા પોતાને પરણ્યા પછી બીજેજ દિને વિના અપરાધે ત્યજી જનાર પતિ પ્રતિ પોતાના મનમાં સ્વપ્નેયે અભાવ આણતી નથી, પણ પોતાના ભાગ્યનેજ દોષ આપી પોતાના દોહલા દિવસો પોતાની સાસુ, નાની નણંદ, અને નાના દિયરની સેવા શુશ્રુષામાં વ્યતીત કરે છે, એ આલેખન પણ તેટલુંજ સુબહૂ અને મર્મ-સ્પર્શી છે. વળી ક્ષણિક આવેશને વશ બની બે સ્ત્રી પરણી બેઠેલા પતિની ઉભય-સંકટ મનોદશા પણ પાઠકોનું ધ્યાન ઠીક ઠીક આકર્ષે છે.

સારાંશ કે વાર્તા અથથી ઇતિસુધી રસીલી, હૃદયંગમ અને જ્ઞાનનો બોધ આપનારી છે. અને એટલા ખાતર આ વાર્તાની થોડી નકલો અમે છાપીને પ્રકટ કરી છે. અમે આશા રાખીએ છીએ કે આ નવલ કથા ગુજરાતી પાઠક પાઠિકાઓમાં સમાદર પામશે.

વિ. સં. ૨૦૦૪<br>ગીતા-જયંતી<br>તા૦ ૨૪-૧૨-૧૯૪૭

નટવરલાલ ઇચ્છારામ દેસાઇ

# બંગ નવલકથા સાહિત્યનો આછો પરિચય

અને

# અનુવાદકનું નિવેદન

આ વાર્તા સુ-વિખ્યાત બંગલેખક શ્રી કાલીપ્રસન્ન દાસગુપ્ત એમ. એ; વિરચિત બંગ ઉપન્યાસ 'ઘરેર બૌ' નામના પુસ્તકનો ગુજરાતી અનુવાદ છે.

બંગસાહિત્ય યુગના મુખ્યત્વે ત્રણ વિભાગ પાડી શકાય. એક તો અંગ્રેજો આ દેશમાં આવ્યા ત્યાં સુધીના યુગનું સાહિત્ય, જેને જુનાં સાહિત્ય તરીકે આપણે ઓળખાવીએ. આ યુગમાં બંગભાષાનાં કેટલાંક અંગોનો સંપૂર્ણ પણે વિકાસ થયો ન હોતો. તે સમયનું બંગભાષાનું વ્યાકરણ જરા વિશેષ દુર્ગમ તથા સંસ્કૃત ભાષાનાં વ્યાકરણ જેવું જ ઘણું ખરું ક્લિષ્ટ હોતાં, એ યુગમાં પ્રચલિત ઉર્દુ-હિંદી શબ્દો મિશ્રિત તળપદ બંગભાષા બોલતા સાધારણ જનસમાજને રૂચે એવી કૃતિઓ રચીને તેનો પ્રચાર કરવાનું કાર્ય સાહિત્ય સર્જકોને માટે અસાધ્ય નહીં તો દુઃસાધ્ય તો જરૂર બનતું જતું હતું.

જમાનો ઝડપી વેગે ગતિમાન થતો જતો હતો. વિદેશીઓના સતત સંસર્ગથી પ્રત્યેક ક્ષેત્રમાં જેમ બન્યું તેમ સાહિત્ય ક્ષેત્રમાં પણ યુગપલટાની જરૂર જણાવા લાગી. આમ એક તરફ સાહિત્યના તે વખતના ગદ્ય પદ્ય અને વ્યાકરણ વિષયક નિયમો નવસાહિત્ય સર્જનની ગતિને અવરોધતા હતા, ત્યારે બીજી તરફ વિદેશીઓનો ઇચ્છાએ કે અનિચ્છાએ અનિવાર્ય બનતો જતો સંસર્ગ જનતા ઉપર મોહક ભુરકી નાખી પોતાની પ્રબળ માયાવી આકર્ષણ શક્તિથી તેને નવયુગ તરફ શીઘ્ર ગતિથી ખેંચી રહ્યા હતો. આમ તે વખતનાં યુગને અનુકૂળ એવાં સાહિત્ય સર્જનની અસામાન્ય મંદગતિ અને નવયુગનાં પ્રથમ દ્રષ્ટિએ લોભનીય જણાતાં અપ્રતિમ આકર્ષણો પ્રતિ જનતાની અતિ શીઘ્રગામી ગતિ વચ્ચે કોઇ પણ જાતનો સુ-મેળ રહી શકયો નહીં.

આ યુગ-સંધિ કાળમાં શ્રી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનો બંગભૂમિમાં જન્મ થયો. અસાધારણ મહેનત લઇ યથાસમયે તેમણે બંગ-ભાષાના ગદ્ય પદ્ય વિષયક સાહિત્ય નિયમોનાં બંધનો થોડાં શિથિલ બનાવ્યાં તથા લિપિના જોડાક્ષરો, મૂળાક્ષરોના મરોડ તથા તે ભાષાનાં વ્યાકરણની નવરચના કરી. આ જોડાક્ષરો તથા લિપિની નવરચના તથા વ્યાકરણના નવવિધાને બંગસાહિત્યાકાશમાં નવપ્રભાતનો સૂર્યોદય ઉગાડયો. આને આપણે બંગ સાહિત્યનો મધ્યયુગ કહીએ.

વ્યાકરણ સુગમ બનતાં નાની મોટી કૃતિઓ જુદા જુદા સાહિત્ય મહારથીઓ તરફથી રચાઇ પ્રકાશિત થવા માંડી અને તેને તળપદભાષા બોલતી જનતા વધુ ને વધુ પ્રમાણમાં આવકારવા લાગી. પ્રથમની સાહિત્ય સર્જનની મંદગતિને આ નવ-વિધાનથી અકલ્પ્ય વેગ મળતાં અને સાહિત્ય-સર્જકોએ પોતાનાં શીઘ્ર સર્જનોથી એ ગતિને હજુ પણ વધુ વેગવાન બનાવી મૂકતાં તેનો નવ-યુગની શીઘ્રગતિ સાથે સુ-મેળ સધાયો ને આમ થતાં જનતાને અનુકૂળ એવી તળપદ ભાષામાં ગદ્ય-પદ્યનાં સર્જનો વિકસવા લાગ્યાં. છેલ્લાં પચાસ વર્ષોમાં બંગ-સાહિત્યને બંગ લેખકોએ અતિશય સમૃદ્ધ બનાવી દીધું છે.

સ્વ. ઇશ્વરચંદ્રનાં ભાષા-વ્યાકરણ સંશોધન પછી બંગાળના સાહિત્ય-ક્ષેત્રમાં પ્રથમ યુગ-પલટો આણનાર સાહિત્ય મહારથી-ઓની હારમાળામાં બંગદેશમાં અને દેશ-વિદેશમાં પોતાની પ્રતિભાસંપન્ન અમર કૃતિઓથી અનોખી છાપ પાડનાર બંગ-સરસ્વતી સેવક સાહિત્યસમ્રાટ્ સ્વ૦ શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનું નામ પ્રથમ પંક્તિએ નિઃસંકોચે મૂકી શકાય.

સમાજના સળગતા વિવિધ પ્રશ્નો વિવિધ દૃષ્ટિબિંદુથી રજુ કરતી અને તેમાં સમાજની ક્ષતિઓ-ત્રુટિઓ તરફ જનતાનું ધ્યાન ખેંચતી, ને તે ત્રુટિઓનો ઉકેલ દર્શાવતી સચોટ અને સરળ શૈલીમાં લખાયેલી એમની નવલકથાઓ આધુનિક સાહિત્ય દૃષ્ટિએ પણ હજુ

જુની જણાતી નથી અને એમની સર્જન શૈલીના અસંખ્ય પ્રશંસકો આજે પણ મળી આવે છે. આમ થવાનું મુખ્ય કારણ એ છે કે એમની શૈલીમાં સત્ય વસ્તુનુંજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને 'સત્ય' તો ત્રિકાલાબાધિત 'સત્ય'જ રહેવાનું; કાળની કશી અસર એના પર થવાની નહીંજ. એમની અનોખી સાહિત્ય સેવા માટે બે મત છેજ નહીં. એમની કૃતિઓમાંથી કેટલીક વિશેષ ખ્યાતિ પામેલી અને ગુજરાતી ભાષામાં ઘણું ખરૂં અનુવાદિત થઇ ચૂકેલી નવલકથાઓ: જેવી કે 'વિષ–વૃક્ષ,' 'દુર્ગેશનંદિની,' 'કૃષ્ણકાંતનું વીલ,' 'આનંદ મઠ,' 'ચંદ્રશેખર', 'રજની,' 'મૃણાલિની,' 'કપાલ–કુંડલા,' 'સીતારામ,' વગેરે છે. અને હવે તો સર્વને એ સુવિદિત જ છે કે આપણુ માનીતુ રાષ્ટ્ર ગીત 'સુ–જલાં સુ–ફલાં, વંદે માતરમ્' જે ગાઇને આજે આપણે હર્ષનાં અશ્રુઓ વર્ષાવીએ છીએ, જે ગાઇને આપણે, દેશભક્તિની પ્રેરણા આજે મેળવી રહ્યા છીએ તે 'વંદે માતરમ્'નું ગીત સ્વ. શ્રી બંકિમ બાબુએ 'આનંદ–મઠ'માં સ્વદેશ પ્રેમી યુવકોને મોઢે ગવડાવ્યું છે. સ્વદેશીની ચળવળ પણ પ્રથમ બંગ–દેશમાંથીજ ઉદ્ભવી છે ને તેના પરોક્ષ વિધાયક પણ સ્વ. બંકિમ બાબુજ હતા એ આપણે એમનાં રચેલાં પુસ્તકો ઉપરથી કલ્પી શકીએ છીએ. એ સમયમાં સ્વદેશીની ચળવળના વિધાયક બનવું કેટલું દુષ્કર હતું તેનો આજે આપણને ભાગ્યેજ ખ્યાલ આવે. લોર્ડ કર્ઝન નિયોજીત બંગભંગનો વિરોધ દર્શાવતી ચળવળ વખતે અંગ્રેજી રાજ–શાસનના પોલાદી–ચોકઠાની સુદૃઢ ભીંસ એટલી તો મારાત્મક હતી કે 'વંદે માતરમ્' એ શબ્દો જાહેરમાં ઉચ્ચારનાર વ્યક્તિ 'રાજદ્રોહ'ના ગુન્હાને પાત્ર ગણાતી અને તેને પકડી તેના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી ન્યાયની અદાલતમાં તેનો અપરાધ પુરવાર કર્યા વિના તેને જેલમાં ધકેલી દેવાતો હતો. જે વખતે લોકમતને આમ છડેચોક પાદાક્રાંત કરવામાં આવતો હતો તે વખતે આ ચળવળના વિધાયક બનવું—પ્રેરક બનવું કેટલું ભયંકર હશે તેની આજે આપણે સ્હેજે કલ્પના કરી શકીએ.

તે પછી તો ઘણા સાહિત્ય સેવકોએ બંગ-સાહિત્ય-માતાને ચરણે પોતાની કૃતિઓ રૂપી અર્ધ્યો અર્પી સાહિત્ય-દેવીને સંતુષ્ટ કરી છે. એમનામાંના કેટલાકના નામ આપણે અહીં લખીએ; સ્વ. કવિવર શ્રી રવીન્દ્રનાથ ટાગોર, સ્વ. શ્રી શરત્ચંદ્ર ચટ્ટોપાધ્યાય, શ્રી પ્રબોધકુમાર સાન્યાલ, શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય, શ્રી સૌરીન્દ્ર મોહન મુખોપાધ્યાય, શ્રી વિભૂતિભૂષણ વંદોપાધ્યાય, શ્રી શૈલજાનંદ મુખોપાધ્યાય, શ્રી જગદીશ ગુપ્ત, શ્રી બુદ્ધદેવ વસુ, શ્રી પ્રેમેન્દ્ર મિત્ર, શ્રી બાલાઈચાંદ મુખોપાધ્યાય, (વન-ફૂલ) શ્રીમતી અનુરૂપાદેવી, શ્રીમતી નિરૂપમાદેવી, શ્રીમતી પ્રભાવતી દેવી સરસ્વતી, શ્રી અસમંજ મુખોપાધ્યાય, શ્રી શરદિન્દુ વંદોપાધ્યાય વગેરે વગેરે—

સ્વ૦ શરત્ચંદ્ર (ગુજરાતી જનતામાં શરદ્ બાબુને નામે વધુ ખ્યાતિ પામેલા) ચટ્ટોપાધ્યાયે બંગ-વાર્તાની લેખન શૈલીમાં એમની સરળ છતાં સચોટ લેખન શૈલી અને પાત્ર વિધાનતાથી મહાન યુગ પલટો આણ્યો. આને આપણે અર્વાચીન યુગ કહીએ. બંકીમ બાબુએ વાર્તા-લેખન શૈલી વધુ સરળ બનાવી હતી ખરી, છતાં બંગ ભાષાના તળપદ શબ્દો કરતાં સંસ્કૃત શબ્દોનું પ્રાચુર્ય એમની લેખન શૈલીમાં અને સ્થળ વર્ણનના પ્રસંગોમાં વિશેષ જણાતું હતું. વિદેશી રાજતંત્રની સંસ્કૃત ગીર્વાણ ગિરાને વિકસાવવા બાબતની સંપૂર્ણ ઉપેક્ષા વૃત્તિથી, અંગ્રેજી શિક્ષણના ઉત્તરોત્તર વધતા જતાં પ્રચારથી, તેમજ વિદેશીઓની આ દેશ ઉપરની આર્થિક ભીંસ વધુ ને વધુ સુદૃઢ બનતી જતી હોવાથી અંગ્રેજી ભાષા અર્થ-કરી લાગતાં સંસ્કૃત ભાષાનું માહાત્મ્ય જમાનાની દૃષ્ટિએ ઉત્તરોત્તર ઉતરતું ચાલ્યું. વળી એ ભાષા શીખવાનું ફરજીયાત નહીં પણ ઐચ્છિક કરવામાં આવતાં તથા હાલના યુગમાં એ વિદ્યાનો અર્થોપાર્જનમાં વિશેષ ઉપયોગ ન જોવામાં આવતાં એ ભાષા શીખવાનો આ શીઘ્રગામી યુગમાં અવકાશ પણ ન રહ્યો. આમ આર્યાવર્તની ઉત્તમોત્તમ તથા ઘણે અંશે સર્વદેશોની માતા સમાન ગણાતી આ ગીર્વાણ

મિરા તરફ યુવકોનો અનુગમો ઉત્તરોત્તર વધતો જ આવ્યો; તે એટલે સુધી કે આર્ય સંતાનો સંસ્કૃત ભાષા શીખવાના શ્રવણ માત્રથી મુંઝી ઉઠવા લાગ્યા. આ યુગ-સંધિમાં શરદ્ બાબુએ સ્થળ-વર્ણન શૈલી અત્યંત ટુંકવી નાંખી (અથવા નહિવત્ કરી નાંખી એમ કહીએ તો ચાલે). સાથેસાથે એમણે પોતાની લેખન શૈલીમાં તળપદ ભાષાના શબ્દોનુ પ્રાચુર્ય વધાર્યું. સ્થળ વર્ણન ટૂંકું થતાં આજના અધીર જમાનામાં વાર્તાનો પ્રારંભ થતાં વેંતજ મૂળવિષય તરફ પહોંચવાનું વાચકોને સુગમ બનતાં વાર્તાનો રસ અખંડ જળવાઇ રહેવા લાગ્યો આ વગેરે કારણોથી તેમની આ અદ્યતન શૈલી જનતામાં પ્રિય થઇ પડતાં સર્વાંશે સફળ નીવડી, અને આમ થતાંજ આધુનિક સર્વ બંગ લેખકોએ એમની એ શૈલીનું અનુકરણ કર્યું. શરદ બાબુનું વૈશિષ્ટ્ય એ હતું કે ભાષાને હળવી બનાવવા છતાં એમણે હલકી બનાવી નહીં તેમજ ઉચ્ચ આર્ય આદર્શો જાળવવાના મૂળભૂત સિદ્ધાંતને એમણે પોતાના લક્ષ્યથી અળગો કર્યો નહીં. આજ કારણથી તેમની વાર્તાઓ આબાલવૃદ્ધ સર્વે એક સરખા રસપૂર્વક વાંચે છે. આમ શરદ્ સાહિત્યે ખાસ કરીને બંગ જનતા ઉપર અને પરોક્ષ રીતે આર્યાવર્તની જનતા ઉપર અનોખી ભાત પાડી છે. શરદ્ શૈલીની લોકપ્રિયતા વિષે વિશેષ લખવું એ સુવર્ણ ઉપર ઢોળ ચડાવવા જેવું છે.

આમ બંગ ભાષાના સાહિત્ય સર્જનમાં યુગ-પલટો આવ્યો ખરો, છતાં નવ-સાહિત્ય સર્જનને નામે-નવીનતાને નામે-હળવાં સાહિત્યના નામની ઓથે, હલકું નિકૃષ્ટ પ્રકારનું સાહિત્ય જનતામાં પ્રસરવા ન પામે તેની તકેદારી ત્યાંના સાહિત્ય ચોકીયાતોએ રાખેલી જણાય છે ને તેથી આજે પણ બંગ-સાહિત્ય હલકાં પ્રકારનાં, નિકૃષ્ટ અને જનતાને અધોગતિએ લઇ જનારાં કહેવાતાં હળવાં, પણ મૂળે હલકાં સાહિત્યની અસરથી ઘણે અંશે વિલુપ્ત રહી ભારતીય ભાષાસાહિત્યમાં પોતાનું પ્રથમ પંક્તિનું ગૌરવ હજુએ અખંડપણે જાળવી રહ્યું છે.

એ ભાષાના સુવિખ્યાત વિશિષ્ટ પ્રતિભાવાન લેખક લેખિકાઓનું ખાસ વૈશિષ્ટ્ય એ છે કે એમની કૃતિઓમાં શૃંગાર કે બીભત્સ રસ—કે જે વાંચનારમાં એક જાતની હલકી જુગુપ્સા ઉત્પન્ન કરી તેની માનસિક વિચાર માળાને નીચી સપાટીપર લાવી મૂકે છે તે આખાયે ગ્રંથમાં સ્વલ્પ અંશમાં પણ ભાસમાન થતો નથી. સ્ત્રી—પાત્રને સર્વ લેખક-લેખિકાઓએ ઉચ્ચ—ચારિત્ર્યપદે મૂક્યું છે. સ્ત્રી—પાત્રની ચારિત્ર્યશુદ્ધિ એ જાણે સર્વ લેખક લેખિકાઓનો સ્વીકૃત મુદ્રાલેખ કેમ ન હોય! બંગ-સમાજમાં બંગ—મહિલાનું સર્વોચ્ચ સર્વમાન્ય સ્થાન, ગૃહસંસારમાં બંગમહિલાનું સર્વોપરિ શાસન, ગૃહસંસાર એજ સ્ત્રીઓના સર્વાંગ વિકાસનું એક માત્ર ક્ષેત્ર છે એવું આ સર્વ વિધાયકો એક મત સ્વીકારતા જણાય છે. આ સત્યવસ્તુનું પ્રતિપાદન કરતા ગ્રંથો એક નથી, પણ અનેક છે. સાધારણ સદ્‌ગૃહસ્થ એમાંના કોઇ પણ ગ્રંથને પોતાની કુટુંબ મંડળી—સ્ત્રી, પુત્ર, માતા, ભાઇ, બ્હેન, પુત્રી આદિ—સમક્ષ નિઃસંકોચે વાંચી સંભળાવી તેમાંથી મળતા જ્ઞાનનો લાભ લઇ લેવડાવી શકે છે. એક પ્રકરણ પણ એ પુસ્તકમાં એવું નથી હોતું કે જે કુટુંબ મંડળી સમક્ષ એધડકપણે વાંચતાં કોઇને જરા પણ સંકોચ થાય. વાર્તાઓના વિષયો પણ સામાજિક અને હાલ—જમાનાના સળગતા પ્રશ્નોને ચર્ચતા અને એનો ઉકેલ આપતા હોવાથી ઘરમાંનાં નાનાં—મોટાં દરેકને વાર્તાના કોઇ ને કોઇ પાત્રમાં રસ અને અભિરૂચિ ઉત્પન્ન થાય છે અને સ્વાભાવિક જ સર્વે તેમાંથી ઉત્તમોત્તમ પાત્રના ગુણોનું પોતાના વર્તનમાં અનુકરણ કરવા ઇચ્છે છે. આમ આવાં વિશુદ્ધ આર્યત્વનાં આદર્શોને પોષતી નવલકથાઓ જન—સમાજમાં પ્રચાર પામતાં કુળ—ધર્મો દૂષિત થતા અટકે છે અને ભાવિ—પ્રજામાં વિશુદ્ધ આર્યત્વ ભાવનાની દીપ—જ્યોતિ અખંડ અને જળહળતો પ્રકાશ આપતી રહે છે.

'આર્યત્વનું આવું વિશુદ્ધ સ્વરૂપ જળવાઇ રહે—' પ્રત્યેક ભારતીય લેખક—કથાકારનું આ ધ્યેય—લક્ષ્યબિંદુ હોવું જોઇએ. પછી તે

આર્યાવર્તની કોઇપણ ભાષામાં ભલેને સાહિત્યસર્જન કરતો હોય. જે બંગ દેશને માટે સત્ય છે, આખા દેશને માટે–આર્યાવર્તને માટે પણ તેજ સત્ય, સનાતન સત્ય છે.

વાર્તાકાર તરીકે કોઇ પણ વસ્તુ સર્જન કરી તેને જનસમાજમાં છૂટી મૂકી દેવામાં વાર્તાકાર ઉપર કેટલી જવાબદારી રહેલી છે તેનું પ્રત્યેક વાર્તાકાર–લેખકને ભાન હોય એ ઇચ્છનીય છે. લેખકની કૃતિ એક વાર છપાયા પછી તે સમાજમાં છૂટથી પ્રચારને પામે છે અને પ્રાથમિક શિક્ષણ મેળવતા છાત્રોથી તે કિશોર વયના વિશ્વ-વિદ્યાલયના છાત્રો સુધી, તેમજ આખીયે જનતા–આબાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષ સર્વે તેને વાંચી શકે છે. અન્ય ભાષાઓમાં એના અનુવાદો પણ થઇ શકે છે. કુમળી વયનાં, કાચી સમજના બાળકો–કિશોરોના વિશુદ્ધ માનસ ઉપર એ વાર્તાઓ–લેખો પોતાની સ્થાયી અસર મૂકી જાય છે. માટે આવી વાર્તાઓ–લેખોમાં એવું કશુંયે ન હોવું જોઇએ કે જે જનતાને અવળે માર્ગે દોરી જઇ પરિણામે તેની અધોગતિ કરનારૂં નીવડે. દારૂગોળો અનધિકારીના હાથમાં જતાં તેથી જેવી અને જેટલી હાનિ થાય તેના કરતાં અનેકગણી અધિક હાનિ પ્રેમ–કથાને નામે વિષય વાસનાના વાતાવરણથી ભરપૂર અશ્લીલ–બીભત્સ કથાઓ માનસ–જગતમાં ઉપજાવે છે ને તેથી કેવા અનર્થો ઉપજી તેનાં કેવાં માઠાં પરિણામો આવે છે એ વાતથી હવે કોઇ અજાણ્યું નથી.

તાત્પર્ય કે વાર્તા–લેખનનો–સર્જનનો–પ્રથમ અને પ્રધાન હેતુ ઉચ્ચ આર્યત્વની વિશુદ્ધતા જળવાઇ રહે એ હોવો જોઇએ. સ્થૈર્ય, ધૈર્ય, શાંતિ, સંયમ, નીતિ, સત્ય, સહનશીલતા, ક્ષમા આદિ ઉચ્ચ ગુણોનું તેમાં પ્રતિપાદન હોવું જોઇએ. બીજું એ વાર્તા–લેખ–પછી તે હાસ્ય–રસ, વીર–રસ, કરૂણ રસ, સામાજિક, સાહસ–કથા, વિજ્ઞાન કે બીજા કોઇ પણ વિષય ઉપર હોય–તેમાં જનતાને સાચે માર્ગે–પ્રગતિને પંથે–દોરી જનારૂં કોઇ ને કોઇ તત્ત્વ હોવું જ જોઇએ. જનતાની હલકી મનોવૃત્તિઓને પોષનારૂં કે ઉશ્કેરનારૂં તત્ત્વ એમાં

ન હોવું જોઇએ. જનસેવાનો હેતુ પ્રધાન હોય અને અર્થોપાર્જનનો હેતુ ગૌણ હોય તો જ આવાં પ્રાણવાન સર્જનો સર્જી શકાય.

જ્યાં લેખકો કીડીયારાની પેઠે ઉભરાઇ પડતા હોય, પ્રકાશકો માત્ર વ્યવસાય-લક્ષી બની કેવળ અર્થોપાર્જનના હેતુથી જ એક અથવા બીજું નિત્ય નવું પ્રકાશન યેન-કેન પ્રકારેણ બહાર પાડવાની અનિચ્છનીય રોગાર્ત્ત પ્રતિ-સ્પર્ધા કરવામાં મશગૂલ હોય ત્યાં નવ-સર્જનના ગુણ-દોષની નિષ્પક્ષપાત તુલના કરવાનો સમય પણ ક્યાંથી હોય?

હળવાં સાહિત્યને નામે હલકું અને નિકૃષ્ટ પ્રકારનું સાહિત્ય સર્જન થયાં કરે તે જરા પણ ઇચ્છનીય નથી. આકર્ષક મથાળાંઓ હેઠળ આવતી કોઇ પણ જાતના લક્ષ્ય કે ઉદ્દેશ વિનાની સાવ નિર્માલ્ય અને નિકૃષ્ટ જણાતી પ્રેમકથાઓ કે કામ-કથાઓ, કોઇ પણ વસ્તુનો ઢંગધડો ન હોય એવી હાસ્ય-કથાઓ, કટાક્ષ-ચિત્રો કે સાહસ કથાઓ ચોમાસાનાં અળસીયાંની પેઠે છાસવારે ઉભરાઇ નીકળી ક્ષણ-જીવી રહી જો કે અલ્પ સમયમાં જ કચરાની ટોપલીને સ્વાધીન થતાં હોયછે, તો પણ તે પોતાના મલિન વિચારોના વાતા-વરણની છાપ પાઠકોનાં કુમળાં મન પર મૂકી જાય છે. આવાં સાહિત્યો ઉત્પન્ન થાય તેમાં સમય, શક્તિ અને દ્રવ્યનો એકસામટો અપવ્યય છે. નિકૃષ્ટ પ્રકાશનોનો પ્રચાર જનતાની મનોવૃત્તિ અને અભિરૂચિને હલકી બનાવી મૂકી સારાં પ્રાણવાન સાહિત્ય તરફ તેને અણગમો ઉત્પન્ન કરાવે છે. ને નિકૃષ્ટ અને હલકા પ્રકારનાં સાહિત્યો પ્રતિનો તેનો પ્રેમ (હળવાં સાહિત્યને નામે) તેને અધોગતિની ગહન ગર્તામાં ધકેલતો જાય છે અને પરિણામે 'उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन. એ જગદ્‌ગુરૂ શ્રીકૃષ્ણ ભગવાનના વિધાનાનુસાર એને (જીવતાંજ) નરકમાં ઠેલી જાય છે. હળવાં સાહિત્યની જરૂર ભલે હોય, મનોરંજન માટે, ચિત્તવિનોદ માટે હાસ્યરસો હોય, કટાક્ષ ચિત્રો હોય, પણ તે અધાંય સર્જનોમાં મૂળ લક્ષ્ય-કોઇક બોધક, માર્ગદર્શક, ઉચ્ચ ગામી

તત્ત્વ રજુ કરવું એ-ચુકાવું ન જોઇએ, અને એ સર્જને-તેની ભાષા પણ એવી હોવી જોઇએ કે જે પાઠકમાં ધીમે ધીમે વધુ ઉચ્ચ-જ્ઞાન, વધુ સંસ્કારી ભાષા શૈલી અને વધુ સારાં સર્જન માટેનો તલસાટ ઉત્પન્ન કરાવે.

ગુજરાતી સાહિત્ય પ્રથમ કરતાં હાલ ઘણું સમૃદ્ધ બન્યું છે પણ તેના વયોવૃદ્ધ સાક્ષરોનું સ્થાન આપણા નવ-યુવકો હજુ જોઇતા પ્રમાણમાં લઇ શકતા નથી અને જુના સાક્ષરો સાહિત્યાકાશમાંથી ખરી પડતાં ને તેમની જગ્યા ન પુરાતાં તેમની ખોટ આપણને પુરેપુરી સાલે છે. દલપતરામ, નાનાલાલ, મેઘાણી, બોટાદકર, નર્મદ, કલાપી, ગોવર્ધનરામ મણીકાન્ત માસ્તર છોટાલાલ જીવનલાલ (શ્રી વિશ્વવંદ્ય) વગેરે સાહિત્ય મહારથીઓનું સ્થાન ગુજરાતી સાહિત્યાકાશમાં હજુ ખાલી જણાય છે. વિદેશી શિક્ષણપદ્ધતિના દોષથી આપણા યુવકોમાં ગુજરાતી ભાષાનું જોઇએ તેવું જ્ઞાન મેળવવાનો તલસાટ જાગતો નથી. આપણા શિક્ષિત નવ-યુવકોમાંથી ઘણાઓને તો આપણી ભાષાની જોડણીનું યથાર્થ જ્ઞાન હોતું નથી. હ્રસ્વ, દીર્ઘ અને કયાં તાલવ્ય 'શ' મૂર્ધન્ય 'ષ' કે દંતી 'સ' મુકવો તેની ચર્ચાથી તેમને કંટાળો આવે છે. તેઓ સાહિત્યક્ષેત્રમાં પણ આવા કોઇ બંધન વિનાની ગમે તેમ લખવાની છુટ હોય એવી આઝાદી ઇચ્છે છે. જો કે તેઓ જાણતા હોય છે કે અંગ્રેજીમાં જોડણીની ભૂલ કદી પણ માફ કરવામાં આવતી નથી. પરિણામે ગુજરાતી સાહિત્ય બીજાં સાહિત્યોને મુકાબલે જેટલું વિકસવું જોઇએ તેટલું હજુ વિકસી શકયું નથી. છેલ્લાં વીસ વર્ષમાં મહાત્મા ગાંધીએ નવજીવન સાહિત્ય સર્જનથી મરણ પથારીએ પડેલી ગુજરાતી ભાષામાં પ્રાણ પૂર્યાં છે, એમ કહીએ તો તેમાં જરાય અતિશયોકિત નથી. કાકા શ્રી કાલેલકર, મશરૂવાળા શ્રી મુનશી, શ્રી દેશાઇ ધૂમકેતુ, મેઘાણી, વગેરે બીજા વિદ્વાનોએ પણ એ સાહિત્યને ઉંચી કક્ષામાં મૂકવા પ્રયત્નો કર્યા છે. યુવકોએ ગુજરાતી સાહિત્યને ઉન્નત બનાવવાનું કામ ઝડપથી ઉપાડી લેવું જોઇએ અને 'છપાયું તે બધું સાહિત્ય' એવી માન્યતાને તિલાંજલી આપવી જોઇએ. હળવાં

સાહિત્યની જેટલી અગત્ય છે તેથી વિશેષ મનનીય, વિચાર–ગંભીર સાહિત્યની પણ જરૂર છે જ. અસ્તુ. હવે આપણે મૂળ વિષય પર આવીએ.

× × × ×

બંગ સાહિત્ય સર્જનોમાં આવા ઉચ્ચ આદર્શો વધુ પ્રમાણમાં હોવાથી મારૂં ધ્યાન તે ભાષા તરફ ખેંચાયું ને તેથી મેં તેભાષા કે જેના મૂળાક્ષરો શીખવાનો સુયોગ મને સંજોગાનુવશાત્ અનાયાસે ન્હાનપણમાં જ મળ્યો હતો તેને વિકસાવ્યો. પરિણામે મને સારી વસ્તુઓના અનુવાદો ગુજરાતી જનતા સમક્ષ મૂકી ગુર્જરી જનતાની કાંઇક સેવા કરી શકાય તો સારૂં એવી ઇચ્છા ઉદ્‌ભવતાં નાની નાની બોધક વાર્તાઓના અનુવાદો કરી, ‘પ્રસ્થાન’ ‘નવચેતન’, ‘પ્રતિમા’ ‘ઊર્મિ’,’ ‘પ્રવાસી,’ ‘શારદા,’ ‘ગુજરાતી’ વગેરે સામયિકોમાં આપવા શરૂ કર્યા. ૧૯૪૦ ના માર્ચમાં શ્રી એન. એમ ઠક્કર કંપનીની પ્રેરણાથી શ્રીમતી નિરૂપમાદેવી કૃત ‘અન્નપૂર્ણાર મંદિર’ નામના બંગાળી પુસ્તકનો એ જ નામથી અનુવાદ કર્યો. મોટી વાર્તા લખવાનો મારો એ પ્રથમ પ્રયાસ હતો. એમાં ભાષા દૃષ્ટિએ, વ્યાકરણ દૃષ્ટિએ ત્રુટિઓ ઘણી હશે–છે, એ હું સ્વીકારૂં છું, કારણ કે હું સાક્ષર નથી જ, છતાં વાર્તાનો રસ અને મૂળ વાતાવરણ જાળવી શકાયું છે. તે પછી ‘અશ્રુ–પૂજા’ નામની બીજી મોટી બંગવાર્તાનો અનુવાદ કરી ‘ગુજરાતી’ના તંત્રીશ્રીને એમના પત્રના ગ્રાહકોની સેવામાં ક્રમશઃ સાદર કરવા મોકલ્યો હતો. એમણે એ વાર્તાની કદર કરી અને ૧૯૪૪ ના એપ્રિલથી, તે ડિસેંબર માસ સુધી એ વાર્તા ‘ગુજરાતી’માં છપાઇ પૂરી થઇ. તે પછી ‘ગુજરાતી’ના તંત્રીશ્રી ઉપર એ વાર્તા પુસ્તક રૂપે છાપી પ્રકટ કરવાના ઘણા પત્રો આવ્યા. દરમ્યાન મારૂં નાની વાર્તાઓ–લેખો અનુવાદ કરવાનું કાર્ય ચાલુ જ હતું. અત્રે મારે જણાવવું જોઇએ કે હું શોખથી જ સાહિત્ય સેવા કરૂં છું. વ્યવસાયી દૃષ્ટિબિંદુથી નહીં. ‘અશ્રુ–પૂજા’ પૂર્ણ થતાં ‘ગુજરાતી’ના તંત્રીશ્રીએ બીજી કોઇ સામાજિક વાર્તાનો અનુવાદ કરવા મને પ્રેર્યો ને પરિણામ આ વાર્તાનું સર્જન થયું. ૧૯૪૬ ના એપ્રિલથી આ વાર્તા ‘ગુજરાતી’માં છપાવા

માંડી અને ૧૯૪૭ના એપ્રિલની આખરે પૂરી થઇ-મૂળ વાર્તાનું નામ ઉપર કહ્યું તેમ 'ઘરેર–બૌ' છે. 'પ્રગતિને પંથે...' એ નામ રાખવાની પ્રેરણા મળતાં મેં એ નામ રાખવાનું સ્વીકાર્યું છતાં વાર્તા થોડીક છપાયા પછી જણાયું કે 'આદર્શ આર્ય ગૃહ–વધુ' નામ રાખવું વિશેષ ઉચિત હતું તેથી છપાવતી વખતે તે નામ રાખ્યું છે. મૂળ વાર્તાકારે 'ઘરેર બૌ' એ નામ વરૂણાના છેલ્લે છેલ્લે બદલાયલા વિચારો પરથી એને ઉદ્દેશીને રાખ્યું છે. જ્યારે મેં 'આદર્શ આર્ય–ગૃહ–વધૂ' એ નામ સુરબાલાને ઉદ્દેશીને રાખ્યું છે.

વાર્તા, બોધક, આર્યત્વ ભાવના પોષક અને ઉચ્ચ ચરિત્રવાળી જણાતાં મને તે ગુજરાતી જનતાની સેવામાં મૂકવાનું યોગ્ય જણાવાથી તેમ કર્યું છે. એ કાર્યમાં હું કેટલે અંશે સફળ થયો છું તેનું પરિમાણ કાઢવાનું કે તેનો ન્યાય તોળવાનું કામ હું ગુજરાતી પાઠકોના હાથમાંજ સોંપું છું. હું સાક્ષર નથી, ને તેથી ભાષાદોષ અને વ્યાકરણ દોષ આ વાર્તામાં જણાશેજ પણ જે કોઇ વાંચશે તે આમાંથી કાંઇ સાર કે બોધ ગ્રહણ કરી શકશે એવી મારી નિશ્ચિત માન્યતા છે.

વાર્તાનું મૂળ 'વાંકડા' પ્રથાથી શરૂ થાય છે. કિરણ નામના યુવકને તેનો બાપ કરજ કરી ભણાવે છે. ને તે વિશ્વ વિદ્યાલયનો. પદવીધર બનતાં તેને પૂછયા સિવાય તેનું સગપણ જ્ઞાતિના એક ખાનદાન કુટુંબની કન્યા સાથે અમુક રકમનો વાંકડો લેવાનું ઠરાવી નક્કી કરી નાંખે છે. વાંકડો લેવાનું કારણ કિરણને ભણાવતાં થયેલા કરજને ફેડવાનું હતું. કિરણને આ રૂચતું નથી ને માતા–પિતાની વાત અમાન્ય રાખી વિરોધ ઉઠાવે છે. આખરે મિત્રોનાં દબાણથી તે પરણે છે ખરો પણ બીજેજ દિવસે તે માબાપ અને નવ–પરિણીતા વધૂને તજીને ચાલ્યો જાય છે અને પત્ર લખી માબાપને જણાવે છે કે તેના પાછા ફરવાની તેઓ કાંઇ આશા ન રાખે. પિતાને આથી આઘાત થતાં તેનો દેહાંત થાય છે ને કિરણની મા, તેની સ્ત્રી તથા નાનાં ભાઇબ્હેન નિરાધાર બની જઇ મહા કષ્ટે ગુજરાન ચલાવે છે.

દરમ્યાન કિરણ અન્ય પ્રાંતમાં જઇ સારી નોકરીએ ચડે છે. અને બીજી સ્ત્રી પરણે છે. નવી સ્ત્રી તથા એનાં માબાપને તે જણાવતો નથી કે તે પ્રથમવાર પરણ્યો છે. નવી સ્ત્રી, હાલની ભાષાના અર્થમાં, શિક્ષિતા હતી, ધોરણસર આધુનિકા હતી (એટલે કે અંગ્રેજી મેટ્રીક સુધી ભણી હતી.) થોડો વખત આ નવો સંસાર સુખરૂપ ચાલે છે. પણ પછી કારણ પ્રસંગે કલેશ થાય છે, વધે છે ને કિરણની સાન ઠેકાણે આવે છે. તેને સમજાય છે કે વરૂણાનું શિક્ષણ ઉપર ચોટીયું છે. હૃદય રંગાયલું નથી. તે દેશમાં મા પાસે જાય છે ને ત્યાં પોતાની જનેતાની તથા આખા કુટુંબની દુર્દશા જોતાં તેનું હૃદય દ્રવી ઉઠે છે. પરિણામે તે નવી-જુની બન્ને સ્ત્રીને સાથે રાખી મા ને પણ પોતાની સાથે રાખવાની ઇચ્છા સેવે છે, પણ નવી સ્ત્રી અત્યંત અસહનશીલ હોતાં એમાંનું કાંઇ પણ બની શકતું નથી.

નવી સ્ત્રીને જ્યારે ખબર પડે છે કે તેના પતિને બીજી એક સ્ત્રી છે ને તે પણ પોતાનાથી પહેલાંની. ત્યારે તે ઇર્ષ્યાની આગમાં બળવા લાગે છે ને છેવટે તેજ ઇર્ષ્યાનલને પરિણામે મરણ પામે છે. મરણ પામતાં પહેલાં તેને પશ્ચાત્તાપ થાય છે અને પતિની, પોતાની શોકની અને સાસુની માફી માંગતી જાય છે. મૂળ લેખક વાર્તા અહીં પુરી કરે છે. 'ગુજરાતી'ના તંત્રીશ્રીની પ્રેરણાથી મેં 'ઉપસંહાર' પ્રકરણ સ્વતંત્ર લખી આ વાર્તામાં ઉમેર્યું છે. મૂળ વાર્તામાં એ નથી.

વાર્તાના વસ્તુ-વિકાસમાં અનેક જટિલ પ્રશ્નોની ચર્ચા, છણાવટ તથા ઉકેલ તેના વિદ્વાન લેખકશ્રીએ કરેલો વાચકોને જણાશે.

એમણે આર્ય-આદર્શોને આ વાર્તામાં આબાદ વણી લીધા છે, સાથે સાથે વિદેશી શિક્ષણના દોષો અને ત્રુટિઓ રજુ કરતાં એ ચૂક્યા નથી. વરૂણા, નીલાંબર બાબુ, તિલોત્તમાના ચારિત્ર્યોમાં એ દોષો આબાદ તરવરી ઉઠે છે. શિક્ષણ કે જેનું મૂળ ધ્યેય ઉચ્ચ મનોવિકાસ અને ઉચ્ચ સમાજ સંસ્કાર-કે જે આ વાર્તાના ઉપસંહારમાં મેં અવતરણ કરેલ કાકાશ્રી કાલેલકરના વિધાનમાં જણાય

છે—તે સંસ્કારોની આ નવ-શિક્ષણમાં ઉપેક્ષા થતાં આધુનિક શિક્ષણ પામેલા ઘણા ખરા યુવક—યુવતિઓમાં નચુ' વિદ્યાનું અભિમાન તરવરી ઉઠે છે. જુનું બધું 'હંબગ' કહી તેનો સમૂળો તિરસ્કાર કરવા તેઓ કટિબદ્ધ થાય છે ને પરિણામે સંઘર્ષણના પ્રસંગો કેમ ઉપસ્થિત થાય છે એ વસ્તુ આ વાર્તાનાં પાત્રોદ્વારા લેખકશ્રી આપણી સમક્ષ તાદશ રજુ કરે છે. ભુપેન્દ્ર અંગ્રેજી શિક્ષણની અસરથી એકદમ મુક્ત નહોતો છતાં તે નીલાંબરબાબુ અને તિલોત્તમાની વિચારસરણીથી જરા જુદી વિચારસરણીનો અને વ્યવહાર હતો એ વરૂણા સંબંધી એનાં વિધાનોથી સ્પષ્ટ થાય છે.

સુરબાલા અને સૌદામિનીનાં પાત્રો રચી તેમની મારફત આર્ય—આદર્શ, ધૈર્ય સ્થૈર્ય, શાંતિ, સહનશક્તિ તથા ક્ષમાનો ઉચ્ચ આદર્શ રજુ કરી લેખકે ઉચ્ચ ચારિત્ર્યની અવધિજ દેખાડી છે. અશિક્ષિત—અર્ધ-શિક્ષિત છતાં સહનશીલ, 'પડયું પાનું નિભાવી લે'ના સૂત્રમાં માનનારી આર્ય—નારી સુરબાલાનું કેવું ઉચ્ચ ચરિત્ર! દુઃખ સહન કરવાના આર્ય માતાના જન્મ—જાત સંસ્કારોવાળી પુત્ર—વત્સલ માતા સૌદામિનીની શી ક્ષમા! શો પુત્ર—પ્રેમ!! પાઠક, આવાં પાત્રો આર્યાવર્તમાં ઘેર ઘેર તમારા જોવામાં આવ્યાં હશે અથવા આવતાં હશે. ધન્ય છે ભારત ભૂમિને! ધન્ય છે આર્યાવર્તને!! જ્યાં આવાં સ્ત્રી—રત્નો પાકે છે. સુરબાલા જેવી પત્નીઓ અને સૌદામિની જેવી માતાઓ, ભગિનીઓ, પુત્રીઓ, તમને અમારા સહસ્રશઃ ધન્યવાદ છે—સહસ્રશઃ વંદન છે!!!

દૃઢતા અને કૃત નિશ્ચયપણું એ કિરણનું ખાસ વૈશિષ્ટ્ય છે. એને સાચું ભાસે તે કરવા તે અવની—આકાશ એક કરતો. અને તે કરી રહેતો ત્યારે જ જંપતો. કોઇની પરવા ન કરતો. વળી પોતે ખોટું કર્યું છે એમ સમજાતાં ખેલ—દીલીથી તે કબુલ કરવા અને તે ભુલ સુધારવા પણ તે તુરત તૈયાર થતો અને ખોટી પ્રતિષ્ઠાનાં ભૂતથી જરાયે ભરમાતો નહીં. આ ગુણ ઘણાઓને વિકસાવવા જેવો લાગશે.

સુષમાને લેખક જુના અને નવા જમાના વચ્ચેના સેતુ [illegible] બની જાય એવા સ્વભાવના લેખકે ચિતર્યા છે, છતાં તેમની વિચારસરણી જુનવાણી વિચારો તરફ વધુ પડતી ઢળતી જણાય છે.

વાચકને આ વાર્તામાં કાંઇ ત્રુટિ જણાય તો તે જણાવવા કૃપા કરશે તો તેમનો આભાર માની, ગ્રંથની બીજી આવૃત્તિ વખતે સુધારવા અમલે કરવામાં આવશે. સાહિત્ય-સેવા, ગુર્જરી જનતાની સેવા એજ હેતુ આ અનુવાદમાં રખાયો છે.

મારા અનુવાદો અને લેખોને પોતાનાં સામયિકોમાં વખતો વખત પ્રસિદ્ધ કરી મને આ કાર્યમાં વધુ ને વધુ રસ લેતો જેમણે કર્યો છે (ઉત્તેજ્યો છે) તે સર્વ પત્રકારો અને પ્રકાશકોનો હું આ સ્થળે આભાર માનું છું. ખાસ કરીને 'ગુજરાતી' અને 'પ્રસ્થાનના' તંત્રીશ્રીઓનો અને તેમાં પણ વિશેષતઃ 'ગુજરાતી' પત્રના સંચાલકોની પ્રેરણા અને ઉત્તેજન બદલ હું તેમનો ખૂબજ ઋણી છું.

બંગ-ભાષા શિખવામાં રસ લેતો કરી મને જેમણે જેમણે સહાયતા અને ઉત્તેજન આપ્યાં છે તે સર્વ સદ્ગૃહસ્થોનો આ સ્થળે હું આભાર માનું છું. ખાસ કરીને સ્વ. ભાણ કલ્યાણજી ચંદ્રાવન, સ્વ. શેઠ શ્રી ત્રિકમદાસ કલ્યાણજી ગેનાણી, શ્રી મણીન્દ્રનાથ મિત્ર, શ્રી ગજેન્દ્રનાથ ચેટરજી, શ્રી અક્ષયકુમાર રોય, શ્રી નરેન્દ્રનાથ સેનગુપ્ત, શ્રી યતિન્દ્રમોહન મુકરજી, શ્રી અનિલકુમાર મિત્ર વગેરેનો હું હમેશનો ઋણી રહીશ.

છેવટે જો આ વાર્તા ગુજરાતી પાઠક-પાઠિકાઓને પસંદ પડશે, એમનું મન-રંજન કરી એમનામાં રહેલા આર્યત્વના શુદ્ધ સંસ્કારોને કંઇક અંશમાં પણ જાગૃત કરશે અને તેઓ આમાંથી પોતાના જીવનને અનુકૂળ કોઇક એક તત્વ મેળવી શકશે તો હું આ વાર્તાના અનુવાદ પાછળ વ્યય કરેલા સમય તથા લીધેલા શ્રમને સાર્થક થયેલો ગણીશ. ઇત્યલમ્

ગોરક્ષા મંડળીની ચાલી,
૫૪, ચો. ફણસવાડી, મુંબઇ
વિજયા-દશમી
શુક્રવાર તા૦ ૨૪-૧૦-૧૯૪૭

ટોપણ દયાળજી ઘેલાણી

જય-હિંદ,
વંદે-માતરમ્





સ્વ. પૂજ્ય પિતાશ્રી દયાળ વિશનજી
જન્મ: વિ. સં. ૧૯૦૮
દેહ વિલય વિ. સં. ૧૯૬૩

સ્વ. પૂજ્ય માતુશ્રી ગોમતિબાઈ
જન્મ વિ. સં. ૧૯૧૦
દેહ વિલય વિ. સં. ૧૯૯૮

## ઉત્સર્ગ

જેમના પ્રતિભાસંપન્ન, સંપૂર્ણ સ્વાશ્રયી, સ્વકર્મરત, પ્રભુસેવા-પરાયણ, કુટુંબ વત્સલ, સત્યયુક્ત, ધર્મનિષ્ઠ, પ્રામાણિક, ઉદ્યમશીલ અને નવકળા-રસિક જીવનના અનેક પ્રસંગોમાંથી મેં પ્રેરણાશક્તિ, પ્રામાણિકતા અને મહાન પરિશ્રમ [illegible]ની કર્તવ્યપરાયણતા શીખવાના પ્રયત્નો કર્યા છે; જેમના જીવનના અનેક પ્રસંગોના સંસ્મરણોએ મારા જીવનમાંના કપરા કાળમાં દિવ્ય જ્યોતિ સમો પ્રકાશ આપી મારા માર્ગદર્શક બની મને સન્માર્ગે પ્રેર્યો છે, તે પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય અને પુણ્યપ્રભાવી મારા સ્વર્ગવાસી માતા-પિતાના શ્રી ચરણોમાં તેમના નગણ્ય સંતાન (લાકુ) ટોપણની આ ક્ષુદ્ર કૃતિરૂપી ભાવભીની

**નિવાપાંજલિ**

# અનુવાદકનો ટુંક પરિચય

<u>પ્રકાશકની નોંધ:-</u>

અનુવાદક મહાશય રા. રા. ટાપણ ઘેલાણીએ, અમારી માંગણીને, ઘણીજ આનાકાની અને અનિચ્છા દર્શાવ્યા પછી, વશ થઈને, પોતે કઈ સ્થિતિમાં ઉછર્યા અને બંગ સાહિત્યથી પરિચિત થયા અને ગુજરાતી ભાષા તથા નવલકથા સાહિત્યને સમૃદ્ધ કરવા કેવી રીતે કેવળ શોખને ખાતર પ્રેરાયા—તે સંબંધી સર્વ હકીકત અમને લખી આપી છે, અને તે અમે સહર્ષ એટલા માટે પ્રકટ કરી છે કે અમ યુવાનોને તેમાંથી કંઈ પ્રેરણા મળે. અત્યાર સુધીમાં અનુવાદકે કેટલી સાહિત્ય સેવા કરી છે તેની એક યાદી પણ ગ્રંથાન્તે જોડી છે. આ સર્વ, લેખકની પ્રકૃતિ કેવી છે તેનો કંઈક આછો ખ્યાલ આપશે. લેખક સ્વયં અતિ નમ્ર વિનયશાળી છે અને લેખક તરીકે પ્રસિદ્ધિ માંગતા નથી. પણ જેના જે ગુણો હોય તેનું મૂલ્યાંકન થવું જોઈએ, એ ઇચ્છાથી તેમના અનુવાદોની યાદી અને પરિચય અમે આપ્યા છે. લેખકે તદુપરાંત બંગ સાહિત્ય અને નવલકથા સાહિત્યનો વિહંગાવલોકન જેવો આછો પરિચય આપ્યો છે તે પણ વાંચનારાઓને માર્ગદર્શક થઈ પડશે એવી અમને આશા છે.

શ્રી ઘેલાણીને પોતાના જીવનમાં અનેક આકરા પ્રસંગો અને કસોટીઓમાંથી પસાર થવું પડ્યું છે. એમણે પોતાનું જીવન અતિશય ઉદ્યમશીલ અને કર્તવ્યપરાયણ બનાવ્યું છે. આજીવિકા ઉપાર્જનના કાર્યમાં સતત કર્તવ્યશીલ રહેવું પડતું હોવા છતાં એમણે સારી જેવી સાહિત્યસેવા પણ કરી છે. એમણે જીવનની એક ક્ષણ પણ જાણે વ્યર્થ જવા દીધી નથી. નિત્ય પ્રવૃત્તિશીલ જીવન ગાળ્યું છે. એમનાં જીવનની ટૂંકી રૂપ-રેખા યુવાનોને માર્ગદર્શક થઈ પડે એવું અમને લાગતાં અમે એમની પાસે તે માંગી. આત્મશ્લાઘાના દોષને,

બધથી તથા એમના જીવનમાં કાંઇ વિશિષ્ટ નોંધવા લાયક તત્ત્વ નથી એમ કહી એમણે આવો પરિચય લખી આપવાની ના કહી પણ અમારા અતિ આગ્રહને વશ બની અત્યંત કથવાતે મને તેમણે છેવટે આ લખી આપ્યું છે.]

## અનુવાદકની નોંધ

મારા જીવનના પ્રસંગોમાં કાંઇ એવું વિશિષ્ટત્વ નથી કે જે કાઇ ને કોઇ પણ રીતે માર્ગ–દર્શક થઇ પડે. વળી ગમે તેટલું કરીએ છતાં એમાં આત્મ–શ્લાઘાનો દોષ આવ્યા વગર રહેજ નહીં છતાં શ્રી નટવરલાલ ભાઇના અત્યાગ્રહને વશ બની હું આ લખી આપું છુ. મારા જીવનમાં તો કાંઇ ખાસ વિશેષતા નથી, પણ જે કુળમાં હું જન્મ્યો છું, જે માતા પિતાનો વંશધર થવા હું ભાગ્યશાળી બન્યો છું, તે માટે હું જરૂર ગૌરવ અનુભવું છું. અને તેથી મોટે ભાગે એ વડીલોનું જ જીવનચરિત્ર આમાં વર્ણવ્યું છે.

## પૂર્વજોની પીછાણ

મૂળ રઘુવંશી કુળમાંથી ઉદ્ભવેલી ક્ષત્રિય લોહાણા નામની જ્ઞાતિ એ મારી જ્ઞાતિ છે. બીજી ઘણી જ્ઞાતિઓ અને કુળો વિશે બન્યું છે, તેમ પોતાનો શીલ શીલાબંધ ઇતિહાસ જાળવી રાખવાની ખાસ પ્રથા ન જળવાઇ રહેતાં, લખવાનાં અને છાપવાનાં સાધનોનો જુના કાળમાં અભાવ હોતાં અને સંજોગવશાત્ કંઇક પરદેશીઓના આ દેશ પર થતાં આક્રમણોને પરિણામે થતી શીઘ્ર ક્રાંતિઓ અને જનતા–નું મોટા પ્રમાણમાં થતું વારંવારનું સ્થળાંતર, ઇતિહાસ જાળવનારા વહીવંચાઓ તરફની આપણી બેદરકારીને લીધે એમના કાર્યમાં આવેલી શિથિલતા, સ્થળાંતરની ક્રાંતિઓમાં એમનાથી છુટા પડી જવું, વગેરે કારણોથી અમારા કુટુંબનો બહુ જુના કાળનો પરિચય આજ દુર્ભાગ્યે ઉપલબ્ધ નથી. પરંપરાથી એમ સાંભળ્યું છે કે, અમારા મૂળ પુરૂષોનું નિવાસ સ્થાન; સેંકડો–વર્ષો પૂર્વે લાહોર–પંજાબમાં હતું.

ત્યાંથી કાળાંતરે સિંધમાં, ત્યાંથી કચ્છમાં અને છેવટે સૌરાષ્ટ્ર (કાઠીયાવાડ)માં આવી સ્થિર થયા.

લોહાણા જ્ઞાતિમાંની મુખ્ય શાખા 'ઠકરાર' એ અમારી મુખ્ય અથવા અવટંક છે. આજથી લગભગ-૫૦૦ વર્ષ પૂર્વે કચ્છ પ્રદેશના તે વખતના રાજ્યકર્તાના એક ભાયાત કોઇ કારણવશાત્ રાજ્યકર્તાથી રીસાઇ ખ્હાર વટે ચઢી કચ્છ છોડી કાઠીયાવાડ ઉતરી આવ્યા અને ત્યાં હાલાર પ્રાંતમાં આવેલ ખંભાળીયા ગામમાં આવીને વસ્યા, ત્યારે તેમની સાથે મુખ્ય કર્મચારી અથવા વહીવટદાર તરીકે અમારા પૂર્વજ શ્રી લખાભાઇ પણ સહકુટુંબ ખંભાલીએ આવી વસ્યા. વિ. સં. ૧૪૯૬ લખાભાઇના કુટુંબની બીજી શાખા પ્રશાખાઓ જામનગર તાબે આવેલ ભણગોર ગામમાં જઇ વસી અને શરાફી, કૃષિ, મોદીખાનું, વાણિજ્ય વગેરે વ્યવસાયમાં પડી ત્યાં જ સ્થિર થઇ. ઉપરોક્ત રાજબીજ કચ્છ નરેશના ભાયાતની ત્રીજી કે ચોથી પેઢીએ જામ રાવલ નામના પરાક્રમશાળી પુરૂષ થયા અને તેમણે જેઠવા રાજપૂતો સાથે લડીને હાલાર પ્રાંતનો આખો પ્રદેશ જીતી લઇ ખંભાલીઆ ગામને પાટનગર તરીકે જાહેર કરી પોતે જામસાહેબ જામરાવલ નામ ધારણ કરી હાલાર પ્રાંત ઉપર રાજ્ય ચલાવવા લાગ્યા. એમના વંશજો આજે પણ જામસાહેબના નામથી પ્રખ્યાત હોઇ જામનગરનું રાજ્ય ચલાવે છે. જામનગર પાસે બેડી નામનું બંદર વેપાર વાણિજ્ય માટે બહુ અનુકૂળ જણાતાં પાછળથી જામ રાવલના વંશજોએ હાલનું જામનગર અથવા નવાનગર શહેર વસાવ્યું ને તે શહેરને પાટનગર તરીકે જાહેર કર્યું. તે દિવસથી ખંભાલીઆ પાટનગર મટી ગયું છતાં મૂળ રાજગાદી તો હજુયે ખંભાલીયે જ રહી છે અને આજે પણ જામનગરની ગાદી પર બેસતા રાજવીને ખંભાલીએ આવી મૂળ ગાદીપર બેસી રાજ્યારોહણ કરવાનો ખાસ સમારોહ કરવો પડે છે અને તે વખતે તેમને કચ્છ રાજ્ય તરફથી શ્રીફળ અને તરવાર મોકલવામાં આવે છે.

જનાં લખાભાઇ રાજ્યકર્મચારી તરીકેના કાર્યમાંથી નિવૃત્ત

થઈ વાણિજ્ય વ્યવસાયમાં પડયા. તેમના પુત્ર પ્રેમજી અને તેમના પુત્ર હેમરાજ થયા. હેમરાજના પુત્ર લધાભાઈ અને તેમના ઘેલાભાઈ નામે પુત્ર થયા. ઘેલાભાઈએ પોરબંદર તાબે અડવાણા ગામમાં સ્થળાંતર કર્યું અને ત્યાં થોડો વખત રહી ત્યાંથી એમના જ્યેષ્ઠ પુત્ર વાલજીભાઈને સાથે લઈ જામનગર તાબે આવેલાં ભાણુવડ ગામમાં સ્થળાંતર કર્યું. વિ. સં. ૧૮૯૮ ભાણુવડ આવ્યા પછી ઘેલાભાઈએ વેપાર વાણિજ્યમાં ખૂબ નામના મેળવી. એમનો વંશવિસ્તાર વધતાં ખૂબ વધ્યું અને તેથી એમનું નામ ખૂબ વિશેષ ખ્યાતિને પામ્યું. અને ત્યાંથી વળી રાજ્યના કર્મચારીઓમાં અને ઠેઠ રાજકર્તા સુધી એમનો પ્રભાવ પડવા લાગ્યો. અડવાણેથી ભાણુવડ રહેવા આવતાં જામનગર રાજ્ય તરફથી તામ્રપત્ર ઉપર અમુક કરવેરાઓની માફી તથા વ્યાપાર સંબંધી કેટલીક ખાસ સગવડોની અમુક વર્ષો સુધીની સનદો મળી. જેમાંની કેટલીક તો હજુએ અમારા કુટુંબમાં વડીલો પાસે પડી હશે.

ભાણુવડ ગામનો હાલ મોજુદ કોટ-કિલ્લો અમારા પૂર્વજોની ખાસ દેખરેખ હેઠળ બંધાયો છે. વિ. સં. ૧૮૯૮ થી વિ. સં. ૧૯૪૪ સુધી આખા ભાણુવડ તાલુકાનું કર-ભરણું અમારી પેઢીએ થતું અને અમારા પૂર્વજ રાજ્યના ખાસ નિમાયલા શરાફ અથવા બેંકર્સ લેખાતા. રાજકર્તા જ્યારે ભાણુવડ આવતા ત્યારે અમારી પેઢીએ બેસી નાસ્તો-પાણી લેતા. ઘેર પધારવાનું કહેતાં રાજવી હસીને કહેતા કે રાજાઓનાં પગલાં પ્રજાને ઘેર નહોય. એ 'રાક્ષસી' પગલાં કહેવાય. જામ રાજકુળમાં થઈ ગયેલ રાજવી જામ તમાચી અમારા વડીલો ઉપર બહુ સ્નેહ રાખતા. અસ્તુ.

વડીલ શ્રી ઘેલાભાઈના વિશિષ્ટત્વથી મૂળ 'ઠક્કરાર' નુખમાંથી ઘેલાભાઈના નામ ઉપરથી 'ઘેલાણી'ની પેટાનુખ બની અને ત્યારથી અમો 'ઘેલાણી'ની ઓળખથી ઓળખાઈએ છીએ. તે વખતથી અમારા કુટુંબનું મૂળ નિવાસ સ્થાન ભાણુવડ બન્યું છે અને આજે

પણ એજ ગામમાં અમારૂં કુટુંબ અને તેની શાખા પ્રશાખાઓ બહોળા પ્રમાણમાં છે. ભાણવડ આ કારણથી અમારી કુટુંબ–યાત્રાનું સ્થળ બન્યું છે. ઘેલાભાઇના પુત્ર વાલજી, તેમના જ્યેષ્ઠ પુત્ર વિશ્રનજીભાઇ તે મારા પિતામહ થાય. તેઓ અત્યંત પિતૃભક્ત હતા અને પિતાની આજ્ઞા કદી પણ ઉથાપતા નહિ. ન્હાનપણથી જ એમને રામાયણ, ભાગવત, મહાભારત આદિ કથાઓ સાંભળવા તરફ પ્રીતિ હતી. કેટલાંક કૌટુમ્બિક કારણોને લઇને તેઓ એમના પૂજ્ય પિતાશ્રી વાલજીભાઇથી જુદા થયા ત્યારે વાલજીભાઇએ પોતે રાજી થઇને આપેલી પુંજી (કે જે પુંજી એમના પૈતૃક વારસા–હકમાં આવતા ભાગથી ઘણી જ ઓછી હતી) સ્વીકારી એમનો આશીર્વાદ લઇ છુટા પડયા અને તેમણે ભાણવડમાં જ શરાફીનો જુદો વ્યવસાય શરૂ કરી દીધો. વિશ્રનજીભાઇના દ્વિતીય પુત્ર તે મારા પૂજ્ય પિતાશ્રી દયાલભાઇ. મારાં માતુશ્રીનું નામ ગોમતીબાઇ. આ માતા–પિતાનું સ્મરણ થતાં આજે પણ મારી આંખો અશ્રુભીની થઇ જાય છે અને આવાં માતા–પિતાના પુત્ર થવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું છે એ વાત યાદ આવતાં હું ગૌરવ અનુભવું છું.

પિતાશ્રી દયાળજીભાઇ

ભાણવડમાં અમારો મુખ્ય વ્યવસાય શરાફી, નાણાવટું, સોના ચાંદીની લે વેચ, હુંડીઓથી નાણાંની હેર ફેર તથા તે વખતના ચલણમાં ચલતી જામશાહી, નવાબ શાહી, રાણાશાહી કોરીઓની પરખ એ હતો. કોરીઓ કયા રાજ્યની છે, સાચી છે કે ખોટી, એ પારખવાનું તે વખતે સાધારણ જનતાને અત્યંત દુર્ગમ હતું. તેથી એ કામ નજીવી પરખામણી લઇ અમે કરતા હતા. એક નાણાંને બદલે બીજું નાણું આપવું (Exchange of money) એ પણ અમારો ખાસ વ્યવસાય હતો. એટલે કે અમે Money changer નો ધંધો કરતા હતા.

ભાણવડમાં આવી સ્થિર થયા પછી વંશ વિસ્તાર વધવા લાગ્યો અને કુટુંબો વિભક્ત થતાં એક જ જાતના વ્યવસાયની નવી નવી પેઢીઓ

ખુલવા માંડતાં હરીફાઈ વધી અને પરિણામે વ્યાપારનું ક્ષેત્ર સંકુચિત અને નફાની નિર્માલ્ય તારવણીવાળું બનવા લાગ્યું. આ અને એવાં બીજાં કેટલાંક કૌટુંબિક કારણોને લઈને મારા પિતાશ્રી દયાળભાઈને સ્થળાંતર કરવું ઉચિત લાગ્યું. ભાણવડથી ઉત્તરે ૨૦ માઈલ દૂર ખંભાળીઆ નામનું શહેર છે, કે જે શહેરનું વર્ણન ઉપર આવી ગયું છે. આ સ્થળ વડીલ શ્રી દયાળભાઈએ પોતાના વ્યવસાય માટે પસંદ કર્યું અને તેથી વિ૦ સંવત્ ૧૯૩૨ની સાલમાં ૨૪ વર્ષની વયે એમણે ભાણવડના કુટુંબથી છુટા પડી ખંભાળીએ સ્થળાંતર કર્યું તે વખતથી અમારૂં નિવાસસ્થાન ખંભાળીઆ બન્યું છે.

મારા પૂજ્ય પિતાશ્રી દયાળભાઈ એમના પિતાશ્રી ત્રિશનજીભાઈના હાથ નીચે તાલીમ લઈ કાર્ય-દક્ષ બન્યા હતા. એમણે ખંભાળીએ આવી અમારા કુટુંબને જન્માસદ્ધ એવી શરાફીની પેઢી ખોલી. એમની વિલક્ષણ કાર્ય-દક્ષતા, કાર્યક્ષમતા અને સક્રિય સંચાલનને પરિણામે ભાગ્યે એમને યારી આપી અને એક બે વર્ષમાંજ એમની શરાફી આંટ દેશ દેશાંતરમાં જામી ગઈ અને એમની પેઢીની હુંડીઓ દૂરદૂરના દેશાવરો સુધી વટાવા લાગી. પિતા તરફથી મળેલી સામાન્ય મુડીથી વ્યવસાયનો આરંભ કર્યા છતાં એમણે શરાફીની આંટ બહુ તીખી રાખી હતી અને પરિણામે ખંભાળીઆની શરાફ બજારમાં તેઓ બીજા શરાફો સાથે એકસરખો અથવા તેમનાથીયે ઉચ્ચ મોભો જાળવવા શક્તિમાન બન્યા. મોટા મોટા શ્રીમંત ભાટીયા સદ્‌ગૃહસ્થો અને વ્યાપારીઓ ચીખલવાળા, રાજડાવાળા, ગગવાણી કુટુંબવાળા અને શ્રી. દામોદર ઠાકરસી મુલજીવાળાઓ અને નજીકના તાલુકા ગામો અને મહાલોના વેપારીઓએ પોતાનાં ખાતાંઓ અમારી પેઢી સાથે ખોલ્યાં અને હવાલાઓથી (ચેકથી) લેવડદેવડ શરૂ કરી. સોનુ ચાંદી લેવા વેચવાનું, સોનું, રૂપું તથા કોરીઓ શિક્કાઓ વગેરે પારખવાનું અમારે ત્યાં સતત ચાલુ રહેતું હોવાથી અમે 'પારેખ' નામના સંબોધનથી પણ ઓળખાઈએ છીએ. સોનું

રૂપું ગાળવામાં, શોધવામાં, ચાંદીની મોટી પાટો અને બેરજા ઉતારવામાં અને જરી બાળીને રૂપું કરવાના કામમાં મારા પૂજ્ય પિતાશ્રી દયાલભાઈ તથા મારા અગ્રજ બંધુ સ્વ. ભાઈ હરિદાસ એવા તો સિદ્ધ–હસ્ત બન્યા હતા કે રૂપું ખરીદવા આવતા બહારગામના પરચુરણ સોનીઓ બજાર ભાવથી આઠ આના વધુ આપીને પણ અમારી પેઢીનો શોધેલો અને ઢાળેલો રૂપાંનો બેરજો લેવાનું પસંદ કરતા.

## વડિલ બંધુ હરિદાસભાઈ

મારા અગ્રજ બંધુ હરિદાસ વિષે લખવું એ સોના પર ઢોળ ચડાવવા જેવું છે. શાંત, હસમુખા, ઉદાર દિલ ને પરગજુ સ્વભાવના હોઈ તેઓ આખા કુટુંબમાં સર્વને પ્રિય થઈ પડયા હતા. સુંદર મુખમુદ્રા, સુડોળ સમુચિત દેહ સૌષ્ઠવ સાથે દયા, પર–સેવા, કુટુંબ–સેવા, વગેરે ગુણો ધરાવવાને કારણે જાણે એમનામાં સોના સાથે સુગંધનો સુયોગ થયો હોય એમ લાગતું. કુટુંબમાં ભાઈઓ બ્હેનોપર તે અતુલ મમતા રાખતા. સર્વને યથોચિત અને કવચિત્ શક્તિ ઉપરાંત પણ સહાય કરતા અને તેમના દુઃખમાં સક્રિય ભાગ લેતા. ડાબે હાથે લખતા છતાં તેમના હસ્તાક્ષરો મોતીના દાણા જેવા સુશોભિત અને કાગળ પર જાણે હસી ઉઠતા હોય એવા શોભતા. આમ સર્વગુણસંપન્ન હોઈ તેઓ અમારા કુટુંબમાં બત્રીસલક્ષણા ગણાતા હતા. દુર્ભાગ્યે તેઓ ૨૫ વર્ષનું ટુંકું આયુષ્ય ભોગવી સ્વર્ગવાસી થયા. મારા ઉપર એમની વિશેષ મમતા હતી. કળાભિજ્ઞ અને નવ–કળા–રસિક હોઈ તેઓ કોઈ પણ નવી કળા શીખવા નિરંતર તત્પર રહેતા. એમનું સુસંસ્મરણ આજે પણ મારી આંખો અશ્રુભીની બનાવી મૂકે છે.

પૂજ્ય શ્રી. દયાલભાઈની પેઢી ચલાવવાની સુંદર સુવ્યવસ્થા તથા કાર્ય–દક્ષતાને પરિણામે ગુજરાતી અદ્યતન શૈલીનું શરાફી નામું રાખવાની પદ્ધતિ અમારા આખાયે કુટુંબમાં સિદ્ધ–હસ્ત બની ગઈ અને હજુ સુધી અમારા કુટુંબમાં શ્રીઈશ્વર કૃપાથી એ કળા એવીજ સિદ્ધ–હસ્ત છે. પારેખ (વેલાણી) ને ત્યાંનું નામું, હિસાબ, કે

આજના કોઠા કે સરવૈયાં એટલે આડો આંક. અમે ચારે ભાઇઓ નામું રાખવાની પદ્ધતિમાં પ્રવીણ બન્યા. કસોટીના પાણા ઉપર સોનું કસીને તેની પરીક્ષા કરવી એ પણ અમારો ખાસ વિષય થઇ પડયો હતો. પૂજ્ય શ્રી. દયાળભાઇ પણ કળા-રસિક કળાભિજ્ઞ હતા. નવી કળા જાણવા શીખવા નિરંતર ઉત્સુક રહેતા અને કોઇ નવી કળાની જાણ થતાં તે સિદ્ધ કરતા ત્યારે જ જંપતા.

શ્રી દયાલભાઇ શરીરે ખડતલ હતા. ઘરનાં ગાય ભેંસ વગડામાં ખોવાઇ જતાં ઉનાળાને ખરે બપોરે તપતા તાપમાં તેઓ હાથમાં ડાંગ લઇ તેમને શોધવા નિકળી પડતા અને શોધીને ઘેર લઇ આવતા. એમની અડીખમ કાયા અને ભવ્ય ભાવગંભીર મુખમુદ્રા ભલભલા ઉપર પોતાનો પ્રભાવ વગર બોલ્યે ક્ષણવારમાં બેસાડતી. જ્ઞાતિમાં, પંચમાં અને વ્યાપારી સમાજમાં તેમનું અગ્રસ્થાન જ રહેતું. અવનવી કળા અને હુન્નરમાં તેઓ ખૂબ અભિજ્ઞ બન્યા હતા. મોટાં જાડાં પાંચ પંચ ટનના ભાર-ક્ષમ કાથાનાં દોરડાં તેઓ પોતાને હાથેથી કોઇ પણ યંત્રની સહાય વગર એવાં તો મજબુત વણી ગુંથી આપતા કે ભલભલા ખેડુતો અને એ ધંધાના ખાસ નિષ્ણાતો મોઢામાં આંગળી નાંખી કહેતા કે યંત્રની સહાય વગર આવું મજબુત ગુંથણ બનવું અસંભવ છે. બળદોની રાસનાં દોરડાં, બળદો માટેની જોતરો, ગાયભેંસને બાંધવાની મોરીઓ બનાવવી, ભાતભાતની આકૃતિઓ પડી ખાટલાનાં તથા માંચીઓનાં વાણ કાથાની દોરીથી તેઓ એવી તો મજબૂત રીતે ભરતા કે ખાટલો તુટી જાય ત્યાં સુધી ભરત કામ જરાય ઢીલું પડતું નહીં. કોઇ પણ નવો હુન્નર જોતાં વેંતજ તેઓ તુરત શીખી લેતા એટલી એમની ગ્રહણ-ધારણશકિત હતી. નિશાળમાં માત્ર એકજ ચોપડી ને તે પણ ૧-૨ મહિના ભણ્યા છતાં ગમે તેવી આંટીઘુંટીવાળો હિસાબ, ગોળ લાકડાંના, ભૂમિતિના, બીજ ગણિત કે ત્રિકોણ-મિતિના કે એવા જ બીજા હિસાબો તેઓ દોકડા માંગવાની રીતે સચોટ સાચા અને અતિ શીઘ્ર રીતે કરી આપતા, એ એમનું ખાસ વશિષ્ટ્ય હતું.

આટઆટલો વ્યવસાય છતાં તેઓ પ્રભુને પણ ભૂલ્યા નહોતા. વૈષ્ણવ ધર્મની દીક્ષા લઇ તેઓએ પુષ્ટિ માર્ગની મર્યાદા ગ્રહણ કરી હતી. અને ઘેર શ્રી ઠાકોરજીનું સ્વરૂપ પધરાવ્યું હતું. વહેલી સવારે ઉઠી યથાશક્તિ પ્રભુ-સેવા, ભક્તિ કરતા, પ્રભુ સેવા અર્થે પાતલ દૂના હાથે બનાવતા. તેમાં પણ વિવિધ જાતનાં વાસણોના ઘાટ ઉપજાવતા. શ્રી ઠાકોરજીની હવેલીમાં કીર્તન કરવા જતા. પોતે કર્મનિષ્ઠ, એકનિષ્ઠ અને સતત ઉદ્યમશીલ રહેતા. બદામનાં વૃક્ષના લાલ, લીલાં અને પીળાં પાંદડાંઓ એકઠાં કરી શ્રી ઠાકોરજીની સેવા માટે વિવિધ આકૃતિઓવાળી પાતલો બનાવતા. કોઇ વાર એમાં ચોપાટ તો કોઇ વાર કમળફુલ, તો કોઇ વાર શ્રી યમુનાજીનો વિશ્રામ ઘાટ વગેરે એવી એવી વિવિધ આકૃતિઓ પાંદડાઓની પાતલો ઉપર પાંદડાના રંગોથીજ પાડતા કે ભલભલા તે જોઇને ઘડીભર વિસ્મયમાં ગરકાવ બની જતા. મારા વડીલ બંધુ સ્વ. હરીદાસ જન્માષ્ટમી વખતે શ્રી ઠાકોરજીની છઠ્ઠી ચિતરવાનાં કામમાં, પ્રબોધિની એકાદશીને દિવસે શ્રી ઠાકોરજીની 'નવચોકી' પુરવાના કામમાં તથા કુંજના હિંડોળા શણગારવાના કામમાં એવા તો પ્રવીણ હતા કે આ ટાંકણે એમને અનેક હવેલીઓ અને મર્યાદી વૈષ્ણવો તરફથી આ કામ કરી જવા માટે ખાસ નિમંત્રણો અપાતાં. બરૂનાં કાંઠાની કલમ ઘડવામાં મારા સર્વે વડીલ ભાઇઓ પ્રવીણ હતા અને દિવાળીના દિવસોમાં આખા ગામને કલમો ઘડી આપતા. ને આ બધું સેવાભાવથી વિના મૂલ્યે કરવા છતાં અત્યંત ભાવપૂર્વક કરતા. વ્યાજ ગણી આપવુ ને તેના કોઠા બનાવી આપવા એ પણ અમારા કુટુંબનું વૈશિષ્ટ્ય હતું. આમ દરેક દિશામાં પ્રગતિ સાધી થોડાક વર્ષોમાં તો મારા પૂજ્ય પિતાશ્રીએ દેશદેશાંતરમાં સંપૂર્ણ ખ્યાતિ મેળવી લીધી. જામનગર રાજ્યમાં બરડા બારાડી પ્રદેશમાં અને મુંબઇ કરાંચી વગેરે સ્થળોએ દયાલ વિશનજીના નામને ન ઓળખે એવો કોઇ વેપારી ભાગ્યેજ મળી આવતો. ખંભાળીયામાં

ખાનદાન વેપારીઓનાં નબીરાઓ અમારી પેઢીમાં નામું તથા વ્યાપાર કળા શીખવાના ઉદ્દેશથી વગર પગારે નોકરી સ્વીકારતા. એમાંના ઘણા બહુ પ્રવીણ બની બહાર પડતા. કેટલાક તો પાછળથી દિલ્હી, મુંબઇ, કરાંચી વગેરે સ્થળોએ પેઢીઓ ખોલી ધુરંધર વ્યાપારી બન્યા અને ખૂબ ધનોપાર્જન કરવા લાગ્યા અને તેઓ આજે પણ 'દયાલ વિશ્નનજીના પ્રતાપથી આજે આ રોટલો રળી ખાઇએ છીએ' એમ કહેતાં જરાયે સંકોચાતા નથી અને અમારા વડીલશ્રીના અનેક ગુણોની મુક્ત કંઠે પ્રશંસા કરે છે.

## માતુશ્રી ગોમતીબાઇ

મારાં પૂજ્ય માતુશ્રી ગોમતીબાઇ કાંઇ ભણેલાં ન હોવા છતાં શાંત, ક્ષમાશીલ, ગંભીર પ્રકૃતિવાળાં, પ્રભાવશાળી અને ઘરની વહુઓ ઉપર પ્રતાપ પાડનારાં હતાં. ગૃહ-કાર્યની સુવ્યવસ્થા જાળવવામાં તેઓ અત્યંત સુદક્ષ અને સુઘડ હતાં અને ગૃહ-વધૂઓને એથી જ સુવ્યવસ્થા રાખવાનું શીખવતાં. તેઓ નિરંતર ઉદ્યમશીલ વ્યવહારૂ બુદ્ધિવાળાં, કુટુંબ વત્સલ અને કુટુંબની આર્થિક સ્થિતિને અનુસરીને ગૃહ-ખર્ચ રાખવાના કાર્યમાં સુ-ચતુર હતાં. ગૃહનાં દુધાળાં જાનવરો ગાય, ભેંસ તથા તેમનાં વત્સ વાછરડાંઓની ઘરનાં બાળકો જેવી માવજત કરતાં અને વહેલી સવારે પહો ફાટતાં ઉઠી હવેલીઓમાં શ્રી ઠાકોરજીના મંગળા-દર્શન કરી આવતાં અને જાનવરોને ઘાસ વગેરે નીરતાં. ઠંડીના દિવસોમાં તેમને કંતાનની ઝુલો વગેરે ઓઢાડતાં, ગૃહનું આંગણું ફળીયું વાળી ઝાડી સાફ કરતાં. પુત્ર-પૌત્રાદિકની પથારીઓ તપાસી માંકડો વીણી લઇ તેમને સરખું ઓઢવાનું ઓઢાડતાં. આવ્યાં ગયાં અતિથિ-સગાંઓનું આતિથ્ય અને સન્માન કરતાં. બ્રાહ્મણો પર પ્રીતિ રાખી તેમને પ્રસંગોપાત્ત યથાશક્તિ દાન દેતાં. શાળામાં ભણતા ગૃહ-બાળકોને શાળાના નિયમિત સમયે જવા માટે રસોઇ પાણીનો પ્રબંધ કરી કરાવી આપતાં. એમણે પણ પુષ્ટ માર્ગીય વૈષ્ણવ ધર્મની મર્યાદા ગ્રહણ કરી હતી. સાંજે જાનવરોનાં દૂધ દહોવાનું,

સવારે છાણુ વાસીદાં, ગોરસ મંથન પાણી ભરવાનું તથા દળવાનું, બપોરે અનાજ સાફસુફ કરી ભરી રાખવાનું વગેરે કામોમાં તેઓ નિરંતર ઉદ્યમશીલ રહેતાં અને મારા પૂજ્ય પિતાશ્રીની છાયાની પેઠે એમને અનુસરતાં. આવાં માતાપિતાનાં સંતાન બનવાનું સુભાગ્ય પ્રાપ્ત થતાં કોણ ગૌરવ ન અનુભવે?

## અનુવાદકનું બાળપણ

મારો જન્મ વિક્રમ સંવત ૧૯૫૩ના અસાડ સુદી ૬ સોમવાર તારીખ પાંચમી જુલાઇ ૧૮૯૭ના રોજ શ્રી ખંભાલીઆ મુકામે થયો હતો. મારાં માતાપિતાને ચાર પુત્રો હતા તેમાં હું સહુથી નાનો. હું દશ વર્ષનો થયો ત્યાં સુધી કશો જાણવાજોગ નવીન બનાવ બન્યો નહોતો. ગૃહ-સ્થાલીનું કાર્ય સુવ્યવસ્થાપૂર્વક નિયમિત ચાલતું હતું.

વડીલ શ્રી દયાલભાઇએ ધીમે ધીમે વ્યવસાયનો વિસ્તાર કરવા માંડયો. કરાંચી ખાતે આડતનું કામ ખોલી સલાયા, દ્વારકા, ખંભાળીઆ, જામનગર વગેરે સ્થળોના વેપારીઓને આડતયા અનાજ, મેવો, કરીયાણું વગેરે મોકલવાના કામ ઉપરાંત પાછળથી ખંભાલીઆના ભાટિયા સદ્-ગૃહસ્થ શ્રી હરિદાસ જીવરાજ સાથે ભાગમાં કરાંચીમાં એકસ્પોર્ટ ઇમ્પોર્ટની પેઢી પણ ખોલી, શ્રી હરિદાસભાઇ સાથે અમારા કુટુંબનો હજુ પણ ભાઇઓ જેવોજ સંબંધ ચાલુ છે અને એ ચીલો એમના સુપુત્રો હજુ પણ જાળવી રહ્યા છે.

## કાળચક્ર

સમયની બલિહારી છે. 'સબ દિન હોત ન એક સમાન' એ ભક્ત કવિ સુરદાસના કથનાનુસાર અમારા પણ બધા દિવસો સરખા ન ગયા, કાળચક્રની ગતિ ફરી. વિ. સં. ૧૯૬૩ની સાલમાં ખંભાલીએ પ્લેગની બીમારી આવતાં અમે બધા ત્યાંથી અમારા મૂળ ગામ ભાણુવડ ગયા. ત્યાં મારા પૂજ્ય પિતાશ્રી દયાલભાઇ પ્લેગની બિમારીમાં સ્વર્ગવાસી થયા. મારા અગ્રજ બંધુ ભાઇ હરિદાસ

પિતાશ્રીની સેવા-શુશ્રૂષા કરતા હતા તેમને પણ એ જ બિમારી લાગુ પડતાં પૂજ્ય પિતાશ્રીના શોકજનક અવસાન પછી તે જ દિવસે ફક્ત ૨-૩ કલાક પછી ભાઈ હરિદાસનું પણ પચ્ચીસ વર્ષની યુવાન વયે અવસાન થયું. પિતાશ્રી પર એમને અપાર પ્રેમ હતો. એમની રુગ્ણ-શય્યા પિતાશ્રીની રુગ્ણશય્યાથી ૧-૧ાા માઈલને અંતરે રાખેલી હોવાથી એમને પિતાશ્રીના અવસાનની ખબર નહોતી છતાં કોણ જાણે કેમ પિતાશ્રીના અવસાનની એમને જાણ પડી ગઈ હોય તેમ સન્નિપાત જ્વરમાં પિતાશ્રીને ઉદ્દેશીને બોલ્યા કરતા 'ભાઈ, ઉભા રહો, ઉભા રહો, એકલા જાવ માં. ઉભા રહો હું એક બીડી બીડી લઈ લઉં...' વગેરે. હાય રે ! વિધાતા ! ! એક જ ઘરમાંથી બે અણુમોલ રત્નો એક જ દિવસમાં ઉપાડી લેતાં તને જરા પણ દયા ન આવી ? તારૂં હૃદય ખરેખર પથ્થરનું જ બનેલું છે ! ! ! તે દિવસથી અમારા કુટુંબપર એક પછી એક આફતો વર્ષવા લાગી. સર્વ વ્યવસાયોમાં હવે અમને એક યા બીજાં કારણે નિષ્ફળતા મળવા લાગી. કરાંચીની બન્ને પેઢીઓ અને છેવટે ખંભાલીઆની પેઢી પણ વીંટી લેવી પડી. મારૂં વય તે વખતે ફક્ત અગીઆર વર્ષનું હતું ને હું હજુ શાળામાં ભણતો હતો. મારા બે વડીલ બંધુઓને અમારા બહોળા કુટુંબના પોષણ અર્થે તથા વ્યવસાયમાં થયેલાં નુકસાનને પરિણામે થયેલ ઋણને ફેડવા માટે વિદેશ જવું પડયું. ઉપરોક્ત ભાટીઆ સદ્‌ગૃહસ્થ શ્રી હરિદાસભાઈના મામાઓ તે વખતે કલકત્તે હતા અને ત્યાં એક કાપડની મીલ ખોલી તેના એજન્ટ બન્યા હતા. અમારા પૂજ્ય પિતાશ્રીને તેઓ સારી રીતે ઓળખતા હતા અને તેમના માટે એમને બહુ માન હતું. તેમણે મારા બન્ને વડીલ બંધુઓનો સત્કાર કર્યો અને મારા વડીલ બંધુઓનો મોભો જળવાય એવા પદપર પોતાની એજન્સીની પેઢીમાં વાજબી પગારે નોકરી રાખી લીધા.

## બંગાળી ભાષા શીખી લેવાની ઉત્કંઠા

ખંભાલીઆમાં તે વખતે અંગ્રેજી પાંચ ચોપડી સુધીનો અભ્યાસ થઈ શકતો હતો અને હું અંગ્રેજી બીજી ચોપડી તો ભણતો હતો.

મને વિચાર આવ્યો કે 'જામનગર કે રાજકોટ રહી ભણવાનો ખર્ચ વડીલ બંધુઓને ભારે પડશે અને આગળ ભણાશે નહીં, તેથી મારે વહેલે મોડે અભ્યાસ છોડી મારા ભાઈઓ પાસે કલકત્તે જ આજીવિકા ઉપાર્જન અર્થે જવું પડશે, તો પછી બંગ દેશની ભાષા શીખીને અત્યારથી જ કાં તૈયાર ન રહેવું કે જેથી કલકત્તે જતાં વેંતજ તે મને કામ લાગે !' આથી મેં કલકત્તેથી બંગાળી 'વર્ણપરિચય' અને 'પ્રથમ પાઠ'નાં પુસ્તકો મંગાવ્યાં અને ખંભાળીએજ બંગ ભાષાનો અભ્યાસ શરૂ કર્યો. મારો એક ભત્રીજો નામે કલ્યાણજી (હાલ સ્વર્ગસ્થ) તે વખતે કલકત્તે જઈ આવેલ તે મને આ ભાષા શીખવાના કામમાં માર્ગદર્શક થઈ પડયે. પરિણામે થોડા સમયમાંજ 'વર્ણપરિચય' શીખી લેતાં બંગાળી લિપિ ઉકેલવાનું મારા માટે સુગમ અને સહજ બન્યું. બંગાળી ભાષા સંસ્કૃત ભાષાને લગભગ ૯૫ ટકા મળતી આવતી હોવાથી તથા શાળામાં મારી બીજી ભાષા સંસ્કૃત હતી અને તેમાં હું પ્રવીણ અને સર્વોચ્ચ ગુણાંક મેળવતો હોઈ બંગાળી લિપિ ઉકેલાતાં મને વાકયોના ભાવાર્થ પણ અરધા પરધા સમજાવા લાગ્યા. આથી મારૂં સાહસ વધ્યું, પણ બંગાળી વ્યાકરણ સંબંધી કેટલીક મુશીબતોનો કોયડો ઉકેલાઈ શકાયો નહીં ને તેથી વાકયોના સંપૂર્ણ અને સચોટ અર્થ સમજવામાં મને મુશ્કેલીઓ જણાવા લાગી.

કલકત્તાનો અનુભવ

આખર ઇ. સ. ૧૯૧૧ માં ખંભાળીઆની શાળામાં મારી પાંચ ચોપડીનો અભ્યાસ પૂરો થતાં મારે અનિચ્છાએ શાળા છોડવી પડી. અને ઇ. સ. ૧૯૧૨ ના મે માસમાં હું પ્રથમ વિદેશ નીકળ્યો અને કલકત્તે ગયો. મુંબઈની એક પ્રતિષ્ઠિત કાપડની મીલની કલકત્તાની માલ વેંચાણની દુકાનમાં પ્રથમ માસિક રૂા. ૧૮)ના પગારે હું નોકરીએ રહ્યો. મૂળ તો અમારા કુટુંબમાંથી કોઈએ કોઈ દિવસ નોકરી કરેલી નહીં અને તેમાં વળી મને આ પ્રથમના શેઠ જ (કલકત્તાની પેઢીના મેનેજર) એવા મળ્યા કે ડગલે ને

પગલે વિના કારણ મારૂં અપમાન કરવામાં જ તે પોતાની મહત્તા અને સજ્જનતા (?) સમજવા લાગ્યા. મારી ધીરજ અને સહનશકિતની એ આકરામાં આકરી કસોટી હતી. મને વખતો વખત આ અપમાનનો જડબાતોડ જવાબ વાળવાની ઇચ્છા થઇ આવતી, પણ 'કુટુંબ પર આફત છે, એ કુટુંબના પોષણ અર્થે વડીલ બંધુઓને બનતી સહાય આપવાની તેમજ પિતાશ્રીની અંતિમ ઇચ્છાનુસાર એમનું ઋણ-શોધન કરવાની મારી અનિવાર્ય ફરજ છે' એ કર્ત્તવ્ય-જ્ઞાન પ્રેરણાએ મને તેમ કરતાં રોકયો. મારા હૃદયમાં તે વખતે દૈવા-સુર-સંપત્તિનું તુમુલ યુદ્ધ જામ્યું 'જડબાતોડ જવાબ વાળી નોકરી ગુમાવી બીજી શોધવા નિકળું કે સહન કરી લઉં!' પંદર વર્ષની કુમળી વયે મારી આ આકરામાં આકરી કસોટી હતી. આખરે દૈવી સંપત્તિનો વિજય થયો, મેં સહનશક્તિ કેળવી અને મજકુર મેનેજર સાહેબના અનુચિત આચરણના કડવા ઘુંટડાઓને હું એક પછી એક ગળી જવા લાગ્યો ને 'પડયું પાનું નિભાવી લે' એ સુત્ર નિરંતર મારા હૃદયમાં જાગતું રહ્યું. મારા હૃદયમાં તે વખતે જામેલાં તુમુલ યુદ્ધનું સ્મરણ આજે પણ મને ધ્રુજાવી મુકે છે. ઉપરોકત શેઠની એક માસ નોકરી કરી, તેમાં તો એમણે મને દિવસમાં આકાશના તારા દેખાડયા-મારાં ધૈર્ય અને મારી સહનશકિતની તે સમયે સંપૂર્ણ આકરામાં આકરી કસોટી થઇ. પ્રભુ કોઇની શકિતઓની એવી કસોટી ન કરે! અસ્તુ. આખરે એક માસ ઉપરોક્ત શેઠની નોકરી કરી હું મારા મોટાભાઇ જ્યાં મુખ્ય કર્મચારી હતા તે 'ધી કલ્યાણકોટની મીલ્સ લી૦' શ્રી રામપુર (કલકત્તાથી ૧૦-૧૨ માઇલ દૂર)માં રૂા. ૨૫, ના પગારથી સામાન્ય કારકુન તરીકે જોડાયો. એ મીલના મુખ્ય દિગ્દર્શક અને સંચાલક (હાલ સ્વર્ગવાસી) શ્રી ત્રીકમદાસ કલ્યાણજી ગેમાણી હતા. તેઓ બંગાળી ભાષાના એવા તો પ્રખર જાણકાર હતા કે, જ્યારે તેઓ બંગાળી ભાષા બોલતા ત્યારે ખુદ બંગાળીઓ પણ તેમના સામું મોં ફાડીને જોઇ રહેતા-મંત્ર મુગ્ધ બની જતા. હું તો આભોજ

બની જતો. 'પર ભાષા પર આવો કાબુ! હું પણ આવો કાબુ ન મેળવી શકું!'

## બંગાળી-ભાષા શિક્ષણ

શ્રી ત્રિકમદાસ શેઠને મારા પર મમતા જન્મી. તેમણે મને પુછ્યું-'છોકરા તારે બંગાળી શીખવું છે? મેં હા કહી અને સાથે સાથે ઉમેર્યું કે, લિપિ તો હું વાચી જાણું છું.' એમણે પ્રથમ પાઠનાં પુસ્તકો મંગાવ્યાં અને મને રોજ નિયમિત પાઠ આપવા શરૂ કર્યા અને મેં એ દિશામાં ઠીક ઠીક પ્રગતિ સાધી. શેઠ ત્રિકમદાસનો હું એ બાબતમાં સંપૂર્ણ ઋણી છું.

સંજોગો એવા બન્યા કે મીલના કર્મચારીઓમાં કાંઇક ખટપટ લાગતાં અને હું અને મારા જ્યેષ્ઠ બંધુ એક જ જગ્યાએ નોકરી કરીએ તે ઠીક નહીં, કારણ કે, મારા જ્યેષ્ઠ બંધુ મુખ્ય કારકુન કે મદદનીશ હોઇ મારો પક્ષ કરે એવું કેટલાક કર્મચારીઓએ શેઠ શ્રી ત્રિકમદાસના મનમાં ઠસાવતાં મારે એ મીલની નોકરી છોડવી પડી. અને સન ૧૯૧૩ માં હું કલકત્તા છોડી મુંબઇ આવ્યો. ત્યાં સન ૧૯૧૮ સુધી રહ્યો ને મારા બંગાળી ભાષાના અભ્યાસ ઉપર તે વેળાને માટે તો પડદો પડ્યો.

## મુંબઇનો અનુભવ

મુંબઇમાં ઉપરોક્ત ભાટિયા સદ્‌ગૃહસ્થ શેઠ શ્રી. હરિદાસ ઝવેરાજે એ અરસામાં એક બેંક ખોલેલી હતી. મુરબ્બી શ્રી. હરિદાસ ભાઇની સહાનુભૂતિથી અને એમના મારાપરના સંપૂર્ણ વિશ્વાસને કારણે મને બેંકના દરેકે દરેક ખાતામાં (રોકડ ખાતા સુદ્ધાં) કામ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો. કોઇ પણ કારકુન કે અમલદાર રજા પર જાય અથવા ગેરહાજર રહે તો તે જગ્યાએ બનતાં સુધી મને મૂકવામાં આવતો. મેં પણ આવી મળતી તકોનો સંપૂર્ણ લાભ લીધો. આવો સુયોગ ઘણા થોડાઓને મળતો હશે. હું પરિશ્ર-

મની પરવા કર્યા વગર ૧૦-૧૨ કલાક સતત કામ કરી દરેક ખાતામાં પ્રવીણ બનવા મથતો. મને આવી અનુકૂળતા કરી આપવાના શેઠ શ્રી. હરિદાસભાઇના આ ઉપકાર માટે જન્મો જન્મ ઋણી રહીશ. તેઓ હાલ શ્રી પુના મુકામે ભક્તિપરાયણ નિવૃત્ત જીવન ગુજારી રહ્યા છે. અમારાં કુટુંબ તરફ એમની એક ઘરના મુરબ્બી સ્વજન જેવી સહાનુભૂતિ છે, અને ખાસ કરીને હું એમના ગાઢ સંસર્ગમાં આવેલ હોવાથી એમની મારા પ્રત્યે તો સંપૂર્ણ સહાનુભૂતિ અને મમતા છે. એમના સતત સંસર્ગથી મારામાં ચુસ્ત પ્રામાણિકતા, સચ્ચાઇ, સરળતા આદિ ગુણો આવ્યા, જેના અંકુરો ન્હાનપણમાં મારામાં મારા માતા પિતાએ વાવેલ હતા. પોષણ મળતાં તે ગુણો વધુ ને વધુ વિકાસને પામ્યા. આજે પણ એમના પુત્રો અમારા કુટુંબ સાથે એવો ને એવો મીઠો સંબંધ જાળવી રહ્યા છે.

<u>ફરી પાછા કલકત્તામાં</u>

ઇ. સ. ૧૯૧૮ માં મજકુર બેંક બંધ થતાં મારે અન્યત્ર નોકરી શોધવા પ્રયત્નો કરવા પડ્યા. સેન્ટ્રલ બેંકના તે વખતના મેનેજર શ્રી. સોરાબજી પોચખાનાવાળાએ મને કલકત્તાની શાખામાં રાખવા તત્પરતા બતાવી. મને તો 'ભાવતું હતું અને વૈદે બતાવ્યું.' બંગ ભાષાનો અભ્યાસ પુનઃ શરૂ થશે, એ વિચારે બહુ ઓછા પગારે ત્યાં જવાની માંગણી છતાં મેં તે માંગણી તરત જ સ્વીકારી લીધી. અહીં મારા બંગાળી ભાષાના વિકાસનો બીજો તબક્કો શરૂ થયો. સેન્ટ્રલ બેંકની કલકત્તાની શાખામાં કામ કરતા બંગાળી કર્મચારીઓના નિકટ સંસર્ગમાં આવતાં મને બંગભાષા બોલવાના પ્રસંગો ખૂબ પ્રાપ્ત થવા લાગ્યા. ત્યાં શિક્ષણનો થોડોક વિકાસ થયો અને બંગાળી ઢબથી બોલવાનું હું શીખવા લાગ્યો. દરમ્યાન સંજોગ-વશાત મારે સેન્ટ્રલ બેંક છોડવી પડી. અહીં પણ મારે વિકટ કસોટીમાંથી પસાર થવું પડ્યું હતું પણ વિસ્તાર ભયથી અને સ્થળ સંકોચને કારણે એ વસ્તુનો હું અત્રે વિસ્તાર કરતો નથી.

## બેંકમાં થયેલ ઉન્નતિ

સને ૧૯૨૦ માં એક મારવાડી શ્રીમંત ગૃહસ્થે 'ધી કરનાણી ઇન્ડસ્ટ્રીયલ બેંક લી' નામે બેંક ખોલી. સેન્ટ્રલ બેંક છોડી તે બેંકમાં હું પ્રથમ સામાન્ય કર્મચારી તરીકે જોડાયો. પાછળથી સીકયોરીટી ખાતાનાં મુખી તરીકે કામ કરવા લાગ્યો. કામ કરવાનું અબાધિત ક્ષેત્ર મળતાં મેં ખંતથી કાર્ય કરવા માંડયું. મારી આત્મશ્રદ્ધા વધી અને રાત દિવસ સખત મહેનત કરી મેં મજકુર બેંકની કાર્યપ્રણાલી શ્રી હરિદાસભાઇની બેંકના ધોરણે (જ્યાં હું બેંકનું કામ શીખ્યો હતો) સુવ્યવસ્થિત બનાવી. પરિણામે હું હેડ-કલાર્ક, પછી મદદનીશ એકાઉન્ટન્ટ, ચીફ એકાઉન્ટન્ટ અને છેવટે મદદનીશ મેનેજરની પદવી સુધી પહોંચ્યો અને કામચલાઉ મેનેજર તરીકે પણ કામ કરવાનો સુયોગ પણ મેળવી શકયો.

## બંગાળી ભાષા અને સાહિત્યનો અભ્યાસ

આ બેંકમાં જ બંગાળી ભાષાનું મારૂં જ્ઞાન સુ-સમૃદ્ધ બન્યું. બેંકના કર્મચારીઓ સાથે હું છુટથી ભળવા લાગ્યો અને બંગ ભાષા બોલવા લાગ્યો અને મારી ભૂલ પડે ત્યાં સુધારવાનું એમને સૂચવ્યું. બંગાળી પુસ્તકો ઘેર લઇ જઇ વાંચવા માંડયાં, ન સમજાય એવા શબ્દો-વાકયો ઉપર નિશાનીઓ કરી બીજે દિવસે આ બંગાળી સહ-કર્મચારીઓને હું તે બાબત પૂછતો અને ખુલાસા મેળવતો. થોડા જ વખતમાં મને બંગ ભાષાના વ્યાકરણનું સારૂં જેવું જ્ઞાન પ્રાપ્ત થયું. મેં સાહિત્ય ચર્ચા વધારી અને બને તેટલો જ્ઞાન-સંચય કરી લેવાની આ તક જતી કરી નહીં. આ બાબતમાં મારા તરફ સહાનુભૂતિ દર્શાવનાર અને માર્ગદર્શક નીચેના સજ્જનો હતા તેમનો હું અત્રે ખાસ આભાર માનું છું:-

૧ શ્રી. મુનીન્દ્રનાથ મિત્ર, બેંકના મુખ્ય કોષાધ્યક્ષ.
૨ શ્રી. રાજેન્દ્રનાથ ચેટરજી, ,, મદદનીશ ,,

૩ શ્રી. યતિન્દ્રમોહન મુકરજી, ,, કેશબુક લખનાર.
૪ શ્રી. અક્ષયકુમાર રોય. ,, લેજર કીપર.
૫ શ્રી. નરેન્દ્રનાથ સેનગુપ્ત ,, મદદનીશ લેજર કીપર.

હું બંગાળી કર્મચારીઓ સાથે હંમેશ બંગાળીમાં જ બોલતો અને મારી ભૂલો સુધારવાનું તેમને કહેતો. પાછળથી મજકુર બેંક છોડી જ્યારે હું શેઠ શ્રી હરિદાસ જીવરાજ દ્વારા સંચાલિત મેસર્સ ગોવિંદજી માધવજીની કંપની લી૦ ની કલકત્તાની શાખા, જે ઝરીઆની કેટલીક કોયલાની ખાણોના સંચાલન અર્થે કલકત્તે ખોલવામાં આવી હતી, તેમાં જોડાયો ત્યારે ત્યાં શ્રી. અનિલકુમાર મિત્ર નામના કર્મચારી સાથે મેં બંગ-સાહિત્ય સંબંધી ખૂબ ખૂબ ચર્ચાઓ કરી, એ સજ્જન પાસેથી તે બાબત ઘણી ઉપયોગી માહિતી મેળવી. એ સજ્જનનો પણ હું આ સ્થળે આભાર માનવાની તક લઉં છું. પરિણામે મને બંગ સમાજના રીતરિવાજો, આચાર વિચારો, રૂઢીઓ અને પ્રથાઓનું વધુ જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા ઉત્પન્ન થતાં મેં ઉપરોક્ત બંગાળી મિત્રોને વિનંતિ કરી કે, એમના સામાજિક મેળાવડા, લગ્નો, સીમંતો વગેરે પ્રસંગોએ એમને હરકત ન હોય તો મને એમની સાથે લઇ જાય અને રીતરીવાજો જોવા, સાંભળવા, શીખવાનો મને સુયોગ પ્રાપ્ત કરી આપે. મારાં આ સૂચનને તેમણે હર્ષભેર વધાવી લીધું અને પછી તો તેઓ મને આવાં સંમિલનોમાં અવારનવાર લઇ જવા લાગ્યા. તેમ થતાં બંગભાષા-જ્ઞાનનો મારો અભ્યાસ વિકસવા લાગ્યો, એટલુંજ નહીં, પણ ગુજરાતી સમાજના આચાર વિચારો, સ્ત્રી-આચારો, રૂઢીઓ, પ્રથાઓ સાથે બંગ સમાજના આચાર વિચારો વગેરેની તુલના કરવાનું અને એ બે વચ્ચે કેટલું 'સામંજસ્ય' છે, તેનો તોળ કાઢવાનું મને સુલભ થઇ પડયું. એ ભાષાના કેટલાક રૂઢ તળપદ શબ્દો મને એના ગૂઢ રહસ્ય સાથે હવે સમજાયા. બંગ કહેવતોનાં મૂળ કારણો સમજાતાં તેનાં રહસ્યો પણ હું સમજતો થયો.

પછી તો મારૂં સાહસ વધ્યું ને મેં એકાદ બંગ વાર્તાને ગુજરાતીમાં અનુવાદ કરવાનો નિશ્ચય કરી તે કાર્ય હાથમાં પણ લીધું.

(સને ૧૯૨૨) અહીં મારી ભૂલ એ થઈ કે મેં પ્રથમ નાની વાર્તા હાથમાં ન લેતાં મોટી નવલકથા અનુવાદ માટે લીધી. તે પુસ્તકનો પોણો અનુવાદ થયો અને તે સંજોગવશાત હજુ સુધી અધુરોજ રહ્યો છે. કામકાજ અને વેપાર ધંધાની હાડમારીમાં એ કાર્ય બાજુએ પડ્યું. હવે તો એ પુસ્તકનો અન્યત્ર અનુવાદ પણ થઈ ગયો હશે, કારણ કે છેલ્લાં ૧૦–૧૫ વર્ષોમાં ગુજરાતી ભાષામાં બંગાળીના અનુવાદો ખૂબ-ખૂબ થયાં છે. ઇ. સ. ૧૯૨૮ માં મારો એક નાની વયનો પુત્ર કલકત્તે ગુજરી ગયો અને બેંકના મેનેજીંગ ડીરેક્ટર સાથે મારે તીવ્ર મતભેદ થતાં તકરાર થઈ અને મેં રાજીનામું આપી કલકત્તા છોડયું. સને ૧૯૨૯–૩૦ સુધી આ બાબતમાં કાંઇ ખાસ પ્રગતિ થઈ શકી નહીં.

## અનુભવની શાળામાં

ઇ. સ. ૧૯૨૯ માં હું મુંબઇની ધિ સરદાર ગૈસ કંપની લી૦ની રાવલપીંડી શાખાની ઓફીસ અને કારખાનાના મેનેજર તરીકે જોડાયો અને એ કંપનીનું રાવલપીંડી ખાતેનું વેચાણ વધાર્યું અને કાર્ય પ્રણાલી સુવ્યવસ્થિત કરી. ત્યાં આખાયે પંજાબ, કોહાટ, બનુ રઝમાક અને વજીરીસ્થાનનો પ્રવાસ કરવાની મને તક મળી. રાવલપીંડીમાં મેં એક નાની બંગ વાર્તા (હાસ્ય રસિક)નો સ્થળ અને નામોનાં ફેરફારપૂર્વક અનુવાદ કર્યો.

અનુવાદ પુરો તો કર્યો પણ તે પ્રસિદ્ધિમાં મુકવાની મારી હિંમત ચાલી નહીં. દરમ્યાન રાવલપીંડીની આબોહવા માફક ન આવતાં તે સ્થળ છોડી મારે પાછા મુંબઇ આવવું પડ્યું અને સન ૧૯૩૨ ની સાલથી મેસર્સ ઠાકરસી મુલજી કંપનીના સંચાલન હેઠળ ચાલતી ધી કાઉન મીલમાં મુરબ્બી વર્ય શેઠ શ્રી હરિદાસ જીવરાજ મેનેજર તરીકે કામ કરતા હતા ત્યાં તેમણે મને સ્ટોરની ખરીદીના કામ પર તે મીલના મુખ્ય સંચાલક અને માલિક શેઠ શ્રી કૃષ્ણરાજભાઇની સંમતિ લઇ ગોઠવી દીધો. અહીં સન ૧૯૪૦ સુધી સફળતાપૂર્વક અને પ્રામા-

રૂપે કામ કર્યા પછી ગત વિશ્વયુદ્ધ દરમ્યાન શેઠશ્રી કૃષ્ણરાજ ભાઈએ શ્રી પુના ખાતે તંબુઓ બનાવી સરકારને પુરા પાડવાનું કારખાનું ખોલેલું ત્યાં મને મેનેજર તરીકે નિયુક્ત કર્યો. ત્યાં પણ પ્રભુકૃપાથી વ્યવસ્થિત કાર્યપ્રણાલી પ્રામાણિકતા અને હિસાબની સફાઈને લીધે મારા કાર્યમાં મેં સફળતા સંપાદન કરી અને પુનાના તંબુઓના કારખાનામાં અમારૂં કારખાનું સર્વ રીતે સર્વશ્રેષ્ઠ મનાવા લાગ્યું. તે પછી સન ૧૯૪૧ માં બેંગલોર ખાતે એક પંજાબી પેઢી કે જેમણે મીલીટરી મકાનો બાંધવાનો મોટો કોન્ટ્રેક્ટ લીધો હતો તે પેઢીમાં શેઠીઆઓ તરફથી મને ત્યાં નિયુક્ત કરવામાં આવ્યો. અહીં મને દક્ષિણ હિંદનો પ્રવાસ કરવાની તક મળી. અહીં પણ હિસાબી કામ અને કાર્યપ્રણાલી મેં વ્યવસ્થિત બનાવી શેઠીઆઓની પ્રશંસા મેળવી. પુનામાં અને બેંગલોરમાં કાર્ય કરવાનું વિશાળ અબાધિત ક્ષેત્ર મળતાં મને મારી કાર્ય-દક્ષતા દર્શાવવાની સારી તક મળી અને મેં રાત દિવસની પરવા કર્યા વગર તે કાર્ય શેઠીઆઓનું નથી પણ મારૂં જ છે, એમ સમજી તનતોડ મહેનત કરી કામ કર્યું અને શેઠીઆઓની પ્રશંસા પ્રાપ્ત કરી અને શેઠીઆઓએ મારાં કાર્યની કદર પણ કરી. હાલ મેસર્સ ઠાકરસી મુળજી કંપનીના શેઠીઆઓની કૃપાથી હું મારો પોતાનો વ્યવસાય ચલાવું છું.

## સાહિત્ય-પ્રવૃત્તિ

ઉપલા વખત દરમ્યાન મારી સાહિત્યસેવાપ્રવૃત્તિ પણ ચાલુજ રહેલી. રાવલપીંડીમાં સન ૧૯૩૦ માં કરેલ અનુવાદ સન ૧૯૩૪ સુધી અપ્રસિદ્ધ પડયો રહ્યો. મારા એક ભાણેજ નામે શ્રી જેઠાલાલ સોમૈયા મુંબઈમાં નીકળતા 'વિલાસ' અઠવાડિકમાં કર્મચારી હતા. મેં એમને મારો અનુવાદ મારા ભ્રાતૃપુત્ર શ્રી લક્ષ્મીદાસ ઘેલાણી મારફત બતાવ્યો અને એમને ઠીક લાગે તો 'વિલાસ'માં છાપવા કહ્યું. એમણે મારો એ અનુવાદ નામે 'સિદ્ધાનંદજીની પોલ' 'વિલાસ'માં છાપ્યો. એ મારી અનુવાદિત વાર્તાનું પ્રથમ પ્રકાશન. શ્રી જેઠાલાલ સોમૈયા

પાછળથી 'ચિત્રપટ'ની ઓફીસમાં કર્મચારી હતા અને હાલ 'ફીલ્મીસ્તાન' (પ્રથમ અઠવાડિક, હાલ માસિક)ના તંત્રી અને સંચાલક છે. શ્રી જેઠાલાલ સોમૈયાના આ પ્રોત્સાહન બદલ હું એમનો આભારી છું.

તે પછી સન ૧૯૩૫ માં 'ગુજરાતી'ના દિવાળીના અંક માટે સુવિખ્યાત બંગ–લેખક શ્રી. શરદ્બાબુ રચિત 'મહેશ' નામની કરૂણાંતક નવલિકાનો અનુવાદ મેં 'નીલરશ્મી'ના નામથી મોકલ્યો અને તંત્રીશ્રી નટવરલાલભાઇએ તે પ્રસિદ્ધ કર્યો. તે પછી તો 'પ્રસ્થાન' 'શારદા' 'નવચેતન' 'ઉર્મિ' 'નવરચના' 'પ્રતિમા' 'ગુણસુંદરી'માં મેં અનુવાદો મોકલવા શરૂ કર્યા અને એ બધાય સામયિકોના સંચાલકોએ મને ઉચિત પ્રોત્સાહન આપવા માંડયું. અને તેથી મેં સાહિત્ય-સેવાની પ્રવૃત્તિ વધારી દીધી અને એ સેવા પાછળ વધારે ને વધારે સમય આપવા માંડયો.

દરમ્યાન "ગુજરાતી"માં મેં લેખો, વાર્તાઓ, નિબંધો મોકલવા ચાલુ રાખ્યા હતા અને અવારનવાર ચાલુ અંકોમાં કે દીપોત્સવી અંકોમાં તે પ્રસિદ્ધ થતા રહેતા.

સને ૧૯૩૯ ના સપ્ટેંબર માસમાં મેસર્સ એન એમ ઠક્કર કંપનીવાળા શ્રી. નંદલાલભાઇએ મને મોટી વાર્તાનો અનુવાદ કરવાનું સૂચવ્યું અને પરિણામે શ્રીમતી નિરૂપમા દેવી કૃત એમની જ પસંદગીની 'અન્નપૂર્ણાર મંદિર' નામની બંગ નવલિકાનો અનુવાદ મેં એમને કરી આપ્યો. એ વાર્તા 'અન્નપૂર્ણાનું મંદિર' એ નામે સન ૧૯૪૦ માં એમણે છપાવી પ્રસિદ્ધ કરી. મોટી વાર્તાના અનુવાદની આ મારી પ્રથમ કૃતિ પ્રસિદ્ધિમાં આવી. ભાષા જ્ઞાન ભંડોળ અને શબ્દ ભંડોળની અપૂર્ણતાને લીધે તેમજ મોટી વાર્તા લખવાનો મારો એ પ્રથમનોજ પ્રયાસ હોવાને કારણે એમાં વ્યાકરણ, સાહિત્ય અને બીજી દૃષ્ટિએ અનેક ક્ષતિઓ–અશુધ્ધિઓ રહી ગઇ છે, છતાં લગભગ સર્વ સમાલોચકોએ એક મતે એમ તો સ્વીકાર્યું છે કે વાર્તામાં મૂળ બંગાળી વાતાવરણ અને વસ્તુ એક સરખું જળવાઇ રહ્યું છે.

તે પછી દીલ્હીની બંગાળી લાયબ્રેરીમાં એક બંગાળી મિત્રની સૂચનાથી વાંચેલી 'અશ્રુ-પૂજા' નામની બંગ નવલકથાનો અનુવાદ મેં હાથ ધર્યો અને તે પૂર્ણ કરી 'ગુજરાતી'ના તંત્રીશ્રીને એમના પત્રમાં ક્રમશઃ છાપવા મોકલી આપ્યો. અને એ પત્રના વિદ્વાન્ તંત્રીશ્રીએ એ વાર્તા ૧૯૪૪ ના એપ્રીલથી 'ગુજરાતી'માં ક્રમશઃ છાપવી શરૂ કરી અને ૧૯૪૪ ના ડીસેંબર માસમાં તે પુરી થઇ. તંત્રીશ્રીનો તે પ્રસિદ્ધિ બદલ હું આભાર માનું છું. ૧૯૪૫-૪૬ મા એજ પત્રમાં મારી નાની વાર્તાઓ તથા બીજા લેખો પ્રસિદ્ધ થતા જ રહ્યા.

પછી 'ગુજરાતી'ના તંત્રીશ્રીએ મને એકાદ બીજી મોટી સામાજિક નવલકથા લખી આપવા કહ્યું અને તે સૂચનાનુસાર સન ૧૯૪૫ ના જાન્યુઆરી માસમાં મેં 'ઘરેર બૌ' નામની બંગ નવલકથાનો અનુવાદ શરૂ કર્યો અને તે ત્રણેક માસમાં પુરો કરી મેં તંત્રીશ્રીને સોંપ્યો. એ અનુવાદ એમને પસંદ પડતાં અને ૧૯૪૬ ના એપ્રીલ માસથી એમણે 'ગુજરાતી'માં 'પ્રગતિને પંથે કે અધોગતિને ઓવારે' એ નામથી ક્રમશઃ છાપવો શરૂ કર્યો અને ૧૯૪૭ ના એપ્રીલ માસમાં એ આખીય વાર્તા છપાઇ પુરી થઇ જે આજે પુસ્તકરૂપે પ્રકટ થાય છે. હજુયે કેટલાક નાના અનુવાદો 'ગુજરાતી' અને 'પ્રસ્થાન'માં અપ્રસિદ્ધ પડયા છે.

બંગ ભાષા ઉપરનો મારો પ્રેમજ આ બધી સાહિત્યસેવામાં મુખ્ય કારણભૂત છે. એ ભાષા પ્રત્યેનો મારો રસ હજુ એવો ને એવોજ તાજો છે અને એ રસે મને બંગ-સમાજના આચાર વિચારો, રૂઢીઓ, પ્રથાઓ વગેરે બાબતોમાં વધુ રસ લેતો બનાવ્યો છે.

બંગ-સમાજની આવી સાંસારિક ઝીણી ઝીણી બાબતોનું વ્યવહારૂ જ્ઞાન મને અનુવાદ કરવામાં ઘણીવાર મહત્ત્વની સહાય આપે છે. મારા અનુવાદોમાં ઘણી જગ્યાએ વાકયો કે શબ્દો ઉપર ફુદડી મારી નીચે નોંધ (ફુટનોટ)માં અથવા બાજુમાં કૌંસમાં અમુક વસ્તુ ગુજરાતી દૃષ્ટિએ સમજાવવામાં આવેલી જણાશે. આ મારા

અનુવાદનું ખાસ વૈશિષ્ટય છે. બાકી મારે એ નિખાલસપણે કબુલ કરવું જોઈએ કે ભાષા–સાહિત્યની દષ્ટિએ હું છેક જ પછાત ગણાઉં. ભાષાનો સાક્ષર હોવાનો મારો દાવો પણ નથી અને એ મારો વિષય પણ નથી. પણ મૂળ લેખક પોતાની ભાષામાં શું કહેવા માંગે છે તે ભાંગી તુટી ગુજરાતી ભાષામાં હું જરૂર સચોટ સમજાવી શકું છું.

## સંસ્કારના બીજ

હું અંગ્રેજી ભણતો હતો ત્યારે ખંભાળીયામાં અમારી શાળાની બાજુમાં શ્રી નાથીબાઈ ધર્મશાળા તથા પુસ્તકાલય હતાં. શાળામાં બપોરની ૧ કલાકની રજા વખતે તથા રવિવાર અને અન્ય છુટ્ટીના દિવસોએ તથા શાળાના સમય પછી રોજ સાંજે એ પુસ્તકાલયમાં જઈ હું 'ગુજરાતી' પત્ર, તેના દિવાળીના અંકો, તેની ઐતિહાસિક નવલકથાઓ, 'ચન્દ્રકાન્ત', 'મહાકાલ' વગેરે પુસ્તકો વાંચતો. સાહિત્ય પ્રત્યેના મારા અનુરાગનું બીજ આવાં પુસ્તકોનાં પઠન–પાઠનથી નાની વયમાં જ મારા અંતરમાં નંખાયું હતું ને તે ધીમે ધીમે અનુકૂળતા મળતાં પાંગર્યું અને સંજોગવશાત્ બંગ સાહિત્ય પ્રત્યે વળ્યું. સાહિત્ય એ મારો ખાસ વિષય નથી. એ તો નિવૃત્તિના સમયનો સદુપયોગ કરવાની મારા શોખની વસ્તુ અને ટેવ છે. એ બ્હાને કાંઈક સાહિત્ય-સેવા, જન–સેવા થાય એ જ એનો હેતુ છે.

મારૂં આર્થિક જીવન માસિક રૂપીયા અઢારના પગારથી શરૂ થયું હતું. તેને આજે ૩૬ વર્ષ થવા આવ્યાં. કઠોર સત્ય, ચુસ્ત પ્રામાણિકતા અને સંપૂર્ણ ખંત અને પરિશ્રમપુર્વક એકાગ્રતાથી સમયના પરિમાણની પરવા કર્યા વગરનું, એકનિષ્ઠાભર્યું, 'શેઠનું નહીં, પણ પોતાનું જ છે' એમ સમજી કામ કરવું–ફક્ત આ ગુણોને લીધે જ હું મારા જીવનમાં પ્રગતિ સાધી શકયો છું, અને આજે જે આજીવિકા હું ઉપાર્જન કરી રહ્યો છું તેમાં મને સંતોષ છે. શેઠીયાઓની પ્રશંસા, શ્રદ્ધા અને વિશ્વાસ હું સંપૂર્ણ અંશમાં મેળવી શકવા ભાગ્ય-

શાળી થયો છું અને એમના મારા પરના એ સંપૂર્ણ વિશ્વાસને કારણે હું ગૌરવનો અનુભવ કરૂં તો તેમાં જરા પણ ખોટું નથી.

શાળામાં ભણતો હતો ત્યારે પણ હું સચ્ચાઈને વળગી રહેતો. ગણિતમાં હું તે વખતે કાચો હોવાથી પ્રત્યેક પરીક્ષા વખતે મને એ વિષયમાં નિષ્ફળતા મળશે, એવી મને તથા શિક્ષક સુદ્ધાંને આશંકા રહેતી ને શિક્ષક મને બાજુના સહપાઠી પાસેથી એક બે દાખલા જાણી લેવાની સલાહ સુદ્ધાં આપતા. છતાં હું પરીક્ષા વખતે મને પોતાને સ્વતંત્ર રીતે આવડતા દાખલાના જવાબો લખતો અને બાજુના સહપાઠીના અત્યંત આગ્રહ છતાં તેનામાંથી ચોરી કરતો નહીં કે તેનું કહેવું સાંભળી કાંઈ લખતો નહીં. ઈશ્વર કૃપાએ મને પાસ માર્ક મળી પણ રહેતા. આ કારણથી શાળામાં મને બધા 'ધર્મ-રાજા' કહેતા. શિક્ષકો પણ આ જાણતા હતા અને તેથી સહપાઠીઓ વચ્ચેના ઝઘડાઓનો ન્યાય ચુકવવામાં તેઓ મારા કથનને આધારભૂત અને સુ-પ્રમાણભૂત ગણતા. સત્ય અને પ્રામાણિકતાના સંસ્કારો મને ન્હાનપણમાં માતા પિતા તરફથી જ મળેલા હતા. પિતાશ્રી મને વહેલો ઉઠાડી ખાખરાનાં પાંદડામાંથી પાતલ દુના બનાવવાનું શીખવતા અને મને ઉંઘ ન આવે તે માટે પોતે સાથે બેસી કામ કરતા અને રામાયણ ભાગવત મહાભારતમાંથી આદર્શ કથાનકો કહી સંભળાવતા. હું તે અત્યંત રસપૂર્વક સાંભળતો. છુટ્ટીના દિવસોએ બપોર પછી માતુશ્રી મને ગામમાં કથા વાંચતા કથાકાર ભટજી પાસે તેડી જતાં ત્યાં હું રામાયણ, મહાભારત, તથા ભાગવતની કથાઓ સાંભળતો.

સત્ય, એકનિષ્ઠ, પ્રામાણિક અને સખત પરિશ્રમવાળા ધર્મને (ફરજને) વળગી રહેવાના નિશ્ચયથી મને વ્યવહારમાં જે મુશ્કેલીઓનો સામનો કરવો પડયો છે, જે કઠણ કપરી કસોટીઓમાંથી મારે પસાર થવું પડયું છે, જે લોભ લાલચોનું મારે સંવરણ કરવું પડયું છે તેનો સાક્ષી એક જગન્નિયંતા પ્રભુ જ છે. આકરામાં આકરી

કસોટીઓમાંથી મારે પસાર થવું પડયું છે અને તે સર્વેમાંથી આજ દિન સુધી હું પ્રભુકૃપાથી સફળતાપૂર્વક પસાર થયો છું.

મારા પૂર્વજો સંબંધી હકીકતો તથા કેટલીક તુટતી સાંકળની કડીઓ અમારા કુટુંબમાં હાલ સૌથી વયોવૃદ્ધ ભાઇશ્રી મુળજી દેવજી પાસેથી તથા ભાઇ બાબુભાઇ ઘેલાણી પાસેથી મેં મેળવી છે. એમની એ સહાનુભૂતિ બદલ હું તેમનો આભારી છું.

'ગુજરાતી' પત્રના વિદ્વાન તંત્રી શ્રી નટવરલાલભાઇનો આભાર માનવાની આ તક હું જવા દેતો નથી. હું તેમનો ખાસ ઋણી છું અને આજન્મ રહીશ, મારી વાર્તાઓ, અનુવાદો અને લેખોને પ્રસિદ્ધ કરી મને ઉત્સાહિત કરવાનો વધુ ફાળો એમને જ હિસ્સે જાય છે. એમના તથા એમના બંધુઓ શ્રી મદનલાલભાઇ તથા શ્રી બાબુભાઇ પ્ર. દેશાઇના સુયોગ્ય સૂચનો બદલ હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. ઇત્યલમ્

શ્રી જામ-ખંભાલીઆ
મકર સંક્રાંતિ વિ. સં ૨૦૦૪.
તા૦ ૧૪-૧-૧૯૪૮

ટોપણ દયાલજી ઘેલાણી.

# અનુક્રમણિકા


| આરંભના પાના | પૃષ્ઠ |
|---|---|
| પ્રકાશકના બે બોલ ... | ૩ |
| બંગ નવલકથા સાહિત્યનો આછો પરિચય અને અનુવાદકનું નિવેદન ... ... | ૫ |
| રા. રા. ટોપણ ઘેલાણીનો ટૂંક પરિચય | ૧૯ |
| ગ્રંથાનુક્રમણિકા... ... | ૪૦ |

| પ્રકરણ | પૃષ્ઠ |
|---|---|
| ૧ લું વરવિક્રય ... ... | ૧ |
| ૨ જું પ્રભુતામાં પગલાં? ... | ૧૫ |
| ૩ જું ગયા-શ્રાદ્ધ ... | ૨૧ |
| ૪ થું એ કોણ? કિરણ? ... | ૨૬ |
| ૫ મું મહિલા મિજલસ ... | ૩૯ |
| ૬ ઠું નયા સંસાર ... | ૫૦ |
| ૭ મું પ્રકૃતિક્ષોભ ... ... | ૬૮ |
| ૮ મું નવવિધાન ... ... | ૭૨ |
| ૯ મું શ્વશુર-જમાતા ... | ૮૧ |
| ૧૦ મું મનામણાં ... ... | ૯૨ |
| ૧૧ મું પિયા-મિલન ... | ૯૭ |
| ૧૨ મું ઉદાર ચરિતા ... | ૧૦૨ |
| ૧૩ મું પ્રત્યાગમન... ... | ૧૦૮ |
| ૧૪ મું ઇર્ષ્યાનલ ... ... | ૧૧૯ |
| ૧૫ મું ઝંઝાવાત ... ... | ૧૨૮ |
| ૧૬ મું સંઘર્ષણ ... ... | ૧૩૩ |
| ૧૭ મું કૃતનિશ્ચય કિરણ ... | ૧૩૭ |
| ૧૮ મું વરૂણાની મનોવ્યથા ... | ૧૪૦ |
| ૧૯ મું ષડ્-યંત્ર ... ... | ૧૪૮ |
| ૨૦ મું આર્ય-જનની ... | ૧૫૨ |
| ૨૧ મું સુંદર વન ... ... | ૧૫૯ |
| ૨૨ મું મિત્ર-લાભ... ... | ૧૬૭ |
| ૨૩ મું કૃષિ જીવન... ... | ૧૭૪ |
| ૨૪ મું કાર્યં સાધયામિ ... | ૧૮૩ |
| ૨૫ મું ભાવના અને કર્તવ્ય-કાર્યેષુ મંત્રી... ... | ૧૯૩ |
| ૨૬ મું અપૂર્વ ત્યાગ ... | ૨૦૦ |
| ૨૭ મું મંત્રણા ... ... | ૨૦૪ |
| ૨૮ મું અતિથિ-સત્કાર ... | ૨૧૯ |
| ૨૯ મું પ્રિય-દર્શન ... | ૨૨૯ |
| ૩૦ મું કરણેષુ દાસી ... | ૨૪૫ |
| ૩૧ મું સ્ત્રીબુદ્ધિઃ પ્રલયંકરી... | ૨૫૩ |
| ૩૨ મું પ્રતિગમન ... ... | ૨૭૦ |
| ૩૩ મું નવું ષડ્યંત્ર ... | ૨૮૦ |
| ૩૪ મું મતલબી દુનિયા ... | ૨૮૬ |
| ૩૫ મું કિરણનું મનોરાજ્ય ... | ૨૯૫ |
| ૩૬ મું આરંભ અને વિઘ્ન ... | ૩૦૨ |
| ૩૭ મું શંકા નિવારણ ... | ૩૧૧ |
| ૩૮ મું અભિજાત અંગ્રેજ ... | ૩૩૨ |
| ૩૯ મું ભગ્ન સ્વાસ્થ્ય વરૂણા... | ૩૩૬ |
| ૪૦ મું પશ્ચાત્તાપ ... ... | ૩૪૭ |
| ૪૧ મું પુનર્મિલન... ... | ૩૫૪ |
| ૪૨ મું સંમિલન અને સમર્પણ | ૩૭૩ |
| ઉપસંહાર ... ... | ૩૭૭ |

# પ્રગતિને પંથે

કે

# અધોગતિને આવારે ?

## પ્રકરણ ૧ લું

### વર વિક્રય

કિરણ પ્રતિભાશાળી યુવક હતો. તેના પિતા ગોવિંદબાબુને રૂપિયા પૈસાની હરહમેશ ખેંચાખેંચ રહ્યા કરતી હતી. કિરણ અલાહાબાદ તરફની કોઈ એક મોટી કોલેજમાં યંત્ર સ્થાપત્ય વિદ્યા (Mechanical Engineering) ભણતો હતો; છેલ્લાં વર્ષની પરીક્ષા આપવાની તૈયારી ચાલતી હતી ત્યાં એના સગપણની વાત ઉપડી; કન્યાના પિતા રોકડા રૂપીયા ત્રણ હજાર દેવા રાજી હતો. ઉપરાંત વરને પહેરામણી ને કન્યાને દાગીના વસ્ત્ર વિગેરે આપવાની જે ટિપ્પણી બતાવી તે પણ લોભનીય હતી.

ગોવિંદ બાબુ પોતાના જ જીલ્લાના એક શહેરમાં વકીલાતી કરતા હતા. ધંધો ઠીક ઠીક જામ્યો હતો. પણ હમણાં હમણાં અસીલો ઓછા થતા જતા હતા. (રોજ નવા નવા વકીલોની પાટીયાં વધતાં જવાથી) ને ધંધો ધીમે ધીમે ઘસાતો જતો હતો. એમનું શરીર પણ હવે ઘસાતું જતું હતું. હવે તેઓ શહેરમાં

બંધાવેલું પોતાનું ઘર ભાડે આપી ધંધો વીંટી પોતાની જન્મભૂમિમાં બાપદાદાના ખોરડાંમાં આવીને રહેતા હતા. થોડીક જમીન અને ખેતી પણ હતી. શહેરની જગ્યાના ભાડાંના રૂપિયાની આવક પણ થઇ. ને પોતે ગામમાં બેઠે બેઠે ઘરાકોને દાવા—મુકદમા બાબત કાયદાની સલાહ આપતા, અરજપત્રી ને ફરીયાદનામાં બચાવનામાં વગેરે લખી આપતા ને કોઇ કોઇ અસીલો સાથે એમના મામલા—મુકરદમા માટે શહેરમાં જઇને અદાલત કાર્ય—પ્રણાલી પણ પાર ઉતારી દેતા. આ બધાં કાર્યથી થતી એકસામટી થોડી થોડી આવકથી એમનાં સંસારનું ખરચખુંટણ જેમ તેમ નભે જતું હતું.

પણ કિરણને ભણવા ભણાવવાનો ખર્ચ એમને કરજે નાણાં કાઢીને જ કરવો પડતો હતો. કિરણ હુશીયાર છોકરો હતો, એન્જી-નીઅરીંગ ભણતો હતો, ભણીને લગ્ન કરશે ને મૂળ કરજ ને ખર્ચ વ્યાજ સુદ્ધાં ભરી આપશે એવી આશાએ ને એવી અચુક સંભાવના સમજી ગામમાંના કોઇકોઇ ધનપતિઓ ગોવિંદબાબુને નાણાં ધીરતા હતા.

સગપણની વાત જે આવી હતી તે લેતીદેતીને હિસાબે ઘણી આવકારદાયક હતી. પણ કન્યા જોઇએ તેવી રૂપાળી નહોતી; તે ઉમરે મોટી છતાં બહુ ઝાઝું ભણેલી નહોતી, કન્યાના પિતા હતા કોઇ એક ગામના તાલુકદાર, ને પોતાના ગામમાં જ રહેતા હતા. સ્કુલ—કોલેજમાં મોકલી કન્યાને ઉચ્ચ શિક્ષણ આપવાનો પ્રબંધ તે નહોતા કરી શક્યા. ને આર્ય કન્યાઓને એટલું બધું ભણાવવાની ખાસ જરૂર હોય એમ તે માનતા પણ નહોતા. ઘરમાં સ્વભાષા, થોડું અંગ્રેજી અને સંસ્કૃત જેટલું શીખવી શકાય તેટલું શીખવવાનો પ્રબંધ એમણે જરૂર કર્યો હતો.

ને વળી ગૃહસ્થ ઘરની વહુ, ઉજળી દૂધ જેવી, કમલની પાંખડી જેવી સુંવાળી ને રજતવર્ણી પદ્મિણી જેવી ન હોય તો શું થયું? ને ભણતર? તે ધોરણસર થોડું ઘણું લખતાં વાંચતાં શીખે એટલે થયું જ તો. આજકાલ જ કન્યાઓને ભણાવવાનો આવો વા વાગ્યો છે, નહીં તો જુના જમાનામાં વળી કોઇ સ્ત્રી આટલુંયે લખી વાંચી

ક્યાં જાણતી હતી? રોજનો ગૃહસંસાર, છૈયાંછોકરાં, ઢોરઢાંખર, સગાં સંબંધી, મહી-મ્હેમાનથી માંડીને વિવાહ, શ્રાદ્ધ ને તેહેવારો, પૂજા-પર્વણી વગેરે મોટી મોટી કર્મ-ક્રિયાઓ કહો, જે કાંઇ કહો તે રમત રમતમાં આ અશિક્ષિત સ્ત્રીઓ ક્યાં પાર નહોતી ઉતારતી? કામ-લાગી છતાં ખરા કામ ટાણે એક એક જણી જાણે દશ-ભુજા મહિષ-મર્દિની જ જોઇ લ્યો. આજની પેઠે આવા પ્રસંગોએ પાંચ દશ નોકર ચાકર ને રસોયાની જરૂર નહોતી પડતી. પાણી ભરવું, કપડાં ધોવા, દળવું, ખાંડવું, મરીમસાલા પાપડ સેવ બધું પોતાને હાથે કરી એક એક યજ્ઞ જેવા પ્રસંગોમાં પોતાને હાથે રસોઇના મોટા મોટા ટોપ, કડાયાં ચડાવતી ને ઉતારતી. હાથોહાથ જાણે દશ હાથ હોય તેમ મહા ઉલ્લાસભરી પોતાને હાથે સહુને પિરસતી ને હોંસે હોંસે બધાયને જમાડતી, ને એ કડાયાં કુંડી ટોપ ચરૂ થાળી વાટકા, લોટા, ત્રાંસ બધું પોતાને હાથે ઉપાડી તળાવ કે વાવ કુવાને કાંઠે લઇ જઇને માંજી, ઘસી ધોઇ સાફ કરી લાવતી. ક્યાંય કાળો ડાઘ સરખોએ જોવામાં ન આવતો. બધાં વાસણો ચકચકિટ! આજકાલની કોલેજનું શિક્ષણ પામેલી શહેરી કન્યાઓ આને મુકાબલે સાવ અકકરમી! અને એક એક જણીની કાયા તો જુઓ! ગામડાંની ખુલ્લી તાજી શુદ્ધ હવા પણ પુરાં બે દિવસ એમનાથી સહન ન થાય. આ જુઓને પેલા રાય મહાશયને ઘેર હાલમાં જે નવ-વધૂ આવી છે તે મેટ્રીક કે એવું કાંઇક પાસ-ફ્રાસ થઇ આવી છે. તે નદી-તળાવ કાંઠે ઘાટ ઉપર ખુલ્લાં ઠંડા પાણીમાં એક દિવસ નાહી પણ નથી શકતી, શરદી થઇ આવે છે. બુટ ચંપલ વગર તો ધરતી ઉપર પગ પણ નથી માંડતી, સવારે પથારીમાંથી ઉઠ્યા પહેલાં ચા હાજર ન હોય તો ખુલ્લી આંખો છતાં જાણે કાંઇ જોઇ ન શકે, અને કાયા તો નર્યું હાડપિંજરજ; પાસે ઉભાં રહેતાંયે માણસ છળી મરે! આ નવરાત્રિમાં તો હજુ અહીં આવી, ને દિવાળી કરીને જવાની હતી; તે હજુ શરદપુનમ થઇ ના ગઇ તો ચાલી પણ ગઇ પાછી પિયર. કરમ ભમરાળો

દિકરોજ વહુને લઈને ભાગ્યો. જેટલા દિવસ રહ્યો તેટલા દિવસ વહુને હથેળીમાં નચાવી. લાજશરમ પણ બધી નેવે મુકી દીધી લે બાઇ-ઇ-ઇ એણે તો! અઠ્ઠાવીશ વર્ષનો દિકરો જાણે હમણાંજ કેમ માને પેટે ન જન્મ્યો હોય! કાંઇ લાજશરમ પણ નહીં! ઘોર કળિયુગ આવ્યો રે બાઇ-ઇ-ઇ-ઇ!!

પાડોશણો આવી આવી અનેક વાતો કરતી, ગોવિંદભાઇની સ્ત્રી સૌદામિની પણ આવી દલીલો માનતી ને હા માં હા મેળવતી. પણ મનમાંનો વસવસો સંપૂર્ણભાવે તજી શકતી નહોતી. કન્યા બહુ રૂપાળી નથી—એ બાબત એને પોતાને કાંઇ ખાસ બહુ વાંધો હતો એમ નહોતું. રૂપાળી વહુ બધાને ગમે, ને બધાને પોતાને ઘેર રૂપાળી વહુ લાવવાના કોડ હોય, પણ સાધારણ ગૃહસ્થોમાં કેટલાના એ કોડ પુરા થાય છે? કેટલાને ઘેર જેને ખાસ રૂપાળી કહી શકાય એવી વહુ આવે છે? તે પોતે પણ એવી ખાસ રૂપાળી તો નહોતી. આડોસ પાડોશની કે ગામની બીજી ગૃહિણીઓ કે ગૃહ-વધૂઓ—એમાંથી કેટલી એવી બધી સુરૂપા હતી? ચહેરા સામું જોતાં ઉબકા આવે એવી કાળી કદરૂપી કન્યા ન હોય તો ખાસ વાંધા જેવું બીજું શું કારણ હોય? એ-પોતે તો કન્યાને જોઇ આવ્યા છે ને, એ કાંઇ એવી ના પસંદ કરાય એવી તો નથી. ને ભણતરની વાત-તે ઘરના કામકાજમાં વીજળી જેવી હોય, ચતુર હોય ને મેમાન-મહી, છૈયાં છોકરાં, ઢોર ઢાંખર છાણ-વાસીદું, રસોઇ-પાણી, દરણું, દુઝાણું બધું કરી શકતી હોય, ઘરનો ભાર ઉપાડી લેતી હોય ને કોઇને રજ માત્ર પણ ખબર ન પડવા દેતી હોય, ને બાપને ઘેર સગવડ મુજબ બે અક્ષર લખતાં વાંચતાં શીખી હોય-ખાસ પરીક્ષાઓ પાસ કરેલી ન હોય તોયે શું અળખામણું રહી ગયું? દિકરો હવે માણસ જેવો માણસ થઇ આવી બાપને પડખે ઉભો રહેશે, વહુને તો કાંઇ નોકરીચાકરી કરવા નથી જાવું ને! ને પાસ-ફાસ કરેલી વિદ્યા સાથે-સાથ એવી શી ઘસી ચોપડવા કામ લાગે છે? પણ હા, દિકરાનું મન કાંઇક એવું છે ખરું. એને જોઇએ છીએ બહુ રૂપાળી-પુતળી જેવી, પરી જેવી,

ને વળી મેટ્રીક કે બી. એ. પાસ વહુ. આ કાંઇ જુનો જમાનો છે બાપુ? જ્યારે ઘોડીયામાં સગપણ થતાં, ને દીકરો કે દિકરી ચું કે ચાં ન કરતાં. કેમ કરવાથી માબાપની સગવડ સચવાશે, ગૃહ-સંસારમાં એમને શું જોઇએ છીએ, આ બધી વાતોનો આજ-કાલના સુધરેલ છોકરાઓ વિચાર સરખોયે કરતા નથી. એ તો વિચાર કરે માત્ર પોતાનીજ સુખ-સગવડોનો. મોટા હોદ્દાની માનભરી નોકરી કરવી, વહુને જ્યાં જાય ત્યાં બિલાડીનાં બચ્ચાંની પેઠે સાથે ને સાથે ફેરવવી, ને તે ભણેલી વહુ વળી કુટુંબથી અળગી રહી માત્ર હુતો-ને હુતીમાં જ પોતાનો સંસાર માની સુખે રહેવા ઇચ્છે. તેથી સૌદામિની વિચાર કરતી કે, દિકરાનું મન માને એવી કન્યા ન મળે ને દિકરાને પુછ્યા વગર સંબંધ કરીએ, તે વહુ એના મન માન્યાં હાવભાવ ને નાચનખરાં ન કરી શકે તો બધું 'ધુળધાણી ને વા પાણી.' દીકરો સુખી ન થાય ને એનું જીવન વેડફાઇ જાય. પણ માત્ર મોઢું જોઇ ને નાચનખરાં કરી કરાવીને તો સાચો 'ઘર સંસાર' ચાલવાનો નથી ને. જ્યાં રહેશે ત્યાં ઘર માંડીને રહેવું જ પડશે ને-ને ભગવાન એને આજે-નરવો રાખે—પાંચ છોકરાં છૈયાં થતાં એમને પણ ઉજેરી ઉછેરીને મોટા કરવાજ પડશે ને. ને ટાણે-કટાણે ક્યારેક વળી આ ગામડાંનાં ઘરમાં રહેતાં મા-બાપ માંદા સાજા થતાં તેમની ચાકરી કરવા તેઓ ન આવે? ને પોતાને પણ પાકાં-પાન થતાં ગામડાંમાં પોતાની જનમ ભોમકામાં આવવાનું મન ન થાય? પણ આ બધા અક્કરમી કરમ ભમરાળાઓમાંથી આવા વિચારો પણ કેટલાકને આવતા હશે?

ગોવિંદ બાબુ એક દિવસ ઘેર આવી હાથમાંનું ટપાલનું પરબીડીયું પોતાની ગૃહિણીને બતાવતા બોલ્યા-'અલી! સાંભળે છે? આ એ બિહારી બાબુનો કાગળ આવ્યો છે. જો વાંચ-'

'શું લખ્યું છે?'

'લખે છે કે બધું કબુલ મંજુર છે. બીજી બધી વાત લગભગ નક્કી થઇ ગઇ છે. હવે આવીને સવા રૂપીયો આપી પંચ રૂબરૂ કબુલ કરી જાઓ'.

'પંચ રૂબરૂ કબુલ કરવું? વાગ્દાન કબુલ કરવું? તે એ થયું એટલે તો પછી સંબંધ પાકોજ થયો સમજવો એમને?'

'તે તો થાયસ્તો. એ થયા પછી કોઇ સજ્જન ગૃહસ્થ સંબંધ તોડી ન જ શકે. કન્યાનો બાપ ને વરનો બાપ જીભ કચરે એટલે બસ થયું પાકું. આજકાલ સમો બદલી ગયો છે; નહીં તો જુના જમાનામાં તો વાગ્દાન થયા પછી વર કે કન્યા માંદા પડી ખોડખાંપણવાળાં થઇ જાય તો પણ એ લગ્ન તો કદીંજ છુટકો થતો ( બંગાળમાં હજુ પણ પ્રથા છે. વાગ્દાન થયેલ પુત્ર કન્યાનાં મા-બાપો નજીવું કારણ મળતાં સંબંધ તોડી નાંખે છે.)

'ત્યારે તો-'

જરા કચવાતે મને ગોવિંદ બાબુ બોલ્યા-'આહ. તારા મનનો વસવસો ને ખદબદાટ કોઇ દિવસ ન ગયો. તને જોઇએ છીએ ઈંદ્રનગરની પાંખોવાળી પરી, બી. એ. એમ. એ પાસ-ને એવી કન્યાના મા બાપ વળી મને આટલા રૂપીયા વાંકડાના પણ આપે, ખરું ને! કોણ સામું ચાલીને આપણને દીકરી દેવા આવશે? પરી જેવી રૂપ-રૂપાળી ને ભણેલી છોકરીઓ-તો શહેરના ધનપતિના દીકરાઓ વીણી લીએ છે-વીણતાં છતાં પણ ઘણીવાર એમનેયે મનમાનતી નથી મળતી ને એવી મળે તો પછી મોં માંગ્યો વાંકડો તો નજ મળે. કન્યાનો બાપ જે આપે તે કબુલ કરવું પડે. હું તો એમ માનું છું કે આવી ભણેલી કન્યાના પિતાઓ જો દોડધામ ન કરી મૂકે ને ચાર દિવસ સબુરી પકડી ચુપ બેસી રહે તો મુરતીયાનાં મા-બાપો સામા પૈસા આપી આવી કન્યાઓને હાથો હાથ ઉપાડી જાય. તારે જો રૂપનગરની રૂપાળીબા લાવવી હશે તો વાંકડાના વાંધા પડશે. તને જોઇએ રૂડી રૂપાળી વહુ ને વળી વાંકડો; લાડ ને વળી લડામણ!-બેય ક્યાંથી મળે? ને આપણું તે વળી કયું એવું તાલેવંત ઘર છે? આપણે રહ્યા ગામડાના ગરીબ ગૃહસ્થ—'

'પણ છોકરો તો શહેરમાં મોટી માનભરી નોકરી કરશે ને'

'એવી નોકરી મળે તો ખરી, ત્યારે જોયું—'

'તો પછી એનાં ત્યારેજ સગપણ કરજો ને—એને મનગમતી એકાદ સારી કન્યા જોઇને—'

'પછી ?—ને આ જે મેં કરજે નાણાં કાઢયાં છે તેનુ શું ?—મોટી નોકરી તો મળે ત્યારે ખરી. પણ આજ સુધીમાં આ કરમી પુતરને એવી નોકરી મેળવવા માટે લાયક બનાવતાં મારે જે માલ મસાલે ભેળો કરવા કરજ કરવું પડયું છે તે કોણ ભરશે ?'

'તે શું ખરેખર તે વખતે શું રૂપીયા—પૈસા વાંકડો નહીજ મળે ?'

'ન મળે તો ? ને એવાં સગપણ તો હું બાપ કાંઇ નથી કરવા જવાનો ને, કરશે એ પોતે. કન્યા સાથે—આ સાહેબ લોકોની જેમ સગપણ પહેલાંજ પ્રેમગોષ્ટી ચાલી ચુકી હશે. શું મોઢું લઇને પછી વાંકડો મંગાય ?'

એક ઉંડો નિશ્વાસો નાખી સૌદામિની ચુપ રહી. ગોવિંદભાઇ બોલતા જ રહ્યા—'હજુ તો હું ઘરનો ધણી—રણી છું, કન્યાના બાપ સાથે લગ્નની વાતચીત હું કરૂં છું ને કરી શકું. સમાજના રિવાજ મુજબ રૂપીયા—પૈસા વાંકડો ને પહેરામણી માંગવાનો પણ મને હક છે. પણ તે વખતે હું ક્યાં હોઇશ વચમાં ? મારી આ જવાબદારી—મારાં આ કરજનો તે ઘડીભર વિચાર પણ કરશે ખરો ? હા, એવા સપુતો પણ હોય છે કે જે બધી વાતે લાયક હોવા છતાં બાપનું માન રાખે, બાપને મોટપ આપે ને એને તરછોડી ન નાંખે, એની સુખ—સગવડ સારાં—નરસાંનો વિચાર કરે, ને એની ઉપર જ બધી વાતે ભરોસો રાખે. પણ આ કાંઇ એવો સપુત છે ?'

સૌદામિની બોલી—'બીજે તો કાંઇ વાંધો જણાતો નથી પણ આપણી પોતાની જવાબદારીથી પારકાની દીકરીને ઘરમાં લઇ આવીએ—ને પછી જો દીકરો એની સામુંયે ન જુએ તો ?'

'તું તો ગાંડી છે ગાંડી—! એવું તો કોઇ દહાડો ક્યાંય બન્યું છે ખરૂં ? એક વાર લગ્ન થઇ ગયા પછી—ને કન્યા પણ સાંભળવા મુજબ જો સાચેસાચ લક્ષ્મીનો અવતાર હોય—તો કેટલા દિવસ દીકરો એને અવગણી દૂર રાખી શકશે ? કોઇ એમ કરી શક્યું છે ખરૂં ?

અરે એવાં તો કંઈ કાંઈ જોઈ નાંખ્યા છે! એવી ટેક જેઓ રાખે તેનાં કારણ હોય બીજાં, જરા મનગમતો ચહેરો ન હોય કે થોડું ઓછું ભણી હોય તે કારણે નહીં સમજી!'

'જુઓ તમને ઠીક લાગે તે શોચી-સમજીને કરજો પણ-'

'હજુયે પણ-ને બણ? ના, હવે વધુ વિચાર કરવા જેવું નથી-સમજી? લેણદારોને હવે થોભાવી શકાય તેમ નથી. એમણે મને અકળાવી મૂકયો છે. એ નોકરીએ ચડી કરજ ભરશે એવે ભરોસે કોઈએ મને નાણાં ધીર્યાં નથી, ધીર્યાં છે દીકરાનાં સગપણમાં વાંકડો મેળવી દેવું ફેડશે એમ સમજીને. તેથી જ્યારથી આ સગપણ-સંબંધની વાત ઉપડી છે ત્યારથી બધાય મારા પર દબાણ કરે છે. કહે છે કે આવી સરસ તક મળી છે તો તેનો લાભ લઈ અમારૂં કરજ ભરી આપો.' ને હું પણ જો આ લાગ જતો કરૂં તો ભવિષ્યમાં કરજ ભરી શકું એમ મને લાગતું નથી. કારણ કે દીકરાનું મન માને તેવી વહુ ને આટલા રૂપીયાનો વાંકડો-બેય એક સાથે કર્યાંય નહીં મળે. કેટલેય ઠેકાણે ગોર મોકલી વાત ચલાવેલ પણ એવું બનવું આજકાલ મુશ્કેલ છે. કાં તો આ સગપણ કબુલ કરી કરજ ભરી દેવું અથવા તો ઘર-બાર-જમીન બધું છોડી રસ્તા પર ભિખારી થઈ ઉભવું. બીજો ઉપાય નથી.'

'ને જો કિરણનું મન નહીં માને તો?'

'એને મન મનાવવું જ પડશે. આટલું કરજ કર્યું છે તે કાંઈ શોખને ખાતર નથી કર્યું ને મેં? કર્યું છે એના માટે. લેણદારો હવે વધુ વખત થોભે તેમ નથી. એ કમાવા માંડે ત્યાં સુધીની ધીરજ કે ભરોસો તેઓ રાખી શકે તેમ નથી. ને વળી એ તો વગડાનો વા' લઈ બેઠો છે-વિલાયત જવું છે! તું જ સાચું કહેજે હેં-કે લેણદારો આમ કેટલાં વરસો સુધી મોં ફાડીને બેસી રહે? મારે આ તકે જ બધું દેવું ભરપાઈ કરી દેવું જોઈએ. આના સિવાય બીજો ઉપાય જ નથી. એનાથી શું થાય તેમ છે? રાજી નહીં થાય? હરામી! પાજી!! એને રાજી થવુંજ પડશે!'

સૌદામિની બોલી–'એના કરતાં એક કામ કરોને. સવા રૂપીયો આપી કબુલાત પાકી કરતાં પહેલાં કિરણને બધી વાત સમજાવીને લખોને, કરજની જવાબદારી છે તે તો છેજ. ને વળી દીકરો ન માને ને સંબંધ તોડવો પડે તો સારા માણસ વચ્ચે આપણું નાક શું રહે? સાંભળવા પ્રમાણે પાકું સગપણ તોડતાં કોરટમાં ફરીયાદ–દાવા પણ આજકાલ થઇ શકે છે. તમે પોતેજ પેલા કોઇ વિલાસબાબુનો એવો એકાદ કેસ ચલાવતા હતા ને.'

'હું–વારૂ! વાત વિચારવા જેવી છે તો ખરી. મોટી ભુલ કરી બેઠો છું. મારા જેવા ગરીબ માણસે આટલું મોટું કરજ કરી દીકરાને આટલે સુધી ભણાવ્યો એજ બેવકુફી થઇ છે.'

'પણ દીકરાને ભણાવી ગણાવી હુશીયાર તો કરવો જ પડે ને.'

'એ તો જેવી જેની શક્તિ, તે પ્રમાણે તે દીકરાને ભણાવે ગણાવે. થોડુંઘણું વાંચતાં લખતાં શીખવ્યું હોય, અને જેમ તેમ કરી એકાદ નોકરી કરી જાડો મોટો રોટલો રળી લાવે ને ચાર જાડાં મોટાં કપડાં ખરીદ કરી શકવાની શક્તિ આવે એટલું ભણાવ્યો હોય તો ગરીબ માણસે પોતાના દીકરાને ઘણો ભણાવ્યો કહેવાય. આટઆટલું ખરચ કરી આટલી મોટી ઉમર સુધી દીકરાને ભણાવ્યાજ કરવો એ મોટા તાલેવંત લોકોનું કામ છે, જેમના ઘરમાં રૂપીયાના રાફડા છે. આ હું મૂર્ખ–શિરોમણિ જ બન્યો–વામનજી હોવા છતાં બીજાના ખભા પર ચડીને ચાંદો ઝડપવા ગયો–એવા વિચારથી કે એ ખભા પર ચડવાનું મૂલ (કરજ ને તેનું વ્યાજ) દીકરાને પરણાવીને ચુકવી દઇશ! (વાંકડો લઇને) અને હૈયાફુટાને ત્યારે એ વિચાર પણ ન આવ્યો કે એક વખત એવો આવશે કે જ્યારે એને પરણાવવો એ મારા અખત્યારની વાત નહીં રહી હોય.'

એક ઉંડો નિસાસો નાંખી સોદામિની બોલી–'એ તો બધું બનવા કાળ બન્યું. હવે એ કાંઇ મટાડી શકાય તેમ નથીજ. હવે

હું કહું છું. તેજ કરો—પરીક્ષા પછી તે ઘેર તો આવવાનો જ છે ને એકવાર. ત્યારે એને પૂછીને—'

'હું—વારૂ, આવવા દે ત્યારે.' કહી ગોવિંદ બાબુ બેઠકખાનામાંથી ઉઠી બહાર ચાલ્યા ગયા.

પરીક્ષા પછી કિરણ દેશમાં આવ્યો. પણ આ પ્રસ્તાવ સાંભળતાં જ તે બગડી બેઠો. એણે ચોખ્ખેચોખ્ખું પરખાવી દીધું કે ખરચ કરી પિતાએ એને ભણાવ્યો તે પિતાની ફરજ પિતાએ બજાવી છે. દરેક પિતાને એમ કરવું જ પડે. એ કાંઈ નવાઈની વાત નથી. પણ તેથી પુત્રના જીવનનો આમ ભોગ લેવાનો અધિકાર પિતાને મળી જતો નથી, કોઈ પણ પિતાને આવો અધિકાર નથી પિતાનો ગુસ્સો, તિરસ્કાર ને કડવાં વેણ, માતાની કરૂણ વિનંતિ—કશાથી કશું વળ્યું નહીં. આખરે મિત્રો હઠ કરી તેને સમજાવવા લાગ્યા. અનેક દાખલા દલીલો ને તર્ક વિતર્કના વિનિમય પછી આખરે કિરણ બોલ્યો—'વારૂ તમે કહો છો તેમ તમારે વર—વિક્રય કરી આમ મને વેચી નાંખવો હોય તો ભલે તેમ કરો. આમ કરવાથી જ જો પિતૃ—ઋણ ચુકવાઈ જતું હોય, તો ભલે તેમ કરો. પણ આટલું થયા પછી માતા—પિતા મને વધુ ગળે પડવા ન આવે ને તમે મિત્રો પણ ન આવો એટલું કબુલ કરો.'

'એટલે ?'

મિત્રોમાં કિરણનો એક જ્ઞાતિ—બંધુ સતીશ એનો નાનપણથી જ લંગોટીયો મિત્ર હતો. બન્ને વચ્ચે બનતા પણ બહુ જ સારી હતી. કિરણની વાત સાંભળીને તેણે ઉપર મુજબ પ્રશ્ન કર્યો. જવાબમાં કિરણે કહ્યું—' એટલે શું, એ સમજવું કાંઈ બહુ અઘરૂં નથી એ સમજવા મલ્લિનાથ પંડિતની ટીકાની જરૂર પડે તેમ નથી.'

' ના હું તો ભાઈ નથી સમજી શક્યો. ખુદ મલ્લિનાથ આજે હયાત ને હાજર હોત તો તે પોતે પણ તારાં આ ભાષણ ઉપર ટીકા કરી કોઈને સમજાવી ન શકત એમ હું માનું છું. વારૂ ચાલ

જવા દે એ વાત, એ ભાષણનું ભાષ્ય ને એની ટીકા તારે જ મોઢેથી મારે સાંભળવી છે.'

'કેમ, તું જ હમણાં કહેતો હતો ને કે પિતૃ-ઋણ મારે ચુકવવું જ જોઇએ. તે હું ચુકવી આપું છું. ને એ દેવું ભરપાઇ થઇ જાય પછી તો-'

'બધું પતી ગયું! એમ ને? પછી 'રાજારામનો ઘોડો ખાણુ ખાઇને છુટો મુટો' ખરૂં? તારૂં કરજ એટલાથીજ ચુકવાઇ ગયું ખરૂં ને? તને ભણાવી ગણાવી માણસ જેવો માણસ બનાવતાં જે ખર્ચ કરવા એમને દેવું કરવું પડયું, એજ ફક્ત તારૂં પિતૃ-ઋણ ખરૂં ને! હું કાંઇ ખોટું કહું છું કે ખુદ મલ્લિનાથની પણ તાકાત નથી કે તારી આ વાત એ સમજાવી શકે? સમજી શકે એવું મગજ લઇને પણ કોઇ મલ્લિનાથ આ દેશમાં તો જન્મતા નથી!'

'જન્મતા નથી એજ દેશનું દુર્ભાગ્ય છે ને! શાસ્ત્ર-શાસન, સમાજ-શાસન અને કુ-રૂઢી ને કુસંસ્કારોનાં જેટલાં બની શકે તેટલાં વધુમાં વધુ જાળાં માણસના માથા ઉપર એવાં તો લાદી રાખ્યાં છે, કે માણસ બિચારો કોઇ કાળે એ બધાં ઝાડી ઝુડી ફેંકી દઇ માથા પરનો બોજો કોઇ દિવસ હલકો કરી શકેજ નહીં, ને તેથીજ એવા મલ્લિનાથો જન્મતા નથી.'

'હવે રાખ રાખ એ તારી ફિલસુફી! જાંગલાના દેશમાંથી આયાત કરેલી ઉછીની આણેલી એવી ભ્રામક ને નકામી લવારી-ફિલસુફી-યારી ઘણીય સાંભળી છે. દેશની નાડ જેઓ બરાબર પારખી જાણતા નથી, દેશ તરફ જેમને લગારે માયા મમતા નથી, તેઓજ આવો બકવાદ કરી વૃથા વાણી-વિલાસ કરી શકે.'

'ને તમે બધા દેશને બરાબર ઓળખી શકયા છો ખરૂં ને? તમને બધાને દેશ તરફ લાગણી છે ખરૂં ને?'

સતીશે ઉત્તર વાળ્યો 'હા-છે, છે, લાગણી છે, તે એક વાર નહીં પણ એકસો વાર કહી શકું છું, છાતી ઠોકીને. પણ છતાંયે દેશની નાડ હું પારખી શકયો છું એ વાત હજુયે હું ગર્વપૂર્વક બોલી શકતે,

નથી. પણ જેઓ એ પારખી શકયા છે, પારખી ગયા છે–દેશના જેઓ શુદ્ધ ને સાચા સુપુત્રો હતા, તેઓ જે શીખવી ગયા છે, કહી ગયા છે તેને માથે ચડાવી ચાલીએ છીએ. ચાર ચોપડી 'ગોટ–પીટ' ભણી ફીરંગી બની અમે ગુલામ નથી બની ગયા!'

'ને હું બની ગયો છું કેમ?'

'એક વાર નહીં, એકસો વાર બની ગયો છે. નહીં તો આજ 'પિતૃ ઋણ ચુકવાઇ ગયું.' એવી વાત તારા મોઢામાંથી નીકળત નહીં.'

'આટલાથી પણ ઉગરવાનો આરો નથી ત્યારે? તમે જેને પિતૃ–ઋણ કહો છો તે ચુકવવા હું આજ મારાં આખાં જીવનનું બલિદાન દઇ રહ્યો છું તો પણ એમાંથી મારી મુકિત નહીં થાય?

'આખાં જીવનનું બલિદાન આપે છે! કેમ, કેવી રીતે?'

'એમનું એ કરજ ચુકવવા હું આજ એક ગામડીયણ જનાવર સાથે મારૂં આખુંય જીવન જડએ–સુલાખ કરવા કબુલ થાઉં છું ને–'

જનાવર! તું જનાવર કોને કહે છે મુરખા? તું એક સદ્ગૃહસ્થનો પુત્ર–માબાપ તને એક બીજા સજ્જન સદ્ગૃહસ્થના ઘરની લક્ષ્મી જેવી રૂડી–રૂપાળી દીકરી લાવી પરણાવી આપે છે–એને તું જનાવર કહે છે? કારણ–તમારી ચાલુ ફેશન મુજબ પ્રથમ પૂર્વાનુરાગ 'કોર્ટ-શીપ' નથી થઇ–એ જ ને? એટલે જ એ બની ગઇ જનાવર ખરૂં ને! ને તારા જીવનનું થઇ ગયું બલિદાન! 'કોર્ટશીપ' કરીને પરણવાનું આ દેશમાં કયાંય બનતું સાંભળ્યું છે? ને તે નથી થતું તેથી કેટલાં યુગલો દુઃખના દરિયામાં ધકેલાઇ ગયાં તેં જોયાં ને જાણ્યાં? ને જે દેશના આજે આપણે ગુલામ છીએ ને જ્યાં કોર્ટ-શીપની પ્રથા ચાલુ છે તે દેશમાં શું થાય છે તે જરા આંખો ફાડીને જો તો ખરો! તો તને ખબર પડશે કે પરિણીત જીવનમાં વધુ સુખી એ લોકો છે કે આપણે? સાંભળ્યું તો તેં પણ ઘણું હશે કે હની–મૂન હજુ તો પુરૂં થયું ન થયું હોય તેટલામાં તો બન્ને એકબીજાની ગંધ સરખી પણ ખમી શકતાં નથી.'

'જે ન ખમી શકે તે ભલે ન ખમી શકે. ક્યાંય કોઈ પણ એમ ખમી શકતું નથી-જ્યાં માણસમાં તાજું સ્વતંત્ર જીવન ભર્યું છે ત્યાં એ ન જ ખમી શકાય. જીવતે મરેલો આ દેશ,-સુખ દુઃખને ઓળખવાની શક્તિ પણ કોઈમાં રહી હોય તો ને? સડેલી મેલી દુર્ગંધમય સમાજ,-નરકના કીડાની પેઠે એમાં જ બધાં સબડયા કરે છે, ને મનમાં સમજે છે કે બહુ સુખી છીએ! મારો દોષ એ કે આ સ્થિતિજ સર્વશ્રેષ્ઠ છે એમ હું માની શકતો નથી, ને મારા મનમાં એક આદર્શ હતો મારૂં એક લક્ષ્ય હતું-એ રસ્તે જઈ તાજાં મધુરાં સુખી જીવનનો ઉપભોગ કરવાની મારી ઇચ્છા હતી. ને કદાચ-કદાચ-સુખી થાત પણ ખરે! પણ આ આદર્શ તજી એકદમ સડેલા ગંધાતા કાદવમાં આજે મારે મારી જાતને ઝબોળી દેવી પડે છે! છતાયે તું કહીશ કે મારૂં પિતૃઋણ હજુયે ન ચુકવાયું?'

'અરે ઓ કરમ ભમરાળા,-હેયાફૂટા—'.

શારદાચરણ બોલી ઉઠ્યો-'અરે સતીશ? જરા સબુર કર સબુર કર! હવે વધુ બકવાદ કરવાની જરૂર નથી. નકામા વાદવિવાદથી કશું ફળ નથી. ને વાદવિવાદથી એ વાતની મીમાંસા પણ થઈ શકવાની નથી. તું પણ એને સમજાવી શકીશ નહીં, એ પણ તને નહીં સમજાવી શકે. આ નકકામી લમણાઝીક ઘણી થઈ. હવે મૂળ વાત ઉપર આવોને ભાઈ! સાંભળ ભાઈ કિરણ! તું 'કાદવમાં ઝબોળાય' કે જે કાંઇ કહેવું હોય તે કહે, ને તારૂં પિતૃઋણ ફેડાઈ જશે કે નહીં તે તારે ને તારા બાપને સમજવાનું રહ્યું. અસલ વાત એ છે કે આ કરજના બોજામાંથી તારા બાપને મુક્ત કરવા તું આ કન્યાને પરણવા ખુશી છે કે નહીં? ચોખ્ખે ચોખ્ખું કહી દે.'

વિપિન બોલ્યો-'ને અમે એમ ધારીએ છીએ કે, ખરેખર જો તે ખાનદાન-સજ્જન વંશની કન્યા હશે-ને તે છેજ, તો આજ તું ગમે તેમ ભલે કહે પણ તું દુઃખી જરૂર નહીં થાય, આ પંકમાંથીજ

પંકજ ઉગી નીકળી તેની દિવ્ય સુગંધથી એક દિવસ તને તે મુગ્ધ કરી મૂકશે.

સુનીલ જરા હસીને બોલ્યો; 'પણ કિરણ બહુ બહુ તો એને "નીલ-પદ્મ' કહેશે!'

વિપિને જવાબ વાળ્યો, 'ભલે નીલ તો નીલ-પણ પદ્મ તો ખરું ને! શોભામાં ને સુગંધમાં તે લાલ પદ્મ કે શ્વેત-પદ્મથી જરાય ઉતરતું નહીં હોય; કવિઓએ પણ નીલ પદ્મને કયાંય ઉતરતું ગણી એને નીચું સ્થાન નથી આપ્યું.'

તારક બોલ્યો: 'બરાબર છે, બરાબર છે. સુંદરીઓ,-જેને કવિઓ પદ્માક્ષી કહે છે, તે નીલ પદ્માક્ષીજ હોય છે-જેને શુદ્ધ ભાષામાં કહેવું હોય તો કહેવાય ઇન્દીવરાક્ષી!'

'વારુ, છોડો એ વાત હવે. ચાલ ત્યારે હવે તું શું કહે છે કિરણ?'

કિરણ બોલ્યો: 'કેટલીવાર મારે મોઢે એકની એક વાત કહેવડાવશો? હું તો કહી ચૂકયો કે આ લગ્ન કરી પિતાને ઋણ-મુકત થવું છે, તો ભલે થાય. રાજીપે ગેરરાજીપે, હું પરણવા કબુલ થાઉં છું. પણ એક વાત છે. મારું તમારે જે કાંઇ કરવાનું હોય તે જલદી પતાવી નાખો. હું અહીં છું એટલા દિવસોમાંજ. હું અહીંથી એકવાર ગયો પછી કોને ખબર છે પાછો આવું કે ન પણ આવું. મારું મન કદાચ બદલી પણ જાય. માટે હાલ તુરતમાંજ જે કરવું હોય તે કરી નાખો ઝટપટ.'

કહી કિરણ મિત્રમંડળીમાંથી ઉઠીને ઉભો થઇ ગયો.

# પ્રકરણ બીજું

## પ્રભુતામાં પગલાં ?

થોડા દિવસોમાં જ લગ્નનું એક શુભ મુહૂર્ત આવતું હતું. લગ્ન થઈ ગયાં. પરીક્ષાનું પરિણામ પણ તુરતજ આવ્યું. કાંઈક નોકરી–ચાકરી શોધવી જોઈએ ને, એવું બહાનું કાઢી પરિણામ જાણ્યા પછી કિરણ તરત જ કલકત્તા ચાલ્યો ગયો. પરીક્ષામાં તે પ્રથમ શ્રેણીમાં પ્રથમ નંબરે પાસ થયો હતો. કોલેજના પ્રાધ્યાપકની ભલામણથી યુકતપ્રાંતના કોઈ એક કારખાનામાં એને સારી નોકરી પણ મળી ગઈ.

નોકરી પર લાગી ગયા પછી એકાદ મહીને કિરણે પિતાને લખ્યું કે એમનું ઋણ એણે ચુકવી આપ્યું છે. એમનો ગૃહ–સંસાર આટલા દિવસ જેવી રીતે ચાલતો હતો તેથી વધુ સારી રીતે હવે જરૂર ચાલતો હશે. (વ્યાજ વટોતર હવે દેવું ન પડતું હોવાથી) ઉચ્ચતર શિક્ષણ મેળવવા માટે તે વિલાયત જવાની પેરવી કરી રહ્યો છે, ને તેથી પોતે પોતાની આવકમાંથી થતી બચત એ કાર્ય માટે સંચિત કરશે, એમને નિયમિત રીતે કાંઈયે ખરચી મોકલાવી શકશે નહીં: છતાંયે કોઈ વખત કંઈ ખાસ પ્રયોજન પડશે તો બનતી સહાય કરવા પ્રયત્ન કરશે. પણ આવું પ્રયોજન હરહંમેશ ન આવીને ઉભું રહે એ વાત તરફ ખાસ ખ્યાલ રાખી તેમણે ખર્ચ કરવો–વિગેરે–વિગેરે.

પુત્રની કમાણીમાંથી નિયમિત સહાય લેવાનું હજુ સુધી કાંઈ પ્રયોજન પડયું નહોતું જ. સંસાર જેમ ચાલે છે તેમ ચાલ્યા જ કરવાનો હતો. પુત્રને સારી નોકરી મળી છે તેથી પોતે પોતાનો ખર્ચ વધારી ઠાઠમાઠથી રહે એવો કોઈ ખ્યાલ પણ એમનો નહોતો. ને એમ કરવાની ખાસ જરૂર પણ એમને જણાઈ કે જણાતી નહોતી. નાનાં બે બાળકો પુત્ર અને પુત્રી ઘરમાં હતાં. તે તો પૂર્વે પણ હતાંજ. ત્યારે ઘરમાં માત્ર એકજ માણસનો વધારો થયો હતો. તે તે વહુનો. તે બિચારી કેટલુંક ખાશે ને કેટલુંક પહેરશે ? એને તો તે

આનંદથી પ્રતિપાલન કરી શકશે. ને વહુ પણ હતી ખરેખર લક્ષ્મીનોજ અવતાર. ધનપતિની પુત્રી છતાં એના વર્તનમાં એવું કશુંયે જણાતું નહોતું. ઉલટું જાણે કે ગરીબ ગૃહસ્થની કન્યા ગરીબ સાસરે આવી હોય એવું એનું વર્તન હતું. પણ પુત્રનો આવો અવિવેકપૂર્ણ પત્ર વાંચીને ગોવિંદ બાબુને સખત આઘાત થયો. વિલાયત જવું હોય તો ભલે જાય. પ્રભુ એનું કલ્યાણ કરે. ખરચ ખુંટણ આપવું ન હોય તો ભલે ન આપે–નહીં આપે તો તે એની પાસેથી ભાલાને જોરે તો કંઇ વસુલ કરવાના નહોતાજ ને. ત્યારે આવી ભાષામાં આવી ઉદ્ધતાઇ ભરેલો પત્ર ન લખ્યો હોત તો! જરા વિવેકમય વાણીમાં નમ્ર રીતે તે શું નહોતો જણાવી શકતો કે આ કારણથી તે રૂપીયા બચાવી ભેળા કરવા માગે છે, ને પિતા જો ઘર સંસારની આવકમાંથીજ પ્રથમની પેઠ જ થોડો વધુ વખત હજુએ ચલાવી લીએ તો બહુ સારું થાય? ને એમ લખ્યું હોત તો તેઓ સંતોષ માની પોતાનું ખર્ચ પોતે ચલાવ્યાજ કરવાના હતા. ને વળી ઋણ–શોધનું ઉપાલંભ પણ આપ્યું છે! લખે છે કે, એપણ એણે ચુકવી દીધું છે. જાણે તે એમજ માનતો હોય કે એનું પિતૃ–ઋણ આટલામાંજ ચુકવાઇ ગયું હોય,–ને એમનો હવે કોઇ હક્ક–અધિકાર પુત્ર ઉપર ન રહ્યો હોય! છતાં પણ મહેરબાની કરી–દયા કરી કોઇ વાર ખાસ જરૂર પડે તો થોડી ઘણી મદદ કરવા પણ તે પ્રયત્ન કરશે! એમજ એ ખરેખર માને છે ને? તે ભલે માને, એમાં કોઇને કશું કહેવા કરવાનું નથી. પિતૃ–ઋણની વ્યાખ્યા એ અને એના મતને મળતા માણસો ગમે તેવી કરતા હોય, પણ સાચા પુત્રો તો ધર્મ–બુદ્ધિથીજ આ વાત માની તે પ્રમાણે ચાલતા હોય છે, ફક્ત કાયદા કે અધિકારને જોરે કે ભાલા–વેરાથી કોઇ પણ પિતા પોતાના પુત્રને એવું બળાત્કારે મનાવી શકે નહીં. તેઓ પોતે પણ એમ કરી શકયા નહોતા ને કરવા ઇચ્છતા પણ નહોતા. શરીર પડવાનું હશે–ત્યારે નશીબમાં જે લખ્યું હશે તે થશે. પણ આ પારકાની દીકરીને ઘરમાં લાવી બેસાડી તેની પણ જો તે આમ ઉપેક્ષાજ

કરે તો ? એના તરફ કોઇ પણ જાતનું આકર્ષણ એને થયું હોય એમ લાગતું તો નથી. એક ખોટો સાચો પત્ર પણ એના ઉપર નથી લખ્યો. અરરર !—ગૃહિણીએ બિચારીએ સાચું જ કહ્યું હતું, પણ પોતે ગણકાર્યું નહીં. હાય હાય ! પોતે શા માટે આવો સત્યાનાશ પોતાને માથે વ્હોરી લીધો ? કરજ ન ભરાત તો બહુ બહુ તો ઘર-બાર જમીન બધું વેંચાઇ જાત—લીલામ થઇ જાત, પોતે કામ ન કરી શકત તો ઘેર ઘેર બારણે બારણે ભટકી ભીખ માંગીને પેટ ભરત ને શેરીમાં ઝાડને છાંયડે સુઇને દેહ ત્યાગ કરત. એ પણ આના કરતાં બહેતર હતું ! પણ સમુદ્રને શોષી નાંખે એવા આ લક્ષ્મી જેવી વહુના નિઃસાસા ! અહાહાહા—

શરીર પ્રથમથી રોગગ્રસ્ત તો હતું જ, ને હવે આ વ્યાધિથી આ અનુશોચનાથી એકદમ લથડ્યું. બે એક મહિનામાંજ એમને મહાકાળ ભગવાનની કંકોત્રી આવી લાગી.

સૌદામિની બોલી: 'કિરણને ખબર આપશું ?'

ગોવિંદ બાબુએ ઉત્તર વાળ્યો—'ના, ના, કંઇ જરૂર નથી. એનું પિતૃઋણ ચુકવાઇ ગયું છે ! એ શા માટે આવે ? ને હું એને બોલાવું પણ કયા હક-દાવાથી ?'

આંખો આડો સાડીનો પાલવ રાખી સૌદામિની બિચારી રડવા લાગી. જરા હાંફતાં હાંફતાં ગોવિંદ બાબુ બોલ્યા: 'સાંભળ, રડમાં, એના વિષે તો મારે કાંઇયે કહેવાનું નથી ! બધુંય ચુકતે થયું છે. પણ...પ...અ...ણ આ મારી વહુમા...મારી...દીકરી...હું એને શું મોઢું દેખાડું...તું એને કહે, તે મને માફ કરે.' ... ... ...

વહુ સુરબાલા બારણાની ઓથે ઉભી ઉભી સાડીના પાલવ વડે આંસુ લુછતી હતી. માથા પરનું વસ્ત્ર જરા નીચું ઓઢી તે ઓરડામાં આવી. સસરાને ખોળો પાથરીને પગે લાગી. સસરાની પથારીની પાંગત પાસે તે ભોંયપર બેસી ગઇ ને તેમના બન્ને પગો જરા ઉંચકી

કરી પોતાના માથાને ભક્તિભાવે અડાડયા, ત્યાર પછી ઉઠી ઉભી થઇ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ઓરડામાંથી બહાર નીકળી ગઇ.

સૌદામિનીએ પોતાના સ્વજ્ઞાતિ કોઇ એક પાડોશી પાસે કિરણને એના પિતાના મૃત્યુસંવાદ પાઠવ્યા. કિરણે ઘેર આવી યથાસમય ઉત્તરક્રિયા કરી. પિતાના મૃત્યુ પહેલાં તેને કેમ ખબર આપવામાં ન આવી, એવું એણે પોતે કાંઇ પુછયું પણ નહીં ને માએ એને ખાસ ચાહીને કાંઇ કહ્યું પણ નહીં. તે આજે પાછો પોતાની નોકરી પર હાજર થવા રવાના થવાનો હતો. જમ્યા પછી કિરણે સુરબાલાને પોતાના ઓરડામાં બોલાવી. પોતે ખુરસી ઉપર બેઠો હતો, સુરબાલા આવીને જરા નીચું ઓઢી ખુરસીની એકબાજુએ પડખાંભર ઉભી રહી. કિરણે એકવાર તિરછી નજરે આ જોયું; પછી ધીમે સાદે બોલ્યો: 'હું આજ જાઉં છું. જલદી પાછા આવવાનો જરાય સંભવ નથી તેથી જતાં પહેલાં તને કેટલીક વાતો મારે ખુલ્લે ખુલ્લી કહેવાની છે.'

'કહો.'

'હું ધારૂં છું કે તું જરૂર સમજી શકી હોઇશ કે ઠીક પતિ-પત્ની સંબંધથી તારી સાથે રહેવું એ મારાથી બની શકે તેમ નથી.'

'હા.'

'આ હાલતમાં હવે શું કરવું જોઇએ ? તું શું કહે છે ?'

'શું કરવું ! શું કર્તવ્ય ! તે હું શું કહી શકું ? તમને જેમ ઠીક લાગે તેમ કરો.'

'વારૂ—હું જેમ ઠીક લાગશે તેમ કરીશ પણ તે કદાચ તને ઠીક નહીં લાગે. લોકો પણ કહેશે, ને તું પણ માનતી હોઇશ, કે જો લગ્ન કર્યાં તો પછી તને સ્ત્રી તરીકે મારે ગ્રહણ કરવી જ જોઇએ. પણ—લગ્ન થયાં છે—તે મારી પસંદગીથી નથી થયાં. બાપુની પસંદગીથી થયાં છે, એમના કરજની હોળીમાં મારા પર દબાણ લાવીને, ને હું એ દબાણ અવગણી નથી શકયો.'

સુરબાલા ચુપચાપ ઊભી રહી. કિરણ બોલ્યો: 'ચુપચાપ મુંગી મુંગી કેમ ઊભી રહી છો. તારે કાંઈયે કહેવાનું નથી ?'

'ના.'

'ત્યારે મારે જે કહેવાનું છે તે હું કહી દઉં છું. હું આ બંધન-માંથી છૂટવા માગું છું, ને તને પણ છોડવા માગું છું.'

'છૂટવું ને છોડવું? હું સમજી શકતી નથી કે તમે શું કહેવા માગો છો!'

તું, સહેલાઈથી સમજી શકીશ નહીં એ હું જાણું છું. એટલું જો સમજી શકતી હો તો–વારૂ જવા દે એ વાત! અસલ વાત એ છે કે હવે આપણી વચ્ચે કોઈ પણ જાતનો સંબંધ રહેશે નહીં. મારી મરજી મુજબ હું મારે રસ્તે ચાલીશ, તું પણ તારે રસ્તે ચાલજે.'

'તે તમે ચાલજો ભલે.'

'ને તું?'

'હું?–એ તમે શા માટે જાણવા માગો છો? જાણવાની કાંઈ જરૂર પણ છે ખરી? ને હવે તમારો એ અધિકાર પણ રહ્યો છે ખરો!'

'એ–એમ!' કિરણે ચમકીને એના તરફ જોયું. બેએક મિનિટ થોભી તે બોલ્યો 'અધિકાર,–હું જાણતો નથી અધિકાર કાંઈ છે કે નહીં.–ઘણું કરીને અધિકાર નથી. પણ પ્રયોજન તો જરૂર છે જ ગો! મુક્તિ મેળવીને હું અહીંથી મોકળા મને ન જઈ શકું–જો તું પણ તને પોતાને સમાન અંશમાં મારા પેઠે જ મુક્ત માને છે એમ ન કબુલ કરે તો–'

સુરબાલાએ જવાબ વાળ્યો–'તમારા સુખના માર્ગમાં હું કોઈ દિવસ વચ્ચે આવીશ નહીં. કોઈ જાતનો વિવાદ ઊભો નહીં કરૂં. ને કોઈ જાતના હક્ક કે અધિકારનો દાવો પણ કોઈ દિવસ નહીં કરૂં. આથી વધુ કાંઈ નહીં–આથી વિશેષ મારે કાંઈ કહેવાનું નથી.'

'આ બંધનથી તને છુટાછેડા આપું છું, તે તું રાજી થઈને સ્વીકારે છે, એટલું ખરેખર તું નહીં કહે?'

'શા માટે નકામો ત્રાસ આપો છો ? આવી બધી વાતો અમે (આર્ય સ્ત્રીઓ) જરાયે ન સમજી શકીએ.'

'ત્યારે બીજું શું કહું ? પણ આટલું જાણી રાખજે કે જેવી મુક્તિ મેળવી હું આજે અહીંથી જાઉં છું, તેવી જ મુક્તિ ખુલ્લે દિલે હું તને પણ આપતો જાઉં છું. તારે તે કબુલ કરવી કે ન કરવી એ તારી મરજીની વાત છે.'

'વારૂ, ત્યારે હવે હું જાઉં ?'

'વારૂ, જા ત્યારે.'

માથાપરનું વસ્ત્ર જરા વધુ નીચું ઓઢી સુરબાલા ઓરડામાંથી બહાર ચાલી ગઇ.

કેટલાક માસ પછી સૌદામિનીને કિરણનો એક પત્ર મળ્યો. ટુંકમાં માત્ર એટલુંજ લખ્યું હતું કે, સૌના ખર્ચની બધી વ્યવસ્થા થઇ ચૂકી છે ને તે તુરતમાં જ વિલાયત જાય છે. કયારે પાછો આવશે એ કાંઇ કહેવાય નહીં. પિતા તો હયાત જ નથી કે કાંઇ કમાઇ લાવે. દેવું તો બધું ભરપાઇ થઇ ગયું છે. મતલબ કે બીજી ઝીણી મોટી આવકને આધારે ઘરસંસાર અગાઉ જેમ ચાલતો હતો તે મુજબ જ તેણે ચલાવી લેવો-કારણ કે, વિલાયતથી પાછો આવી કોઇ કામ ધંધો લાગ્યા વિના તે ઘરખરચ માટે કાંઇ પણ મોકલી શકશે નહિ. પણ કોઇ વખત કોઇ કારણસર થોડી ઘણી જરૂરત પડશે, તો તે મદદ કરશે.

# પ્રકરણ ત્રીજું

## ગયા--શ્રાદ્ધ

પાંચ–છ વર્ષ વીતી ગયાં. કિરણે આટલા વખતમાં ઘેર માને એક પત્ર સરખો પણ લખ્યો નહોતો. ખરચી માટે કંઇ રૂપિયા–પૈસા પણ મોકલ્યા નહોતા. તે હાલ કયાં છે તે જાણવા ઘણી તપાસ કર્યા છતાં યે સૌદામિનીને કંઇ ભાળ લાગી નહોતી. જે કારખાનામાં તે પ્રથમ કામ કરતો હતો તે કારખાનું કરજમાં આવી પડવાથી વેચાઇ હરરાજ થઇ બીજાના હાથમાં ગયું હતું. હમણાં જેઓ એ કારખાનાના માલિક હતા તેઓ કિરણ હાલ કયાં છે તે કહી શકયા નહીં. આવક તો હતી શહેરમાંના પેલા ઘરના ભાડાંની, ને થોડી ખેતીની જમીન હતી તેમાંથી થોડું અનાજ કે શાક–ભાજી ફળ–ફુલ ઉત્પન્ન થતાં હતાં તેની. પણ ખેતીનું કામ ધણીની ખુદ દેખરેખ હોય તો જ લાભદાયી નિવડે, નહીં તો 'ધણી વિનાનાં ઢોર સુનાં.' સૌદામિનીનું કોઇ એવું આસજન નહોતું કે જે આવી દેખરેખ રાખે, તેથી એમાંથી કંઇ બચત હાથમાં આવતી નહોતી. ઘરભાડાના રૂપિયા પણ માહને મહિને નિયમિત આવતા નહોતા. ને વળી જુનું–પુરાણું ઘર, બારીબારણાં બધાંય ખડખડ પાંચમ થઇ ગયાં હતાં. તેની મરામત બાબત પણ ભાડુતો ઘણીવાર ભાડામાંથી રૂપિયા કાપી લેતા હતા. મહા દુઃખે સંસાર ચાલતો હતો. જ્યારે બહુ જ મુંઝવણ પડવા લાગી, ત્યારે સૌદામિની-એ એક દિવસ વહુને બોલાવીને કહ્યું–'તારો બાપ તને એને ઘેર રાખવા માંગે છે તો તું શા માટે ત્યાં રહેતી નથી બેટા! મારા નસી-બમાં દુઃખ લખ્યું હશે–ભોગવવાનું હશે, તે હું ભોગવીશ. પણ તું અમને આમ અમથી વળગી રહી શા માટે દુઃખી થાય છે?'

'હું તો ઘરની વહુ છું ને સાસુજી! ઘર છોડીને કયાં જાઉં?'

'તે ઘરની વહુ શું કોઇ દિવસ પીયર નહીં જતી હોય? ચાર–છ મહિના શું કોઇ માવતરે જઇને ન રહે? તું યે એમ કોઇ કોઇવાર જઇ આવતી હો તો?'

જરા હસીને સુરબાલાએ ઉત્તર વાળ્યો–'તમે મને ઘરમાંથી સાવ કાઢી મૂકવા માંગો છો, ખરું ને, સાસુજી?'

'મને કાંઈ એવા કોડ થાય છે બેટા? મોટા ઘરની દીકરી તું, ને અહીં આવા દુઃખમાં–'

'દુઃખ! તે એવું અહીં શું દુઃખ છે, સાસુજી? ખાવાનું પહેરવાનું તો મળે જ છે ને નભ્યું જાય છે–'

'ભારી ખાવાપીવાનું ને પહેરવા ઓઢવાનું ને? કોઈ દિવસ છાશ રોટલો, તો કોઈ દિવસ લુખ્ખાં ભાત, ને શાક, તો કોઈ દિવસ વળી બાજરની ઘેંસ; તો સાંજના કોઈ કોઈ વાર ખાલી ચણાનો સત્તુ ને આ ફાટેલતુટેલ વીસ થીંગડાં મારેલ મેલાં કપડાં–તને આવા વેશમાં જોઈને મારૂં હૈયું બળીને ખાખ થઈ જાય છે દીકરી! હું આ બધું મારી આંખે જોઈ શકતી નથી. મારૂં કહ્યું માન. જા એકવાર તારે માવતરે ચાર છ મહિના રહી આવ; પછી વળી અહીં એક આંટો મારી જજે.'

'તમે શું કહો છો સાસુજી? ચાર–છ મહિના હું માવતરે રહું? તમે એકલાં અટુલાં, પાકાં પાન, નાના દિયરને ને ઇન્દુને બેવાર રાંધીને ખવડાવવું ને એમની સંભાળ રાખવી ને તે ઉપરાંત વળી તમારો કટ્ટર વૈષ્ણવ ધર્મ. તમારે વળી નાહીધોઈને જુદું રાંધવું, એ કાંઈ કોઈ દિવસ બને ખરૂં સાસુજી? હા, જન્મદાતા મા–બાપ છે, બેચાર દિવસ આંટો દેવા જરૂર જવું જોઈએ, ને એમને બધાંયને મળી આવવું જોઈએ એ ખરૂં. ને તે જ્યારે એમનો બહુ આગ્રહ હોય છે ત્યારે જાઉં છું પણ ખરી.'

'જા છો, કોઈ છટ્ઠે–છ માસે. ને તે વળી જે પગલે જાય છે તેજ પગલે પાછી ઘેર ચાલી આવે છે.'

'શું કરૂં સાસુજી? મને ત્યાં રહેવું ગમતું નથી.'

'ને અહીં કેમ ગમે છે? રાખ ચુલાની! મને તો કાંઈ સમજ પડતી નથી.'

'ગમે જ છે ને વળી.'

'ગમે છે !–શું ગમે છે–કેમ ગમે છે તે તુંજ જાણે બેટા! ઘરની વહુ–ઘરની વહુ–બોલીને ફુલાય છે, તે જેના નિમિત્તે તું ઘરની વહુ થઇ, તેણે તો એક વાર ઉંચું મોં કરીને તારી સામુંયે જોયું નથી. વારૂ તને ફાવે તેમ કર બેટા! મારાથી તો હવે આ બધું સહેવાતું નથી. તારાજ ભલા માટે કહું છું. નહીં તો સાચું બોલાવ તો તારા વગર હું એક દિવસ પણ રહી શકું તેમ નથી.'

'તેથીજ તો અહીંથી એક ડગલુંયે આઘે ખસવા મારૂં મન માનતું નથી ને સાસુજી! તમને રૂવાડે રૂવાડે દુ:ખ થતું જોઇ, તમારૂં પેટ–' બોલતાં બોલતાં જરા શરમાઇ જઇ સુરબાલા અચાનક અટકી ગઇ ને પોતાનું મોઢું બીજી તરફ ફેરવી લીધું.

'દુ:ખ !–એ દુ:ખ દીકરી હું તારૂં મોં જોઇનેજ સે'ન કરૂં છું માડી! પેટના દીકરાથીયે વધુ થઇને છાતીયે પાણો ચાંપી રાખી તારૂં પોતાનું દુ:ખ ભૂલી જઇ તેં મને છાતી સરસી રાખી છે. અભાગીયો દીકરો! એને ખબર નથી એણે રતન ધૂળમાં રગદોળ્યું.'

ડુમો ભરાઇ આવતાં સૌદામિની ડુસકાં ખાતી ખાતી રડી પડી, ને બે હાથ વડે પોતાનું મોં ઢાંકી દીધું. સુરબાલાએ મોઢું ફેરવી જઇ આંખમાંનાં આંસું લુછ્યાં.

જરાવાર થોભી આત્મ–સંવરણ કરી સૌદામિની વળી પાછી બોલવા લાગી–'તારાં દુ:ખની વાત યાદ આવે છે દીકરી! ત્યારે એનું નામ પણ મારી જીભે આણવાનું મન થતું નથી. પણ તોય પેટ છે ને! 'પેટ પડયો પાણોયે વહાલો લાગે.' મન વાળ્યું વળતું નથી. કોણ જાણે ક્યાં જઇને સંતાઇ ગયો! પાંચ–છ વરસ થઇ ગયાં, કાંઇ પત્તો નથી. ક્યાં છે, કેમ છે, એટલી ખબર પણ મળે તો જીવને નિરાંત થાય. ગમે તેમ તોય માનો જીવ છે ને–ખમૈયા કરે ભગવાન એને. જ્યાં હોય ત્યાં ટાણે કટાણે પેટ બળતાં વળી ક્યાંય કાંઇ બોલાઇ જવાશે. જ્યાં હોય ત્યાં ભગવાન એને સાજો નરવો ને સુખી રાખે, ને ભણ્યો ગણ્યો છે, હુશીયાર છે, સારી કમાણી કરતો હશે ને સુખી પણ હશે–જો

ભોગવાને એના ભાગ્યમાં સુખ લખ્યું હશે તો-પણ આવાંયે કઠણ હૈયાનાં માણસ થાતાં હશે! પેટનો દીકરો–'

'બાસુજી અમૂરૂં થાય છે, હું તળાવે જઇ કપડા ધોઇ આવું.'

'વારૂ, જા.'

એક ઉંડો નિસાસો નાંખી સૌદામિની ઉઠીને ઉભી થઇ.

વળી બે ત્રણ માસ નીકળી ગયા. એક દિવસ સૌદામિની વહુને પાસે બેસાડી વાતો કરવા લાગી-'એક ખરાબ સ્વપ્નું જોયું વહુ દીકરા!– મનમાં કાંઇનું કાંઇ થયા કરે છે ને કેમેય શાંતિ વળતી નથી–',

સુરબાલાની છાતી ધડકી ઉઠી;–ગભરાયેલે ચેહેરે સાસુ તરફ જોઇ તે બોલી–'શું છે? શું સ્વપ્ન જોયું, બાસુજી?'

'અગાઉ પણ એવુંજ સ્વપ્નું એક વાર જોયેલું–જાણે તારા સસરા- ઘરની ડેલીમાં ઉભા જ છે. મેં મનમાં વિચાર કર્યો, કે માણસ દેહ છોડે પણ સૂક્ષ્મ શરીર તો હોય ને–આપણી આ દુર્ગતિ ને દુઃખ એ જોતા હશે–મમતા નહીં મૂકી શકતા હોય, ને તેથી આમ એમનો જીવ ઘરની આસપાસ જ ભમ્યા કરતો હશે. વળી રડતા જોયા તે રડે જ તો. તે આપણી આ આંખોથી તો આપણે જોઇ ન શકીએ ને. સ્વપ્નામાં દેખાય. શું કરીએ આપણો કાંઇ ઉપાય છે? એમને ઘણુંયે દુઃખ થતું હશે. કાલ વળી જોયું તો હાથ કાઢી મારી પાસે કાંઇક ખાવાનું માગ્યું.'

સ્વપ્નની વાત જો કે સુખદાયક નહોતી છતાંય સુરબાલાએ છુટ- કારાનો એક દમ ખેંચ્યો. કાંઇ નહીં તો જે આશંકાથી તેની છાતી ધડકી ઉઠી હતી તેનો આભાસ સરખોયે આ વાતમાં નહોતો. પણ બાસુજીએ આવું સ્વપ્ન જોયું–શા માટે એવું સ્વપ્નું આવ્યું હશે?

સૌદામિની બોલવા લાગી–'છમછરી ને શ્રાદ્ધને દિવસે સતુ પાસે (નાના દીકરા પાસે) જેમ તેમ કરીને સરામણું કરાવીને વાસ તો નંખાવું છું, પણ એમને દેહ છોડયે પાંચ–છ વર્ષ થઇ ગયાં. ગયા- શ્રાદ્ધ તો હજુ થઇ શકયું નથીને—'

'હા, સાંભળ્યું છે કે ગયામાં પિંડ દેવાથી જીવને શાંતિ મળે-મુક્તિ મળે છે-તમારી પાસે હાથ કાઢીને ખાવાનું પણ માંગ્યું હતું ને-'

'એજ વાતનો હું રાતથી વિચાર કર્યા કરૂં છું, બેટા! પણ શું થાય? આપણી પાસે પૈસા તો નથી. ને ગયા સુધી જો જવાનું થાય તો કાશી વિશ્વનાથ પણ ત્યાંથી બહુ છેટે નથી, ત્યાં પણ એક વાર દર્શન ન કરી આવીયે-આ જીંદગીમાં મારા ભાગ્યમાં હજુ સુધી એ બની શક્યું નથી.' સૌદામિનીએ એક ઉંડો નિસાસો નાંખ્યો.

'કેટલાક રૂપીયા હોય તો એ બધું પતી જાય સાસુજી?'

સૌદામિની બોલી—'સત્યને સરાવવા માટે તેડી જ જવો જોઇએ ને ત્યારે તને ને નાની ઇન્દુને ઘેર એકલાં રાખી જવાય કાંઇ? સો રૂપીયાથી ઓછે એ બધું ન બને.'

'ઘણું કરીને રૂપીયા પૈસાનો બંદોબસ્ત થઈ શકે ખરો.'

'કેવી રીતે? કોણ આપે?'

'મારાં ઘરેણાં બધાં પડયાં છે ને મા—'

શું બોલી તું એ દીકરી? એ ઘરેણાં કાંઇ દઇ દેવાય? એ તો તારો એક માત્ર આધાર છે. ના, ના એ ન બને.'

'ત્યારે તમે કહો તો મારા બાપુજીને લખું. એ તો દર મહિને ખરચી પણ મોકલવા રાજી છે, પણ હું ના પાડું છું.'

જરા વાર વિચાર કરીને સૌદામિની બોલી-'તે ભલે તું લખ ત્યારે. અમારૂં કરજ પણ એમણેજ ભરી આપીને આ લોકમાં તારા સસરાને શાંતિ પણ એમણેજ આપી છે ને. હવે પરલોકની શાંતિ-હા, એ પણ એ જ આપે ભલે. ના. માડી! તું જરાય મુંઝાજે-કચવાજે માં. મારે હવે માન અપમાન જેવું કાંઇ નથી રહ્યું. મને કાંઇ દુઃખ નહીં લાગે. તું તારે લખ તારા બાપને.'

સુરબાલાએ તેજ દિવસે એના બાપને પત્ર લખ્યો. એમણે ખુશી થઇ તરતજ દોઢસો રૂપીયા મોકલી આપ્યા. ને લખ્યું કે કાશી ગયાજી ને બીજી કોઇ આજુબાજુની જાત્રા કરવાની વેવાણની ઇચ્છા

હોય તો ખુશીથી કરી આવે. ખરચ જે લાગશે તે પત્ર લખતાં જ તેઓ મોકલી આપી પોતાને કૃતાર્થ માનશે.

પાડોશી સતીશ કોઈક ઓફીસમાં નોકરી કરતો હતો. પોતાની જમીન સંબંધી કાંઈ કામ હોવાથી તે હાલ રજા ભોગવતો હતો ને ગામમાંજ હતો. એની સાથે વધૂ અને પુત્ર કન્યાને લઈને સૌદામિની જાત્રા કરવા નીકળી પડી.

---

## પ્રકરણ ચોથું

### એ કોણ? કિરણ?

ગયામાં પિંડ દાનનું કામ પતાવી બધાય કાશી આવ્યાં. ત્યાં પણ તીર્થ, દેવ દર્શન સ્નાન વિગેરે બધું કર્યું. જોયું તો હજુ ઘણા રૂપીયા બચ્યા હતા. જીવનમાં બીજી વાર તો આવી તક નહીં મળે. ઘર સંસારી માણસ, નીકળાતું નીકળાય. પરિયાણ કરતાં કાંઈ ને કાંઈ બ્હાને હરકત આવે. સારાં કામમાં સો વિઘ્ન. વિંધ્યાચલમાં વિન્ધ્યેશ્વરી માતાનાં દર્શન કરી બધાય પ્રયાગ ( અલાહબાદ ) આવ્યાં. સૌદામિનીની ઇચ્છા હતી કે પ્રયાગ ત્રિવેણી સંગમની જાત્રા કરી લીધા પછી જો ખરચી જોગા રૂપીયા હાથમાં રહે તો જગન્નાથપુરી પણ જઈ આવવું, ને પછીજ દેશમાં પાછા ફરવું.

પ્રયાગમાં ત્રિવેણીમાં સ્નાન કરીને એક દિવસ બધાય ઉતારે પાછાં ફરતાં હતાં ત્યારે સારાં વસ્ત્રો પહેરેલો એક સુંદર યુવક સુંદર વસ્ત્રાભૂષિત એક સ્ત્રી સાથે એક મોટી મૂલ્યવાન મોટરગાડીમાં બેસીને રસ્તાનો વળાંક કે જ્યાં સૌદામિની વિગેરે ઉભાં હતાં ત્યાંથી પસાર થઈ ગયો.

'કોણ એ?–કોણ! મારો કિરણ હતો નહીં ભલા! હે બાબા વિશ્વનાથ! હે મા અન્નપૂર્ણા! હે માતા વિંધ્યવાસિની! હે મા ગંગા–જમના! હે માતાજી! ખરેખર ત્યારે હમણાં શું જે મેં જોયું તે સાચું છે?'...ધ્રુજતી ધ્રુજતી સૌદામિની ત્યાં રસ્તામાંજ બેસી ગઈ.

'ઉઠો! ઉઠો, કાકી બા!–આ રસ્તા ઉપર ક્યાં બેસી ગયાં–ઉઠો–ઉઠો જલદી. જરા મન ઠેકાણે રાખો. હા, મેં પણ જોયું. કિરણજ હતો!' સતીશે સાવધાનતાપૂર્વક સૌદામિનીને ત્યાંથી હાથ ઝાલી ઉઠાડી. તે થર થર ધ્રૂજતી હતી. સતીશે તેને બે હાથવડે માંડ માંડ પકડી રાખી.

'અહીંજ રહે છે ત્યારે? ક્યાં રહે છે? મને હજુ એકવાર દેખાડી શકીશ તું? મારા આ જનમના કોડ હું પુરા કરૂં, સતીશ! મારા બાપલા! એને એકવાર પેટ ભરીને મારી આંખો વડે જોઇને પછી હું અહીં ત્રિવેણીમાંજ બુડીને મરી જાઉં, મારા દીકરા! અહીંજ ક્યાંય–શું કહે છે એને 'કામ્ય–કૂપ' (એ કામ્ય કૂપમાં નહાવાથી મનની આશા પુરી થાય) છે ખરૂં ને?'

જરા ધીરાં પડો, સબુરી પકડો કાકીબા! એવાં ઘેલાં કાઢશો માં. તમે જોતાં નથી આ માણસોની ભીડ? આ તરફ જુઓ તો ખરાં વહુ બિચારી તો હેબતાઇજ ગઇ છે, જરા જુઓ તો ખરાં—'

'ક્યાં–ક્યાં–ક્યાં છે મારી વહુ–મા! આવ–આવ–મારી માડી, મારી દીકરી! આવ તને હું મારી છાતીયે ચાંપું બેટા! મને મારૂં 'રાંકનું રતન' મળ્યું છે–આજે છ વર્ષ પછી પાછું મળ્યું છે.'

'તમે જરા ટાઢાં તો પડો! જરા મન થાળે પાડો. હજુયે તમે કેવાં ધ્રૂજી રહ્યાં છો તે તો જુઓ જરા?'

'હા, ધ્રૂજું છું! મારે ગળે પણ શોષ પડે છે, જરા બેસવું છે બાપલા! ચાલ આ પેલા ઝાડને છાંયે જરા બેસીયે. ને દીકરા સતીશ આ લોટામાંથી જરા પાણી કાઢી આપને? ત્રિવેણીનું પાણી–દે,–દે–જરા પીઉં–'

'વારૂં, હું પાણી આપું છું. તમે જરા બેસો ને વિસામો ખાવ–પછી ટાઢે જીવે પાણી પીજો. બેસો આહીં, ને લ્યો પીઓ હવે આ પાણી.'

લોટો હાથમાં લઇ તેમાંનું અરધું પાણી સૌદામિની ગટગટાવી ગઇ. બાકીનું પાણી સતીશે એના માથાપર, આંખો પર ને મોં પર છાંટી દીધું, થોડીવારે તેનો જીવ હેઠો બેઠો.

સતીશ બોલ્યો 'સાંભળો કાકીબા! એ અહીંજ અથવા થોડે છેટે ક્યાંક રહેતો હશે, ચોક્કસ કોઇક મોટો ધંધો કે મોટી નોકરી કરતો હશે. એણે પોતાનું નામ બોળ્યું લાગતું નથી, એની ગાડીનો નંબર મેં જોઇ લીધો છે–હા બરાબર છે–હું હવે તપાસ કરી શકીશ; પણ એક બે દિવસ લાગી જશે. ચાલો, હવે ઉતારે ચાલો. ઉભા રહો એક ગાડી બોલાવી લઉં. ઉતારો હજુ છેટો છે, તમે હવે વધુ ચાલી નહીં શકો.'

'વારૂ, તેમ કર ભાઇ. પણ એલા સતીશ! એની સાથે કોઇ એક બૈરૂં બેઠેલું દીઠું ને ભલા! બીબી જેવો ઠઠારો સજીને કોઇ બાયડી બેઠી હતી ને એ કોણ હશે ભલા?'

'કેમ કહી શકાય કાકીબા? જોઇએ હવે–તપાસ કરશું અરે–એ–ઇ–ઇ એકાવાલા! અહીં આવ–અહીં આવ! ચાલો આવો ચડી બેસો કાકીબા–ચાલો–ચડી બેસો બધાય!'

બધાંયને એક્કામાં બેસાડી સતીશ ઉતારે પહોંચ્યો.

બે ત્રણ દિવસ સહેજે વીતી ગયા. સતીશ અહીંથી તહીં ખૂબ ફર્યો, ધક્કા ખાધા–ને તપાસ કરી. આખરે એક દિવસ સાંજે ઉતારે આવીને કહ્યું: 'કાકીબા! કિરણનો પત્તો લાગ્યો ખરો આખરે.'

'પત્તો લાગ્યો! ક્યાં–ક્યાં રહે છે તે અહીં? શું કરે છે?–ક્યાંથી ને કેમ પત્તો મેળવ્યો તેં? કોણે તને બધું કહ્યું?'

'મારે ખુબ ફરવું પડ્યું. કાકીબા! પોલીસની ઓફીસમાં કંઇક ધમાધમ કરી ને આખરે મોટરનો નંબર આપી ત્યાંથી ઠેકાણું મેળવ્યું.'

'પછી?'

'ઠેકાણું લઇ એનું ઘર શોધી કાઢ્યું આજ. એ–એ–પેલી તરફ સાહેબ લોકોનો મોહોલ્લો છે ત્યાં એ રહે છે.'

'કેટલું છેટું હશે અહીંથી?'

'દોઢેક ગાઉનો રસ્તો હશે.'

'તું એને મળ્યો?'

'ના, મને એ ઠીક ન લાગ્યું કાકીમા! ને હિંમત પણ ન પડી. આવો ઝાકઝમાળ સાહેબનો બંગલો, ને મારો તો આ મેલોઘેલો જાત્રાળુનો વેશ–પાંચ-છ વર્ષથી મળ્યા પણ નથી–ને વળી મનમાં વિચાર આવ્યો કે—'

'ત્યારે બીજી કાંઇ ખબર તેં મેળવી નથી ખરું?'

'ખબર મેળવી છે, બંગલામાંથી એક બુઢો ખાનસામો નીકળ્યો. એને જરા દૂર બોલાવી જઇ રૂપિયો એક બક્ષીસ આપતાં જાણવા જોગ થોડા ખબર મેળવ્યા છે.'

સૌદામિની અધીરી થઇને બોલી ઉઠી–'તે જલ્દી જલ્દી બોલી નાંખ ને ભમરાળા! શું ખબર મેળવી? આવડા મોટા બંગલામાં રહે છે–મોટર ગાડીમાં ફરે છે–અહીં શું કામ-ધંધો કરે છે?–કોઇ મોટી સરકારી નોકરી કરે છે કે શું? વિલાયત ગયો હતો?–'

'હા, ત્યાંથી પાછો આવીને–સરકારી નહીં પણ–અહીંના કોઇ એક મોટા કારખાનામાં મોટા પગારથી નોકરી રહેલ છે. પ્રથમના કારખાનાની નોકરી છોડીને અહીં આવેલ–ને અહીંથી વિલાયત ગયેલ. ત્યાંથી આવીને આ નોકરીમાં જોડાયો છે. નોકરી બહુ સારી છે. ને પગાર છે મહિનાનો–હજાર રૂપિયા–તે ઉપરાંત વર્ષની આખરે માલની પેદાશ-નિકાશ ઉપર એને કાંઇક હકસી પણ મળે છે.'

એટલા બધા રૂપિયા?–એટલા બધા રૂપિયા કમાય છે મહિને! ને અમે–અમે–ને આ વહુ—'

દારુણ દુઃખના આવેશથી સૌદામિનીનું ગળું રૂંધાઇ ગયું. તે વધુ બોલી શકી નહીં. આંખો ને મોઢું લાલચોળ બની ગયાં ને ડુમો ભરાઇ આવતાં તે જોરથી શ્વાસોચ્છવાસ ભરવા લાગી. સતીશે પોતાનું

મોં બીજી તરફ ફેરવી લીધું. થોડીવારે પોતાની મેળેજ પોતાને જેમ તેમ આશ્વાસન આપી સ્વસ્થ બની સૌદામિની વળી પૂછવા લાગી—'તે આટલા બધા રૂપિયાનું એ શું કરે છે? આવડો મોટો બંગલો—ખાનસામા—ફાનસામા પણ છે—'

'એટલેજ ખર્ચ વધુ થાય ને.'

'બીજીવાર પરણ્યો છે?'

'હા.'

વજ્રાહત થઇ હોય તેમ સૌદામિની જડવત્ બેસી રહી. 'પરણ્યો છે, હેં?'

સતીશ બોલ્યો—'એમાં નવાઇ પામવા જેવું શું છે કાકીબા? તમને બધાંયને તરછોડી ચાલ્યો ગયો—ને પાંચ-છ વર્ષમાં કોઇ ભાળ સંભાળ પણ ન લીધી એનો અર્થજ—'

'પરણ્યો છે!—ખરેખર ત્યારે પરણ્યો છે! મારી આ લક્ષ્મી જેવી વહુ—તેને આમ તરછોડી દરીયામાં હડસેલી દઇને—એણે ફરીવાર—ફરીવાર લગ્ન—'

સૌદામિની ઘુંટણ પર માથું મુકીને મોટે સાદે રડી પડી. સતીશ એક ઊંડો નિસાસો નાંખી ચૂપ બેસી રહ્યો. આખરે થોડીવારે ધીમે હળવે સાદે બોલ્યો: 'આમ આકળાં અધીરાં થશો તે કેમ ચાલશે કાકીબા? વહુ તમારાજ ઘરની લક્ષ્મી છે એ વાત સાચી છે પણ તેને તો તે ઘણો વખત પહેલાં તરછોડીને ચાલ્યો ગયો છે, તે ફરીથી પરણવાનો—એ તો ધારી રાખેલી જ વાત હતી. તમે એવું કોઇ દિવસ પણ નહોતું ધાર્યું શું?'

સૌદામિની મોઢું ઉંચું કરી બોલી: 'કોને પરણ્યો છે? કયાંથી પરણ્યો? કોણ છે એ? પેલી જે બીબી જેવી ગાડીમાં બેઠી હતી તેજ?'

'તેજ એની સ્ત્રી હોય! બની શકે છે.'

'કોણ છે એ?'

'સાંભળ્યું છે કે નીલાંબર બાબુ કરીને કોઈ એક સાહેબી ફેશનના મોટા માણસ છે, ને દીલ્હીમાં કોઈ મોટી પદવીની નોકરી કરે છે તેની એ દીકરી થાય. બી. એ. પાસ થયેલી છે. ગાવું બજાવવું નાચવું પણ સારી રીતે જાણે છે, દેખાવમાં પણ રૂડીરૂપાળી ને રીતભાત વળી બોલવા ચાલવામાં પૂરી કાબેલ છે.'

'એને એજ જોઈતું હતું. 'એમને'—મેં ટોકી ટોકીને 'ના' કહી હતી કે તમે એની સગાઈ કરવામાં તમારી મુનસફી વાપરો માં—પણ મારૂં ન માન્યું. શું થાત? બહુ બહુ તો ઘરબાર વેંચાઈ જાત—ને છોકરાં છૈયાંને આંગળીયે પકડી ઘેર ઘેર ભીખ માંગીને પેટ ભરત પણ પારકાની દીકરી લાવી ઘરમાં બેસાડી એનું આમ સત્યાનાશ તો ન વાળત ને. આ પાપનું પ્રાયશ્ચિત્ત પણ હવે કેમ થાય—?'

'એ તો બધું થવાનું હતું તે થઈ ગયું. હવે એનો વિચાર કર્યે શું થાય? ને આ વસ્તુ બનવામાં અમારી જવાબદારી પણ ક્યાં ઓછી છે? જો આવી ખબર હોત કે તે ખરેખર આટલી હદ સુધી જવાનો છે, તો એના ઉપર જોરજુલમ કરી દબાણ લાવી એને પરણવાની ફરજ અમે ન પાડત; તેમજ મા-બાપને તો એણે સાફ સાફ ના કહીજ દીધેલી. આખરે અમારીજ જબરદસ્તીથી તે રાજી થયો હતો. એને જો તમે પાપજ કહેતાં હો, તો એ પાપના અમે પણ ઓછા ભાગીદાર નથી. પણ મને તો એજ વિચાર આવ્યા કરે છે કે આપણા પાંચ જણના પાપના ફલરૂપે કે બુદ્ધિના દોષને પરિણામે જે કહો તે, આ નિરપરાધી બિચારી વહુનો આખો ભવ આમ ધૂળધાણી થઈ ગયો તેનું શું?—શા માટે આમ બન્યું? આવું આવું ઘણુંયે સંસારમાં બન્યા કરે છે, પણ શા માટે એમ બને છે? જે લોકો ખરેખર અપરાધી હોય છે, શિક્ષા ને દંડને પાત્ર હોય છે, તે ખસીને આઘા થઈ જાય છે, સરકી પડે છે, ને તેને બદલે કોઈ એક બિચારી નિરપરાધી—નિર્દોષ સ્ત્રી ઉપરજ કેમ દુઃખની ઝડી વરસી પડે છે? આખા ભવનું—જીંદગીભરનું દુઃખ કે જે તે કોઈ રીતે ઝાડી-ઝપટી એનાથી

ફેંકી દેવાયજ નહીં, બિચારી જીવશે ત્યાં સુધી તલ-તલ એ દુઃખની આગમાં બળ્યાં કરશે.'

"પણ એ કરમચંડાળ—એ પણ માણસ તો છે ને! એને કાંઇએ વિચાર નહીં આવ્યો હોય? એક અબળા પારકા ઘરની કન્યા, ગમે તેમ તો પણ પરણીને ચાર ફેરા ફરીને એને ઘરમાં તો લાવ્યો હતોને? ને પતિ વિના એની કોઇ ગતિ નથી એ પણ એ જાણતો હતો. આટલી ધર્મની વાતનો પણ એણે વિચાર ન કર્યો? કાંઇ નહીં તો બે વરસ વાટ જોઇ હોત ને આ એની મરજી ન સાચવી શકી હોત, એના મનની ઉમેદ મુજબ ન બનીઠની શકી હોત, નાચનખરાં ન કરી શકી હોત તો તો જાણે ધૂળ નાખી. બે વરસ આની સાથે રહી જોવા જેટલીયે ધીરજ ન રાખી શકયો ને હાય ઘોડા હાય ઘોડા કરતો આને બિચારીને તજી તરછોડીને ચાલતો થયો, ને ખાલી મનનો શોખ મટાડવાને બીજી વાર લગ્ન પણ કરી લીધાં! હું મા છું—મા થઇને મારે બોલવું ન જોઇએ પણ હૈયાંમાંથી ઉછળી ઉછળીને મારી જીભ ઉપર એકની એક વાત આવ્યા કરે છે કે, ધર્મ આ બધું નહીં સહન કરે સતીશ. કોઇ કાળે પણ નહીં સહન કરે! એના પાપનું ફળ હાલ તો આપણે ભોગવીએ છીએ પણ એનેયે ભોગવવું પડશે, એમાં મીન-મેખ નહીં થાય! જરૂર! તું જોઇ લેજે!"

આ વાતની સાક્ષી પૂરતી હોય તેમ દિવાલ ઉપર એક ગરોડી 'ટીક, ટીક ટીક' (ઠીક ઠીક ઠીક) કરતી બોલી ઉઠી, બોલતાં બોલતાં સૌદામિનીની ફટારેલી આંખો ને મોઢું લાલ-ચોળ થઇ ઉઠયાં.

સતીશ બોલ્યો—પાપનું ફળ ભોગવવામાંથી કોઇ છટકી શકતું નથી. કિરણ પણ નથી છટકી શકયો. એ હવે ભોગવે છે. સાંભળ્યું છે કે આ નવી વહુ ખૂબ મિજાજી—ને એકદમ 'ફેશનની પીશીયારીમાં ગરકાવ છે'—શોખનો કાંઇ પાર નથી. કપડાં લત્તાં ને વેશ-પહેરવેશના ખોટા ખ્યાલમાં બે હાથે છલાછલ રૂપીયા ખરચ્યે જાય છે. કિરણને તો ગાંઠતીયે નથી. કોઇ દિવસ કાંઇ કહેવા જાય તો,—આંખ લાલ–

ચોળ કરી આ નવાં વહુજી એને એકની પાંચ સંભળાવે છે. ને કિરણ પણ ક્યાં ગાંજ્યો જાય એવો છે? પરિણામે બે ચાર દિવસે કોઈ ને કોઈ બહાને એકાદ મોટો ઝગડો થયા જ કરે છે. શું સુખની આશા એણે રાખી હશે તે એ જાણે. પણ તે જરાય સુખી થઈ શક્યો નથી. એના જીવને ક્યાંય ઘડી વાર શાંતિ નથી.

'સારૂં થાય છે! બહુ સારૂં થયું છે! ઝાઝો ઉપાડો લીધો હતો ને! ઘર-બાર તજી બધું વીંખી પીંખી આ બિચારીને તરછોડીને ચાલતો થયો ને હવે લેતો જાને લાડવો, કેવી મજા છે. આ નવીને તો પગે પડતો ફરે છે. તે એના પાપનું પ્રાયશ્ચિત્ત એમજ થવું જોઈએ. ઠીક થાય છે.'

જરા હસીને સતીશ બોલ્યો-એથી તમને રાજીપો થાય છે કાકી બા?'

રાજીપો ન થાય?-રાજીપો પછી ક્યારે થાય સતીશ? એ અભાગીયો આજ મારો શું સગો છે? હું એની વિધવા મા-છ છ વરસ થયાં મારી સામુંયે નથી જોયું. પેટનો દીકરો-મારાં પહેલડા પેટનો દીકરો. એનો જન્મ થયો ત્યારે એનું મોઢું જોઈ એને ખોળામાં બેસાડી છાતી સરસો ચાંપી હું મારા જન્મ જન્માંતરનાં દુઃખો વિસરી ગઈ હતી. એને કેટલાય ચુંબનો કરી મેં મારૂં જીવન સાર્થક માન્યું હતું! પણ આજે-આજે એ મારો શું સગો? જેને પોતાનું અંગ કહીએ જેનાથી વધીને બીજું કોઈ અંગનું ન હોય તે મારો કિરણ આજ એક પારકી છોકરીને માટે મને-અમને-તરછોડી પરદેશ ચાલ્યો ગયો ને પાંચ-છ વરસમાં એક કાગળની કટકી સરખી લખીનેયે મારી ભાળ ન પૂછી? હું મરી ગઈ છું કે જીવતી છું એટલીયે ખબર ન કાઢી? ને આ પારકી દીકરી. એને ને મારે શું સંબંધ? તે મને આમ વળગી રહી મારી સેવાચાકરી કરતી પોતાનું બધું દુઃખ વિસરી, અવગણી મારા દુઃખમાં ભાગ લેતી મને હથેળીમાં થુંકાવી રહી છે! આ પારકી તે પોતાની બની ને પોતાનો તે પારકો બન્યો. મારા સત્યને ઈન્દુ કરતાંયે આ વહુ મારે મન પહેલી

છે એ આજ મારી 'આંધળીની લાકડી,' મારૂં 'રાંકનું રતન છે.' ને આ હૈયાફુટાએ એને આમ તરછોડી! આટ આટલા રૂપીયા કમાય ને એ ત્રણ દોકડાની નવશી ખોબલા ભરી ભરીને ઉડાડયે રાખે ને અહીં એની જનેતા માને આજે બટકું રોટલો ખાવાના યે સાંસાં! હું રાજી ન થાઉં? ત્યારે શાથી રાજી થાઉં કહે જોઉં સતીશ? એને નવી લાત મારીને ઘરની બહાર કાઢી મૂકે ને એ રસ્તાનો ભીખારી બની જો એ આ મારી વહુને આવીને પગે પડે ને તે હું મારી આ બે સગી આંખોયે જોઉં તોજ મારી આંખો ઠરે દીકરા! ને મારાં ધન્ય ભાગ્યને ધન ઘડી લેખું.'

'તમે ધીરાં ખમો કાકીબા! નસીબમાં હશે તો તમારાં નહીં પણ એનાં ધન્ય ભાગ્યને ધન ઘડી થવાનો એક દિવસ આવશે.'

સૌદામિનીએ એક ઊંડો નિઃસાસો નાંખ્યો. તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. સાડીના પાલવ વડે લુછતી લુછતી તે બોલી 'ખૂબ કજીયા–કંકાસ થાય છે સતીશ? સાચે સાચ? પેટ ભરીને દુઃખ ભોગવે છે ત્યારે ખરૂં! એની શેઠાણી બીબી એની કાંઇ સેવા–ચાકરી ને સંભાળ નથી રાખતી? કોઇ ટાણે આંખ માથું દુઃખે તોય–?'

'ના, એમ નથી, સાંભળ્યું છે કે તે એની સંભાળ બધી રાખે છે–એને ખવડાવવું, પીવડાવવું, કપડાં લતાં સુવાનું બેસવાનું વગેરે બધી બાબતમાં પોતે ધ્યાન રાખે છે. ને માંદે સાજે સેવા–ચાકરી પણ કરે છે.'

'હવે સૌદામિનીનો શ્વાસ જરા હેઠો બેઠો. તેણે પૂછ્યું–'છોકરાં છૈયાં કાંઇ થયાં છે?'

'હા, બે દીકરા છે. એક ઘણું કરીને ચારેક વર્ષનો છે ને બીજો બાળક છે–વરસ દોઢ વરસનો હશે.'

' સૌદામિની છાતીએ હાથ રાખી થોડી વાર ચૂપ બેસી રહી. થોડીવારે કંઇક વિચાર આવતાં વળી બોલી–'વારૂ એ પરણ્યો એ

અરૂં, પણ એને કન્યા આપી કોણે? એક વહુ ઘરમાં છે ને એક ઉપર બીજી જેમણે આપી તેમણે કાંઇ વિચાર નહીં કર્યો હોય?'

'તે તો આપી જ છેને, જુઓ છો ને! પણ કયા સંજોગોમાં શું સમજીને આપી તે કોણ જાણે. કિરણ ઘણા વખતથી એ છોકરીના સંસર્ગમાં આવેલો ને તેથીજ તેને એની માયા લાગેલી. નીલાંબર બાબુનો એક પુત્ર મારો મિત્ર થતો હતો—એની સાથે રજાને દિવસે તે એને ઘેર જતો, ઘણો વખત ત્યાં રોકાતો, રમતો ને આનંદ કરતો. પરણવામાં એ જે વાંધો ઉઠાવતો હતો તેનું કારણ પણ ઘણું કરીને આજ હતું, પણ અમે તે વખતે એ બધું બરાબર સમજી શકયા નહોતા. જો કે મનમાં જરા વહેમ તો આવ્યો હતો ખરો. ગમે તેમ પણ પરણ્યા પછી પણ વળી પાછાં બન્ને મળ્યાં હશે ને આવતાં જતાં હશે. કિરણ માયા—મોહ નહીં છોડી શકયો હોય, નોકરીએ લાગી ગયા પછીજ ઘણે દિવસે એ પાછો પરણ્યો ને પરણીને તુરત વિલાયત ગયો. ખરચ થોડુંક સસરાએ આપ્યું હતું. પેલો બુઢો ખાનસામો પ્રથમ એના સસરાને ત્યાં નોકર હતો. હમણાં કિરણને ત્યાં કામ કરે છે. શરૂઆતની ઘણીખરી વાત મેં એની પાસેથી જ સાંભળી છે. એ પણ આ બધા ઢંગ જોઇ મનમાં ને મનમાં ચીડાય છે. ને દુઃખ પામે છે.

'હું! તે તું એને એકવાર રૂબરૂ મળ્યો કેમ નહીં સતીશ?'

'હું એને ઘેર મળ્યો નથી પણ છતાંયે એને મળી લીધું છે.'

'મળી લીધું છે. હેં? કયાં? એ ભમરાળે શું કહ્યું? આ જે અવાડા કરી બેઠો છે એનો શો જવાબ દીધો? તારી સામે ઊંચું મોઢું કરીને એ વાત કરી શકયો હેં?'

સતીશ—'મારો ને એનો અચાનક મેળાપ થઇ ગયો. એનું ઘર જોઇ પાછો ફરતાં મનને વિચાર આવ્યો કે આવડી મોટી પઢીની નોકરી કરે છે તો ચાલને જીવ એનું કારખાનું કેવું છે તે તો જરા જોઇ આવું બહારથી, એવો વિચાર કરી હું કારખાનાના દરવાજા પાસે

જેવો પહોંચ્યો ને અંદર નજર કરી ત્યાં તો કિરણ બહાર નીકળતો હતો, ને તેથી હું વધુ વાર છુપો રહી શક્યો નહીં.'

'શું કહ્યું એણે?'

'એણે ઘણીયે વાતો કરી. એના મોઢા સામું જોતાં લાગ્યું કે થોડીવાર તે મનમાં ને મનમાં જરા સંકોચાતો હતો, ભોંઠો પડતો હતો. ગમે તેમ પણ આખરે મને પોતાની સાથે અંદર તેડી ગયો, બેસાડયો ચા-પાણી પીવડાવ્યાં ને તમારા બધાયના ખબર અંતર પૂછ્યા. વહુ હજુ તમારી સાથેજ રહે છે, પીયર ચાલી ગઇ નથી. એ સાંભળી તે મનમાં ને મનમાં જરા મુંઝાયો ને જરા વાર વિચારમાં પડી ગયો. તે હાલની સ્થિતિમાં બહુ સુખી નથી એ પણ એની વાત ઉપરથી જણાયું.'

'ને અમે અહીં આવ્યાં છીએ—'

'ના, એ હજુ મેં એને કહ્યું નથી. મને તે ઠીક ન લાગ્યું, મેં તો એમજ કહ્યું કે એકાદ કામને અંગે આ તરફ આવ્યો છું. તેણે મને ઘેર તેડી જવાને ઘણું કર્યું, પણ હું બહાનું કાઢીને ચાલ્યો આવ્યો કે મારે હજુ ઘણુંય કામ કરવાનું છે ને પછી તુરત દેશ પાછા જવાનું છે.'

'તેં એને કાંઇ કહ્યું નહીં—આ બધી ભવાઇ કરી બેઠો તેનું?'

'ના, ખાસ કાંઇ કહી શકયો નથી, પાંચ-છ વરસ પછી પહેલીજ વારનો મેળાપ—ને વળી તે એક મોટો પદવીધારી માણસ બની ગયો છે, કહેવા જતાં મનમાં જરા સંકોચ થયો ને હું અટકી ગયો.'

'હૂં, તે તું મને એકવાર એની પાસે તેડી જા દીકરા! આજે જ હમણાં જ—'

'તમારે જવું છે? એને પહેલેથી કાંઇ ખબર ન આપતાં અચાનક?—ના, ના, એ ઠીક નહીં દેખાય કાકીબા! ને ત્યાં જઇને કરશો પણ શું? એના કરતાં હું એને એક વાર પાછો મળું, ને તમે બધાં આવ્યાં છો એ કહું.'

'ના–ના, તો તો એ ભમરાળો ભાગતો ન્હાસતો ફરશે, આવશે નહીં. પ્રથમથી જો ખબર આપ્યા તો એને મળવુંજ ભારી થઇ પડશે! હું એને એકવાર જોવા–મળવા માંગુ છું.' ડુસકા ભરતી ભરતી સૌદામિની રડી પડી.

સતીશ મુંગો બેસી રહી વિચારમાં પડી ગયો.

જરા વાર પછી મન શાંત કરીને સૌદામિની પાછી સતીશને સંબોધીને કહેવા લાગી. 'હા હું એને મળવા માંગુ છું, એમાં સાર નહીં કાઢું તે પણ જાણું છું, મને જોતાંજ એ લાકડી લઇને મારવા ઉઠશે એ પણ હું જાણું છું. પણ છતાંયે–છતાંયે હું એક વાર એને જરૂર મળીશ! એને બે ચાર શબ્દો કહેવા પણ પડશે. હવે મારાથી વધુ સહન થતું નથી, સતીશ! મારી આ સોના–લક્ષ્મી વહુને તજી–તરછોડી એણે આ સત્યાનાશ વાળ્યું, ને એની ભાળ મળ્યા પછી પણ શું હું એને કાંઇ કહ્યા વગર મુંગી મુંગી બેસી રહું? ના, ના, એ નહીંજ બને સતીશ! નહીં બને કોઇ કાળે નહીં બને–'

સતીશ–'હું બધું સમજું છું કાકી બા! તમે એને કહેશો શું? એને ઘેર જઇને–'

'કયાં કહું ત્યારે? કયાં એ મને મળે? એને મારીને ખુન કરી નાખો તોયે તે મારી પાસે આવવાનું કબુલ નહીં કરે. તું એને કોઇ રીતે નહીં તેડી લાવી શકે. જા–જા ઉઠ જોઉં, એક ગાડી બોલાવી લાવ! કેટલુંક દૂર છે? નહીં તો ચાલ રસ્તામાંથી એકાદ ગાડી કરી લેશું.'

સૌદામિની ઉઠીને–ઉભી થઇ ગઇ.

સતીશ પણ ઉઠીને ઉભો થયો; ને બોલ્યો 'જવું હોય તો ભલે–ચાલો તેડી જાઉં પણ–'

'હવે કાંઇ 'પણ' ને 'બણ' મારે નથી સાંભળવું, બસ. હું જઇશજ. મારે જવું જ જોઇએ. ચાલ!'

બન્ને ડેલી તરફ આગળ વધ્યાં. ઓરડાનાં બારણાં પાસે જ સુર-બાલા બેઠી હતી. તે દોડતી બહાર આવી; સૌદામિનીને પગે પડી એના

અને પગ પકડી રાખી બોલી–'ક્યાં જાઓ છો સાસુજી? દુહાઇ–દુહાઇ–તમારી–જાઓમાં! જઇને શું કરશો? શું કહેશો? ને બોલવાથી ફાયદો શું છે?'

'ફાયદો! ફાયદો ભલે ન હોય પણ નુકશાન પણ શું છે? શા માટે હું એને ન કહું? હું એની જનેતા–મા છું. મારે એને કહેવું જ જોઇએ–કાન પકડી ઊભો રાખીને કહેવું જોઇએ! પાંચ–છ વરસ છપાઇ–છુપાઇ ને રહ્યો–ને આપણે બધાં દુઃખના દરીયામાં ગોથાં ખાઇએ છીએ–કાગળથીએ કોઇ દિ' ભાવ ન પૂછ્યા–એ પણ ધૂળ નાંખી, એ પણ સહી લેત. પણ તને આમ ભર નદી પુરમાં ધક્કો દઇ–'

સુરબાલા–'ધક્કો દીધો કહો તો હવે હું તણાઇ તો ગઇ છું. સાસુજી! હવે શું થવાનું છે? હવે મને પુરમાંથી કાઢીને કાંઠે તો લાવી શકાય તેમ નથી ને? ઉલટું એમનો સુખી સંસાર નક્કામો બગડી જશે.'

'ભલે બગડે! એ–એ વળી સંસાર કહેવાતો હશે? એ તો પાપનો સંસાર–બગડતો હોય તો છો બગડે! ને આ સંસાર–! સંસારની જ વાત કરતી હો–તો આ તારો સંસાર કેવો છે ને મારોયે કેવો છે?

'તો પણ–સાસુજી–આ જુઓને બે છોકરાં થયાં છે–શા માટે નક્કામું સત્યાનાશ વાળવા જાઓ છો? એ તમારાજ પોત્રા કહેવાય ને!'

'મારા–મારા–પોત્રા! ના એ તારે પેટે જન્મ્યા નથી–એને ને મારે કંઇ લેવા દેવા નહીં! એ પોત્રાઓને મારી આંખિયે મેં જોયા નથી. કાનેયે સાંભળ્યા નથી. કોને ક્યાંથી ક્યારે પરણ્યો હશે–કોઇ ફીરંગી બીરંગીની છોકરી કે કોઇ–'

'ગમે તે હોય, તમારાજ દીકરાની વહુ ને તમારા પોત્રાની મા તો ખરી ને!–જ્યાં છે ત્યાં ભલે સુખે રહ્યાં, ગમે તેમ કરશો તો પણ આ આપણો વણસી ચુકેલો સંસાર હવે કાંઇ પાછો સુધરવાનો નથી જ? તમે બહુ કરશો તો એમનો સંસાર બગાડી આવશો. શા માટે બગાડો છો? ચાલો પાછાં ઘરમાં. નથી જવું. દોહાઇ તમારી.'

'આઃ છોડને અભાગણી ! હું મા-મારા દીકરા પાસે જાઉં છું એને મળવા. સારી નરસી બે વાતો એને કહેવી છે. તેમાં વળી તું વચમાં શિખામણ દેવા વાળી કોણ ? મારા દીકરાનું ભલું બુરું હું સમજું તેના કરતાંયે તું, શું વધુ સમજે ? ચાલ ખસ આઘી-છોડ રસ્તો ભમરાળી—'

મહા મહેનતે જોર કરી પરાણે પગ છોડાવી સતીશનો હાથ પકડી તેને જોરથી ખેંચતી ખેંચતી સૌદામિની બહાર નીકળી ગઈ. ને ઉતારાની ડેલીને ઉપરથી સાંકળ ચડાવી દીધી.

---

## પ્રકરણ પાંચમું

## મહિલા-મિજલસ

કિરણને ઘેર આજ મહિલા મિજલસ જામી હતી. એનો સસરો નીલાંબર બાબુ, ભારતીય સરકારના દફતરમાં એક મોટી પદવી ધરાવતો રાજકર્મચારી હતો; ઠંડીની મોસમ હોવાથી તે હમણાં દીલ્હીમાં હતો. નાતાલના તહેવારો નજીક આવતા હતા; તેણે કિરણને લખ્યું હતું કે નાતાલની રજામાં તે અલ્લાહાબાદ પોતાની પુત્રી વરૂણા પાસે સહકુટુંબ આવશે. સાથે એમની સ્ત્રીનાં સગાં-સંબંધી મિત્રોમાંથી પણ કોઈ કોઈ કદાચ આવે. એમનાં સ્વાગત તથા મનોરંજન નિમિત્તે સાંધ્ય-સંમિલની સમારંભમાં સમયોચિત એક મનોરંજક મેળાવડો ગોઠવવાનો પ્રબંધ વરૂણા કરી રહી હતી. સમારંભનો મુખ્ય અને આકર્ષક કાર્યક્રમ વિચિત્ર નાચ-ગાન યુક્ત એક નાટિકાનો અભિનય હતો ને તેથી બપોર પછી હંમેશ આ નાટિકાની તાલીમ (રીહર્સલ) વરૂણાને ઘેરજ ચાલતી હતી. શહેરના કેટલાક મોટાં કુળવાન ઘરોની સ્ત્રીઓ અને નાચ-ગાનમાં કુશલ એવી ઘણીયે કુમારિકાઓ આજે ત્યાં એકઠી થઈ હતી. તાલીમની સાથે સાથે ચાહ-પાણી બિસ્કીટ ટોસ્ટ વિગેરે પણ વચ્ચે વચ્ચે ચાલતાં હતાં. ભર શિયાળો હોવા છતાં નાટિકાનો વિષય હતો 'વસંત-પુષ્પોત્સવ'. મોસમ તો શિયાળાની

હતી, ને ઠંડી ગમે તેટલી ભલે ને પડતી હોય, ને હજુયે બે ત્રણ મહિના સુધી ઠંડી ભલેને જોરદાર રહે, પણ આખરે તો આ ઠંડી જશે ને એક દિવસ વસંત આવશે ને! મતલબ કે બહારની ઠંડી–પવન વિગેરેથી સુરક્ષિત ને સ્હેજ ઉષ્ણ મધુર ગૃહની અંદર ભાવિ વસંતનો એકાદ કલ્પના–વિલાસ જરૂર ચાલી શકે વળી. ને આમ તો દરેક ઘરમાં બનતું જ હોય. નાટિકામાં ભાગ લેનાર પાત્રિ–કુમારિકાઓને એમની ભૂમિકાનું છુટું–છવાયું શિક્ષણ તો કયારનુંયે આપી દેવામાં આવ્યું હતું. એ બધાંયને ભેળવી-સેળવી સંપૂર્ણ નાટિકાની તાલીમ–ભજવણી જોવા આજ પ્રથમ વારજ આ મહિલા સમાજ અત્રે એકત્રિત થઇ હતી. હાથમાં ફુલના ગજરા રાખેલી બાળાઓનું એક નૃત્ય ગીત થઇ ગયું. મિસેસ આરતી સેનીગેલ તે વેળાએ ઑર્ગનની પાસે બેઠી હતી; વરૂણાએ નાચની, વિચિત્ર ગતિનું પરિચાલન શરૂ કર્યું. હવે બીજા પ્રવેશમાં ખુદ 'ફુલ રાણી'નાં એક પછી એક ચાર પાંચ નાચ અને ગાયનોનો કાર્યક્રમ હતો, મીસ શોભા બોસને આ ભૂમિકા માટે પસંદ કરવામાં આવી હતી. તે ઊઠીને ઊભી થઇ ને બે લીટી ગાયનની ગાઇ બે ચાર વાર પગ આમ તેમ ઠોકી ઠમકી વરૂણા તરફ ફરીને બોલી–'ના, બરાબર આવડતું નથી વરૂણા બ્હેન! તમે ફરી એક વાર કરી દેખાડો તો.'

વરૂણા–'કેટલાય દિવસ તો દેખાડયું બચ્યું, હજુય ન આવડયું?' શોભા જરા શરમાઇ જઇને બોલી–'નથી આવડયું. તમે તો ઘણાયે દિ' દેખાડયું. ઘેર પણ કેટલીયે વાર કસરત કરી, પણ છતાંયે ગાયનમાં હજુ જાણે વચ્ચે વચ્ચે અટકી જવાઇ બેતાલું બની જવાય છે ને નાચની બધી 'મુવમેન્ટ' (movement) હજુ બરાબર ધ્યાનમાં નથી બેસતી'

'નથી બેસતી તે તો જોયું, પણ શા માટે નથી બેસતી?'

મિસેસ રમલા મિટર બોલી ઉઠયાં–'મુદ્દાની વાત તો એ છે કે એ હજુ ભાવ ગ્રહણ કરી શકી નથી. ભાવને પોતાનો જ ભાવ બતાવી

પોતાની જાતને તેમાં એકરસ—એકતાન કરી લેતાં હજુ એને આવડયું નથી. એને જે દેખાડવામાં આવ્યું છે તે માત્ર ઉપર ઉપરથી નકલ કરવાનો જ એ પ્રયત્ન કરે છે.'

'હું ! એમજ છે, એમજ છે ! પણ તે નકલ પણ બરાબર કરી શકતી નથી.'

'ના, બરાબર નથી કરી શકતી એ ખરૂં પણ પ્રથમ તો ભાવ જ બરાબર આવવા જોઇએને ! મુવમેન્ટો પોસ્ચર (ભાવ ભંગી) વિગેરે સહજ ભાવેજ થવાં જોઇએ. નહીં તો ગમે તેટલી પૂર્ણ રીતે કરે તોય નકલ તે નકલ જ રહી જાય. એ તો પછી કહેવાય કોઇ પુતળાંનો નાચ. જીવતો જાગતો માનવ—નાચ ન કહેવાય. (ને એમાં મજાયે શું ?)

જરા શરમાઇ જઇ શોભા બોલી—'વારૂ' હવે ફકત એક જ વાર તમે દેખાડી દીઓ કાંઇ નહીં તો આજ નકલ તો પુરેપુરી શીખી લઉં,—પછી ઘેર ખૂબ કસરત કરીશ ને વિચાર કરી કરીને ભાવ પણ લાવીશ. બીજી વારની તાલીમમાં તમે જોશો તો ધોરણસર તમને બધું બરાબર લાગશે. વારૂ આ ગાયન ગાતી વખતે ને નાચતી વખતે મનમાં શો વિચાર કરવાનો ને શાનો ભાવ લાવવાનો, વરૂણા બ્હેન ?'

હિ—હિ—હિ—હિ કરતી સરવે હસી પડી, વરૂણા બોલી—'સાંભળજો મૂરખીની વાત ! એ કાંઇ કોઇ શીખવી શકે થોડું જ. ભાવ તો પોતાની મેળે આવે, આવડી મોટી થઇ, ભણીગણી પણ છો, આવું ગુલાબની કળી જેવું સુંદર મુખડું છે, ઘેર ફુલવાડી જેવો બગીચો છે, રાતે આકાશની ચાંદની પણ પથરાતી હશે બગીચામાં,—ને—ને—'

હોઠ દાબી રાખી વરૂણા મંદ મંદ હસી, મિસેસ નંદા સરકારે હસતાં હસતાં કહ્યું, એ—'ને'—ને' તેનો જ અભાવ છે ને બાપુ ! બધુંય છે. નથી ફકત એ—'ને.' આ ને' જો હમણાં જ કોઇ એની સામે આવી ઉભો રહે તો.........

(ગાયનના સુરમાં)

'પાસે આવી હસી હસી બેસે નહીં પાસે
પ્રેમ કરી ધરે હાથ મધુર આવેશે—'

'હિ: હિ: હિ:'

'હા: હા: હા:'

હાસ્યનું એક મોજું આખીયે મિજલસમાં ફરી વળ્યું.

શોભાના ગાલો પર લાલી ચડી આવી. તેણે શરમાઈ જઈ મોઢું બીજી તરફ ફેરવી લીધું. નંદા સરકાર બોલી ઉઠી, 'આ જુઓ હવે ભાવ આવવા માંડયો. આવશે આવશે હવે! રસનો જરા આભાસ દેખાયો ખરો! 'રૂડી વાંસલડી' આંખે નહીં જોઈ હોય પણ સાંભળી તો હશે ને—'મારા વહાલાના વન'માં...નહીં તો પોતાના મનમાં તો ખરી ને!—

'મારા વહાલાના વન માંહ્ય,
વાગે રૂડી વાંસલડી.
હું તો ઘેલી ફરૂં ઘર માંહ્ય,
કોણે દીધી હાંકલડી—'

વરૂણા બોલી—'ઠીક હવે તું જરા મુંગી મર નંદા. બહુ ઝાઝું પછી સારૂં ન લાગે. આવી બધી વાતો આમની સામે આમ તડ ને ફડ ના બોલાય સમજી?

'એ તો ખરૂં—એ તો ખરૂં, હજુ એ બધી અણસમજુ છે, અણખીલેલી કળી! અસ્ફુટ રસિકા! પણ તો પછી આવું નાટક કેમ પસંદ કર્યું તેં? 'ફુલ રાણી'—'ફુલ બાલા' એવી એવી બધી ભૂમિકાઓ આ અણસમજુ બાળકીઓને કેમ આપી ત્યારે? રસમય વસંતરાજની નાયિકા રસમયી 'ફુલ રાણી,' ને એની સખીઓ આ બધી 'ફુલ બાલાઓ'—રસની તો છોળો ઉડે છે આખી નાટિકામાં—રસનો થોડો પણ આભાસ જો એમને ન આપ્યો હોય, ને રસની બે–ચાર વાતોનું નિદાન પણ એમણે કાને ન સાંભળ્યું હોય તો એ બધી

અસરકારક ભૂમિકા કેમ ભજવી શકશે? એવીજ કોઇ નાટિકા તારે પસંદ કરવી હતી કે જેમાં–

'પિતાની કુહાડી લઇ બાળ નાનો
બન્યો ભાયડો હોય બહાદૂર શાણો!'

'વારૂ, બહુ થયું હવે નંદા! જરા બકવાદ બંધ કર તારો, બહુ વધુ પડતું બોલે છે તું. ગમે તેમ તોય ચાર વરસ મોટી થઇ છે બધી. એ જે સમજી શકે તે પોતાની મેળે મનમાંજ વિચાર કરીને ભલે સમજે; ને જે ન સમજાય તે ભલે ન સમજે, હજુ એ બધી પરણી નથી, જરા ઇશારાથી–આભાસથી બે ચાર વાતો જે એમને સમજાવવી પડે તે મોઘમમાં સમજાવવી, સાફ સાફ ખુલ્લે ખુલ્લું ભાંગી તોડીને એમને ન કહેવાય.'

'તે આજકાલના પંડિતોનો તો એવો મત છે—'એ' કહેતા હતા કે–છોકરાંઓને ન્હાનપણમાંજ આ બધી વસ્તુઓ ખુલ્લે ખુલ્લી સમજાવી દેવી જોઇએ.'

'ભલે કહે સમજાવી દેવી જોઇએ. આવાં અટકચાળાં ને ફિતુર શિખાવવાનું કોઇ પણ પંડિત કહેતા નથી.'

આરતી સેનીયલ બોલી ઉઠી–'લ્યો હવે એ તમારી નકામી લમણાઝીંક જવા દોને. નંદા તો છેજ એવી, મગજમાં કાંઇ વિચારનું ભૂત ભરાયું એટલે બોબડી ઉપર લગામજ રહેતી નથી એની.–તે વરૂણા! હવે તારે એમને જે શીખવવું હોય તે શીખવી દે–કહી દે. જોઇએ તો ખરાં, કાંઇ બોલી ચાલી શકે છે કે કેમ, આમ ટાયલાં કરી વખત ગુમાવવાથી શો લાભ છે?'

વરૂણાએ હવે પોતે સંપૂર્ણ તાલ–બદ્ધ નૃત્ય છંદમાં મધુર ઝણુકારભર્યા રાગથી ગાયન ગાઇ સંભળાવ્યું. આખીયે મહિલા મંડળી મંત્ર–મુગ્ધ બની ગઇ. ગાયન પુરૂં થયું; નિસ્તબ્ધ–શાંત ઓરડામાં એક નાની સરખી ટાંચણી પડે તો પણ તેનો અવાજ ત્યાં બેઠેલાઓને શ્રુતિ–ગોચર થયા વિના ન રહે. એમ ઘડીભર લાગ્યું. નંદા સરકારનાં

ચહેરા ઉપર વક્ર હાસ્ય રેખા ફુટી નિકળી ને તે બોલી–'વાહ રે વાહ વરૂણા! જાણે સાક્ષાત્ ઇંદ્ર સભાની ઉર્વશીજ અહીં ઉતરી આવી! શોભા તો આની પાસે ઉભી પણ ન રહી શકે. તે–બાઇ તું પોતે જ 'ફુલરાણીનો 'પાઠ ભજવ ને ત્યારે?'

'અરરર માડી! તું ગાંડી થઇ છે કે શું શું,! હું ફુલરાણી થાઉં! હું–'

'હા, એમાં શું? સરસ કામ થશે? આખાયે શહેરને ગાંડું બનાવી મુકીશ. ને જો તું કબુલ કરે તો કોઇ સિનેમા કંપનીનો ડાયરેક્ટર દશ–વીશ હજાર રૂપીઆ આપી તારી છબી ઉતારી લેવા પણ તૈયાર થઇ જાય. પણ એક વાંધો છે. મી૦ રે ( રાય ) ને 'ડાયવોર્સ સુટ' માંડવો પડે ખરો.'

રમલા મીટર બોલી ઉઠી–એ બધી નકામી પીંજણ રાખને નંદા! પણ તારી વાત તો સાચી છે હોં. તે બ્હેન વરૂણા! તું જો એ પાઠ ભજવે તો થાય કમાલ. 'પ્લે' સાંગોપાંગ સફળ ભજવાયો કહેવાય. તેં જે હાવભાવ દેખાડયા તેમાંનું કશુંયે શોભા કરી શકવાની નથી. એ તો નક્કીજ છે. એનામાં એ ભાવ આવી શકવાના જ નહીં. એના કરતાં એને ફુલ–બાલાની ટોળીમાં મૂકી દે, એનો સુર બીજી બધી છોકરીઓના સુર સાથે મળતાં એમને આપેલું ગાયન વધુ સુરીલું થઇ રંગત જમાવશે. જો કરવું જ છે તો પછી જેમ સારામાં સારૂં થાય–કહેવાય એવો પ્રબંધ જ કરવો વાજબી છે. શું કહે છે?'

'ના, ના, છિઃ–એ તે કાંઇ થાય બ્હેન! ને મારી હવે શું એ ઉમ્મર પણ છે? એક સંસારની ગૃહિણી–બે છોકરાંની મા.–ઘરમાં 'એમની' પાસે કોઇ કોઇ વાર નાચ ગાનની આવી કસરત કરી દેખાડું તે ભલે, પણ શહેરના આટલા માણસોની સામે 'સ્ટેજ' ઉપર ચડી નાટકની નાયિકા બની નાચ–ગાન કંઇ થાય ખરાં? છિઃ!'

'તે–આ તો એક જાતની આર્ટ છે. 'આર્ટ'ની ચર્ચા કરવા કરાવવામાં–'

'એમાં પણ સ્થાન કાળ–પાત્રનો ભેદ હોય. હું ગાઉં છું જરૂર ઘરમાં પણ; ને મિત્ર મંડળીની મિજલસમાં પણ કોઇ કોઇવાર તેમ કરવું પડે છે. પણ એ વાત જુદી કહેવાય. ને એવો ખાસ પ્રસંગ આવી પડતાં ફક્ત ગાયનજ ગાઉં. નાચ-બાચ ન કરૂં કોઇ કાળેયે. ઘેર 'એમની' સામે પણ–કસ્મિન્ કાળે પણ નહીં.'

આરતી સૅનીયલ બોલી–'તે 'બૉલ' નાચ તો બુઢી-બુઢી મેમ સાહેબો પણ કરે છે ને.'

'એ લોકો એ કરે બ્હેન!–એમનામાં એ રિવાજ છે. ને આપણે જે આ કરીએ છીએ તે બધું નવીન કહેવાય. એટલું બધું કાંઇ ચાલે ખરૂં? ને આપણું મન એમ માને પણ નહીં.'

રમલા મિટર બોલી–'ન માને તે મનનો દોષ છે–જન્મોજન્મના કુ–સંસ્કાર એમાં કારણભૂત છે. એ બધાને હવે ઝાડી–ઝુડીને ફેંકી દેવા જોઇએ. ને વળી આ તો કહેવાય આર્ટ–એનાથી ઊંચું બીજું શું હોય? જે સાચેસાચ કળા–સેવક હોય તેણે તો પોતાનામાં જે કાંઇ સંસ્કારો હોય, જે કાંઇ 'કન્વેન્શન' હોય તે સર્વ એ કળા–ને ચરણે ધરી દેવાં જોઇએ. મારામાં જો આ શક્તિ, આ પ્રતિભા હોત તો જરા પણ ખટકા વગર હું જઇને 'સ્ટેજ' પર ઉભી રહેત. ને નાચ કરત.'

'બ્રાવો! બ્રાવો!' એ હાથે તાળી બજાવતી નંદા સરકાર બોલી ઉઠી,–'ત્યારે તું એક કામ કરને બ્હેન? મૂળ વાત એ છે કે જો તને મનમાં મી૦ રાયની બીક લાગતી હોય–રખે ને એ નારાજ થાય કે કાંઇ કહે–તો એ પતિદેવતાની પ્રથમથી જ પરવાનગી લઇ લે ને?'

'પરવાનગી! હું વળી પરવાનગી માંગવા જાઉં? મારૂં પોતાનું મન જો માનતું હોય તો હું પરવાનગી ફરવાનગીની પરવા કરૂંજ નહીં.'

'અરે બાપરે બાપ! શું કહે છે તું વરૂણા! સાચેસાચ તું એટલું બધું કરી શકે? હું તો બ્હેન મોઢે ગમે તેમ બોલું ને નખરાં

કરૂં પણ ખરે ટાણે તો એમની રજા વગર કાંઇ કરવાની મારી હિંમત ના પડે.'

હિંમત ના પડે ! કેમ ના પડે તે તું જાણુ બ્હેન ! હું તો એવી હિંમત કરૂં જરૂર. શા માટે નહીં ? સાચેસાચ તો કાંઇ દાસી ગોલી નથી ને ?'

આરતી સેનિયેલ–'વળી પાછી આ નકામી પીંજણ આદરી, ખાલી વખત કાં ગુમાવો છો ? લે, ચાલ શોભા હવે, ચાલ, તને જેમ દેખાડવામાં આવ્યું હોય તે પ્રમાણે તને આવડે એવું કરી દેખાડ જોઉં.' એમ કહી તેણે ઓર્ગનના સૂર બાંધ્યા. શોભા બોલી 'આજ તો એ બનશે નહીં મિસેસ સેનીયલ. હું એકલી એકલી નિરાંતે વરૂણ દીદીની 'એક્ટીંગ' હજુ બે–ચાર વાર જોઇ લઉં, પછી–'

વરૂણા હસી પડી–'ત્યારે થશે તારાથી રાખ ચૂલાની. હા ખરૂં છે. તારાથી ખરેખર નહીં થાય. ને ખાસ કરીને આ બધી લમણાઝીક પછી. સાચેસાચ એકદમ રસ–ભંગ થઇ ગયો. મન પણ જાણે કાંઇક મચકી બેઠું લાગે છે. આજ તો હવે કાંઇ થઇ શકવાનું જ નથી.'

'ત્યારે 'ફુલરાણી' ની આ ભુમિકા પડતી મૂકી તે પછીની ભૂમિકાનું 'ફુલબાલાનું' ગાયન ચલાવીએ.'

'હા, એમ કરવું હોય તો થાય' ચાલો છોકરીઓ ! ઉઠો જોઉં, આવો આ તરફ.'

છોકરીઓ બધી ઉઠીને હારબંધ ઉભી રહી ગઇ, આરતી સેનીયલે ઓરગનનો સુર બાંધ્યો, ને પ્રથમની જેમ વરૂણાની પરિચાલના હેઠળ નૃત્ય–ગીત શરૂ થયું.

છોકરો—નોકર એ વખતે કાંઇક ખાવાના પદાર્થો મૂકી 'ટ્રે' બહાર લઇ જતો હતો. વરૂણાની નજર પડતાં એણે પૂછ્યું 'એ શું છે રે છોકરા. આ કોના માટે લઇ જાય છે ? કોણ આવ્યું છે બહાર ?'

'જી, સા'બ આયા, માજી !'

'સા'બ આયા ! અભિ આયા ? કહાં હય ?'

'ઉધર બહાર કા ઘરમેં કાચ પર સો રહા હે, માજી !'

'અચ્છા જાઓ.'

નોકર ચાલ્યો ગયો.

'આ શું ! અત્યારમાં ઘેર આવ્યા ! કાઇ દિ' પણ રાતના સાત-આઠ વાગ્યા પહેલાં તો આવતા નથી ને. ને વળી આવીને કાચ પર સુતા છે, તાવ-બાવ તો નહીં આવ્યો હોય ને ?'

મિસેસ સેનીયલ-'તે હોય પણ. જાને બ્હેન ! એકવાર જઇને ખબર તો કાઢી આવ ?'

'હા,-એમ જ કરવું પડશે' કહી જતી જતી વળી અચાનક ઉભી રહી આમ તેમ જોવા લાગી'

'નંદા સરકાર-'ત્યારે આજ હવે આટલેથી જ બંધ કરીએ બ્હેન ! કાણ જાણે કદાચ માંદા થઇને જ આવ્યા હશે. ને બીજું વળી બ્હેન ! આજ હવે રંગત જામશે નહીં, એ તો કાંઇ આવીને બેસશે નહીં આપણી સાથે. ને બહારના ઓરડામાં એકલા બેઠા રહે લમણે હાથ દઇને તે પણ કાંઇ ઠીક-'

રમલા મિટર સહમત થતી બોલી-'હા આજ બંધ જ રાખવું સારૂં છે. તે એમાં વાંધોયે શું છે ? હજુ તો ઘણાયે દિવસ છે આજ તો હવે નહીં જ ફાવે, વારે વારે કેટલીયે વાર રસ-ભંગ થઇ ગયો. ને આર્ટની કસરત પણ આર્ટીસ્ટે ભાવ-પૂર્વક કરવી જોઇએ ને. એ વાતાવરણ હવે આજ સરજી શકાય તેમ નથી. થોડી ઘણી જરાતરા રંગત જામત તે પણ હવે તો એકદમ ઝાંખી પડી ગઇ.

'હં !'-

કહી વરૂણા કેમ જાણે કાંઇ વિચારમાં પડી ગઇ હોય તેમ ચુપ-ચાપ ઉભી રહી.

રમલા-'મને તો એમ લાગે છે કે કાઇને પણ ઘેર આમ રોજ રોજ નિયમિત અચુક આ બધી આર્ટ-ચર્ચા કરવી આપણને ફાવેજ

નહીં. આપણી જો એકાદ જુદી કલબ હોય—હેં આપણે એવું કાંઇ ન કરી શકીએ, આરતી?'

'તે કરી જોઇએ. પણ તે હમણાં ને હમણાં તો નહીંજ થાયને. હાલ તો જે કામ માથે ઉપાડયું છે, તેને તો આમ જ પુરૂં કરવું પડશેને. પછી—'

નંદા સરકાર—'હા, તમારી બધાની વાતના કાંઇ ઢંગધડા છે? હવે વળી એક કલબ કરી ભાયડાઓની જેમ રોજ સાંજે ત્યાં જઇને અડ્ડો જમાવવો છે ખરૂંને!'

'શા માટે નહીં? ભાયડાઓ જો રોજ સાંજના કલબમાં અડ્ડા જમાવી શકે, તો આપણે પણ શા માટે ન જમાવી શકીએ? સ્ત્રી જાતિ થયાં એટલે શું જીંદગીભર—હીન થઇને પડયા રહેવું? ના એ દિવસો હવે વહી ગયા નંદા! જગતભરની સ્ત્રીઓમાં હવે તો જાગૃતિ આવી ગઇ છે. આપણે શું હજુ સુતાં જ રહીશું?'

'ક્યાં સુઇ રહ્યાં છીએ? આ જુઓને આમ ભેળા થઇને નાટક ચેટક કરીએ છીએ—એ શું કાંઇ સુઇ રહેવાનાં લક્ષણ કહેવાય? પણ બધીયે વાતમાં ભાયડાઓની હારોહાર—કાનોકાન બરાબરી કરી ટક્કર લગાવવી જ જોઇએ એવું કાંઇ છે? ભાયડાઓ જમી કરીને છેલ્લે કાગળે બહાર નીકળી જઇ કામધંધે લાગે, ને સાંઝે કામ પરથી છુટતાં એમને બે ઘડી નવરાશ હોય—એટલે તેઓ કલબમાં જઇ અડ્ડો જમાવે. ને આપણને બપોરની ઘડી નવરાશ મળે—ને સવાર સાંઝ કામની ધમાલ હોય. ને તે ધમાલ બધાયને ઘેર હોય. ઘર—સંસાર પણ લાગ્યો પડયો છે ને—ને એ સંસારનાં નાના મોટાં કામ કરવા કરાવવાનો પ્રબંધ પણ કરવો જોઇએ ને.'

રમલાએ ઉત્તર વાળ્યો—'તે આર્ટની ચર્ચાનો વખત સાંજનોજ વધારે અનુકૂળ પડે.—હમેશાં બપોરને વખતે એ ન ચાલી શકે, સુટ (Suit) પણ ન થાય.—ને વળી ઘરસંસારનું પણ કામ હોયને. પણ આર્ટની 'લાઇફ' જો ખરેખર 'એન્જોય' (enjoy) કરવી હોય તો ઘર સંસારના

કામનો ઘણોખરો ભાર માણસો ઉપર જ નાંખી દેવો પડે, ને એ માણસોને 'ડાયરેક્શન' જો બરોબર આપવામાં આવે તો એ લોકો કામ બરાબર કેમ ન કરી શકે? ને ત્યારે એમને રાખવાનું કામ પણ શું?'

આરતિ સેનિયેલે કહ્યું-'એ બધી વાતો-જે હશે તેનો પછી વિચાર કરશું. આજ ત્યારે સભા બરખાસ્ત કરો. વરૂણાને હવે વધુ ડીટેન (detain) કરી રાખવી એ આપણને ન શોભે. તું શું કહે છે વરૂણા?'

કહેતાં કહેતાં આરતિ સેનીયેલની સાથે સાથે બીજી બધી સ્ત્રીઓ ઉઠીને ઉભી થઇ ગઇ. વરૂણાએ જરા સંકોચ પામતાં પામતાં કહ્યું 'હાં, ત્યારે આજે તો એમજ કરીએ, શું કરૂં બ્હેન? હજુ તો ચાર વાગ્યા છે. આટલા વહેલા 'એ' ઓફીસમાંથી કોઇ દિવસ પણ-'

નંદા સરકાર-'તે તેમાં શું થઇ ગયું બ્હેન? કદાચ તાવ બાવ આવી ગયો હશે. એ કાંઇ કોઇના હાથમાં છે? ઇઃ! શરમથી જાણે લજામણીનો છોડ ધરતી ઉપર ઢળી પડીને કરમાઇ ગયો! એવું તે શું થઇ ગયું છે? અમે કોઇ કાંઇ પારકાં તો નથી ને. ને તું કહેતી હોય તો આજે તને વહેલી છૂટી દીધી તેના બદલામાં આવતી કાલે સાંજે આવીએ ને રાતના દશ વાગા સુધી તારૂં માથું પકવીએ-એકદમ કલબ જ તારે ઘેર કરી બેસીએ. 'એમને' (કિરણને) પણ આવવું પડશે. વાહવા. કરી તાળીઓ પાડવા.-જો જે હોં ના કહેતી રખે.'

બધી જણીઓ બહાર નીકળી. જતાં જતાં અચાનક કાંઇક યાદ આવતાં જરા ચમકી ને રમલા મિટર ખમચાઇ ઉભી રહી ગઇ.

'અરે! ગાડી તો હજુ કોઇની આવી નથી. છ વાગ્યા સુધી 'રીહર્સલ' થવાની વાત હતીને-'

નંદા-'ગાડી નથી આવી તો શું થઇ ગયું? ચાલીને જશું. આટલી બધી મર્દાની કરી શકે છે, કલબમાં ભાયડાઓની બરાબરી કરવા જશે, તો પછી બે ડગલાં ચાલવાથી શું કમર લચકાઇ જવાની હતી? ચાલ!'

બોલીને ખટખટ શબ્દ કરતી નંદા એડીનાં બુટ પહેરેલાં પગલાં માંડતાં આગળ ચાલી.

'ચાલો ! કાંઇ નહીં તો આ બાજુના 'પાર્ક'માં જરાવાર ફરશું-બેસશું ને ગાડી આવશે એટલે જઇશું.'

કહી આરતિ સૈનીયેલ અને સાથે સાથે બીજાં બધાંય બહાર આવ્યાં. વરૂણા પણ કંપાઉન્ડના દરવાજા સુધી એમને વળાવવા ગઇ ને બધાંયને વિવેકથી આવકાર આપી વિદાય કરી ઘરમાં આવી.

---

## પ્રકરણ છઠ્ઠું

### નયા-સંસાર

ઘરમાં આવીને વરૂણા જુએ છે તો, કિરણ એક કોચ ઉપર સૂતો હતો. આંખો બન્ને બંધ; મોંમાં અરધી સળગેલી એક સિગારેટ, ચોતરફ નજર ફેરવીને જોયું તો કિરણે ખાવાની કોઇ વસ્તુને હાથ પણ લગાડયો નહોતો. પ્યાલામાં ચા પણ અરધીક પડી રહી હતી.

સતીશની મુલાકાત થયા પછી કિરણ અત્યંત વિમર્શમગ્ન બની ગયો. તે કામમાં મન પરોવી શકયો નહીં, ને ઘેર ચાલ્યો આવ્યો. જુની સ્મૃતિને ગમે તેમ આજ દિવસ સુધી તેણે દબાવી રાખી હતી. આજ એ બધી સ્મૃતિ જાણે વ્યાજ સાથે વેર વાળતી હોય તેમ વિષમય શૂળની પેઠે તેના પરિતપ્ત મનને વીંધવા લાગી. એની મા-ભાઇ બહેન-ને વળી નિરપરાધી સુરબાલા-તજાયેલી છતાંયે એના ગૃહનું વશૃત્વ હજુયે તે છોડી ગઇ નહોતી. છિ:-છિ: એણે આ શું કર્યું ! શું કરી રહ્યો છે ! તલ માત્ર ખોળ-ભાળ પણ ન લીધી ! તેને પોતાની જાત ઉપર ને પોતાના વર્તમાન જીવન ઉપર હજાર-હજાર વાર ધિક્કાર છુટવા લાગ્યો.

ઘેર આવી જ્યારે જોયું કે અહીં તો એક નૃત્ય-ગીતનો સમારોહ બહુ ઠાઠમાઠથી થઇ રહ્યો છે, ત્યારે તેને એ ધિક્કાર વધુ તીવ્ર

આઘાત કરવા લાગ્યો. મન અત્યંત વ્યગ્ર-વિરક્ત બની ગયું ને મિજાજ પણ રૂક્ષ બની ગયો. થોડી ચા લાવવાનું એણે નોકરને કહ્યું; પણ એને તે ભાવી નહીં, ખાવાની વસ્તુને અડક્યો સુદ્ધાં યે નહીં. બે ચાર ઘુંટડા ભરી ચા પણ છાંડી દીધી ને એક સિગારેટ સળગાવી કોચ ઉપર સુઇ ગયો.

પતિ કં'ટાળે ઘેર આવ્યા; કદાચ તબીયત ઠીક નહીં હોય તેથી મનમાં જરા ચિંતા થયા છતાંયે ઘેર આવેલી સખીઓને-બાંધવીઓને આમ વિદાય કરવી પડી, ને આરંભેલો તૈયાર-સમારોહ સ્થગિત રાખવો પડ્યો. કોઇ કોઇને એથી દુઃખ પણ થયું હશે-માઠું પણ લાગ્યું હશે-તેથી જ્યારે ઘરમાં દાખલ થઇ ત્યારે વરૂણાનું મન પણ ઠેકાણે નહોતું.

'કેમ આજે આટલા જલદી જલદી ઘેર આવી ગયા? શું થયું છે? કાંઇ તબીયત ઠીક નથી કે શું?'

આંખો ખોલી ઉદાસીન ભાવે કિરણે ઉંચું જોયું; મોંમાની સિગારેટ હાથમાં લઇ તે બોલ્યો 'હા.'

'શું, શું થયું છે? માથું ચડ્યું છે? તાવ તો નથી આવ્યો ને??' કહી વરૂણા પાસે આવી ઓશીકે બેઠી. કિરણના હાથમાં રહેલી સળગતી સિગારેટ ઝુંટવી લઇ 'એશ ટ્રે' (ash-tray) માં નાંખી દઇ એના શરીરે ને માથે હાથ મૂક્યો.

'ના, તાવ તો લાગતો નથી, પણ માથું જરા તપે છે ખરૂં. તે માથુંજ ચડ્યું હશે, ખરૂં ને?-લ્યો થોડું કોલન વોટરનું પાણી મૂકું. ને ઓરીયેન્ટલ બામ પણ છે. માથે જરા ઘસી આપું? ચપટી વગાડતાંમાં માથું ઉતર્યુંજ સમજો.' કહી વરૂણા ઉઠી.

'ના, ના એ બધાંની કાંઇ જરૂર નથી, માથું-બાથું કાંઇ ચડ્યું નથી મારૂં.' બોલતાં બોલતાં કિરણ બેઠો થઇ કોચને અઢેલીને અર્ધ-શાયિત સ્થિતિમાં બેઠો.

'ત્યારે શું થયું છે? આ નાસ્તો કાંઇ ન કર્યો. ચા પણ પ્યાલામાં અરધી એમને એમ પડી છે, પેટમાં તો કાંઇ ગડબડાટ નથી ને?'

'ના.'

બાજુમાંજ ટેબલ ઉપર સીગરેટ પડી હતી, હાથ લાંબો કરી કિરણે એમાંથી એક ફુંચકી લીધી. વરૂણાએ એના હાથમાંથી સીગારેટ ઝુંટવી લીધી ને સીગરેટની ડાબલી પણ આઘે રાખી દઇ બોલી–'ના, ના એ હમણાં પીશો નહીં. માથું ચડયું હોય કે પેટ ગરમ થયું હોય તો એ નુકશાનજ કરશે. માથું તો હજુ તપે જ છે– કહી વળી પાછો માથે હાથ મૂકયો. ધીમે ધીમે માથાના વાળમાં આંગળીયો હલાવતાં હલાવતાં બોલી એક લેમોનેડ પીશો તો ઠીક પડશે. મંગાવું ?

'મંગાવ.'

નોકરને બોલાવી વરૂણાએ લેમોનેડ લાવવાનો હુકમ કર્યો; પછી બોલી–તે બળ્યું થયું છે શું તમને કંઇ કહો તો ખરા ? મોઢામાંથી ઉંકારોયે નથી કરતા. કારખાનામાં કોઇ સાથે લડી--ઝગડી આવ્યા છો કે શું ?'

'લડી--ઝગડી ! ઝગડો લડાઇ કોની સાથે કરૂં ? ઝગડા થાય છે બધા ઘરમાં બહાર કોઇની સાથે નહીં.'

'ને તેમાં વાંક બધોય મારો જ હશે કેમ ? પોતાના મિજાજની–લ્યો આ લેમોનેડ પી લીઓ જોઉં.'

નોકરના હાથમાંથી ગ્લાસ લઈ વરૂણાએ પતિના મોં પાસે ધર્યો. બે ચાર ઘુંટડા પી ઉઠીને બેઠો થતો થતો કિરણ બોલ્યો, 'લે, હવે રાખી દે આને. હમણાં નથી પીવું વધુ.'

'ત્યારે શું પીશો, શું ખાશો કહો ? પેટમાં ગડબડ નહીં હોય તો કાંઇક ખાવા પીવાથી હમણાં જ શરીરમાં સ્ફૂર્તિ આવી જશે. તે મનમાં ને મનમાં મુંઝાયા કેમ કરો છો ? શરીર સારૂં ન હોય તો કહોને શું થાય છે ? કાંઇ ખબર તો પડે—'

'આઃ શા માટે માથું ખાય છે ? તબીયત એવી કાંઇ ખરાબ નથી. અમસ્તુંજ શરીર જાણે ઢીલું ઢીલું જણાતું હતું, કામમાં મન

નહોતું લાગતું એટલે વહેલો ઘેર ચાલ્યો આવ્યો. તું બહુ ધમાલ કરી મૂકે છે વરૂણા! જરા હસમાંથી ખસ થાય, પાન પરથી ચુનો ખસે તો તું જીવજ ખાઇ જાય! શરીર છે. રોજ કાંઇ એક સરખી સ્ફૂર્તિ માણસને હોય?'

'તે કારખાનાનું કામ છોડીને આમ ક'ટાણે ઘેર આવતાં પણ તમને કોઇ દિવસ જોયા નથી તેથીજ મનમાં ફાળ પડે છે કે આજ શું થયું, તેમાં એટલા બધા ચીડાઇ શાના જાઓ છો? મારે ત્યારે કરવું શું? તમને કોઇની કાંઇ ફિકર ચિંતા ન હોય, પણ મારાથી તો એમ કઠણ દિલના થઇ આંખ આડા કાન કરી શકાય નહીં ને.'

'બસ થયું, આ જોયું ને! એટલી વારમાં તો રીસ ચડી ગઇ! તે ફીકર ચિંતા તું ભલે કરે. પણ તેથી રોજ આમ ઝીણી ઝીણી બાબતોમાં કચ કચ કચ કચ તે ક્યાં સુધી ખમી શકાય કહે જોઉં! થયું ચાલ! જવા દે એ બધી વાતો હમણાં. આજે શરીરમાં વારૂ, તારે કાંઇ ચિંતા કરવા જેવું નથી. જરા તુટ ધતી, હતી આળસ આવતું હતું. પણ હવે સારૂં લાગે છે. થોડી વાર પડ્યો રહીશ તો ઠીક થઇ જશે.'

વરૂણા–'તે 'નર્વસ બ્રેક ડાઉન' (Nervous Break-Down) હશે. એ તમને કોઇ કોઇ વાર થઇ આવે છે. એક વાર 'બ્લડ પ્રેસર' (Blood Pressure) લેવડાવી જુઓ ને.

'અરે ના રે ના! એવું કાંઇયે નથી થયું મને. 'બ્લડ પ્રેસર' લેવડાવવાની જરૂર નથી. ડાકટરને દેખાડવા જતાં કોઇ ને કોઇ ખોડ ખાંપણ એ કાઢવાનાજ. કાંઇક કહેવાનીજ વાર. ખરી વાતનું નિદાન નો થાવ કે ન થાય પણ આ દવા ખાઓ, તે દવાનો રગડો પીઓ, હવાફેર કરો, છુટી લીઓ, આરામ લીઓ, ડાએટ રેગ્યુલેટ (Diet Regulate) કરો–આમ હુકમ, ફરમાસ ને સલાહની ઝડી વરસાવી મૂકશે. એ બધું તમને પોષાય અમને તે પોષાય.'

'હા. કેમ જાણે હું રોજ ડૉક્ટરને દેખાડતી ફરતી હોઉં, રોજ દવાના બાટલા પીતી હોઉં, ને હવા ફેર કરવા લઇ જવાને તમને કહ્યા કરતી હોઉં, સાંભળજો વાત.'

'જવા દે–જવા દે હવે. એ વાત બંધ કર. બીજી બે ચાર વાતો હોય તો કર. કાંઇક મનનો બોજો હળકો થાય.'

'મનમાં વળી શું થયું છે? શાનો બોજો છે?'

'થઇ છે રાખ સુબાની? ના રે, ના કાંઇ નથી–કાંઇ નથી? શરીર સાથે મનનો પણ કાંઇક સંબંધ છે ને? શરીર ઢીલું રાબ જેવું જણાતું હોય તો મન સારૂં ને તાજું–માજું કયાંથી હોય?'

હસીને વરૂણા બોલીઃ 'ત્યારે તો સારૂં! મને લાગ્યું કે વળી મનમાં કાંઇક થયું હશે. ને તેથી શરીર ઢીલું ઢીલું થઇ ગયું હશે. શરીર ખરાબ હોય ને જેમ મન ખરાબ થઇ જાય તેમ વળી મન ખરાબ હોય તો શરીર પણ ખરાબ થઇ જાય ખરૂં ને?'

'તે સહેજમાં–ને કાંઇ નહીં તો મારૂં તો નથી થતું. થયું હોત તો–

'બસ વળી મેણાં ને ટોણાં શરૂ કર્યાં ને! જવા દો એ વાત. હમણાં એ બધાંની કાંઇ જરૂર નથી. વારૂ, કયારે આવ્યા?'

'લગભગ એક કલાક થયો હશે.'

'એક કલાક! શું કહો છો? તબીયત સારી નથી. ને ઘેર આવી એક કલાક સુધી અહીં કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર એકલા અટૂલા સૂઇ રહ્યા હતા; મને કહી પણ ન મોકલાવ્યું? હદ કરી તમે તો! મને તો કાંઇ ખબર એ ન પડી. બૉય ચા લઇને આવતો હતો ત્યારે એને પૂછતાં બધી ખબર પડી. એ હૈયાફુટાએ પોતાની મેળે મને કાંઇ પણ કહ્યું નહોતું, પોતે જ ચાની કીટલીમાંથી ચા લઇ આવતો હતો. વારૂ. ઉભા રહો! હું એની ખબર લઉં છું!'

'એનો કાંઇ વાંક નથી, વરૂણા! મેંજ એને ના કહી હતી.'

'કેમ? શા માટે ના કહી હતી?'

'નાચ, ગાયન વિગેરેનો તમારો જલસો પુર–બહારમાં આનંદથી ચાલતો હતો એમાં આમ વિઘ્ન નાંખવું મને ઠીક ન લાગ્યું.'

વરૂણાના ચહેરા ઉપર હાસ્યની રેખાઓ ફૂટી નીકળી; તે બોલી 'તે તમે કહો છો ને કે શરીર તો કાંઇ બગડયું નથી, તો પછી ત્યાં

આવીને જ બેસવું હતું ને. ને આવ્યા હોત તો શરીરમાં સ્ફૂર્તિ આવત ને મનનો બોજો પણ કાંઇક હલકો થઇ જાત. તમે ત્યાં ન આવ્યા તેથી જ વધુ વિઘ્ન પડયું. તમે વહેલા આવ્યા છો, શરીરે મજા નહીં હોય, એમ સમજીને તો એ બધી જણીઓ ચાલી ગઇ.'

'એ-એ-એમ ? ત્યારે મારી મોટી બેઅદબી થઇ. પણ તે હું તો ફક્ત ઘેરજ આવ્યો હતો. મારી તબીયત સારી નથી એમ તો મેં કોઇનેયે કહ્યું નહોતું.'

'ક'ટાણે ઘેર આવ્યા. ને એકલા અટૂલા ચૂપ-ચાપ અહીં સૂતા છો એમ સાંભળતાંજ બધાંને લાગ્યું કે શરીર ખરાબ હશે, એટલે પછી એમણે કહ્યું કે આજ હવે બંધ કરીએ. ને હુંયે કાંઇ તાણ કરીને કહી શકી નહીં કે ના ચાલવા દીઓ'

'હૂં ! તે-ચાલવા દીધું હોત તો કોઇ વાંધો ન હોતો. મને એમાં કાંઇ વાંધો હતો કે મને નહોતું ગમતું એ તમે બધાંયે કેમ ધારી લીધું ?

'તે ધારી લેવું જ પડે ને પછી. સાંભળ્યું કે, ઘણી વારથી આવ્યા છો ને ચૂપચાપ એકલા ઘરમાં સૂઇ રહ્યા છો. ચા પીવી છે-એટલું પણ મને કહી મોકલ્યું નહીં-'

'તે એમાં શું થઇ ગયું ? આટલી બધી સખીઓ-સાહેલીઓની મજલિસ જામી હતી, ચા પાણીનો બંદોબસ્ત ને પ્રબંધ તો હતો જ. ને હું ચૂપચાપ-સૂતો સૂતો તમારાં નાચ-ગાન વિગેરે સાંભળતો હતો-

એક મહા-મધુર ચપળ હાસ્ય વરૂણાના ચહેરા ઉપર ને આંખોમાં ચમકી ઉઠયું.

'સાંભળતા હતા ? ખરેખર ? વારૂ કહો જોઉં-ગાયનો બધાં તમને કેવાં લાગ્યાં ?'

વરૂણા કુદરતી જ અતિ રૂપાળી હતી. એનો સુડોળ ચહેરો, એની નમણી મોહક આંખો, ઘાટીલું નાક; આવું રૂપ સચરાચરમાં ભાગ્યેજ નજરે ચડતું. સુંદર ગ્રીવા નાજુક ભાવે હલાવી જ્યારે તે આ પ્રમાણે હસતી ને એના બન્ને ગાલોમાં સુંદર નાજુક નાના ખાડા

પડતા ત્યારે એક એવી અતુલનીય મોહક માધુરી એની આંખોમાં ને ચહેરામાં સ્ફૂર્તિ નીકળતી કે એ જોવાનું ભાગ્ય પ્રાપ્ત કરનાર વ્યક્તિ ચકિત મંત્રમુગ્ધ બની જતી. સ્હેજ સ્મિત કરી કિરણે વરૂણા સામે જોયું; એનો હાથ પોતાના હાથમાં પકડી કિરણ બોલ્યો–'ખરાબ ન કહેવાય.'

બોલતાં બોલતાં એક ઊંડો નિઃશ્વાસ તેજ વખતે કિરણના હૃદયમાં ભરાઇ આવ્યો; હાથમાંથી વરૂણાનો હાથ છોડી દઇ તેણે પોતાનું મો બીજી તરફ ફેરવ્યું.

'ખરાબ ન કહેવાય!–બસ ફક્ત ખરાબ ન કહેવાય?' એક જાતની નિરાશાજનક નજરે વરૂણા તેની સામું જોઇ રહી.

કિરણે એની તરફ મોં ફેરવી કહ્યું–'કેમ ગુસ્સે થઇ ગઇ કે શું? તે અત્યંત સારૂં હોય તે પણ માણસને બધું હંમેશાં કાંઇ સારૂં લાગે?'

'હું—'

'એમ નહીં–સાચું બોલું છું વરૂણા! છોકરીઓનો કોરસ ખરાબ નહોતો ને તારૂં પેલું ગાયન–તે તો બરાબર તારૂં જ. ઘણીયેવાર સાંભળ્યું છે. રોજ રોજ એનાં વખાણ પણ કેટલાં કરૂં કહે.' કહી એણે વળી પાછો વરૂણાનો હાથ પકડયો.

હાથ પાછો ખેંચી લેતી વરૂણા બોલી–'લ્યો, રહેવા દો હવે, એટલો બધો ડોળ કરવાની જરૂર નથી. તમનેકાંઇયે સારૂં લાગતું નહોતું; તમને આજકાલ મારૂં કરેલું બોલેલું ગાયેલું કાંઇયે સારૂં લાગતું નથી.'

જરા હસીને કિરણ બોલ્યો–'ને મારૂં બધુંય તને સારૂં લાગે છે?'

'બધુંય કોઇનું કોઇનેયે હંમેશાં સારૂં ન લાગે.'

'ત્યારે તમારાં આ નાચ–ગાન જો આજ મને સારાં ન લાગ્યાં હોય તો મારો એવો તે શો અપરાધ થઇ ગયો?'

'અપરાધની વાત કોણ કરે છે? સારૂં ન લાગ્યું તો ન લાગ્યું ખેર! બસ! બીજું શું!'

'પણ તું ખીજાય છે ને? પણ મને એ બધું–ધાર કે ખરેખર સારૂં નહી લાગ્યું હોય. પણ મારી તબીયત ઠીક નહોતાં હું જે આ

ક'ટાણે ઘેર આવી ચડયો-તે તને પણ કાંઇ બહુ સારૂં લાગ્યું હોય-ગમ્યું હોય એવું જણાતું નથી. ને તેથી હું કાંઇ ચીડાતો પણ નથી.'

'તમે તો ખરેખર કુહાડાના ઘા જ કરો છો! જ્યારે ત્યારે તમે આમ ફાવે તેમ બોલી નાંખો છો. તમને શરીરે ઠીક નહોતાં ઘેર આવ્યા-કહો થોડા વહેલા આવ્યા-તેથી મને ગમતું નથી? ખરેખર તમે એમ માનો છો કે હું એવી અણઘડ, લાગણીહીન સ્ત્રી છું-મને તમારા માટે જરા પણ માયા-મમતા નથી-'

'માયા-મમતા-તે કેટલી છે, કેટલી નથી-તે તું જાણ. હું મનમાં શું ધારૂં છું, નથી ધારતો તેથીયે કાંઇ ખાસ વિશેષ આવતું જતું નથી. પણ-આવો ખાસો મજાનો નાચ-ગાનનો જલસો ચાલતો હતો-તેમાં મારા આમ અચાનક આવી પડવાથી વિઘ્ન પડયું, તેથી જરા નારાજી બધાયને થાય, એથી કાંઇ કોઇને દોષ દેવાય નહીં. હું પણ તને દોષ દેતો નથી. ઉલટું મને મનમાં સંકોચ થયા કરે છે કે મેં આવીને તમારા જલસામાં ભંગાણ પાડયું. તે હવે પછી-'

'હવે પછી-શું? તબીયત સારી નહીં હોય તોય પણ ક'ટાણે ઘેર નહીં આવો ને કારખાનાંમાંજ સુઇ રહેશો એમને? કારણ કે, તમને એમ લાગે છે કે ઘેર જતાં મારી શાંતિનો ભંગ થાય કે મારી મોજ-મજાહમાં વિઘ્ન આવે? તમે ધારતા હશો કે હું રોજ રોજ ઘેર આવા નાચ-ગાનના જલસા કરતી હોઇશ?'

'ને કરે તો એમાં વાંધો પણ શો છે? જમી જુઠી લીધા પછી કાંઇ ખાસ કામ તો નથી હોતું ને.'

'કામ?-તે શું કામ કરૂં કહોને? ગોદડાં સીવું? ઘંટુડો લઇને મગ કે અડદની દાળ ભરડું? ખાંડણીયામાં ચોખા ખાંડું, કે માથે બેડું લઇ રસ્તાના નળ ઉપરથી પાણી ભરી લાવું? કે છાણાં વાસીદાં કરૂં?'

'એમ કોણ કહે છે? જેમની પાસે પૈસા છે, તેઓ નોકર-ચાકર બે-ચાર રાખી શકે છે, ને તેથી તેઓ એવું કોઇ કામ હાથે કરતા નથી. પણ તેથી શું ખરેખર ઘરમાં બીજું કામ ન હોય? ફક્ત શું

નાચ-ગાન ને ચા-પાણીની મિજલસમાં જ નવરાશનો બધોય વખત વેડફી નંખાય?'

'ફક્ત નાચ-ગાન અને ચાની મિજલસ કરવામાં જ હું રોજ મારી ફુરસદનો વખત વીતાવું છું એમજ તમે માની રાખ્યું છે? વારુ, તો પછી વચ્ચે વચ્ચે આમ અચાનક કંટાણે ઘેર આવીને જોઈ જતા જાઓને કે ફુરસદનો વખત હું આમ ફક્ત મિજલસ કરીને જ વેડફી નાખું છું કે બીજું કાંઈ કરું છું.'

કિરણે જવાબ વાળ્યો-'તારી ચર્યા જોવા આમ અચાનક ઘેર આવી જવાનું કશું જ કારણ નથી વરૂણા! ને તે કોઈ પણ પતિને માટે શોભનીય પણ ન લેખાય. તારે કેમ ચાલવું, કેમ ચાલવાથી તારૂં-તારા ઘરનું કલ્યાણ થાય તે તું પોતે જ જોઈ-વિચારી-નક્કી કરી તે પ્રમાણે ચાલી શકે છે, ને એમ સમજીને જરૂર ચાલીશ એવી આશા કાંઈ નહીં તો હું તો જરૂર રાખી શકું.'

'પણ સારૂં શું ને નરસું શું એનો નિર્ણય કોણ કરી આપશે? બેઉ જણ હંમેશાં એકમત ન પણ થઈ શકીએ, ત્યારે-'

'તે જુદા મત ન થાય? ને જ્યારે એમ મત ન મળે, ત્યારે...'

'ત્યારે-શું? ત્યારે તમારા મતને મારે માન આપવું, મારા મતને ભોગે એમ ને? કારણ કે તમે પતિ ને હું તમારી સ્ત્રી ખરૂં ને?'

ક્ષણિક ઉશ્કેરાટથી વરૂણાની આંખો ને ચહેરો લાલચોળ બની ગયાં. તે કિરણ સામું જોઈ રહી.

કિરણે ઠંડે કલેજે જવાબ વાળ્યો-'એવું હંમેશ બનવા સંભવ નથી, ને એટલો હક્ક-દાવો હું કરતો પણ નથી. પણ જે મને ન ગમે, જે હું પસંદ ન કરતો હોઉં, તે ચોખ્ખેચોખ્ખું કહી દેવાનો હક તો મારો જરૂર છે જ. હું પણ સાચેસાચ તો તારો કાંઈ દાસ નથીને?'

'ને હું પણ તમારી દાસી નથી. સંસાર જેવો તમારો છે તેવો મારો પણ છે.'

'એ બરાબર છે! જેવો તારો તેવો મારો પણ ખરો. માટે જ બેઉ જણને એકબીજાનો મત મેળવી ચાલવું જોઇએ.'

'એ કેમ બને? હું જ્યારે પણ જે કાંઇ કરું, તે બધાયમાં તમને દોષ જ દેખાય, એ બધું તમને જો ન જ ગમે.'

'એવું, એટલું બધું–કોઇ કાળે બનતું નથી વરુણા! બને પણ નહીં ને....'

'નથી બનતું–તે હશે, ને તેમ બને તો કોઇ પતિ સાથે વસીને કોઇ પણ આ સંસાર ન ચલાવી શકે, પણ અહીં તમને તો એમ અચરાચર થાય છે જ.'

'એ–એ–એમ?'

'થાય છે સ્તો વળી? આ હ્યોને આજની જ વાત. શું હતું? એક સાધારણ પાર્ટી (Party) ગોઠવી છે, ને એક નાનો મ્યુઝીકલ ઓપેરા (musical opera) એ નિમિત્તે ભજવી બતાવવો છે, તેની તાલીમ (રીહર્સલ)–આ બપોરને વખતે કાંઇ ખાસ કામ નહોતું તેથી કરાવતી હતી.'

'પાર્ટી! શાની પાર્ટી?'

–'આ નાતાલના તહેવારોમાં મારા બાપુજી ને બા બધાંય સાથે અહીં આવવાના છે, એમની સાથે એમના હેતુ મિત્રો પણ કોઇ કોઇ કદાચ આવે. એ વાત તો મેં તમને કરી હતી ખરું ને? યાદ છે કે નહીં?'

'હા, છે ખરી.'

'થોડાક દિવસ એ અહીં રહેવાનાં છે. એમને કાંઇક મનોરંજન તો જોઇએને? તેથી એક પાર્ટી આપવાનું નક્કી કર્યું છે.'

'ઓ–ઓ! ને એ પાર્ટીમાં–એ મ્યુઝીકલ ઓપેરા કે એવું શું કાંઇ કહ્યું ને તેં–આ નાટિકા ભજવવાની છે? ને–તેની જ રીહર્સલ થાય છે ઘરમાં?'

'હાસ્તો.'

'તારૂંયે એક ગાયન સાંભળ્યું મેં. ને ઘણું કરીને સાથે નાચ પણ થતો હતો. ત્યારે તું પણ આ ઓપેરામાં એકાદ ભૂમિકા ભજવવાની હશે ખરૂં?'

'ભજવવાની હોઉં તો ભજવુંયે, એમાં શું થઇ ગયું?'

જરા વિસ્મયભરી આંખે વરૂણા સામું જોઇ રહી. થોડા શ્લેષભર્યા અવાજે કિરણ બોલ્યો–'પાર્ટી' ફક્ત ઘરનાં માણસોની જ ઘણું કરીને નહીં હોય, શહેરનાં કોઇ કોઇ માણસોને પણ એમાં નિમંત્રણ આપવાનાં હશે ખરૂં ને?'

'હાસ્તો વળી! પાર્ટી' કાંઇ ફક્ત ઘરની પાર્ટી'ને–ન જ કહેવાય.'

'ત્યારે આ બધાયની સામે એક નાટકની નાયિકા સજી, બની ઠનીને તું 'સ્ટેજ' પર નાચ કરશે? નાચ કરીશ ને વળી ગાઇશ પણ ખરી ખરૂંને?'

'ભૂમિકા જો મારે ભજવવીજ હશે તો બધુંય કરવું પડશે.'

'ને એ બધું જો મને પસંદ ન હોય તો?'

'ન હોય તો ન હોય. બધી વાતમાં મારે તમારી મરજી મુજબ ચાલવું પડે એવું કાંઇ થોડું જ છે!'

કિરણના ચહેરા ઉપર કઠોરતાની કાલિમા છવાઇ ગઇ. વરૂણાને જરા હસવું પણ આવ્યું, પણ તે દબાવીને તે બોલી–'પણ મેં સાચે નાચ પાર્ટ લીધો નથી. એનું કારણ એ છે કે એ મને શોભે એમ મેં પોતેજ નહોતું ધાર્યું. તમને ગમશે કે નહીં ગમે એવા વિચારથી નહીં!'

'એટલુંયે હજુ સારૂં છે કે એટલીયે સમજશક્તિ તને આવી. નહીં તો–'

'નહીં તો શું? શું કરત તમે?'

'હું પાર્ટી બંધ કરાવી દેત.'

'બંધ કરાવી દેત! કયા અધિકારથી?'

'હું તારો પતિ છું, ધણી છું, એ અધિકારથી!'

'પતિ! ધણી–! એ અધિકારથી! પતિ થઇને મને પરણ્યા છો તેથી તમને આટલો બધો હક મળી ગયો છે–મળી ગયેલો ધારી

બેઠા છો કે પગલે પગલે એકએક વાતમાં તમારો વિધિ-નિષેધ માનીને જ મારે ચાલવું પડે ?'

'કાંઇ નહીં તો મારે મન જ્યાં મારી ઇજ્જત-આબરૂનો સવાલ આવીને ઉભો રહે ત્યાં તો એમજ થશે વળી! તું જોઇ વિચારી સમજીને જો નહીં ચાલે તો મારે ચાંપતા ઉપાયો લેવા પડશે સમજી ?'

'ઓહોહો એમ છે ?'

'હા ફક્ત એટલું જ શા માટે ? આ આવડી મોટી એક પાર્ટી તું ઘેર કરવા બેઠી, તે બાબત એકવાર મને પૂછવાની-જણાવવાની ચે કાંઇ જરૂર તને ન જણાઇ ?'

'કેમ પહેલેથી તમને જણાવવાની જરૂર શા માટે ? ઘર-ઘર-ઘર મારૂં પણ છે-ને એ ઘરમાં કયારે શું કરવું શું ન કરવું એ બધું તમારી રજા લઇને-અનુમતિ લઇને કરવું જોઇએ એમ ? આ પણ તમારો પતિ તરીકેનો હક્ક છે ખરૂં !'

'ચોક્કસ વળી ! નાની નજીવી બાબતોમાં તું તારી મરજી મુજબ કરી શકે છે. પણ આવી જાતના મોટા મોટા જલસા વિગેરે કરવા બાબત મારી સાથે સલાહ મસલત કરી, મારો મત લઇ પછી આ બધું તારે કરવું જોઇએ ?'

'શા માટે ? શા માટે એમ કરવું પડે મારે ?'

'ઘરને આંગણે નકામી એક ધમાલ થઇ પડે. ને તે બધી ધમાલ સંભાળવાનું મારે માથે જ આવે. ને તે હું કરી શકીશ કે નહીં, મારાથી એ બનશે કે નહીં એ પણ એક કારણ ન કહેવાય ? તે વળી મોટામાં મોટું કારણ ખરચનું. આવા સમારંભમાં ખરચ ઘણું થાય. ને તે બધું મારેજ ખમવું પડે ને. લોહીનું પાણી કરીને રૂપીયા હું કમાઇ લાવું છું, તું નહીં !'

'શું કહ્યું ? કમાણીનું મ્હેણું માર્યું ? કમાઇ લાવો છો, એટલે મને વેચાતી લીધી છે ખરૂં ? બે ચાર રૂપીયાથી વધુ ખર્ચ મારે કોઇ વાર કરવો પડે તો તમને બે હાથ જોડી તમારી પાસેથી ભીખ માંગીને એ મેળવવું પડે ખરૂં ને ?'

એટલા જ જોરદાર અવાજે કિરણે જવાબ વાળ્યો: 'તારે કોઇ દિવસ મારી પાસે ભીખ માંગવી પડી નથી વરૂણા! હું જે કમાઇ લાવું છું તે મહિને મહિને તારા હાથમાં મૂકું છું.'

'ને હું તે મારા શોખને ખાતર બે હાથે ખોબા ભરીને ઉડાડું છું ખરૂં?'

'શું કરે છે, તે તું જાણે. મેં તારી પાસે કોઇ દિવસ કોઇ હિસાબ માંગ્યો નથી. ફક્ત હું એટલું મારી આંખે જોઇ શક્યો છું કે તને આ કમાણી ખર્ચમાં પુરી પડતી નથી. ને કોઇ વાર કોઇ કારણે વધુ ખર્ચ કરવાનો પ્રસંગ આવે છે તો તે મારે કરજ કરીને પતાવવો પડે છે. ને તે કરજ ભરતાં ભરતાં જીવ જાય છે મારો. વારૂ જવા દે એ વાત. આ વખતે તને પહેલેથીજ ચેતાવી દઉં છું કે તારી આ પાર્ટી ને ત્હારાં આ નાટકનો અભિનય એનું ખર્ચ કયે આંકડે પહોંચશે તે પ્રભુ જાણે, પણ હું એ ખર્ચની જરા પણ જવાબદારી લઇ શકીશ નહીં.'

'નહીં લઇ શકો! શા માટે નહીં? એ જવાબદારી તમારે લેવીજ પડશે. નહીં લઇ શકાય એમ બોલતાં તમને જરાય શરમ પણ નથી આવતી? 'હું પતિ, હું ધણી' કહીને બડાઇ મારવા નીકળી પડયા ને બાયડીનાં એકાદ ખર્ચની જવાબદારી લેતાં કેમ વસમું લાગ્યું? તમારે જવાબદારી લેવીજ પડશે.'

'ના, તે નહીં બને! પતિ, ધણી સમજીને મારી સાથે પ્રથમથી ધર-સલાહ કરી હતી કે આજે મને જવાબદારી લેવાનું તું કહી રહી છે?'

'વારૂ, ના લેતા! ત્યારે હવે મારી વાત પણ સાંભળી લ્યો, પાર્ટી થશેજ—ને વળી પ્રથમથી મેં ધાર્યા કરતાં વધુ ઠાઠમાઠથી થશે! ખર્ચ મારી મરજી મુજબ હું કરીશ! ને તેનાં જે બીલો મારે ચૂકવવાં પડશે તે હું મારાં બધાં ઘરેણાં ગાહાં 'પબ્લિક ઑકશન' (જાહેર લીલામ)માં મુકીને ચૂકવીશ! ફક્ત એટલુંજ નહીં, પણ આ 'પ્લે'માં હું 'પાર્ટ' પણ લઇશ! મારી સખી સાહેલીઓએ કહેલું પણ હું નહોતી માની! પણ હવે—હા લઇશ, જરૂર લઇશ! શા માટે ન લઉં?'

'ત્યારે હું પણ કહી રાખું છું કે હું પાર્ટી બંધ કરાવીશ. બહાર જ્યાં મરજી હોય ત્યાં જઇને જેને જેમ ફાવે તેમ કરે. મારા ઘરમાં આ બધી ભવાઇ હું નહીં ચાલવા દઉં!'

'નહીં ચાલવા દીઓ! એમ કે? અલબત્ત ચાલવા દેવી પડશેજ! ઘર તમારૂં એકલાનું છે? તમે બંધ કરાવશો? તમારી એટલી બધી હિંમત છે કે મારા ઘરમાં હું એક પાર્ટી કરૂં ને તે તમે બંધ કરાવી શકો? એટલા બધા મોટા માતબર માલિક શું તમે થઇ પડયા? તમે કોણ, ને હું કોની દીકરી? તમે કોને બીક દેખાડો છો ખબર છે?'

'દીકરી તું ગમે તેની હો, પણ મારી સ્ત્રી છો! સ્ત્રીને પતિ જે કહી શકે તે મેં તને કહ્યું છે.'

'ઓહોહોહો, પતિ! મહેરબાની કરી મારા બાપે મારાં તમારી સાથે લગ્ન કર્યાં, એટલે સાહેબ મારા શરીર-મનના ધણી થઇ બેઠા? વારૂ જોઇ લઇશ! તમે પતિ હો કે ગમે તે હો, હું જોઉં છું કે તમે આ પાર્ટી ને આ 'પ્લે' કેમ બંધ કરો છો તે!'

કહી વરૂણા બારણાં તરફ ફરી.

× × × ×

'આ શું? કોણ છો તું? કયાંથી આવે છે? અહીં શું કામ છે? કોઇને પૂછયા ગાછયા વિના ઘરમાં ચાલી આવે છે-કોણ છો તું?'

બારણાના ઉંબરા પાસે તે વખતે સૌદામિની આવીને ઉભી હતી. તેણે કહ્યું: 'તારી સાથે મારૂં કાંઇ સગપણ નહીં હોય બેટા! પણ કિરણની હું મા છું, એને મારે બે વાત કહેવી છે તેથી હું એને ઘેર આવી છું.'

'મા! મા—?'

'હા, તે તું ગમે તેની દીકરી હોય બેટા! એની કોઇ કાળે એક મા હશે કે હોઇ શકે છે એવો કોઇ દિવસ વિચાર પણ કર્યો નથી? ને એ ભમરાળે પણ તને શું કોઇ દિવસ મારી બાબત કાંઇયે કહ્યું નથી?'

'મા! આ તમારાં મા થાય મી૦ રાય?'

'હા.'

ધ્રૂજતી ધ્રૂજતી વરૂણા બાજુમાં પડેલા એક કોચ પર બેસી ગઇ. પથ્થરનાં પૂતળાંની જેમ સ્થિર-નિશ્ચેષ્ટવત્ બની કિરણ થોડીવાર ઉભો રહ્યો. પછી કાંઇક વિચાર આવતાં આગળ વધી માને પગે લાગ્યો. એના માથા પર પોતાના બન્ને હાથ મૂકી આશીર્વાદ આપતી સૌદામિની બોલી-'દીકરા! તું કેવો ને કેટલો સુખી છો તે તો હું નજરે જોઇ રહી છું, તો પણ તું પગે લાગ્યો. હું મા છું,' તને આશીર્વાદ આપું છું, 'સુખી થાજે દીકરા!'

કિરણ ઉઠીને ઉભો થયો ને બોલ્યોઃ 'બેસ-બા.'

ઘરમાં દાખલ થઇ સૌદામિની એક કોચ ઉપર બેઠી. કિરણે પૂછ્યું.

'સતીશની સાથે આવી હઇશ ખરૂં ને?'

'હા.'

'પણ એ તો કાંઇ બોલ્યો ન હોતો કે તું યે એની સાથે અહીં આવી છો?'

'શું બોલે? હું આવી છું-એ જાણતાં તું નારાજ થાત-રાજી તો ન જ થાત ને?'

ઊંડા નિઃશ્વાસને રોકી કિરણ બોલ્યો-'શા માટે અહીં આવી છો? કોણે તને કહ્યું કે હું અહીં છું?'

'ના, ભાઇ! મને કોઇએ કાંઇ કહ્યું નથી. હું તો જાત્રા કરવા નીકળી હતી. ગયા, કાશી ને વિંધ્યાચળ થઈ અહીં ત્રિવેણીસ્નાન કરવા આવી હતી. પાંચ છ વર્ષ થયાં ઘર છોડીને નીકળ્યો છો, કોઇ દિવસ કટકી કાગળ લખીને યે અમારા ભાવ ન પૂછ્યા દીકરા, કે અમે મુઆં છીએ કે જીવતાં? અમને કયાંથી ખબર હોય કે તું અહીં છો? અચાનક બે દિવસ પહેલાં મેં તને રસ્તામાં મોટરમાં જતો જોયો, ને આજ છ વરસે હું પહેલીવાર જાણી શકી કે પ્રભુએ તને સાજો નરવો રાખ્યો છે. અહીં જ આ શહેરમાં-ને-ને-'

હૈયું ભરાઇ આવતાં મોઢું ફેરવી સૌદામિનીએ સાડીના પાલવ વડે આંસુ લુછ્યાં.

જરાવાર મુંઝાઇ આખરે કિરણે કહ્યું—'સતીશ જ તમને અહીં મારે ઘેર લઇ આવ્યો હશે ખરું !'

'હા, ઘણી મહેનત કરી એણે તારા ઘરનું ઠેકાણું મેળવ્યું, ને બીજી બધી ખબર મેળવીને મને બધી વાત કરી. મારાથી રહેવાયું નહીં. એને પરાણે હું અહીં તેડી લાવી. તે આવવા રાજી નહોતો.'

'ક્યાં છે એ ?'

'બહાર દરવાજા પાસે ઉભો છે.'

કિરણે ઉઠી ઉભા થઇ બારણાં પાસે આવી હાક મારી—'સતીશ ! આવ ભાઇ ઘરમાં આવ.'

સતીશ ઓરડામાં દાખલ થતો થતો બોલ્યો—'કાંઇ દુઃખ ન લગાડતો ભાઇ ! અચાનક આમ કાંઇ કહ્યા કારવ્યા વગર આવ્યા એ અમે વાજબી નથી કર્યું'—'

'તું મને મળ્યો ત્યારે આ કહ્યું હોત તો હું જાતે તમારે ઉતારે આવીને તમને મળત. વારૂ, બેસ.'

સૌદામિની બોલી—'હા, સતીશે મને કહ્યું ખરું, તને ખબર આપવાની પણ એની મરજી હતી. પણ તને ખબર પડતાં જ તું અમને મળવા દોડ્યો આવીશ એ હું કેમ માની શકું ?'

'અમને—અમને એટલે ?'

'અમે બધાંય આવ્યાં છીએ. દેશમાં રેઢા ઘરમાં એકલાં બધાંયને મૂકીને મારાથી કેમ અવાય ?'

કિરણ ચમક્યો. એનો ચહેરો ફીકો—ફચ પડી ગયો. વરૂણા તરફ તેણે એકવાર જોયું. કોચની પીઠપર માથું મૂકી તે એક—બે ક્ષણ હતાશ ભાવે બેસી રહ્યો. પછી બોલ્યો—'વરૂણા ! તું બીજા ઓરડામાં જા. એ બાની સાથે મારે જે વાતચીત કરવાની છે તે...'

વરૂણા ઉઠી; પણ ધ્રુજતી ધ્રુજતી વળી પાછી બેસી ગઇ. ઉશ્કેરાટ ભર્યાં કલહ પછી આ અણધારેલી ઘટનાને અંગે ઉદ્ભવેલી પ્રતિક્રિયાએ એના દેહ—મનમાં એવી ખિન્નતા ઉત્પન્ન કરી દીધી હતી કે ઉભા થઇને બે ડગલાં ચાલવાની શક્તિ પણ તેનામાં રહી નહોતી.

કિરણ બોલ્યો-'ત્યારે અમે જ બીજા ઓરડામાં જઇને બેસીએ છીએ. તું રહેવા દે.'

વરૂણા-'તમારે જે વાત કરવી હોય તે અહીં મારી સામે જ કરો. હું તે બધું સાંભળવા માગું છું. સાંભળીને સમજવા પણ....'

જરા ભવાં ઉંચે ચઢાવી કિરણે કહ્યું-'શું સાંભળવું છે તારે? ને સાંભળીને નવું તું શું જાણવા-સમજવા માગે છે વરૂણા? સાંભળ્યું તો ખરૂં તેં કે પાંચ છ વરસ થયાં દેશ છોડીને હું આવ્યો છું, એમની કાંઇ ખબરઅંતર લીધી નથી ને તને પણ એમની બાબત કદી કાંઇ કહ્યું નથી.'

'શા માટે ન કહ્યું? શું સમજીને ન કહ્યું?'

'ન કહ્યું-મને એમ કરવાની જરૂર ન જણાઇ-મારે કહેવાની ઇચ્છા ન હોતી. ને કહ્યું હોત તોય શું થાત? દેશમાં મારે ઘેર જઇ મારી માને 'સાસુજી' કહી તું એને તારા માથા પર બેસાડત ખરી?'

'પણ આજ ત્યારે એ આવ્યાં તો ખરાં ને આ ઘરમાં સાસુનો હક છે એમ કહીને.'

સૌદામિની બોલી-'ના, બેટા! તારી સાસુ હોવાનો હક કરીને હું તારે ઘેર નથી આવી. હું આવી છું-હું એની મા છું તેથી એને ઘેર ફક્ત એને બે ચાર વાતો કહેવા. તું આજ એની વહુ થઇને બેઠી છો તેથી શું મારો એટલોયે હક નથી? પણ તું બ્હીજે મા બેટા! સાસુ થઇને તમારા આ ઘરસંસારમાં આવીને વચ્ચે બેસી જવાની મારી જરાયે ઇચ્છા નથી. બે ચાર વાત મારે એને કહેવી છે તે કહી હું થોડી વારમાં જ મારી મેળે અહીંથી ચાલી જઇશ.'

'વારૂ, તે કહોને તમારે જે કહેવું હોય તે.'

સૌદામિની બોલી-'ના, દુઃખની જે વાત આજ હું કહેવા આવી છું, બેટા! તે તારી સામે કહેતાં મારી જીભ ઉપડતી નથી. ચાલ સતીશ! ઉઠ, કાંઇ નહીં હવે એને આપણા ઉતારાનું ઠેકાણું કઇ દે. એની મરજી હોય તો તે ભલે ત્યાં આવીને મળે; નહીં તો કાંઇ

નહીં. ને વળી હું કાંઇ મારા સ્વાર્થને થોડી જ રડું છું? દીકરાએ પાંચ છ વરસથી વિધવા માને કોઇ દિવસ કાંઇ પૂછ્યું સરખું યે નથી. પોતે આટઆટલું કમાય છે તે બે હાથે ખોબા ભરીભરીને બાબુગીરી કરવામાં ઉડાડી દીએ છે. પાંચમાં પૂછાય એવો બનીને અહીં બેઠો છે. તે એને મારા દુઃખની વીતક શું કહેવી? હું તો આવી હતી પેલી અભાગણીના દુઃખની કહાણી કહેવા. મારો તો હક્ક ચૂલામાં પડયો પણ એનો તો હક્ક છે ને? પરણીને ઘરમાં બેસાડી છે એ તો!'

'પરણીને ઘરમાં બેસાડી છે? કોને? કોને!'

બોલતાં બોલતાં વરૂણા ઉઠીને ઉભી થઇ ગઇ. તે થર થર કંપવા લાગી. સૌદામિની બોલી-'અરે ભમરાળા! આ વાત પણ છાની રાખી આને જઇને પરણી લાવ્યો! હું એ જ વિચાર કરતી હતી, કે ઘેર એક વહુ બેઠી છે ને આ સાહેબી રીતભાતથી રહેતા મોટા માણસો હોવા છતાં જાણી જોઇને એક ઉપર બીજી દીધી?'

'ઘેર એક વહુ બેઠી છો બીજી એક વહુ! ને આ વાત છાની રાખો? ઓ-ઓ-ઓ—'

બોલતાં બોલતાં વરૂણા મૂર્છા ખાઇને પડી ગઇ. ગભરાયેલા કિરણે તેને ઉપાડી કોચ પર સૂવાડી.

'પાણી! પાણી! અરે કોઇ છે હાજર!'

નોકરો જે આજુબાજુ હતા તે બધાય દોડી આવ્યા. ને માવજત કરવા મંડી પડયા.

સૌદામિની બોલી-'ચાલ સતીશ! ઘણું થયું, ચાલ, હવે આપણે ઉતારે પાછા જઇએ. એને ઠેકાણું લખી આપ. એની મરજી હશે તો ત્યાં મળવા આવશે નહીં તો કંઇ નહીં.'

સતીશે ઉતાવળે ઉતાવળે ખીસામાંથી એક કાગળ બહાર કાઢયો ને પેન્સીલથી ઠેકાણું લખી તે કાગળ કિરણના હાથમાં મુકયો. સૌદામિની સતીશનો હાથ પકડી તેને ખેંચતી ખેંચતી ઘરની બહાર નીકળી ગઇ.

## પ્રકરણ ૭ મું

## પ્રકૃતિ-ક્ષોભ

કોચ ઉપર આંખો વીંચી વરૂણા પડી હતી. પાસેજ એક ખુરશી ઉપર કિરણ ચૂપચાપ બેઠો હતો. પાસે સફેદ વસ્ત્ર વડે ઢાંકેલા એક નાના ટેબલ પર નોકરોએ સ્મેલીંગ સાલ્ટ, 'ઓ ડી' કોલોન'નું પાણી અને એક ગ્લાસ લેમોનેડ મંગાવી રાખ્યાં હતાં.

આંખો ખોલી વરૂણાએ એકવાર જોયું. કિરણે પૂછ્યું: 'હવે જરા ઠીક જણાય છે કે?'

'હા' કહી વરૂણા ઉઠીને કોચની પીઠને અઢેલીને બેઠી; નોકરો તરફ એકવાર આંખ ફેરવી; નોકરો બધા મૂગે મોંઢે બહાર ચાલ્યા ગયા.

લેમોનેડનો ગ્લાસ હાથમાં લઇ કિરણ બોલ્યો: 'આ લે, આટલું લેમોનેડ પી જા.'

'રહેવા દો હમણાં.'

જરા અચકાતાં અચકાતાં કિરણ ઉઠીને ઉભો થયો. જરા વાર ઉભો રહી પછી ઓરડાનાં બારણાં તરફ ચાલવા માંડયો.

'ક્યાં જાઓ છો?'

'બહાર જવું છે. જરા કામ છે. કાંઇ કામ પડે તો નોકરોને બોલાવજે.'

'અહીં બેસો. હમણાં બહાર નથી જવું મારે. બેચાર સવાલ પૂછવા છે તમને.'

'સ-વા-લ પૂછવા છે?'

'હા, સાંભળવા પડશે તમારે! હમણાં આ ક્ષણે સાંભળવા પડશે!'

'શું છે બોલ?' કિરણ બેઠો.

'એ તમારાં મા હતાં?'

'હા, એ તો તું જાણી શકી છો. પાછો વળી સવાલ શા માટે?'

'પાછો વળી સવાલ શા માટે? હજુય વાતમાં આટલો છણકો!'

'તું પણ ત્યારે નકામા સવાલ શાના પૂછયા કરે છે?'

'પૂછું છું, તે મારી ખુશી, ને તમે-તમે-'

'હું શું ?'

'આવા પાખંડી–આવા ઠગ–'

'પાખંડી !–હોઇ શકું છું. દુનિયામાં એવા ઘણાય પાખંડી છે.'

'પણ આવા નીચ કોટીના પ્રતારક–'

'શું એવડી મેં પ્રતારણા–છેતરપીંડી કરી !'

'શું છેતરપીંડી કરી ? છેતરપીંડી વળી બીજી કોને કહેવાય ? દેશમાં એક જણી સાથે પરણી આવી, તે વાત છાની રાખી, મારા બાપને છેતરી, મારૂં આ સત્યાનાશ વાળ્યું.'

'તને પરણ્યો ખરો' પણ તારૂં એવું સત્યાનાશ શું વળી ગયું ? એ સ્ત્રીને હું તજીને જ આવેલો. હજુ સુધી એને પાછી ગ્રહણ કરવાનો મારો જરાયે વિચાર નથી. તારો ઘરસંસાર જેવો ચાલતો હતો તેવોજ ચાલ્યા કરશે. કોઇ શોક આવીને તને સૂતી નહીં ઉઠાડે સમજી.'

'પણ શોક એક બેઠી છે તો ખરીને. જીવતી જાગતી ! શોક ! ધિક્કાર છે ! શોક ! આજકાલની આપણી આ સુધરેલી સમાજમાં શો–ક ! હું જાણતી નથી તે કોણ છે ? ને હું પણ વળી કોણ ? હું તો સમજીજ શકતી નથી કે હું તમારી સ્ત્રી છું કે નહીં ? એક સ્ત્રી જીવતી છતાં બીજીવાર લગ્ન કર્યાં એ કાયદેસર કહેવાય જ કેમ ?'

'અહીં તહીંની ઉડતી બેચાર વાતોજ શીખી છો તું વરૂણા ! કાયદા–કાનુન તું જાણતી નથી. આપણાં લગ્ન હિંદુ–વિધિથી થયાં છે. પ્રથમની એક સ્ત્રી હૈયાત હોવા છતાં આ લગ્ન ગેરકાયદેસર નથી ઠરી શકતાં. તું મારી કાયદેસરનીજ સ્ત્રી છો સમજી !'

'સાચું કહો છો ?'

'ન માનવામાં આવતું હોય તો કોઇ વકીલને જઇને પૂછી જો.'

'પણ ત્યારે તમે તમારા આ પ્રથમ લગ્નની વાત છાની શા માટે રાખી ? વિલાયત જવાના ખર્ચના રૂપીયાની લાલચે મારા બાપુજીને છેતરીને–'

'મેં કોઇને છેતર્યા નથી, તેમ મેં કોઇના રૂપીયાનીયે લાલચ નહોતી રાખી. રૂપીયા એમણે એમની મરજીથી આપ્યા છે ને એમણે પોતેજ લગ્નનો પ્રસ્તાવ કર્યો હતો—'

'પણ તે વખતે તમે એમને જણાવ્યું કેમ નહીં કે તમે પરણેલા છો? તમને એમ લાગે છે કે એ જાણ્યા પછી પણ તેઓ તમારી સાથે મને પરણાવત?'

'સંભવિત નથી, પણ એમણે મને કાંઇ પૂછ્યુંયે નથી ને મેં કાંઇ કહ્યુંયે નથી. મારી મેળે શા માટે કહેવા જાઉં? પ્રસ્તાવ એમણે કર્યો હતો ને હું જાણતો હતો કે તેમાં કાયદેસર કાંઇ વાંધો આવતો નથી—'

'પણ ધર્મ મુજબ વાંધો—'

'ધર્મમાં હું માનતો નથી. ને વળી હિંદુના દીકરાને હિંદુ-ધર્મ પ્રમાણે આવાં લગ્ન કરવામાં અધર્મ જેવું પણ કશુંયે નથી. ધર્મને જેઓ માને છે તેમાંનાં ઘણાઓ એકથી વધુ વાર પરણે છે, ધોરણસર બરાબર પરણે છે. આગળના વખતમાં માણસો જ્યારે ધર્મને હાલના કરતાંયે વધુ માનતા ત્યારે તો આવાં લગ્ન વળી વધુ થતાં હતાં.'

'બહુ ફાંકડો ધર્મ આ તો!'

'કિરણે જવાબ વાળ્યો'—'હા એની ચર્ચા કરવાનો હમણાં વખત નથી ને એની મીમાંસા પણ કાંઇ સહેજે તુરતમાં ન થઇ શકે. વારૂ, જવા દે એ વાત. મારે કામ છે. હમણાંજ મારે બહાર જવું છે. હું જાઉં છું.'

'ના, નથી જવું, બેસો. એ બધાં તમારાં બ્હાનાં છે. તમારે બહાનાં બતાવી છટકી જવું છે. સાંભળો! મારી આ છેલ્લી વાત છે. તમારો આ ધર્મ-અધર્મ, કાયદા-કાનુન જે હોય તે ભલે રહ્યા. હું એમાં કાંઇએ સમજતી નથી, સમજવા માંગતી પણ નથી. હું તમારી સ્ત્રી છું એમ હવે હું મારા મનથી માની પણ શકતી નથી. ને તમારા ઘરમાં—તમારા સંસારમાં હવે હું એક દિવસે રહી શકું તેમ

પણ નથી. આજેજ હું મારા બાપુજી પાસે ચાલી જવાની છું-છોકરાં-ઓને લઇને.'

કિરણે કહ્યું-'મરજી તારી, જઇ શકે છે. હું જોરાવરીથી તને અહીં રાખવા માંગતો નથી. પણ આટલું પણ યાદ રાખજે, કે તું મારી પરણેતર છો, હું તને અટકાવવા ધારૂં તો તું ન જઇ શકે.-કાયદા-કોર્ટ પણ છે-ને કાયદાનો આશરો લઉં તો ફેંસલો મારી તરફેણમાં જ આવે.'

'વારૂ ત્યારે જાઓ કોરટે, ને વળી જુઓ. પોલીસ પાસે પણ મને પકડાવીને પાછી બોલાવી શકો છો કે નહીં, તેની ખાત્રી કરી લેજો. ને તમે એમ ધારો છો કે મને એવી રીતે પાછી લાવતાં તમે સુખે સંસાર ભોગવશો ?'

'સુખ હમણાં યે એવું હું શું ભોગવી લઉં છું ? જવાની મરજી હોય તો ભલે જા. હું અંતરાય નાંખવાનો નથી, ને જોરાવરીએ તને પાછી પણ બોલાવી લાવવાનો નથી, ને એ પણ યાદ રાખજે કે-તારા જવાથી હું સુખી થઇશ-પણ દુઃખી એવો કાંઇ થવાનો નથી. આ આટલા વખતથી હું શું વિચાર કર્યા કરતો હતો તે તું જાણે છે ? સુર-બાલાને તજી દેવાની મેં મોટામાં મોટી ભૂલ કરી છે. આ દેશની જ એ સ્ત્રી એ આર્ય નારી ! અજબ છે એનો મહિમા ! જે દિવસે એને તરછોડીને-તજીને હું ચાલ્યો આવ્યો-પણ જવા દે એ વાત ! પણ એટલું હું તને કહી રાખું છું કે, જો હું તેને પાછી ગ્રહણ કરવા માંગું તો, મારી બધી ત્રુટીઓ માફ કરી, પોતાને કૃતાર્થ માની, તે મારી સાથે આવી રહેવા જરૂર રાજી થાય તેમ છે."

'ત્યારે એમજ કરો. એક દાસી તમને મળી છે-તો દાસી સાથે જ રહો. પણ હું દાસી નથી, ને અમે કોઇની દાસી થઇ શકીએ તેમ પણ નથી !-જાઓ !'

---

# પ્રકરણ ૮ મું

## નવ-વિધાન

સતીશે બહારથી આવતાં જ સૌદામિનીને ઉદ્દેશીને કહ્યું—'કિરણે મને માણસ મોકલી બોલાવ્યો હતો, કાકીબા !'

'શું કહ્યું ?'

'નવી વહુ એને પીયર ચાલી ગઇ છે. એની સાથે એ હવે રહેશે નહીં.'

'સારૂં થયું ! વારૂ, પણ છોકરાં બેનું શું ?'

'એમને પણ સાથે લઇ ગઇ છે.'

'હૂં,—નાનાં દુધમલ બાળ બિચ્ચારાં—મા વગર રહી પણ કેમ શકે ! પણ—તે શું હંમેશને માટે લઇ ગઇ ? કોઇ દિવસ પાછા નહીં મોકલે ?'

'લાગતું તો નથી.'

'મેં જોયું કે મોટો દીકરો બહાર રમતો હતો. નાનો દાસીએ તેડયો હતો. અરે ભગવાન્ ! મને શું ખબર કે આમ થશે ! આંખ હારી એક વાર મેં એમને જોયા પણ નહીં—' બોલતાં બોલતાં સૌદામિનીએ એક ઉંડો નિઃસાસો નાખ્યો, ને વળી બોલી—

'વારૂ, ત્યારે હવે એ શું કરવાનો છે ? નવી તો ચાલી ગઇ—'

'એણે કહ્યું કે જો સુરબાળા—'

'શું એને એ બોલાવશે ? ને નવો સંસાર માંડશે ? એમ કહ્યું ?'

'એમ કરી શકે—જો—જો—'

'જો—શું ? નવી વહુ જેમ રહેતી હતી તેમ બીબીની જેમ ઠાઠમાઠથી રહે તો એમને ?'

'તે જુઓને કાકીબા—એના વિચારો તો હાલ એવાજ છે—કારણ કે તે એવી ઢબથી હાલ પાંચ—છ વરસથી રહ્યો છે. એનો નશો કાંઇ ચપટી વગાડતાં થોડોજ ઉતરી જાય ! આદત બદલતાં વાર તો લાગે જ ને !'

એક નિઃશ્વાસો નાંખી સૌદામિની બોલીઃ 'તો બન્યું એમ તો એમ. જો એ એની સાથે ઘર માંડતો હોય તો! હું ને છોકરાંઓ દેશમાં ચાલ્યા જશું. સુખે દુઃખે દિ ગુજારશું; પણ એ બે જણ તો સુખી થાય!' અંદર બારણાં પાસેજ સુરબાલા ઉભી હતી; તે બોલી ઉઠી-'ના, એમ નહીં બને, સાસુજી! તમને બધાંયને છોડીને-એકલાં અટુલાં દેશમાં રાખીને અહીં આ પ્રમાણે હું રહી શકીશ નહીં.'

'શું કહે છે તું દીકરી! એ તારો ધણી,'

'ને તમે પણ સાસુજી થાઓ ને, સત્ય ને ઇંદુ મારાં દેર ને નણંદ થાય. હું ઘરની વહુ છું. જ્યાં રહેવું હશે ત્યાં રહીશ પણ તે તમારી બધાયની સાથે ને તમારાજ ઘરમાં. નહીં તો-ના સાસુજી! એ નહીં બને. સતીશ ભાઇ જઇને એમને કહે કે એ-જો એ વાત એમને કબુલ હોય, ને એ પોતે આવીને આપણા બધાયને તેડી જાય, તો જશું. નહીં તો-ના, ખોળીયામાં જીવ છે ત્યાં સુધી બીજું કાંઇ નહીં બને!'

સતીશ-'એ બધું હમણાંજ થઇ જાય એમ મને લાગતું નથી. આ તો થયું છે એમ કે એનું મન નિરાશ થઇ ગયું છે, ને નવી વહુ ઉપર ગુસ્સો પણ બહુ ચડ્યો છે. ગુસ્સો નરમ પડતાં ચાર દિવસ પછી વળી શું થાય, શું ન થાય કોને ખબર છે? ત્યારે વળી વરૂણા પાછી આવતાં આ વહુને જ પાછું આવવું પડે તો? છતાં ક્યોને હું જાઉં એની પાસે, ચાહી-જોઇને કહી મોકલાવ્યું છે-તો સુરબાલાએ જેમ કહ્યું તેમ કહી આવું.'

સુરબાલા-'ના ત્યારે હમણાં ને હમણાં કાંઇ જરૂર નથી. એના કરતાં એક ચીઠી લખી નાંખો ને ચાલો આપણે દેશમાં ચાલ્યાં જઇએ, આજ એમનું મન ખાટું પડી ગયું છે, ને સંસાર કથળ્યો છે, ચાર દિ' વાટ જોઇએ, વળી પાછો એમનો ઘર-સંસાર પાટે ચડી જતો હોય તો થોડા દિવસ માટે આ બધી નકામી ખટપટ શા માટે કરવી?'

સૌદામિની કાંઇ બોલી નહીં. પણ મનમાં સમજી કે વહુ જે કહે છે તે જ ડહાપણભરી વાત છે.

બધી વાત વિગતવાર વર્ણવી સતીશે એક ચીઠ્ઠી લખી નાખી. બીજે દિવસે જ સૌદામિની વહુ અને પુત્રપુત્રી સાથે દેશ જવા રવાના થઈ ગઈ.

તજાયેલી–તરછોડાયલી સ્ત્રી, કેટલાય વર્ષ લાગલાગટ પતિનો કાંઈ પત્તો જ ન હોતો. મૃત હશે કે જીવિત હશે, એ પણ નહોતી જાણતી. દૈવયોગે તે પતિની ભાળ મળી, ને સાથે સાથે એ પણ જાણી શકી કે, પતિ ખૂબ કમાય છે ને વળી પાંચમાં પૂછાય છે. કિરણે એમ જ ધાર્યું હશે કે આ સંજોગોમાં સુરબાલાને જેવી જાણ થશે કે તે કિરણ એને સ્વીકારવાને, પોતાની સંપત્તિ અને પદ મર્યાદાની અંશ–ભાગિની બનાવવા તૈયાર છે એટલે ઝટપટ રાજી થઈ પોતાને કૃતાર્થ માની સુરબાલા દોડતી ચાલી આવશે. બીજી એક સ્ત્રી હતી તે તો છોડીને ચાલી જ ગઈ. પણ તે હૈયાત છે ને વળી સોક તો ખરી જ. પણ આ સોકનું અસ્તિત્વ વરૂણાને ગમે તેટલું ખટકાભર્યું જણાય, પણ પ્રાચીન–આદર્શ મુજબ ઉછરેલી હિંદુ કન્યા, હિંદુ કુલ–વધૂ સુરબાલાને એટલું ખટકાભર્યું ને વાંધાભર્યું નહીં જણાય. ખરેખર કંઈક આવી જ જાતની ધારણા કિરણના મનમાં ન હોત તો એક વાર પણ સુરબાલાને કે માને મળ્યા વગર, ને જે નિંદ્ય–નીચ આચરણ એણે આજ દિવસ સુધી એમની સાથે કર્યું હતું, તે માટે એને પસ્તાવો ભલે ન થતો હોય તો પણ કાંઈ નહીં તો વિવેક ખાતર પણ બે શબ્દો કહેવા જરૂરી હતા તે ન કહેતાં, કોઈ ત્રાહિત મારફત સીધેસીધો આવી જાતનો પ્રસ્તાવ તે કરી શકત નહીં. જાણે કે ભૂખે મરતા શ્વાનની પેઠે સુરબાલા એના એઠા પ્રસાદની લાલચે મોઢું ફાડીને તાકી રહી ન હોય ને 'તુ–તુ' કહીને બોલાવતાં વેંત જ લાગલી તે દોડી આવશે, ને એનો એઠો પ્રસાદ એની મેહેરબાની મેળવી પોતાને કૃતાર્થ સમજશે!' એમ તેણે ધાર્યું હતું.

વરૂણા સાથેનું એનું દાંપત્ય જીવન સુખી ન નીવડ્યું. રૂપ હતું, અંગ્રેજી શિક્ષણની છાપ હતી, નૃત્ય–ગીત વિગેરે કલાકુશળતા સાથે નવીન સભ્ય અદબ–કાયદાની મોહક ટાપ–ટીપ પણ હતી. જીવન

સંગિનીનું જે આદર્શ ચિત્ર પોતાના માનસ પટ ઉપર એણે ચીતરી રાખ્યું હતું, તેવી વાસ્તવ જીવતી જાગતી સજાગ જીવન સંગિનીની સુસંપૂર્ણતા તે વરૂણામાં જોઇ શક્યો હતો.

પરંતુ પરણ્યા પછી વરૂણાનો ઉગ્ર સ્વભાવ, ગુમાનભર્યું વર્તન, ભોગ-વિલાસમાં પતિના ગજા ઉપરાંત અતિશય ખર્ચ ને આડંબર ને પતિના કોઇપણ જાતના અનુશાસનને માનવામાં તેની સંપૂર્ણ અસહિષ્ણુતા—આ બધાયે કિરણને વ્યગ્ર વિરક્ત બનાવી મૂક્યો હતો. તે પોતે પણ હદ ઉપરાંત આત્મ-પરાયણ હતો. પોતાનીજ મરજી મુજબ તે વરૂણાને હંમેશાં ચલાવવા ઇચ્છતો. તે એની એક પણ વાતનું માન રાખતો નહીં. સાથે સાથે પોતાની બધી સુખ-સગવડોની તે વરૂણા પાસેથી આશા રાખતો,-વરૂણાની સુખ-સગવડ કેમ સચવાય એ વાતનો એનો કોઇ દિવસ તે વિચાર જ કરતો નહીં. ખરેખર ધોરણસર કઠોર ચિત્ત કે સ્નેહ વિહોણી ન હોવા છતાં, વરૂણા પણ પતિ પાસેથી જેટલું મેળવવાની આશા રાખી શકાય તેથી વધુ મેળવવાની આશા રાખતી, મેળવવા ઇચ્છતી ને પતિ પણ તેની પાસેથી તેટલું જ મેળવવાનો અધિકારી છે—આશા રાખી શકે છે, એવો વિચાર એના મનમાં પણ કોઇ દિવસ આવતો જ નહી. એક તો મૂળથી જ તેના સ્વભાવમાં આ ત્રુટી—ખામી હતી તેમાં વળી એને પતિગૃહે આવીને એકલાં જ રહેવાનું થયું, સંસારમાં પતિ-પત્ની એકબીજાનું મન સાચવી કેમ રહી શકે, પત્નીનું શું કર્તવ્ય છે વિગેરે શિક્ષણ એને મળ્યું નહોતું કે જેથી તેનો સ્વભાવ કાંઇક સંયત થાય. ઉલટું તે જે કાંઇ કરતી તેમાં એનો આ ખામીભર્યો સ્વભાવ જ વધુ ને વધુ પ્રબળ-દૃઢ થતો જતો હતો—થઇ ગયો હતો. મતલબ કે દાંપત્ય જીવનની પ્રાથમિક મોહકતાનું તિરોધાન થયા પછી બન્ને વચ્ચે હંમેશાં અશાન્તિકર સંઘર્ષ કોઇ ને કોઇ કારણે હતો. થયા જ કરતો. સ્ત્રી-પુરૂષને સમાન હક્ક છે. જીવનની સાર્થકતા અનુભવવી હોય તો બન્નેને એક સરખી સ્વતંત્રતાની જરૂર છે. વિગેરે વાક્યોની બાંધી-ગતનો પાઠ મોઢેથી પોપટની પેઠે જે બોલી જતા હોય તે ભલે બોલે, પણ વાસ્તવ કાર્યમાં કે વર્તનમાં સ્વભા-

વની ગતિનું અતિક્રમણ કોઇ કરી શકતું નથી. સંપૂર્ણ વિચાર કરીને કે બધી વાતનો મેળ સાધીને ચાલવાનો સમય કોઇને હોતો નથી. ને કામની ધાંધલને અંગે જાણે–અજાણે પોતાના રૂઢ સ્વભાવ મુજબ જ વર્તન પણ થઇ જાય છે ને તેમાં અંતરાય આવતાં માણસ અધીર ને અસહિષ્ણુ બની જાય છે.

વચ્ચે વચ્ચે તેને સુરબાલાની વાત મનમાં યાદ આવતી. તેને મનમાં લાગતું કે બહારની ટાપટીપમાં વરૂણાને મુકાબલે સુરબાલા ગમે તેટલી હીન દેખાતી હશે, પણ સંપૂર્ણ આત્મ–સમર્પિત સ્ત્રી બની સંસારમાં એ તેને ઘણું કરીને સુખી કરી શકત. પણ એને જેટલી સહેલાઇથી તે તજી–તરછોડી શક્યો હતો, તેટલી સહેલાઇથી વરૂણાને તજી દઇ સુરબાલા સાથે નવો સંસાર ચલાવવાને જોઇતું અનુકૂળ વાતાવરણ તે આ પરિસ્થિતિમાં સરજી શકે તેમ નહોતો. જો કે તે સુરબાલાને મુકિત આપી પોતે પણ તેની પાસેથી મુકિત મેળવીને જ આવ્યો હતો, પણ તેનું એ આચરણ તેના અંતરતમ પ્રદેશના ઉંડા અનુભવના પરિણામરૂપ અથવા સત્ય–સંપૂર્ણ સત્ય–અતિ સત્ય અને જીવન ધર્મ સ્વીકૃત કોઇ નીતિયુકત આચરણ હોય એમ પણ નહોતું. તે વખતે તેના મનમાં જે વિચાર–પ્રવાહો સંજોગવશાત્ ઉપજેલા–આવેશને આધીન પ્રબળપણે વહેતા હતા, તેને વશ બની આવી જ જાતની એકાદ આખરી વાત સાફસાફ કહી દઇ હંમેશને માટે વિદાય લઇ આવવું યોગ્ય હતું એમ એણે તે વખતે ધાર્યું હતું. આખું જીવન આ મુકિતના સત્યને જ માની તેને અનુસરીને ચાલવું પડશે અને તે સુરબાલા સાથેના પુનર્મિલનમાં અનુલ્લંઘનીય અંતરાયરૂપે આવી ઉભું રહેશે એવી કોઇ કલ્પના પણ તેને તે વખતે આવી નહોતી. તે તો એમ જ માની રહ્યો હતો કે વરૂણા સાથેનો વિચ્છેદ ને સુરબાલા સાથેના પુનર્મિલનથી તે સુખી થઇ શકશે. તે એમ પણ ચોક્કસ સમજતો હતો. ને મનમાં માનતો પણ હતો કે એનું પુનર્મિલન તે પોતે જો ઇચ્છે તો સુરબાલાને એમાં વાંધો કાઢવા જેવું–ના કહેવા જેવું કશું હોય જ નહીં. ઉલટું

એ તો ખુશી થઇ આનંદથી આ મિલનને વધાવી લીએ. બરાબર આ જ સંધિએ એક દિવસ જાત્રા કરવા નીકળેલ સુરબાલા અને કિરણની મા અલ્લાહબાદ આવ્યાં. વરૂણાને પણ ખબર પડી કે સુરબાલા એની સોક થાય. ને તેથી તે પતિને છોડીને ચાલતી થઇ. વિચ્છેદ તો થયો જ; ને સુરબાલા તો હાજર હતી જ. પુનર્મિલનમાં હવે બીજી નડતર શી હોય? એણે ધાર્યું કે સુરબાલા સાથે રહી કદાચ તે સુખી થઇ શકશે. ને સુરબાલાને ગ્રહણ કરવાથી વરૂણાના ગેરવર્તનોની એને યોગ્ય સજા મળશે એ વિચારે આ મિલન વધુ ઇચ્છનીય ને આવકારદાયક તેને લાગ્યું. બીજે દિવસે તેણે સતીશને બોલાવવા માણસ મોકલ્યું ને કહ્યું સુરબાલાને તે ગ્રહણ કરી શકશે કે જો તે તેના ચાલુ ઘર-સંસારને અનુકૂળ ગૃહિણી થઇને રહેવાને રાજી હોય તો. સુરબાલા આવો સુયોગ જતો કરશે, કે કોઇ પણ જાતની આનાકાની બતાવશે, એવી કલ્પના-ઝાંખી કલ્પના સરખીયે કિરણનાં મનમાં સ્વપ્ને પણ નહોતી આવી.

તે તો વાટજ જોતો હતો કે, કયારે સતીશ સુરબાલાને લઇને આવે ને કયારે તે તેને માન આપી ઘરમાં લઇ આવે, ને પોતાનાં ઘરના વૈભવનો-ઐશ્વર્યનો આડંબર બધોય દેખાડી તેને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂકે. પણ સતીશ ને સુરબાલા આવવાને બદલે આવ્યો ફકત એક પત્ર ને તે પત્રમાં એવા સમાચાર હતા કે, સુરબાલા તેના આ પ્રસ્તાવને અને એ પ્રસ્તાવના સ્વીકાર પાછળ એને (સુરબાલાને) આ જીવનમાં મળતાં ઐહિક સુખોનાં સર્વ પ્રલોભનોને ઠોકરે મારી તે એકદમ દેશમાંજ ચાલી ગઇ હતી! અવશ્ય એની મા અહીં આવીને એની સાથે રહે, એમાં કાંઇ એવો બહુ વણુકભર્યો વાંધો એને ન પણ હોઇ શકે. ઘરમાં એને જુદો ખંડ કાઢી આપી શકાય તેમ હતું. એનાં પુત્ર પુત્રી સાથે એને જેમ રહેવું હોય તેમ તે અનાયાસે રહી શકત-ને પોતે સુરબાલા સાથે પોતાની અભિરૂચિ મુજબ રહી શકત, ને સુરબાલા એક વાર એની ગૃહિણી બની ઘરમાં આવી રહે પછી શું વરૂણા સોકને ઘેર પાછા આવવાની કલ્પના

સ્વપ્ને પણ કરે ખરી ? ને તે પોતે પણ વરૂણા પાછી આવે એવું ઇચ્છતો નહોતો. જે બંધન વરૂણા પોતે પોતાને હાથે જ કાપીને ચાલી ગઇ તે બંધનમાં–દુઃખના બંધનમાં પોતાને હોંશથી પાછો બાંધવાની ઇચ્છા પણ તે શા માટે કરે ?

પણ એને બે પુત્ર છે. તે છે તો છે એમાં શું થયું ? માતાની સાથે વિચ્છેદ થતાં એના પુત્રો સાથેનો વિચ્છેદ પણ અનિવાર્યજ બને. એ પુત્રો ગમે ત્યાં રહે. તેની ફરજ માત્ર એટલી જ કે તેઓને સુયોગ્ય શિક્ષણ મળે, ભવિષ્યના સાચા દેશપુત્ર–નાગરિક બને. ને તે માટે જોઇતા ખર્ચ–ખૂંટણનો પ્રબંધ કરી શકાય–ને તેમ કરવાની શક્તિ પણ એનામાં છે–એટલે બસ. સ્નેહનું આકર્ષણ ? પણ જે વિષથી વરૂણાએ એનું જીવન આવું ખારૂં બનાવી મૂક્યું છે, તેમાંથી મુક્ત થવું હોય તો આ આકર્ષણ પણ તોડી–ફાડી નાંખવું જ જોઇએ ને ! ગમે તે હો. પોતાને એક વાર મળ્યા વગર, જે આ બધી સમસ્યા-ઓનો કાંઇ ઉકેલ થઇ શકે નહીં, એવી બાબતો સંબંધી બે ચાર વાતો કરવાની તેને એકાદ તક પણ આપ્યા વિના સુરબાલા એકદમ બસ રવાનાજ થઇ ગઇ ! જે સુરબાલાને તે એક દિવસ નાલાયક કહી તેનો ત્યાગ કરી ચાલ્યો આવ્યો હતો, તે સુરબાલાએ તેને આટલી હદ સુધી અવગણી તેનું અપમાન કર્યું ! ક્રોધ અને અભિમાન-ના એકસામટા આવેશથી તેણે પત્ર ફાડીને ચીરેચીરા ઉડાડીને ફેંકી દીધો. બહાર આવી વરંડામાં વ્યાકુળ ચિત્તે થોડીક વાર આમ તેમ આંટા માર્યા. વળી પાછો ઘરમાં આવી ટેબલ ઉપર માથું નાંખી થોડી વાર બેસી રહ્યો. ક્રોધ ને અભિમાનનો ગમે તેટલો આવેશ હોય, પણ એક જાતની વેદના–મુગ્ધ વેદનાનો ઝીણો સુર પણ તેનું અંતર વીંધી તેના હૃદયના અંતસ્તમ ઉંડાણમાંથી ઉપર ને ઉપર ઉભરાયા કરતો જણાતો હતો. તેણે ઉભા થઇ વળી પાછા ફાડી નાંખેલા પત્રના ચીરા ઉપાડી લીધા, સાંધા પાછા મેળવીને તેણે આખો પત્ર એક વાર–બે વાર–ત્રણ વાર વાંચ્યો; ધીમે ધીમે એમાં લખેલી એક એક વાત ધ્યાન દઇને વાંચી. પછી પત્ર ઘડી વાળી ખાનામાં મૂકી બેઠો

બેઠો વિચાર કરવા લાગ્યો. તે દિવસની આખરી વિદાય વાળી ઘટના તેને યાદ આવી. પોતે સુરબાલાને કહેલાં વચનો, જવાબમાં સુરબાલાના પેલા ટુંકા જવાબો, એનું ધીર નમ્ર આચરણ, એના ત્યાગમાં રહેલી નિર્વિકાર ઉપેક્ષા, વ્યથિતા સ્ત્રીનું અભિમાન એમાં લેશ માત્ર પણ નહોતું, આત્મસ્થા નારીની પદ-મર્યાદાનો સ્પષ્ટ આભાસ એનાં વાક્યોમાં ને વર્તનમાં જોવામાં આવ્યો હતો. તેજ વખતથી એક ઝાંખી-આછી શ્રદ્ધા એને સુરબાલા પ્રત્યે ઉત્પન્ન થતાં તેના તરફ કાંઇક આંતરિક આકર્ષણ અનુભવતો, ને સાથે સાથે એક જાતની વેદના પણ તે અનુભવી રહ્યો હતો. ઘણીયેવાર સુરબાલાનું આ ચિત્ર એનાં માનસ-પટ ઉપર તરવરી ઉઠતું. એનાં આવાં આચરણનું રહસ્ય સમજવા પણ એણે ઘણીયેવાર પ્રયત્ન કર્યો હતો પણ તે બરાબર કાંઇ સમજી શક્યો નહોતો. આજ પણ તે યથાર્થ સમજી શક્યો હતો, એમ નહોતું,-જો કે તે સમજવા તેણે ઘણો ઘણો પ્રયત્ન કર્યો. તે પોતે તો ત્યાગ કરીને આવ્યો હતો; છતાં સુરબાલા તો તેની (કિરણની) મા પાસેજ રહેતી હતી. તે પોતાને પિયર જઇ ત્યાં આનંદથી રહી શકત; તે તો ગઇ નહીં. પણ સાસુ પાસે અત્યંત ગરીબ સ્થિતિમાં પણ દુઃખ-ક્લેશ નિર્વિકાર ચિત્તે સહન કરી તે પડી રહી છે. મા બ્હેન સાસુ સાથે એનો સંબંધ તો એ તેની સ્ત્રી થઇ તેથી જ ને. એ સ્ત્રીના અધિકારથી વંચિત થવા છતાંયે તે એમની સેવા કરી રહી છે-આજ એ અધિકાર પ્રાપ્ત થતાં છતાં તે એને અનાયાસે અવગણીને ચાલી ગઇ, તેમાં પણ તેનો મુખ્ય હેતુ એ કે દેશમાં તેને ઘેરજ તેની માતાની પાસે રહી એમની સેવા કરવા તે ઇચ્છે છે! પતિ પાસે રહી જે સુખસૌભાગ્યની અધિકારિણી તે થાત, તેના કરતાંયે ગરીબ ઝુંપડીમાં પડી રહી સાસુની સેવાજ તેને મન વધુ મૂલ્યવાન્ જણાઇ! એક વાત છે. એના હૃદયમાં પતિ તરફના પ્રેમનો વિકાસ હજુયે નહીં થયો હોય. પણ જો એમજ હોત તો, એજ પતિના પિતૃ-ગૃહમાં પડી રહી તેની માતા અને ભાઇ બ્હેન પ્રતિ આટલો પ્રેમ, એમની સેવામાં કાય-મનો વાક્ય સંપૂર્ણ આત્મસમર્પણની વૃત્તિ પણ ત્યારે એનામાં

ક્યાંથી આવી ! આશ્ચર્યમયી નારી આ ! એના ચરિત્રનું રહસ્ય યથાર્થ સમજી શકાયું હોય કે ન શકાયું હોય તો પણ એના રૂપમાં સુરબાળાનાં પોતાનાં વ્યક્તિત્વની શક્તિ અને મહિમામાં એવું કાંઇક છે કે જેને તે પોતાના પતિના અધિકાર બળથી કદાપિ દબાવી–નમાવી શકશે નહીં,–ને હંમેશ તેની અનુગતા સ્ત્રી થઇને તે સંસારમાં રહેશે નહીં. વરૂણા પણ એને અનુગત નહોતી, વરૂણાને પણ તે પોતાની મરજી મુજબ ચલાવી શક્યો નહોતો; પણ તે ન શક્યો તેનું કારણ આત્મ–સુખોપભોગમાં વરૂણાની અમર્યાદ સ્વચ્છંદતાને લઇને; ને સુરબાલાને તે નહીં ચલાવી શકે તેના નારીત્વના શક્તિ–મહિમાને લઇને, સુરબાલા ભોગ–વિલાસ કાંઇ ઇચ્છતી નથી. સંપૂર્ણ મનોયોગથી તે તેની જ સેવા કરશે, સાંસારિક સર્વ સુખ સ્વચ્છંદતા ને સર્વ પ્રકારનો આરામ–વિરામ તેને આપશે. કોઇ જાતના ઉગ્ર આચરણથી, કે રૂઢ–કટુ વાક્યથી તે કદાપિ અશાંતિનું વાતાવરણ નહીં સરજે. પણ એના પોતાનાં કર્તવ્ય કે વ્યવહારમાં પતિની દખલગીરી ચલાવી લઇ પતિની મરજી મુજબ તે કદાપિ નહીં ચાલે પણ પોતાના ચારિત્ર્ય–મહિમાના સૂક્ષ્મ ને પ્રચ્છન્ન પ્રભાવથી પતિનેજ ક્રમે ક્રમે પોતાના મનને અનુકૂળ કરી લેશે ! વરૂણાથી તે સુખી થયો નથી. સુરબાલાથી પણ તે યથાર્થ સુખી થઇ શકશે શું ? પણ–છતાંયે–છતાંયે–સુરબાલા તરફ જ તે પોતાના ચિત્તનું એક જાતનું પ્રબળ આકર્ષણ અનુભવવા લાગ્યો. આ કાંઇ, ઠીક સ્નેહનું–પ્રેમનું આકર્ષણ નહોતું, ત્યારે–ત્યારે–શાનું એ આકર્ષણ ? કિરણે ઘણું ય મનોમંથન કર્યું,–પણ કાંઇ તે નિશ્ચય કરી શક્યો નહીં. મન અશાંત–વ્યાકુળ બની ગયું; ઘડીઆળ તરફ જોયું, છ વાગ્યા હતા; શિયાળાના દિવસો હતા, સાંઝ પડી ગઇ હતી. ચિત્ત–વિનોદથી મનનો આ અધીર અશાંત ભાવ કદાચ મટી જાય એ હેતુથી એ ઉઠી કપડાં પહેરી કલબ તરફ જવા રવાના થઇ ગયો.

## પ્રકરણ ૯ મું

### શ્વશુર-જામાતા

'કિરણ! તમે એક એવું જઘન્ય આચરણ કર્યું છે કે શિક્ષિત કોઇપણ સજ્જન, જેવું કોઇ કાળે ન કરે.'

કિરણના સસરા નીલાંબર બાબુ આવી પહોંચ્યા હતા. એમણે કિરણ પાસે આવી બેસતાં જ ઉપલાં વાક્યો ઉચ્ચાર્યાં-જરા ભવાં ચઢાવી કિરણે તેનો જવાબ વાળ્યો-'આમ ગાળો આપવા જ જો આવ્યા હો તો—'

'તો શું? શું કહેવા માંગો છો તમે? મારૂં અહીં આવવું વાજબી નથી થયું એમજ ને?'

'તે તમે પોતે જ સમજી શકો છો.'

નીલાંબર બાબુ બોલ્યા-'તે વાજબી ગેરવાજબી જે હોય તે, પણ હું આવ્યા વગર રહી શકયો નથી. વરૂણા મારી દીકરી છે ને એના સુખ-દુ:ખનો વિચાર મારે કરવોજ જોઇએ ને એ મહા મુશ્કેલીમાં પડી ગઇ હોય તો એનો કંઇક ઉપાય પણ મારે કરવો જોઇએ.'

'પણ તે ઉપાય શું મને આમ ગાળો દઇને કરી લેશો એમ તમે ધારો છો?'

'ના એમ તો નહીં, પણ અદબ ને માનમરતબાથી પણ કંઇ થશે કે નહીં તે પણ કોણ જાણે. તો પણ-તો પણ-ગાળો-જો તમે એને ગાળો માનતા હો-તો તે દીધા વગર પણ રહી શકતો નથી ને કોઇપણ માણસ આ પરિસ્થિતિમાં ન રહી શકે.'

'વારૂ, ત્યારે આપ્યા કરો ગાળો. હું ધીરજ રાખી સાંભળ્યા કરીશ.'

નીલાંબર બાબુએ ભવાં ચઢાવ્યાં. જરાકવાર ચૂપ બેસી રહી પછી આખરે બોલ્યા-'ના, ગાળો દીધે કશું વળવાનું નથી. ને તમે એ ધાતુના નથી તે પણ હું જાણું છું. મારૂં મહા દુર્ભાગ્ય કે મારી આવી શાણી રૂડી રૂપાળી દીકરી વરૂણાને મેં તમારા જેવા નિર્દયના હાથમાં સોંપી દીધી.'

'પછી?' કઠોર હાસ્ય કિરણના ચહેરાપર ફરી વળ્યું.

'હસો છો?'

'મનમાં વિચાર કરો કે ગાળો નહીં આપું એમ કહેવા છતાંયે ગાળો તો આપ્યાજ કરો છો.'

'જવા દો-ચાલો! હવે મારે તમને બે ચાર સવાલો પૂછવાના છે.'

'તે પૂછોને.'

'દેશમાં તમે એક વાર લગ્ન કર્યાં હતાં?'

'તમે બધુંય જાણી ચૂકયા છો. શું સવાલ નિષ્પ્રયોજન નથી શું?'

ગુસ્સે થઇ નીલાંબર બાબુ બોલ્યા-'આવી રીતે જવાબ આપવા છે બધા?-શું ધારો છો તમે તમારા મનમાં કહો જોઇએ? એક તો આવું મહા નીચ કામ કર્યું, ને હવે પકડાયા તોય, જરા મનમાં લાજ શરમ-જરા સંકોચ કે કુંઠા કે પસ્તાવો, કંઇ તમને નથી થતું?'

'એમ થવાનું કાંઇ કારણ હોય એમ હું ધારતો નથી.'

'વિચિત્ર! તમે આવા સંપૂર્ણ હૃદય-હીન, મનુષ્યત્વના સર્વ ઉન્નત-ભાવ વિહોણા હશો, એવું મેં ન હોતું ધાર્યું! મને લાગે છે કે મેં અહીં આવવામાં ભૂલ કરી છે.'

કિરણ મૂંગો રહ્યો.

નીલાંબર બાબુ બોલ્યા-'વારુ, જ્યારે આવ્યોજ છું ત્યારે બીજું કાંઇ નહીં તો આ વાતનો કાંઇક નિવેડો લાવવાનો પ્રયત્ન તો મારે કરવોજ પડશે. વારુ, તમે જે પ્રથમ લગ્ન કર્યાં તે શું સમજીને કર્યાં હતાં?'

જરા વિચાર કરી કિરણ બોલ્યો-'હું તમને એટલું જરૂર કહી શકીશ-જો તેથી તમને કાંઇ સંતોષ થાય તો, કે, એ લગ્ન મેં પોતે નહોતાં કર્યાં. મારા પિતાએ કરાવ્યાં હતાં-જબરદસ્તીથી-મારો મત ન હોવા છતાં.'

'ને તમે તે વખતે નાના કીકલાયે નહોતા એ તો ખરૂં ને? તે ગમે તેમ હોય પણ તમે લગ્ન તો કર્યાં જ હતાં, તો પછી એ એને તજી દેવાની શી જરૂર પડી?'

'એ મારી ઇચ્છાની વાત છે. એ માટે કોઇપણ ખુલાસો કે જવાબ આપવાને કોઇની પાસે પણ હું બંધાયેલો નથી.'

'કાંઇ નહીં તો અમારી પાસે તો તમે ચોક્કસ બંધાયેલા છો! પણ એટલું ખરૂં કે તમારે જો ખુલાસો નહીં જ કરવો હોય તો બળજબરીથી તે કરાવી શકાય તેમ નથી. વારૂ, પછી ત્યારે વરૂણાને પરણવાનું કારણ?'

'મારી એવી ઇચ્છા હતી, ને તમે પોતે પણ મને વરૂણા દેવાને બહુ આતુર હતા, ને હું એ પણ જાણી શક્યો હતો કે વરૂણાનું પણ મારા તરફ આકર્ષણ હતું, તેથી પરણ્યો.'

નીલાંબર'બાબુનો ચહેરો લાલચોળ થઇ ગયો. જરાવાર ચૂપ રહી તે બોલ્યા–'પણ ત્યારે તમને વિચાર સરખોયે ન આવ્યો કે આ લગ્ન કરવામાં આવડો મોટો પહાડ જેવડો અંતરાય છે?'

'ના, જરા પણ નહીં.'

'શા માટે જરા પણ નહીં? એકવાર તમારાં લગ્ન થયેલ ને એ સ્ત્રી હૈયાત–'

'એને તજીને જ હું આવેલો.'

'એમ તજી દેવાથી તજી થોડું જ દેવાય છે, ધર્મ મુજબ ને વળી કાયદા મુજબ તે તમારી સ્ત્રી જ કહેવાય, ભણેલા ગણેલા ખાનદાન વંશના નબીરા તમે–એટલીએ તમને ખબર નહોતી?'

કિરણે જવાબ દીધો–'એટલું હું જરૂર જાણતો હતો ને સારી રીતે જાણી પણ લીધું હતું. એક સ્ત્રી હૈયાત હોવા છતાં હિંદુ શાસ્ત્ર મુજબ બીજી સ્ત્રી પરણવામાં કાંઇ વાંધો ન આવે. હિંદુશાસ્ત્ર–હિંદુ-પણામાં તમે માનો કે ન માનો પણ લગ્ન તમે હિંદુ વિધિ મુજબજ કરાવેલાં છે. તમારાં પુત્રપુત્રીઓનાં લગ્ન તમે હિંદુ વિધિ મુજબ જ કરાવો છો. ને આ બધી વાત વરૂણાને તો મેં ખુલ્લે ખુલ્લી કરી દીધી છે.'

'પણ તો પણ તમારે આ બાબત બધી પહેલેથી જણાવવી વાજબી નહોતી શું? તમે એમ સમજો છો કે તમે ગમે તેવા મોટા

હો, તવંગર હો કે ભવિષ્યમાં તવંગર થઇ જવાની સંભાવના દેખાતી હોય, છતાં તમે એકવાર પરણી ચૂકયા છો ને તે સ્ત્રી હૈયાત છે, એવું જાણ્યા પછી પણ અમે તમને વરણા આપવા પગે લાગતા દોડયા આવત?'

'ના, એ સંભવિત નહોતું.'

'ત્યારે?'

'પૂછયા વગર ચાહી ચાલીને તમને કાંઇ જણાવવાની મને જરૂર જણાઇ નહીં. એ બધું જાણી લેવાનું, પૂછપરછ કરવાનું કામ તમારૂં હતું. દીકરીને પરણાવી પણ વર સંબંધી કે એના કુટુંબ-કબીલા સંબંધી કાંઇ ખબર ન કાઢી. એ કાંઇ મારો દોષ છે? હવે પાણી પીને ઘર પૂછવા દોડયા છો?'

નીલાંબર બાબુના ગાલ ઉપર કોઇએ જાણે જોરથી એક થપ્પડ લગાવી દીધી. હા, અત્યંત કઠોર હોવા છતાંયે કિરણે આ વાત તો સાચી જ કહી! આ બધી પૂછપરછ પ્રથમથી કરી લેવાનું કામ એમનું જ હતું, જરૂર! પણ છતાંયે-છતાંયે-કિરણ—

અચકાતાં અચકાતાં નીલાંબર બાબુ બોલ્યા-'ના, મેં કાંઇ પૂછપરછ નહોતી કરી. નહોતી કરી એ સાચું-કરવી જરૂરી હતી એ પણ સાચું, પણ તમે બહુ જ સીધા સાદા સદાચાર ધરાવતા યુવક છો એમ સમજી મને તમારા પ્રત્યે માનની લાગણી હતી. મને સ્વપ્નેયે ખ્યાલ ન હોતો આવ્યો કે, તમે આટલી હદ સુધીની-'

'છેતરપીંડી કરી શકશો એમને? પણ આ વસ્તુને હું છેતરપીંડી લેખતો જ નથી. પોતાની મેળે ચાહી ચાલીને પોતાની કોઇ ખામી કે ત્રુટી બીજાને ન જણાવવી એને છેતરપીંડી કહેવાય એમ કોઇ કહી શકે પણ નહીં.'

'પણ છતાંયે હું એટલી આશા ન રાખી શકું, કિરણબાબુ! તમારા ઉપર હું કેટલો બધો વિશ્વાસ રાખતો હતો?'

'શા માટે રાખતા હતા ? શું જોઈને રાખતા હતા ? કદાચ મારી પ્રતિભા કે મારી લાયકાતની તમને સંપૂર્ણ ખાત્રી થઈ હશે. પણ હું યથાર્થ સદાશયવાળો યુવક છું—બધી બાબતોમાં સંપૂર્ણ, અથવા સદાશયનો તમે જે અર્થ કરો છો તે પ્રમાણેનું જ મારું વર્તન હતું એનું કોઈ પ્રત્યક્ષ પ્રમાણ તમારી પાસે હતું, કે એવી કોઈ ચોક્કસ ખાત્રી તમારી તે વખતે થઈ હતી ?'

એક બીજી સખ્ત લપડાક નીલાંબર બાબુના ગાલ પર પડી. થોડી વાર એ ચૂપ બેઠા રહ્યા. સીગારેટની ડબ્બી, દીવાસળીની પેટી, ને રાખ-દાની (ashtray) ટેબલ ઉપર જ પડયાં હતાં—એ બધું શ્વશુરની સામે સેરવી કિરણ ઉઠીને બહાર આવ્યો. વરંડામાં ઉભા રહી પોતે પણ એક સીગરેટ સળગાવી.

પાછો ઓરડામાં આવીને જોય છે તો, શ્વશુર નીલાંબર બાબુ ગંભીર બની ધૂમ્રપાન કરતા હતા. ધૂમ્રપાનથી મનની દારૂણ અશાંતિ અને મનનો વિક્ષોભ થોડીવારને માટે શમી જાય છે, કાંઈ નહીં તો લોકો તો એમ કહે છે. નોકરે ચા અને ટોસ્ટ લાવીને પણ ટેબલ પર મૂકયાં. નીલાંબર બાબુએ મૂંગા મૂંગા તેનું પણ સેવન કર્યું (બંગાલમાં દીકરીના ઘરનું પાણી પણ ન પીવાય એવી પ્રથા બહુ પ્રચલિત નથી). ને વળી પાછી એક સિગારેટ સળગાવી. એમનું મન કાંઈ વધુ સ્થિર બન્યું જણાતું હતું. નીલાંબર બાબુ મનમાં એ પણ સમજી ચૂકયા હતા કે ધમકી દેવાથી કે ધમાલ કરવાથી કાંઈ વળવાનું નથી. કિરણ સાથે કોઈ પણ જાતની એકાદ સમજુતી કરવા પોતે આવ્યા હતા, પણ તેમ કરવા જતાં પોતે જ બેવકૂફ બની બેઠા. આખરે ધીમે રહીને બોલ્યા—'જે બનવાનું હતું તે તો બની ગયું છે. હવે એના ઉપર વાદવિવાદ કરવાથી કશો લાભ નથી. વારૂ,—હવે તમે શું કરવા માંગો છો ?'

'હું શું કરવા માંગું છું ! મારે હવે કરવાનું શું હોય ? વરૂણા એની પોતાની મરજીથી ચાલી ગઈ છે. મેં એને કાઢી મૂકી નથી, કે ચાલ્યા જવાનું કહ્યું પણ નથી.'

'હા, તે ચાલી ગઇ—ગયા સિવાય બીજો ઇલાજ જ નહોતો ? તે હવે તમારી સાથે તમારા ઘરમાં કેમ રહી શકે ?'

'વાંધો પણ શું છે રહેવામાં ?'

'વાંધો શું છે ? આપણા સમાજની ભણેલી ગણેલી ઉચ્ચ શિક્ષણ પામેલી સ્ત્રી–તમારી એક બીજી જણી પણ સ્ત્રી છે ને તે હૈયાત છે એ જાણ્યા પછી પણ–'

'એની સાથે મારો કોઇ જાતનો સંબંધ નથી.'

'છતાં તે હૈયાત તો છે ને ? એની હૈયાતી—'

'નાબુદ કરવી એ પણ સંભવિત નથી. હોત તો હમણાં જ જઇને તેનું ખૂન કરી આવત.'

'એવું કોણ કહે છે ?–તમને એમ લાગે છે કે આવી જાતની કોઇ મતલબથી હું–'

'ના, બરાબર એમ તો નહીં. પણ તે જીવતી છે. ને તેના અસ્તિત્વનો તમે કે હું કોઇ અસ્વીકાર કરી શકીએ તેમ પણ નથી.'

'ને એ અસ્તિત્વનો સ્વીકાર કરી લઇને પણ વરૂણા કયા હિસાબે તમને હવે પતિ તરીકે માને ?'

'ન માને તો ન માને. જોરાવરીથી કાંઇ મનાવવા હું ઇચ્છતો નથી. એની જ્યાં મરજી હોય ત્યાં એ રહી શકે છે. ખર્ચ–ખુંટણનો જે કાંઇ પ્રબંધ કરવો જરૂરી જણાશે તે કરી આપવા હું તૈયાર છું ?'

'પણ એ કાંઇ સુખભરી સમજુતી કહેવાય નહીં ને સમાજમાં સારૂં પણ ન દેખાય ? ને આ વળી આવી ભવાઇ—'

'મારે શું કરવું જોઇએ ત્યારે ? તમારે શું કરાવવું છે મારી પાસે ? બીજો ઉપાય શું છે ?'

'વરૂણા આંહી આવી તમારી સાથે રહે એવી કોઇ સંભાવના–'

'આવીને રહે એટલીજ સંભાવના. મારી જુની સ્ત્રીની હૈયાતીને કારણે વરૂણા સાથેનાં મારાં લગ્ન ગેરકાયદેસર હોત તો વાત જુદી હતી. પણ એમ જ્યારે નથી—'

'લગ્ન ગેરકાયદેસર ન હોવા છતાંયે તમારી એક બીજી સ્ત્રી છે, એ વાત તો તે જાણે છે, ને એ વાતને તે ભૂલી પણ ન શકે—'

'એક સ્ત્રી છે, એ વાત જાણીને ભૂલી ન શકે એમાં એવડો બધો મોટો અંતરાય પણ શું આવી જાય એમ તમે ધારો છો? તમારા પોતાનાજ પુત્ર ભૂપેન્દ્રની સ્ત્રી ભૂપેન્દ્રને છોડીને ચાલી ગઇ છે, કે ના? એ એનું ઘર માંડતી નથી?'

નીલાંબર બાબુનો ચહેરો ક્રોધથી લાલ-પીળો બની ગયો. તે બોલ્યા—

'ભૂપેન્દ્ર!—એની સ્ત્રી શા માટે એને છોડી જાય?—એણે કાંઇ કોઇ બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યાં નથી.'

બીજી સ્ત્રી સાથે લગ્ન નહીં કર્યાં હોય, બેઅદબી માફ કરજો, પણ એની પ્રણયિની. રાખેલી એક સ્ત્રી તો એને છે? ને એનાથી બે છોકરાં પણ થયાં છે, ને વળી એમનું ભરણપોષણ પણ એને કરવું પડે છે ને? છતાં એની સાથે ભૂપેન્દ્રનો કોઇ જાતનો સંબંધ નથી એ વાત તમે છાતી ઠોકીને તો નજ કહી શકો.'

'છતાંયે-તે પરણેલી ઓરત નથી. ને આવો જાતીય દોષ જુવાન વયમાં—'

'ત્યારે એને મુકાબલે મારાં વરૂણા સાથેનાં વિધિપૂર્વકનાં લગ્ન,—ને તે પ્રથમની પરિણીત સ્ત્રી હૈયાત છતાં—એને તમે એથીયે વધુ દૂષિત સમજો છો? જો કે અહીં પ્રથમ સ્ત્રી સાથે મારો કોઇપણ જાતનો સંબંધ પણ નથી. છતાં—'

નીલાંબર બાબુ, ખગાકાર! નિર્વાક!!

કિરણ બોલ્યો—'આ જાતીય દોષની ત્રુટી, તમે યે જાણો છો, હું પણ જાણું છું, બધાય જાણે છે. તમારા આ કહેવાતા ઉન્નત-સમાજમાં પણ ઘણાય એવા નીકળશે. કોઇ સ્ત્રી પોતાની સ્વેચ્છાએ પતિને તજીને જાય પણ નહીં. નિર્વિકાર ચિત્તે પતિનાજ સંસારમાં રહે, ને ઘર-સંસારનું કામ કર્યે જાય. હું ઉલટું અભિમાન લઇ શકું છું કે આવા જાતીય દોષ-ત્રુટી જેવું મારામાં કાંઇ નથી. પિતાની ઇચ્છાને આધીન થઇ મેં

એકવાર લગ્ન કર્યાં. પણ એ સ્ત્રી સાથેનો સંબંધ તજી દઇ અહીં આવી મેં વરૂણા સાથે લગ્ન કર્યાં હતાં. પ્રથમની સ્ત્રીની કોઇ ખબર અંતર સુદ્ધાં યે મેં પૂછી નથી. એના ભરણપોષણની જવાબદારી ઉઠાવવી જરૂરની હતી–વાજબી હતી, તે પણ ઉઠાવી નથી. મારી આવકના થોડા સરખા પણ ભાગથી વરૂણાને વંચિત રાખી મેં એ સ્ત્રીને કાંઇ આપ્યું પણ નથી. પાંચ વર્ષ પછી દૈવયોગે એ અત્રે આવી ચડી ને એના અસ્તિત્વનું સત્ય તમારી પાસે ખુલ્લું થયું.'

નીલાંબર બાબુએ મૂંગેમૂંગા બધું સાંભળ્યા કર્યું; ચૂપચાપ બેઠે બેઠે એમણે કાંઇને કાંઇ વિચાર કર્યા જ કર્યો, આખરે બોલ્યા–'વારૂ તમે, મને એક વચન આપી શકશો ?'

'શાનું વચન ?'

'એના અસ્તિત્વને હું મનમાં ન લાવું. વરૂણા પણ તેમ કરે. એ હું એને સમજાવી લેવા પ્રયત્ન કરૂં. પણ એક વચન તમે મને આપો કે આજ દિવસ સુધી જેમ એનો સંબંધ તમે અવગણ્યો છે તેવી જ રીતે ભવિષ્યમાં પણ ચાલુ રાખશો ને કોઇ દિવસ પણ એની સાથે સંબંધ રાખશો નહીં. આ પાંચ વર્ષ જેમ ચાલ્યાં તેમ જીવનભર બરાબર ચાલ્યાં કરવું.'

'ના, એ પણ નહીં બને. એમણે ઘણું દુઃખ–ઘણો કલેશ ભોગવ્યાં છે. હજુયે ભોગવી રહ્યાં છે. મેં આજ દિવસ સુધી એ વાત ઉપર વધુ વિચાર જ નહોતો કર્યો. સુખસગવડથી એ લોકો રહી શકે–જીવન ગુજારી શકે,–તે સ્ત્રી ને મારી મા તથા મારાં ભાઇબ્હેન–એમને માટે એવો પ્રબંધ હવે મારે કરવો જ પડશે.'

'તે તમે આનંદથી કરી શકો છો. તમારી કમાણીના રૂપીયામાંથી તમે તમારી મરજી મુજબ ગમે તેને સહાય કરી શકો છો, પણ એક વાત તમને સાફ સાફ કહી દઉં. ધારો કે વરૂણા પાછી આવી તમારૂં ઘર માંડે તો એના આ ઘર-સંસારને લગતો ખર્ચ પ્રથમ પુરો પાડવો. તે પછી જે કાંઇ બચે—'

'એમાનું કાંઇ યે નહીં બને. એના ખર્ચની કોઇ સીમા નથી. દેશમાં એ લોકોને કંઇ ખરચપત્ર મારે નહોતું જ મોકલવું, એમ કાંઇ નહોતું; પણ હું કંઇ બચાવી શકયો જ નહીં. કારણ કે મારી બધી કમાણીની માલિક હતી વરૂણા; પોતાની જરૂરીઆતોને પહોંચી વળી મારા પ્રયોજન માટે કોઇ રકમ બચાવીને તે મને આપી શકી જ નહીં. ઘણી વાર દેવું કરીને પણ મારે એની જરૂરીઆતની વસ્તુઓના શોખ પુરા કરવા પડયા છે.'

'હૂં-! પણ તમે જાણો છો ને કે તે જરા refined higher Style of life (પરિમાર્જિત ઉચ્ચતર ધોરણવાળું જીવન) ગુજારવા ટેવાયલી છે—'

'ગમે તે વસ્તુમાં એ ટેવાયલી હોય, પતિની આવકનો ખ્યાલ રાખીને જ સ્ત્રીથી ખર્ચ કરાય. સ્ત્રીને જેમ જરૂરીઆત હોય તેમ પતિને પણ જરૂરીઆતો હોઇ શકે છે. તે ગમે તેમ હો. આટલા દિવસ જે બન્યું તે બની ગયું. હવે પ્રથમ દેશમાંનાં મારા કુટુંબને જેટલા ખર્ચની જરૂરીઆત હશે તેટલું રાખી લઇ બાકીના જ રૂપીયા હું વરૂણાને આપીશ, જો તે કદાચ પાછી આવીને ઘર માંડશે તો.'

નીલાંબર બાબુ બોલ્યા-'પણ એ બે ભાગોનું પ્રમાણ-પરિમાણ કેવી રીતે રાખવું છે, તે જો હું જાણું તો—'

'મારી મા, મારાં ભાઇ-બ્હેન, એમનાં ભરણપોષણ માટે મારે કયારે કેટલું આપવું તેનો હિસાબ-નિકાશ પણ શું મારે તમને આપવો જોઇએ ?'

'મને ન આપો તોય વરૂણાને તો આપવો પડશે ને.'

'એને પણ શા માટે આપું ? જેવો મારી સ્ત્રી વરૂણાનો મારા પર હક છે તેવો જ હક એ લોકોનો પણ મારા ઉપર છે, કાંઇ નહીં તો આ દેશમાં તો એમ બરાબર ચાલ્યું આવે છે, ને તે હક-દાવા ચૂકવતાં-આપતાં સ્ત્રીને પૂછવાની કે તેનો મત લેવાની વાટ કોઇ જોતું નથી. મેં આટલા દિવસ આ વાત ઉપર બારીકાઇથી વિચાર કર્યો નહોતો. પણ હવે વિચાર કર્યા વગર ચાલે તેમ નથી.'

'હૂં !-'

'છતાં યે એ હક્ક-દાવા, જે કાંઇ હોય તે ધર્મથી લેવા-દેવાના જ હક્ક-દાવા છે. કોઇ ન માને તો તેને પરાણે તે મનાવી શકાય નહીં. પણ મારી પ્રથમ સ્ત્રીમાં એ પ્રાણબળ છે.-દાવો જો કાયદેસરનો માંડે તો વરૂણાને જે મળે છે તેમાંથી બરાબર અરધો હિસ્સો તે જરૂર લઇ શકે તેમ છે, પણ તે એમ કરે તેમ નથી.'

નીલાંબર બાબુ બોલ્યા-'તમે એક મહા ભયંકર આફતની આલ-મારી ઉભી કરી દીધી છે. કિરણ બાબુ, વારૂ, હું વરૂણાને બધી વાત કરીશ. જો સમજીને તે પ્રમાણે રહી શકશે એમ તેને લાગશે તો આવશે, નહીં તો નહીં આવે. પણ ખર્ચ-ખૂંટણની વાતથી જ તો કાંઇ પતી જતું નથીને. મૂળ વાત છે-આફતનું મૂળ તો છે-મૂળ તો છે તે-'

'શું, કહો ને ?'

'ખરચખૂંટણ બાબતમાં-સંજોગો ને પરિસ્થિતિ જોઇ તમે જે કરવું ઘટે તે કરશો, એ બાબત હું કાંઇ કહેવા માગતો નથી. પણ આ વચન તો તમારે આપવું જ પડશે, કે તમારી સ્ત્રી તરીકે તમે જુની સ્ત્રીને કોઇ દહાડે સ્વીકારશો નહીં. એવી જાતનો કોઇ સંબંધ-જ એની સાથે નહીં રાખો, તજી તો તમે દીધી જ છે-'

'તજી દીધી હતી તો ખરી, ને આજ દિવસ સુધી કાંઇ સંબંધ સગપણ પણ રાખેલ નથી. પણ એવું વચન હવે હું આપી શકીશ નહીં.'

'એટલું પણ નહીં બને ?'

'ના, વચન તમે શા માટે માંગો છો ? ને ધારો કે મેં વચન આપ્યું પણ ખરૂં. પણ તેની કિંમત શી ? હું જો તે વચન ન પાળું તો તમે મને શું કરી શકશો ?'

'ના, કરી તો શું શકીએ ? આ જુઓને પ્રથમનાં લગ્નની વાત હમણાં પકડાઇ, એ બાબત પણ અમે શું કરી શકીએ તેમ છીએ ?'

'ત્યારે શા માટે વચન માગો છો ? વચન આપું તોપણ-તે કાંઇ 'લીગલ એગ્રીમેન્ટ' (કાયદાસરનું ખતપત્ર) થઇ શકતું નથી, કે જેનો ભંગ કરવાથી તમે અદાલતમાં જઇ નુકશાનીનો દાવો માંડી કાંઇ નુકશાની વસુલ કરી શકશો.'

'ના, એવું કાંઇ નહીં.-પણ કાંઇ નહીં તો-'

'એ બધાં ફિતુરની કાંઇ જરૂર નથી. પણ વરૂણા જો ખરેખર પાછી આવવા ઇચ્છતી હોય તો આટલું તમને કહી રાખું છું કે, મારી જુની સ્ત્રી સુરબાલાના પગ આગળ પડી હું મારૂં પોતાનું ખૂન કરૂં-આત્મઘાત-કરૂં તો પણ તે મારા ઘરમાં સ્ત્રી-ભાવે મારી સાથે રહેવાનું કબુલ નહીં કરે. વરૂણા ચાલી ગઇ તે પછી મેં એને આ ઘરમાં લાવવાનો પ્રયત્ન કર્યો હતો; પણ તે ન આવી. મને એકવાર મળી પણ નહીં. મળ્યા વગર જ દેશ પાછી ચાલી ગઇ. એનું કારણ શું છે તે તમે જાણો છો ? તે સમજે છે કે વરૂણા મને તજી જાય તો પણ મારાથી એને કદાપિ તજી શકાશે નહીં. આ ઘર-સંસાર હવે વરૂણાનો ઘર-સંસાર છે, આજ એ સંસાર ભાંગ્યો છે પણ કાલ વળી પાછો સંધાઇ પણ શકે છે. તે પોતે વચ્ચે આવી કાંટો થઇ કોઇને પણ કનડવા માંગતી નથી. મને મળ્યા વગર એક ચિઠ્ઠીમાં માત્ર આટલું લખી તે ચાલી ગઇ છે. તે ચિઠ્ઠી પણ એના હાથની લખેલી નથી. મારા એક મિત્ર-જેની સાથે તે જાત્રા કરવા નીકળી હતી એની લખેલી છે.'

વાતચીત કરતાં વાતાવરણ જાણે ભારી થઇ ગયું.

'હૂં-ખરી વાત કહી તમે, બાઇ અક્કલવાળી-ડાહી તો ખરી. પણ હશે, તે ગમે તેમ હોય-પણ કાંઇ નહીં તો વરૂણાના સંતોષને ખાતર એટલું વચન આપવામાં ત્યારે તમને શો વાંધો છે ?'

'વાધો-વાંધો હોય કે ન હોય-પણ હવે વચન હું કાંઇ આપી શકીશ નહીં, આપવાની ઇચ્છા પણ જરાય નથી. વરૂણા મારી સ્ત્રી છે, એનો હક છે. મરજી હોય તો પાછી આવી મારી સાથે રહી શકે છે. ફક્ત એટલું જ કે ખર્ચ-ખૂંટણની બાબતમાં એણે અમુક

મર્યાદામાં રહેવું પડશે. તેમ કરવા એ તૈયાર નહીં હોય તો ક્લેશ થશે, મને તેમ તેને પણ !'

'જોઉં ત્યારે એ શું કહે છે-વારૂ, ત્યારે હવે જાઉં.'

'ક્યાં જશો? અત્યારે તો કોઇ ગાડીનો વખત નથી. જમીને-'

'હું ઉપેન્દ્રને ત્યાં ઉતર્યો છું. જમવા જુઠવાનું એને ત્યાંજ છે.'

'વારૂ, ત્યારે આવજો.'

'હું જાઉં ત્યારે' કહી નીલાંબર બાબુ ઉઠીને બહાર નીકળ્યા.

## પ્રકરણ ૧૦ મું

### મનામણાં

એક દિવસે વહેલી સવારે સુરબાલા ફળીયામાં છાણ એકઠું કરી છાણાં થાપવા બેઠી હતી. શિયાળાના દિવસો હતા. સખત ઠંડી પડતી હતી, શરીરે માત્ર એકજ મેલી સાડી, બે આંટા મારી વીંટી લીધી હતી. ગરીબ ગ્રામ્ય ગૃહ-વધૂઓ કામકાજ કરતી વખતે ટાઢથી બચવા આમજ કરતી. જાડા મોટા કપડાંની એકાદ ચોળી કે એકાદ કમખો પહેરવા-પહેરાવવાની શક્તિ પણ ઘણાઓની હોતી નથી, સુરબાલાની પણ તે વખતે નહોતી, એક બે ચોળી જે એની પાસે હતી તે બહાર ક્યાંક કોઇવાર જવું આવવું પડે ત્યારે પહેરવા માટે રાખી મૂકી હતી. ટાઢ ગમે તેટલી વાય તોપણ ઘરનું કામકાજ કરતી વેળા એ કોઇ દિવસે તે પહેરતી નહીં. સૌદામિની ઘણુંએ કહેતી પણ સુરબાલા વાત હસીને ઉડાવી દેતી. ને કહેતી: 'શું જરૂર છે સાસુજી? ચાલ્યું તો જાય છે. ઇન્દુ બ્હેન નાનાં છે એમને પહેરાવવું જોઇએ. એટલું બધું પછી પોષાય ક્યાંથી? ને ચોળી તો તમેયે ક્યાં પહેરો છો?'

'હાયરે મા! સાંભળજો વાત આ બાયડીની! હું તો વિધવા છું, ને વળી ઘરડી ડોસી થઇ-'

'એટલે શું શરીરે ટાઢ ઓછી વાય? ઉલટું લોહીના ગરમી ઓછી થઇ હોય તેથી તમને તો ટાઢ વધુ વાય.'

'તે હું તો તાપણી-બાપણી સળગાવીને બેસું છું ને'.

'તે મારાયે હાથ પગ બહુ ઠરી જાય છે ત્યારે હુંયે આવીને તાપણીમાં સેકી જાઉં છું ને'.

'આ મોટે મળસકે રોજ ઉઠવું, છાણ વાસીદાં કરવાં, ઘર લીંપવાં ગુંથવાં, વાસણ માંજવાં એમાંથી નવરા થઇ હાથપગ સેકવાની તને પુરસદજ ક્યાં ને કેટલીક મળે છે?'

'જે મળે છે તે ઘણી થઇ રહે છે. એક ચોળી પહેરવાથી વળી કેટલીક ગરમીએ શરીરમાં આવી જવાની હતી? ને હાથપગને તો ટાઢ વા' વાની જ ને તે ઠંડા ન પડે માટે તમે મોજાં બુટ તો કાંઇ ઘરમાં પહેરવા નહીં દીઓને?'

'સાંભળજો ભમરાળીની વાત!-હાં-રે-મોજાં પહેરવાની રજા મળે તો તું પહેરે ખરી કે? જેનાં નસીબમાં છે તે તો પહેરે છે- ને તારાં-'

'મારાં નસીબમાં એવું સુખ શું છે સાસુજી?'

'રાંકને મન દોકડો રતન! ઘરમાં દીવો ન હોય એટલે પતંગીયાંનું અજવાળુંયે બહુ મીઠું લાગે! નસીબ જેવાં દૂબળાં હોય તેવી અક્કલ પણ દૂબળીજ હોય ને!'

'દૂબળી-ઓછી અક્કલજ સારી નહીં ભલા, સાસુજી?' કહી સુરબાલા ખિલ ખિલ ખિલ હસી પડી.

જેમ તેમ, આમ આ કુટુંબના દુઃખના દોહ્યલા દિવસો વીત્યા જતા હતા. ઉપર મુજબ મેલી સાડીના બે આંટા મારી શરીર ઢાંકી ટાઢની એક વહેલી સવારે—સુરબાલા છાણાં થાપતી હતી. અચાનક કોઇના પગરખાંનો પગરવ સાંભળતાં તેણે પાછું વાળીને ઉંચું જોયું- જોયું તો-એનો પતિ આવેલો દીઠો! માથાનું વસ્ત્ર જરા નીચું ઓઢી સુરબાલા સંકોચાઇને એક તરફ ખસી જઇ ઘરમાં ચાલી

ગઇ. રસોડા પાસે નાનાં ફળીયામાં થોડા સાંઠા ને કચરો ભેળા કરી તેને સળગાવી સૌદામિની તાપણું કરવાની તૈયારી કરતી હતી. કામ-કાજ કરતાં વચ્ચે જરા અવકાશ મળે ત્યારે વહુ આવીને હાથ-પગ જરા સેકી જાય એ મતલબથી તે રોજ આમ તાપણી કરતી હતી. પોતે પણ તાપણી તાપતી ને આડોશી પાડોશીઓમાંથી પણ કોઇ કોઇ સ્ત્રી ઘરના કામકાજમાંથી જરા અવકાશ મળતાં કોઇ કોઇ વખત આવી હાથપગ સેકી જતી.

સુરબાળાએ આવીને કહ્યું–'પેલી તરફ જરા જાઓ તો સાસુજી ! જુઓ તો કોણ આવ્યું છે?'

'કોણ આવ્યું છે ?'

'જુઓને તમે જઇને.'

માથાનો ઘુમટો જરા વધુ નીચો કાઢી સુરબાલા રસોડાનાં બારણાં પાસે જઇ ઉભી.

સૌદામિની ઉઠીને મોટા ફળીયામાં આવી.

'કોણ–એ–કિરણ ! મારો–કિરણ ! તું આવ્યો મારા દીકરા ?'

'હા, બા !'

બે ડગલાં સામે ચાલી આવી કિરણ માને પગે લાગ્યો, બે હાથે પકડી પુત્રને પોતાની છાતી સરસો ચાંપી સૌદામિની બોલી–'આવ–આવ–દીકરા ! આવ મારા વ્હાલા. પાંચ–છ વર્ષ પછી આવ્યો. પોતાની મેળે ચાલી આવીને ઘરમાં પગ મૂકયો–આવી તો મને સ્વપ્નેયે આશા નહોતી દીકરા !' સૌદામિની રડી પડી, જરાવારે શાંત થઇ સાડીના છેડાવતી આંસું લુછી તેણે હાક મારી 'અરે સત્ય ! અરે ઇન્દુ !–અરે આવો અહીં જુઓ તમારા મોટાભાઇ આવ્યા–'

માની હાંકથી સત્ય ને ઇંદુ ઘરમાંથી બહાર દોડી આવ્યા ને ફળીયામાં એક બાજુ ઉભાં રહી ગયાં;–પાસે આવતાં કેમ જાણે જરા અચકાતાં હોયને. માના કહેવાથી તેઓ આગળ આવ્યાં ને બ્હીતાં બ્હીતાં શરમાતે મને મોટાભાઇને પ્રણામ કર્યાં.

'ઓહો, આવ ભાઇ! આવ. આવ બ્હેન! સારી પેઠે છોને બન્ને?' કહી કિરણે નાનાં ભાઇબ્હેનને ખોળામાં બેસાડી એમના ગાલ પર ધીમેથી હાથનાં આંગળાં ફેરવી સ્નેહ દેખાડયો. સૌદામિની પુત્રનું મોઢું મીટ માંડીને જોઇ રહી હતી. કિરણ રંગે ખૂબ ઉજળો બન્યો હતો; છતાં ચહેરા ઉપર ફીકાશ હતી. ઘણીવાર સુધી જોઇ રહ્યા પછી તે બોલી—'આ, શું ભાઇ? શરીરે કાંઇ મજા નહોતી કે શું? મોઢું ઉદાસ ને ઝાંખું કેમ દેખાય છે! આ આંખો બે ઉંડી ઉતરી ગઇ છે! શરીર સુકાઇને અરધું થઇ ગયું છે! તે દિવસે પણ મને લાગ્યું કે તને શરીરે મજા નહીં રહેતી હોય.'

'એવું તો કાંઇ નથી બા! એમજ થોડા દિવસ થયાં જરા અશક્તિ—'

'આવ ઘરમાં આવ દીકરા! આ ઉગમણી ઓસરીમાં આવીને બેસ. હમણાં જ તડકો આવશે. બહુ ઠાર છે—જરા તાપણી કરી દઉં?'

'ના, મા! કાંઇ જરૂર નથી. ચાલો ત્યાં ઓસરીમાં બેસું છું.'

ઉગમણી ઓસરીમાં સૌદામિનીએ એક ફાટેલી તુટેલી સાદડી પાથરી દીધી ને તેના પર એક જુનો પુરાણો તકીયો લાવીને મૂકયો. સાસુના કહેવાથી સુરબાલાએ પાણી ગરમ કરીને મોકલ્યું. કિરણે હાથ મોઢું ધોયાં. સત્યને સૌદામિનીએ બહાર મોકલ્યો.—તે થોડું દૂધ ને ખાંડ બજારમાંથી લઇ આવ્યો.

બાજુમાં બિંદુની માનું ઘર. તે ત્યારે તાજા મમરા વઘારતી હતી. ઇંદુ ત્યાં જઇને થોડા ગરમ તાજા મમરા લઇ આવી. ચા ને મમરા લાવીને સૌદામિનીએ પુત્ર પાસે મૂકયાં.

'આ ચા પી લે ને મમરા થોડા ખાઇ લે દીકરા! શહેરમાં સારી સારી ખાવાની ચીજો મળે તે ખાવાની તને ટેવ હશે. તે આ ગામડા ગામમાં મળે પણ કયાંથી ને આપણા ઘરમાં શું હોય ને કયાંથી હોય?'

કિરણે હસીને કહ્યું—'આ બહુ ભાવશે બા! સારૂં સારૂં ગમે તે ભલે ખાતો હોઉં પણ ચા સાથે તાજા વઘારેલા ગરમાગરમ મમરા જેવું બીજું કાંઇયે વધુ સારૂં ન લાગે.'

ગામડું ગામ. ખબર પડતાં પાડોશીઓ ને પાડોશણો પણ બધાં આવીને ટોળે મળ્યાં. સહુના આદરમાન ને આવકાર-વિવેકથી કિરણને અત્યંત આનંદ થયો. કેટલાંય વરસથી ખૂબ વિલાસવૈભવમાં જ તેનું જીવન એકધારૂં ગુજર્યું હતું. એને ધીમે ધીમે જાણે એ જીવનમાં કાંઇક ક્લાન્તિ ને વિરક્તિ આવતી જણાતી હતી. આ ગ્રામ્ય ઘરમાં સરલ, આડંબર કે દેખાવ વગરનું વાતાવરણ, એનાં સુખસગવડ માટે આ ગામડીયણ માતાનો નિખાલસ સ્નેહભર્યો આગ્રહ, એ સ્નેહભર્યા હસ્ત સ્પર્શથી વધુ મધુર બનેલ આ સસ્તો આરોગ્યદાયક ચા મમરાનો નાસ્તો, ગામમાં આજુબાજુના પાડોશી પાડોશણોએ એને હસ્તે મોઢે આપેલો હાર્દિક ને ભાવભીનો આવકાર, એમનું સ્નેહભર્યું સંભાષણ, ઘરનાં બારી-બારણાંની ઓથે ઉભેલી ગ્રામ્ય-વધૂઓની સલજ્જ સુચકિત હાસ્યોજ્જ્વલ દૃષ્ટિ—આ બધાયે આજે એના હૃદયને એક જાતના એવા આનંદ-રસથી છલોછલ ભરી દીધું, કે જે આનંદ એની કિશોર વય વીતી ગયા પછી એના જીવનમાં એને આજ દિવસ સુધી મળ્યો નહોતો! ખૂબ ભોગ-વિલાસ ને આંડબરમાં ડૂબ્યા રહેતાં છતાં જે અશાંતિએ એને અકળાતી બ્હાવરા જેવો બનાવી મૂક્યો હતો તે પછી આજનો આ આનંદ-આ પરિતૃપ્તિનો આનંદ-એને ખૂબ મીઠો લાગ્યો. પણ હાય! આ મધુર જીવનમાં તે શું ખરેખર પાછો આવી શકશે ખરો?

એક બે કલાક વીતી ગયા. જેઓ મળવા આવ્યાં હતાં તે બધાં એક પછી એક ધીમે ધીમે પોતાને ઘેર પાછાં જવા લાગ્યાં. સહુને થોડું ઘણું પણ પોતાનું કામકાજ કરવાનું હોય જ ને. ને કિરણ તો આટલે વરસે આવ્યો છે, બે ચાર દિવસ તો જરૂર રહેશે જ ને. વળી પાછા આવીને મળશું. કિરણે માને પૂછ્યું—'બધાયને દીઠા, પણ સતીશ કેમ ન દેખાણો બા? તે ગામમાં નથી કે શું? ને વચેટ કાકીબા—' (સતીશની મા)—

સૌદામિની બોલી—'તે એમને પિયર ગયાં છે. એમની એક ભત્રીજીનાં લગ્ન છે. સતીશ પણ ત્યાંજ ગયો છે, આજે પાછાં આવી જવાં જોઇએ'

'આજે આવી જશે? તો તો ઘણું સારૂં એને યે મળી શકાશે?'

'કેમ, તું આજેજ પાછો જવાનો છે શું? આટલે વરસે આવ્યો—'

'ના, આજેજ કદાચ નહીં જાઉં', પણ ઝાઝા દિવસ રોકાઈ શકીશ પણ નહીં. પારકાની નોકરી કરૂં છું ને. વારૂ, ત્યારે હું જરા ગામમાં એક આંટો મારી આવું, માડી! ને સતીશને ઘેર પણ થતો આવું, જો આવ્યો હોય તો મળી લઉં—'

કહી કિરણ બહાર નીકળી પડયો.

---

## પ્રકરણ ૧૧ મું

## પિયા–મિલન

**જમી** જુઠી પરવારી જરાવાર વિશ્રાંતિ લીધા પછી કિરણ ઉત્તર તરફના ઓરડાની ઓશરીમાં બેઠો. ત્યાં તડકો ઠીક ઠીક આવતો હતો. ફળીયામાં સૌદામિનીએ ચોખા સુકવવા મૂકયા હતા; એ ચોખા સુકાયા પછી છડાશે ને તેમ થયા પછી આવતી કાલે તે ચૂલે ચડશે! (રોજનું રોજ લાવી ખાવાનું, ઘરમાં 'કોઠીયે જાર' થોડીજ ભરી હતી!) કિરણ એ ચોખા તરફ વારે વારે નજર ફેરવતો હતો, એની સાથેજ ચોખા છડવાની નાની ઓરડી, તેમાં રહેલ ખાંડણીયો ને તે ખાંડણીયા પાસે બેઠેલી મલિન વસ્ત્ર પહેરેલી સુરબાલાનું ચિત્ર એનાં માનસ ચક્ષુઓ સમીપ તરવરી ઉઠયું. 'અહાહા. હું તો અફલાતુન દેહરાદુની ચોખા રોજ ખાઉં છું, ને આ લોકોને જાડા બે–સ્વાદ ચોખા પણ પુરા ખાવા નથી મળતા!' એણે એક ઉંડો નિસાસો મૂકયો, ચોખામાં આમતેમ હાથ ફેરવી સૌદામિની પુત્ર પાસે આવીને બેઠી. ઇંદુ આવીને એક પ્યાલો ચા મૂકી ગઇ.

'અરે બાપરે બાપ! વળી પાછી અટાણે ચા? જા જા પાછી લઇ જા! આખો દિવસ શું હું ખાલી ચાજ પીધા કરીશ? લઇ જા–લઇજા, જા! એના કરતાં એક પ્યાલો ઠંડું પાણી લઇ આવ, જા.'

ઇંદુએ પાણી લાવી દીધું. આખો ગ્લાસ કિરણ એક શ્વાસે ગટગટાવી ગયો. થોડી વાર તે મૂંગો મૂંગો બેસી રહી કાંઇક વિચારમાં પડી ગયો; આખરે ધીમે રહીને બોલ્યો–'તમે બધાં બહુ જ દુઃખ ભોગવો છો ખરૂં ને બા !'

'શું કરીએ દીકરા ! આવક–આધાર તો કાંઇ નથી–'

'હૂં !–મને આવી ખબર નહોતી–'

'તે ક્યાંથી ખબર હોય દીકરા ! કેટલાં વરસ વીતી ગયાં. તેં કાંઇ ખબર ખત પણ નહોતા આપ્યા. ને અમારી પાસે તારૂં ઠેકાણું સરનામું પણ નહોતું કે અમે તને જણાવીએ. તે ખમા કરે તને મારા દીકરા. સાજો નરવો છો. ભગવાન તને સાજો નરવો હંમેશ રાખે. સો વરસનો ને સાત દીકરાનો બાપ થાજે દીકરા ! તે દિવસે પ્રયાગમાં દૈવજોગે જાણવા મળ્યું કે તું સાજો નરવો ને સુખી છો તેથી મારે હૈયે ટાઢારક વળી દીકરા ! નહીં તો આ છ વરસ મેં કેમ તરફડીને પાણી વગરનાં માછલાંની જેમ કાઢ્યાં છે દીકરા તે ફક્ત પ્રભુ—!'

હૃદયમાં ડૂચો ભરાઇ આવતાં સૌદામિની વધુ બોલી શકી નહીં, આંખમાંનાં આંસુ પાલવ વડે લૂછવા લાગી.

'મેં બહુ ખોટું કર્યું બા ! તમને દુઃખી કર્યાં, પણ–પણ–મનમાં એમ પણ કોઇ કોઇ વાર થતું કે પિતાજી હૈયાત હતા ત્યારે જેમ સંસારખર્ચ ચાલતો હતો તેમ—'

સૌદામિની–'એ હતા પુરૂષ, કામકાજ પોતાને હાથે બધું કરતા, ઘરનું ભાડું પોતે જઇને વસુલ કરી લાવતા. ને અમે પડયાં બાઇ માણસ.

'હૂં ! એ ખ્યાલ મને ન હોતો, ને એ બાબત પર લગિરે વિચાર પણ મેં નહોતો કર્યો. તમે બહુ દુઃખી છો બા ! ઘરનાં ને ડેલીનાં બારીબારણાં પણ બધાં ભાંગી તૂટી ગયાં છે. આવી કડકડતી ટાઢ, વહેલી સવારે આવીને જોયું તો તારી વહુ છાણાં થાપતી હતી. ખાલી એક મેલી સાડી શરીરે વીંટીને.'

'એ એનું નસીબ દીકરા !'

'હૂં– !'

એક નિસાસો નાંખી સૌદામિની બોલી–'મેં'ટા ઘરની દીકરી, બાપની પણ ખૂબ મોઢે ચડાવેલી–બાપ એની ખાતર–બરદાસ્ત પણ કરવા મન દેખાડે છે પણ અભાગણી બે દિવસ ત્યાં જઇને રહેતી પણ નથી.'

'શા માટે નથી રહેતી. ?'

'નથી રહેતી. કહે છે કે હું એકલી થઇ રહું, મારી ચાકરી કોણ કરે ? ને વળી બે નાનાં બાળ એમની દેખ–ભાળ કોણ કરે ? હું તો ઘણું યે કહું છું દીકરા !–આ પેટનો દીકરો, તું છોડીને ચાલતો થયો; પણ આ તારી પરણેતર, તને પરણાવીને એને ઘરમાં લઇ આવ્યાં અમે, તે અમને ઘડીયે અળગાં કરતી નથી ! ને એણે ઘરમાં આવીને સુખ પણ શું દીઠું ?'

'હૂં, ! સતીશ પાસેથી બધુંય સાંભળ્યું છે, મને પણ નવાઇ લાગે છે !' વળી એક નિસાસો નાંખી સૌદામિની બોલી– 'તું સમજ્યો નહીં દીકરા ! માન્યો નહીં, ને તડફડ તોડી વરછોડીને ચાલ્યો ગયો. કેવું રતન વિધાતાએ તને આપ્યું હતું તે એક વાર નીરખીને જોયુંએ નહીં !'

કિરણે એક છુપો નિસાસો મૂકયો.

સૌદામિની બોલી–વળી તેં ત્યાં જઇ એક નવો સંસાર માંડયો. પણ મેં જે સાંભળ્યું છે ને એક દિવસ તારે ત્યાં આવીને મારી આ સગી આંખે હું જે જોઇ ગઇ તેથી તું બહુ સુખી હોય એમ મને નથી લાગતું.

'ના.'

'રૂપીયાએ ખૂબ કમાય છે–ને નવી તે ખોબલે ખોબલે ઉડાડે છે–ને આ અભાગણીના અહીં આ હાલ છે ! તેં તારી આંખે જોયું ને દીકરા !—'

જાણે કે વાત ઉડાડી દેવાનો અભિપ્રાય હોય તેમ કિરણ વચમાંજ બોલી ઉઠયો–'ખર્ચ–ખૂંટણ–તને શું કહું બા !–હું કંઇ બચાવી શકયો નથી–ને એ ઘર–કારભાર મારા હાથમાંયે કાંઇ નહોતો. નહીં તો

તમને કાંઈક મોકલવું જોઈએ એ વાત બેચાર વાર મારા મનમાં નહોતી ઉગી એમ પણ ન હોતું. પણ હવેથી હું ખરચી મોકલીશ– તમે જેથી આનંદથી ખાઈ-પી રહી શકો એટલી—'

'નવી વહુ પાછી નથી આવી ?'

'ના.'

'ને દીકરા બે ?'

'એની પાસે જ છે.'

'તારે ત્યાં હું આવી ત્યારે મારા જીવમાં જીવ નહોતો દીકરા !– આવી–આંખો ઠારીને જોયું એ નહીં ! ગમે તેમ તોય તારા દીકરાને !– 'મુડીથી વ્યાજ વહાલાં,' મારો જીવ હજુયે બળ્યા કરે છે દીકરા !–'

સૌદામિનીનો અવાજ ગળગળો થઈ ગયો; સાડીના પાલવથી એણે આંખો લૂછી.

કિરણ બોલ્યો–'એ દુઃખ હવે સંભાર માં માડી ! એ તારા શું થાય ? ને અમે પણ હવે તારા શું સગા ?'

આંખો લૂછતી લૂછતી સૌદામિની બોલી–'પોતાનું લોહી–દીકરા. સગપણ નથી એમ મોઢેથી બોલી નાખતાં સગપણ એમ કાંઈ તૂટી જાય ? તું મોઢેથી ગમે તેમ કહે. ખરા મનથી સાચેસાચ તું એમ શું કહી શકે કે અમે તારાં કાંઈએ સગાં નથી ? એ બને જ નહીં દીકરા !'

વળી કિરણે એક છૂપો નિસાસો નાખ્યો. પછી કહ્યું–'બા ! હું આવ્યો છું એટલા માટે કે–જો એ આવવા રાજી હોય તો સાથે તેડી જાઉં.'

'સોનાથી રૂડું શું વળી, દીકરા ! તેડી જા જરૂર. હું રાજી થઈને મોકલીશ.'

'મેં તો ત્યાંજ કહી મોકલાવ્યું હતું. પણ એને કાંઈ વાધે આવ્યો હશે–તે મને વાતચીત કરી બે શબ્દો કહેવા સાંભળવાની તક પણ ન આપી ને એને લઈને તું ચાલી આવી–'

સૌદામિની–'હું તો એને લઇ આવી નથી દીકરા ! એ મને લઇ આવી છે. ને એણે જે વાત કરી તે–તે–મને પણ તે વખતે લાગ્યું કે એની વાત સાચી છે. તે ભલેને–હવે જો તે આવે, તો એને પૂછ. જો આવે તો તેડી જા–તું સુખી થઇશ.'

'તમે બધાય ત્યાં આવી મારી સાથે રહો તોયે મને કાંઇ વાંધો નથી.'

'અમે બધાય? ના દીકરા! અમે અહીંથી ક્યાંય જશું નહીં'

'કેમ, શું વાંધો છે? ને તું એ પણ જાણે છે ને કે તમે બધાંય નહીં આવો ત્યાં સુધી—'

'તે આવવા રાજી નહીં થાય, એ હું જાણું છું. ને તેમ છતાં–ના, વારૂ જવા દે દીકરા! એ બધી વાતોનું કામ નથી. તું એને વાત કર. હું પણ સમજાવીને બધું કહીશ. તું ચાલી ચલાવીને અહીં સુધી આવ્યો છે તો શા માટે તે નહીં આવે? તારૂં મન મો એટલુંયે નહીં રાખે? તું એનો ધણી તો છો ને–'

'ધણી જેવું મેં રાખ્યું છે ક્યાં બા !–?'

'તોયે તું થયો ધણી, ને ઇ' વહુ. તારાથી મોટો બીજો કોઇ દેવ કે ગુરૂ તો એનો ન હોય ને;

કિરણ ચૂપ રહ્યો.

થોડી વાર કાંઇક વિચાર કરી છેવટે સૌદામિની બોલી: 'જો એ કોઇ રીતે રાજી નહીં થાય તો અમે બધાય સાથે આવશું. એ સુખી થાય ને તુંયે સુખી થા એટલા ખાતર હું આવીશ. શું કહું દીકરા! તું તો પેટનો દીકરો છો, પણ તારા કરતાંયે આજ એ મને વધુ વહાલી થઇ પડી છે. એ જો સુખી થતી હોય તો મારી પોતાની મરજી નહીં હોય તો પણ દીકરા, મારી મરજીને અવગણીને પણ હું ખુશીથી આવીશ ને પછી તમારો ઘરસંસાર ઠરી ઠામ થાય ત્યારે વળી હું અહીં પાછી ચાલી આવીશ.'

કિરણ બોલ્યો–'જો તારૂં ત્યાં આવવાનું સરજાયું હશે બા! તો તારે પાછું તો નહીં જ આવવું પડે. હા, તારા મનમાં જરૂર દુઃખ

થશે, તું મા છો એવી કાંઇ માયા મમતા મેં રાખી નથી. માન પણ રાખ્યું નથી. ને એ કારણે તને તેડી પણ જતો નથી. તેડી જાઉં છું ફક્ત આ વહુને ખાતર. હાં, હું સમજી શકું છું બા! કે તને દુઃખ થશે. તારી ત્યાં આવવા મરજીયે નહીં હોય. ને તે ન હોય એમાં નવાઇ પણ નથી. પણ-પણ હાલ ઘણા દિવસ થયા ઘણા ઘણા વિચારો મેં કર્યા છે બા!-મારૂં મન પણ બદલાવા માંડયું છે. જો તું આવે બા!-તો તને એક માને ઘટતા માનથી હું જરૂર રાખી શકીશ.'

'તે પણ આ વહુને ખાતરજ ને દીકરા!'

જરા હસીને કિરણ બોલ્યો-'તું પણ આ દુઃખ આ અપમાન બધું ખમી ખાતી હતી તે પણ આ વહુને ખાતર જ ને, મા?'

હવે સૌદામિનીના મોં ઉપર આછી હાસ્યરેખા દેખાઇ. તે બોલી 'તે તારે જે કાંઇ કહેવું હોય તે વહુને કહે દીકરા. એને આટલોજ વાંધો નથી કાંઇ. બીજો યે વાંધો છે. તે તું એને જ બધું સમજાવીને કહે, એમાં હું કેમ કહી શકું દીકરા! તમે બેય સલાહસંપ કરી બધી વાતનો તોડ કાઢો, જા આ ઓરડામાં જઇને બેસ. હું એને તારી પાસે મોકલું છું. અરે ઇન્દુ, દીકરા, જા ને આ આથમણા ઓરડામાં તારા મોટા ભાઇને બેસવાની જરા જગ્યા કરી આપ જોઉં. લે આ સાદડી ને તકીયો અહીં પડયાં છે તે ત્યાં લઇ જઇને પાથરી દે.'

---

## પ્રકરણ ૧૨ મું

### ઉદાર-ચરિતા

'શા માટે મને તેડી જવા માગો છો? તેડી જઇને ત્યાં વધુ વખત રાખી શકશો નહીં. વળી પાછી અહીં ધકેલી દેવી પડશે.'

'ના! જો તું આવે, જો તને લઇ જઇ શકું, તો તને જરૂર રાખી શકીશ. પાછી નહીં ધકેલું. ત્યારે શું-ત્યારે શું-આ જ બીકથી જ તું નથી આવતી? નહીં તો-નહીં તો-આવવાને તને પોતાને બીજો કશો વાંધો નથી?'

'મને વધિ! મારો પોતાનો વધિ!—શું હોઇ શકે?—એ પણુ કોઇ દિવસ બને ખરૂં?'

'મેં તારૂં ખુબ અપમાન કર્યું છે! બહુ દુઃખ દીધું છે તને! નાલાયક કહી તને તરછોડી—તજી ગયો હતો! પણ તજીને—તજીને—'

'છિઃ! એ બધી વાતો યાદ કરી મને શરમાવો છો શા માટે? જે બનવાનું હતું—તે બની ગયું—હવે મારા નસીબની વાત-હવે—'

'ત્યારે હવે તું મારા બધાય અપરાધ માફ કરે છે? હવે તું મને તારો ફરીથી—મારી સ્ત્રી થઇને તું મારી સાથે રહેવાને રાજી છો? એ કે હું તને તરછોડીને ચાલ્યો ગયો તે દિવસે હું તને છુટાછેડા આપી ગયો હતો—'

'એ બધી નાહાનીની વાતો હવે શા માટે યાદ કરો છો? છૂટવું-છોડવું તમે જેને કહો છો તે અમારે બાયડીની જાત માટે બની શકતુંજ નથી. તમે ભાયડા, મોઢેથી છૂટા કહો એટલે છૂટા—તમને કોઇ બાંધી રાખી ન શકે. છતાં તે પણ મને લાગે છે કે સાચેસાચ નથી બની શકતું'—મોં પર જરા હાસ્ય ફરકતાં તેને દબાવી રાખી સુરબાલાએ મોં બીજી તરફ ફેરવી લીધું.

કિરણના મોં પર પણ સ્હેજ હાસ્ય ઝળક્યું. તે બોલ્યો—'અમારાથી બની શકે ને વળી ન પણ બની શકે. છતાં એ શકવું ન શકવું ઘણું ખરૂં અમારી ઇચ્છાને આધીન તો ખરૂં, પણ તમારે બાયડીઓને માટે તો—'

'કોઇ ઉપાયજ નથી, અમારા અણુઅણુમાં રહેલો ધર્મસંસ્કાર અમને એવું કરવાનો વિચાર સરખો પણ ન આવવા દીએ. તમે જે ધારો છો ને આજકાલ એવો પ્રચાર પણ કરો છો તે બધું અમે ન કરી શકીએ. છૂટા-છેડા પતિત્યાગ વિગેરે, ને તમે પણ મોઢેથી ગમે તેમ કહો, ગમે તેતો ગમે તેટલો દોષ કાઢો, પણ કોઇને એકવાર બંધનમાં બાંધ્યા પછી તમને પણ જો આકરા સંજોગોને વશ થઇ ન કરવું પડે તો તમે પણ શું અમને એમ તજી શકો ખરા?'

'બરાબર-બરાબર છે સુરબાલા! અમે પુરુષો સ્વાર્થી તો ખરાજ, ને તમે-તમે ભાન ભૂલી પાગલ બની જઇ અમારા માટે શું ન કરી શકો! મારા પોતાના સંપૂર્ણ સ્વાર્થને ખાતર આજે મારો હક માંગવા જે હું તારી પાસે આવી શક્યો છું, તે પણ તમારા આ સ્વભાવ-'

જરા વાર વિચાર કરી સુરબાલા બોલીઃ 'એ તો રીસાઇને ગઇ છે, શું એ પાછી નહીં આવે?'

'હજુ સુધી તો નથી આવી. પણ-નહીં આવે, એમ પણ હું નથી કહી શકતો. આવે પણ ખરી. કદાચ આવશેજ-'

'ત્યારે મને શા માટે તેડી જાઓ છો? એ આવતાં કેટલો બધો કલેશ થઇ પડશે ને બધાંને દુઃખ થશે, એ તમે સમજી શકતા નથી? પછી તમે શું કરશો? મને પાછી મોકલી આપ્યા સિવાય.-'

'કિરણ બોલ્યોઃ 'તે આવશે ખરી કદાચ, પણ તું ત્યાં આવીશ તો તે નહીં આવે. આવશે તો રહેશે નહીં. ને તે આવે ને રહે એમ હું ઇચ્છતો પણ નથી.'

વિસ્મયભરી આંખે સુરબાલાએ પતિના મોં સામું એકવાર જોયું. જોઇને પછી આંખો નીચી ઢાળી દઇ તે ધીમેથી બોલીઃ 'એમ છે? ત્યારે એના આવવાના માર્ગમાં એક જાતની નડતર ઉભી કરવા ખાતર તમે ઉતાવળા ઉતાવળા મને તેડી જવા આવ્યા છો. ખરું ને?'

કિરણ ભોંઠો પડી ગયો. આવું ને આટલું કઠોર સત્ય સુરબાલા બોલશે કે સમજી જઇને બોલી શકશે, એવું એણે સ્વપ્નેયે ધાર્યું નહોતું. સુરબાલાએ આંખો ઉંચી કરી પાછું કિરણ સામું જોયું. કિરણનો ચહેરો ભોંઠપનો માર્યો ઝાંખો પણ પડી ગયો હતો. કોઇ જવાબ ન સૂઝતાં તે નીચું જોઇને બેસી રહ્યો.

સુરબાલા બોલી-'તમે માઠું લગાડશો માં. તમને મારે આમ ન કહેવું જોઇએ પણ આવા સંજોગોમાં તમે મને ત્યાં તેડી જાઓ એ તમને પણ શું વાજબી લાગે છે?'

'હું બહુ દુઃખી છું, સુરબાળા! હું એનાથી એકદમ થાક્યો છું, હવે આ બધા બનાવો બન્યા પછી જો તે પાછી આવે તો ઘરમાં એની સાથે એના હાથમાં રહેતાં મારી શી દશા થશે તેની તું કલ્પનાએ નહીં કરી શકે. સ્ત્રી માણસને જેવી સુખ—શાંતિ આપી શકે, તેવું કોઈ ન આપી શકે. ને તેજ સ્ત્રી જો દુઃખ અને અશાંતિનું વાતાવરણ સરજે તો, માણસને એવું દુઃખ પણ બીજું કોઈ ન આપી શકે. હું બરાબર આવું જ દુઃખ ભોગવી રહ્યો છું. ને હવે વળી વધુ ભોગવીશ. કાંઈ ઉપાય નથી સુરબાળા!—તજી પણ શકાતી નથી—પ્રતિકાર પણ અસંભવિત છે! મને ઘાણીમાં ઘાલીને જાણે એ પીલે છે! આમાંથી એક ફક્ત તુંજ—તુંજ મને છોડાવી શકે તેમ છે. નહીં તો મારાથી જીવાય એવું નથી.'

એક હાથે જોરથી છાતી દાબી રાખી બીજે હાથે આંખો લૂછતાં લૂછતાં સુરબાળા બોલી—'તમારે પગે પડું, પગે પડું છું રે, પગે પડું છું, તમે એવું ન બોલો. મારાથી—મારાથી નથી સહેવાતું, પણ હું શું કરૂં. બીજો કોઈ ઉપાય નથી.'

કિરણ બોલ્યો—'હું મહા—સ્વાર્થી છું ને મારો સ્વાર્થ માંગવાજ હું તારી પાસે આવ્યો છું. પણ એ સ્વાર્થ મારા જીવન—મરણનો સ્વાર્થ છે. તું કોઈ પણ રીતે ન માનતાં આ સ્વાર્થને અવગણી ઠેલી શકે એમ છે—ઠેલી દીધો છે એ હું જાણું છું પણ હું તેમ કરી શકું તેમ નથી.'

'શું કરશો?—એને સાચેસાચ તો તમે તજી શકશો નહીં જ.'

'પણ એજ મને તજીને ચાલી ગઈ છે, પહેલેથી જ!'

'ના, તજીને નથી ગઈ, જઈ શકેજ નહીં—'

'શકે—શકે! સુરબાળા! તું જાણતી નથી એ શોડા બધુંય કરી શકે.'

'શકે! સાચેસાચ શકે! શું કહો છો તમે? આટલાં વરસનો પરવાસ, ખરેખર તમને મનમાંયે આ બાબત કોઈ દિવસ કાંઈ દુઃખ નથી થયું?'

'દુઃખ નથી થયું એમ પણ કહી શકાય તેમ નથી. પણ—'

'ત્યારે વાંક ભલે ગમે તેટલો ગમે તેનો હોય, એ તમને તજીને રહી શકશે નહીં. તમે પણ એને તજીને રહી શકશો નહીં. ને વળી એ બે છોકરાંની મા છે. એમ કાંઈ તજીને જઈ શકે? કર્યાં જાય? ને જઈને કરે યે શું? ના, ના, એ તજીને ગઈ નથી; રીસાઈને ગઈ છે. જરૂર એ પાછી આવશે.'

'આવશે—જરૂર આવશે! હા, હું જાણું છું કે તે આવશે. પણ—પણ—હું ફરીથી એ જ વાત કહું છું કે તું આવીશ તો તે નહીં આવે.'

'તમે—ધારો છો કે તેથી તમે સુખી થશો? કદાચ થાવ પણ ખરા. પણ તેથી કરીને એના પાછા આવવાના માર્ગમાં હું મોટી નડતર રૂપ બનીને બેસીયે ન શકું. ન્યાયની રીતે એનો જેટલો હક છે તેટલો—'

'તેટલો જ હક તારોયે નથી? તું પણ મારી સ્ત્રી છે.'

'હા. પણ એનો હક ઘણો વધારે છે, તમે ચાહી ચાલીને હોંશથી જઈ એને પરણી આવ્યા છો, ને આટલાં વરસ એની સાથે ઘર-વાસ કર્યો છે, એને પેટે બે છોકરાં પણ થયાં છે,—ના, ના, એની પાસે હું કયા હિસાબમાં? હવે તો તમારી પાસે એ મારા કરતાં વધુ હકદાર છે. તમે 'પેટ—ચોળીને શૂળ ઉભું કરો છો—' શું કરશો! નસીબમાં લખ્યું હોય તો માણસને ઘણુંય દુઃખ ભોગવવું પડે. એમાંથી છૂટવાની બારી નથી. ધીરજથી એ સહન કર્યે જ છૂટકો.'

'ત્યારે તું ખરેખર નહીં આવે સુરબાલા?'

'આવી શકાય એવું નથી—આવવું વાજબી પણ નથી. તમે સમજી શકતા નથી; તમે આજ—આજ—કેટલે વરસે આવ્યા—જે મળવાથી મારૂં નારી જીવન સાર્થક થઈ જાય,—તે તમે ચાહી ચાલીને મને દેવા આવ્યા છો—પણ છતાંયે છતાંયે—તે હું લઈ શકતી નથી—'

બે હાથની કોણીઓ બળપૂર્વક છાતી સરસી દાબી રાખી હથેલીઓ વડે મોં ઢાંકી દઈ ઉભરાઈ જતા રૂદનના વેગને ખાળી રાખવા સુરબાળાએ નિષ્ફળ પ્રયત્ન કર્યો.

કિરણ બોલ્યો–'રડમાં, રડમાં સુરબાળા! ખરેખર હું મહા સ્વાર્થી ને નિષ્ઠુર-નિર્દય છું-હું તને ઘણું દુઃખ દઇ રહ્યો છું? હું જાણું છું કે મારે તને દુઃખ ન દેવું જોઇએ. આજ દિવસ સુધી તને જે દુઃખ દીધું છે, તેનો ભાર આજ મેં ઉલટો વધારી દીધો.'

'ના, ના, એવું બોલશો નહીં! એને દુઃખ જ માનતા હો, તો તમે જે દુઃખ આપ્યું હતું, તે બધું પાછું લઈ તમે આજે મારો અવતાર સફળ કર્યો છે–બદલામાં મારે તમને જે આપવું જોઇએ તે હું આપી શકતી નથી.–આ રીતે આટલું દુઃખ દઇ તમારી વાત ન રાખતાં તમને ખાલી હાથે પાછા મોકલું છું–તે મને ઘણું સાલે છે. પણ તમે મને માફ કરજો. જે હું નથી આપી શકતી તે તમારા જ ભલાને ખાતર નથી આપતી. તમે સમજી શકતા નથી કે,–એનો તમારી ઉપર જે હક છે, તે બજાવી તે જો તમારા ઉંબરા ઉપર આવી ઉભી રહે, તો તમે શું કરી શકો? ને હું પણ શું કરી શકું?'

'બરાબર છે–તારૂં કહેવું સાચું છે સુરબાળા! મેં ગળામાં જે ફાંસી ઘાલી છે, તે અનાયાસે તોડી ફાડી ફેંકી દઇ શકાય તેમ નથી. શું કરૂં? મારાં પોતાનાં કર્મ-ફળ મારે ભોગવવાં પડશે. પણ–પણ–તુંને આજ ન લઇ જઇ શકતાં છતાં પણ–હું જે વસ્તુ તારી પાસેથી લઇ જાઉં છું–તે વસ્તુને બળે મારૂં આ દુઃખ-મારી આ કમનસીબી સહન કરવા હું પ્રયત્ન કરીશ, જો તેમાં સફળ થયો તો હું સમજીશ કે આજ તેં મને કાંઇ ન આપવા છતાંયે મને જે આપ્યું છે તેને હું લાયક હતો!'

આટલું બોલી કિરણ ઓરડામાંથી બહાર નીકળી ગયો.

માના અત્યંત આગ્રહને વશ થઇ, તે રાત કિરણ ઘેર રહ્યો. બીજે દિવસે તે ચાલ્યો ગયો. સતીશને એક વાર મળ્યો ને મા વિગેરેના ઘરખરચ માટે પચાસ રૂપીયા તેને આપતો ગયો.

---

## પ્રકરણ ૧૩ મું

### પ્રત્યાગમન

કિરણ અલાહાબાદ પાછો ફર્યો. એની ગાડી ઘરના વરંડા પાસે આવી ઉભી. ગાડીમાં બેઠાં બેઠાં જ એક જાતની બીકથી ધડકતી છાતીએ કિરણે ઘરમાં ડોકીયું કર્યું. પછી નીચે ઉતરી વરંડામાં આવી ઉભો; વરૂણા પણ આવીને દિવાનખાનાનાં બારણાંમાં આવી ઉભી રહી.

'ઓ–તું–તું–આવી ગઇ?'

'હાં, આવી ગઇ છું. આવવું પડ્યું. બાપુજીએ મોકલી.'

'તે–આવી તો–ભલે.' કહેતાં કહેતાં કિરણ વરૂણાની એક બાજુએ થઇને દિવાનખાનામાં આવ્યો. વરૂણા પણ સાથે સાથે અંદર આવીને બોલી–'હૂં–હું આવી તેથી તમે ખાસ કાંઇ રાજી થયા હો એમ લાગતું નથી. ને તમે ધાર્યું પણ નહીં હોય કે હું પાછી આવીશ!–'

'ધાર્યું?–હા–તું આવીશ, એમ ધાર્યું હતું ખરું–'

ટોપી ઉતારી ખીંટી પર ટાંગી કિરણ એક કોચ પર બેસી ગયો.

'ને સાથે સાથે મનમાં એમ પણ થયા કરતું હતું કે ન આવે તો બલા ટળી. પણ આજ મને આમ આવી ગયેલી જોતાં એમ પણ થાય છે કે આ આફત વળી પાછી કયાંથી આવી! હા–બરાબર એમ જ તમારા મનમાં થાય છે ને!'

વરૂણાનો સાદ જરા ગાઢ બની થોથરાતો હતો. તેણે પોતાનું મોઢું બીજી બાજુ ફેરવી લીધું. કિરણે તે જોયું. તે બોલ્યો, 'એ બધી વાત પાછી શા માટે ઉપાડે છે વરૂણા? તું આવી તો તારૂં જ ઘર છે. નકામો ઝઘડો કરી તું ચાલી ગઇ–તેમાં મારો– '

'કેમ, તમે તો ચોકખે ચોકખું કહ્યું હતું ને કે, મારા જવાથી તમે સુખી થશો. જરાય દુ:ખી નહીં થાવ. ને વળી આજ–આજ મને પાછી આવેલી જોતાં–જોતાં તમે ચમકી ગયા! જાણે–જાણે કેમ સાચેસાચ હું તમારે મન બલા–'

વરૂણા રડી પડી. કિરણે ધીમેથી ઉઠી એનો હાથ પકડી પોતાની પાસે કોચ પર બેસાડી.

પતિની છાતી ઉપર પોતાનું માથું મૂકી રડતી રડતી વરૂણા બોલી–'મેં તમારો શું ગુન્હો કર્યો છે? તમે–તમે મારું એવું સત્યાનાશ વાળ્યું છે–ને ઉપર ઉપરથી બધો વાંક મારો જ કાઢો છો.'

વરૂણાને જરા શાંત કરવા પ્રયત્ન કરતો કિરણ એના માથા પર સ્નેહભર્યો હળવો હાથ ફેરવતો બોલ્યો–'વાંક–ગુન્હો, એ બધી વાતો શા માટે સંભારે છે? મેં તને એવું કાંઇ તો કર્યું નથી.'

'પણ તમે બીજું જે કાંઇ બોલ્યા–મને જોતાં જ ચમકી જઇને જે પ્રમાણે બોલ્યા–'

'હા, હું જરા ચમક્યો હતો ખરો! તું આટલી જલદી પાછી આવીશ એવું–'

વરૂણાએ મોં ઉંચું કરી કિરણ સામું જોયું. આંખો લુછતાં લુછતાં તે બોલી, 'કેમ હમણાં જ કહ્યું ને કે તમે ધારી રાખ્યું હતું કે હું પાછી–'

'હા–તું પાછી આવીશ એમ મેં જરૂર ધાર્યું હતું–પણ આટલી જલદી–તું પાછી–'

'આવીશ એમ નહોતું ધાર્યું. ને આવી–તે પણ–તમને તે ગમ્યું નથી! તે એમ ન ગમતું હોય તો ચોખ્ખેચોખ્ખું કહી દીઓને. મને દૂર જ રાખવી હોય–અવગણવી હોય તો સાફ સાફ બોલી નાંખોને. માએ કહ્યું,–બાપુજીએ કહ્યું તેથી હું આવી–ને હું પોતે–પોતે પણ–ન રહી શકી–'

વળી ડુસકે ડુસકે વરૂણા રડી પડી. કિરણ ચૂપચાપ. થોડી વારે જરા શાંત થઇ વરૂણા બોલી: 'હું આવી તેથી તમને દુઃખ થતું હોય, તમને ન ગમતું હોય, તો કહી દીઓ હમણાં જ. હમણાં જ વળી પાછી ચાલી જાઉં.'

'શા માટે આડું બોલે છે વરૂણા ? તું પાછી આવી તેથી હું રાજી નથી થયો કે મને ગમતું નથી એવું તો મેં કહ્યું નથી-'

'બોલ્યા નથી-ના મોઢેથી નથી બોલ્યા એ ખરૂં પણ હું બરાબર સમજી શકું છું કે તમે મને જોઇને મનમાં રાજી થયા નથી! હું આવી તે તમને જરાય ગમ્યું નથી! ઉઃ! હું શા માટે આવી, શા માટે પાછી આવી! તમોએ જે કર્યું છે, તે જાણ્યા છતાં વળી આટલી જલદી પાછી આવી-ના, હું શા માટે આવી! શા માટે આવી! મેં શા માટે મારાં માનઅપમાનની વાત પણ મનમાં એક વાર ન વિચારી! તમે મનમાં ને મનમાં અકળાયા કરો છો કે આ બલા વળી પાછી ક્યાંથી આવી. ઓહ!'

બે હાથ વડે મોઢું ઢાંકી દઇ વરૂણા ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. કિરણ મૂંગો બેસી રહ્યો. તેણે એક સીગરેટ સળગાવી. વળી વરૂણા બોલવા લાગી: 'હું સમજી શકતી નથી કે શા કારણે હું તમને આમ આફત જેવી-બલા જેવી લાગું છું. શોક માથે મને લાવીને તમે મારે મોઢે કેવી કાળી ટીલી ચોંટાડી! એ બધુંય હું વીસરી ગઇ. હું ચાલી ગઇ હતી ને વળી મારી મેળે જ બધુંય વીસરી જઇ બે દિવસ પછી પાછી આવી, છતાં ઉલટું તમે જ જાણે મને માફ કરી શકતા નથી, એવો રંગ દેખાડો છો. મારો કોણ જાણે શું યે વાંક થઇ ગયો-હું પાછી આવી એ વાત કરી વળી મને મેણું મારવા બેઠા!'

'તારી સમજફેર થાય છે વરૂણા! મેં મેણું નથી માર્યું. પણ તું જે કારણથી જે રીતે રીસ કરીને ચાલી ગઇ હતી, તે હિસાબે તું તરત પાછી આવી તે જોઇને મને નવાઇ તો જરૂર લાગી હતી—'

'નવાઇ! ફક્ત નવાઇ જ? મનમાં ચીડાયા છો પણ ખરા વળી! જતી વખતે તમે સાફ સાફ કહ્યું હતું, તે હું ભૂલી ગઇ નથી ને આ જીંદગીમાં કોઇ દિવસ ભૂલી શકીશ પણ નહીં! તમે કહ્યું હતું કે મારા જવાથી તમે સુખી થશો, પણ દુઃખી તો નહીં જ થાઓ, ને—ને—ને વળી-ના, એ વાત હું મારી જીભ ઉપર પણ લાવી શકતી નથી!

પણ શું કરું મારો બાયડીનો અવતાર છે ને તે પણ આ દેશની બાયડી. તમે જે ગુજારશો તે બધું ય મારે સહન કરવું પડશે. ને તે સહન કરતાં કરતાં વળી તમારી સેવાચાકરી પણ કરવી પડશે!' બોલતી બોલતી વરૂણા એકાએક ઉઠીને બહાર ચાલી ગઇ. કિરણે માત્ર એકવાર એની તરફ જોયું પણ કાંઇ બોલ્યો નહીં. ચૂપચાપ તે ધીમે રહીને ઉઠયો અને બાથરૂમમાં જઇ હાથમોઢું ધોયાં ને કપડાં બદલી વળી કોચ ઉપર આવી બેઠા. એક નોકરે સફેદ કપડું બિછાવેલ એક નાનું ટેબલ લાવી સામે મૂક્યું. એક રકાબીમાં થોડું ખાવાનું લઇને વરૂણા અને તેની પાછળ એક નોકર એક 'ટ્રે'માં ચા દુધ, સાકર, રકાબી પ્યાલા ચમચા વિગેરે લઇને ઘરમાં દાખલ થયો. રકાબી કિરણની સામે ટેબલપર રાખી દઇ વરૂણાએ એક પ્યાલો ચાનો તૈયાર કર્યો. ને તે મૂંગે મોઢે ટેબલપર મૂક્યો ને પોતે બાજુમાંજ એક બીજી ખુરશી પડી હતી તેના પર બેસી ગઇ.

કિરણે પૂછ્યું-'તારે કાંઇ ખાવું નથી?'

'ના, મને ભૂખ નથી. તમે ખાઓ. થાક્યાપાક્યા આવ્યા છો.'

'પણ એક કપ ચા તો—'

'ચા'-કહી વરૂણાએ 'ટ્રે' સામું જોયું'

'નોકર કરી આપશે. બૉય!'

બૉયે આવી સલામ કરી. હુકમ મળતાં એક કપ ચા બનાવી કપ તેણે વરૂણાના હાથમાં આપ્યો.

કિરણે પૂછ્યું—'છોકરાઓ ક્યાં છે?'

'ટોમને રાજુ ક્યાંક બહાર તેડી ગયો છે. જીમને તો આ લખિયા આટલામાં જ તેડીને ફરતી હશે-જોઇ આવું.'

'ના, ના, તું બેસ. ચા-તો પી લે પહેલાં. લખિયા આવશે ત્યારે વાત. છોકરાંઉ છે તો મઝામાં ને?'

'હા.'

ચાના બેએક ઘુંટડા પી વરૂણાએ પતિ સામુ એકવાર જોયું. થોડી વાર જોઇ રહી પછી બોલી: 'તમે બહુજ સૂકાઇ ગયા દેખાઓ છો. કાંઇ માંદા-બાંદા તો નહોતા પડ્યા ને?'

'ના માંદો-બાંદો તો કાંઇ નથી પડ્યો. પણ-હા-મન તો ઠેકાણે નહોતું-થોડા દિવસ થયાં ઉંઘ પણ બરાબર આવતી નથી. તું પણ બહુજ સૂકાઇ ગઇ દેખાય છે તે—'

'એ તો કાંઇ નથી' કહી વરૂણાએ મોઢું ફેરવી લીધું. એની બે આંખો આંસુથી છલોછલ ભરાઇ આવી. વેગ સંભાળવો મુશ્કેલ જણાવાથી તે તરત જ ઉઠીને બહાર વરંડામાં જઇ ઉભી. એક હાથમાં ચાનો પ્યાલો હતો ને બીજે હાથે સાડીના છેડાથી આંખો લૂછી; પણ આંસુનો વેગ કેમેય ખાળ્યો ખળાતો નહોતો. વરંડાને આંટો મારી વરૂણા બીજે રસ્તે બાથ-રૂમમાં ગઇ. આંખો ઉપર થોડીક પાણીની છાલકો મારી ટુવાલ લઇ મોઢું સારી રીતે લૂછ્યું, ને પછી ધીરેધીરે વળી પાછી દીવાનખાનામાં આવી. કિરણે તે વખતે નાસ્તો પૂરો કર્યો હતો. ખાવાની રકાબી ને ચાના પ્યાલા બધું ત્યાંથી ઉપાડી લઇ બૉય સીગારેટની ડબ્બી તથા રાખ-દાની ash-tray) ને દિવાસળીની પેટી રાખી ગયો. કિરણે એક સિગારેટ સળગાવી. વરૂણાએ બારણા પાસે જઇ ઉંચે સાદે હાક મારી: 'લખિયા!'

લખિયા બાળક જીમને લઇને દીવાનખાનામાં આવી; ને હસતે મોઢે સાહેબ પાસે જઇને ઉભી રહી.

કિરણની છાતીમાં એક ઉંડો નિસાસો ભરાઇ આવ્યો; તે દબાવી રાખી તેણે બાળક તરફ હાથ લંબાવ્યા. બાપનું હેત બરોબર ન જોયું તેથી કે પછી બીજા કોઇ કારણે શિશુ કેમ જાણે એકીટસે પિતા સામું જોઇ જ રહ્યો. હાથ લંબાવતાં બાળક પાછો ફરી લખિયાની કોટે વળગી પડ્યો. વરૂણાએ કહ્યું-'જા, એને લઇ જા હમણાં અહીંથી.'

વરૂણા બેઠીજ રહી, કાંઇ બોલતી નહોતી, છતાં ફરીફરીને વારે વારે તે કિરણ સામું જોયા કરતી હતી. બે વાર ત્રણ વાર એમ

કર્યું. કિરણ મનમાં ને મનમાં અકળાવા લાગ્યો. એને વચ્ચે વચ્ચે એમ થયા કરતું હતું કે આ નિરવ શાંતિ કોઈ મોટા વાવાઝોડાંનું પૂર્વ-લક્ષણ તો નહીં હોય ને? તેણે વિચાર કર્યો કે થોડીવાર બહાર ફરી આવવું ઠીક થશે. ઉઠું, ઉઠું કરી ઉઠવા જતો હતો, એટલામાં વરૂણા બોલી: 'શરીર સારૂં નથી, કોઈ ડોકટરને દેખાડયું હતું?'

'ના-શરીર તો એવું કાંઈ બગડયું નથી ને.'

'કહેતા'તા ને કે ઉંઘ નથી આવતી?'

'બે ચાર દિવસ ઉંઘ નહોતી આવી, પણ ગઈ બે રાત ઉંઘ સારી આવી ગઈ હતી.'

'ક્યાં ગયા હતા? કલકત્તે?'

'ના.'

'ત્યારે ક્યાં? કાશી? ના, મુંબઈ?'

કિરણ બોલ્યો: 'ના, હું ત્યારે જરા બહાર ફરી આવું. એક ચક્કર કારખાના સુધી-'

'પણ તમે ત્યારે ક્યાં ગયા હતા? સાંભળ્યું કે તમે છ સાત દિવસ થયાં અહીંથી ગયા હતા, ક્યાં જવાના હતા તે પણ કોઈને કાંઈ કહી ગયા નહોતા.'

'ના.'

'ક્યાં ગયા હતા?'

'દેશમાં.'

'દેશમાં! દેશમાં-ક્યાં?' વરૂણાએ ચમકીને ઉંચું જોયું. એની આંખો ને એનો આખોયે ચહેરો લાલચોળ થઈ ગયો.

'ક્યાં વળી? અમારે ઘેર.'

'ઘેર! ઘેર? અચાનક ત્યાં જવાનું શું કામ પડયું?'

'કામ? કેમ પોતાનું ગામ ઘર-બાર-'

'આજ અચાનક દેશ ને ગામ તરફ આટલી બધી મમતા ઉભરાઈ આવી? આટલાં વરસોમાં તો કોઈ દિવસ ભુલથીયે દેશનું નામ

જીભ ઉપર પણ આવ્યું નહોતું. દેશ, ગામ, ઘર-બાર એ બધું તમારે કયાંય કાંઇ હશે એવું તો આંખને ઇસારે પણ કોઇ દિવસ જણાવ્યું નહોતું ને ?'

'જણાવ્યું નહોતું-હા તે બની શકે છે, પણ તેથી તેં એમ પણ નહીં ધારી લીધું હોય કે મારા જેવું એક જાનવર ધરતી ફાડીને આપોઆપ નીકળી આવ્યું હશે કે આકાશમાંથી પાંખોવાળું કોઇ પ્રાણી ધરતી ઉપર આવી પડયું હશે.'

'કાંઇ નહીં તો એટલું તો ધારી લેવાનાં કારણો ઘણાંય મળ્યાં હતાં કે તમારો દેશ ને તમારૂં ગામ કયાંક હશે પણ ત્યાં તમારૂં કોઇ સગુંસંબંધી નથી. ને એ હિસાબે આકાશ-માંથી નહીં આવી પડયા હો તો પણ ભોંય ફાડીને-'

'ખબરદાર, મોઢું સંભાળીને બોલતી જા વરૂણા ! મારા બાપ દાદાનો દેશ, ગામ ને મારા કુળનું અપમાન થાય એવી કોઇ વાત ખબરદાર કોઇ દિવસ કરી છે તો. મોટા શહેરમાં રહીને આજ હું ભલે ગમે તેવો મોટો માણસ બની ગયો હોઉં પણ આખરે તો બંગાલીનો દીકરો ને ? આવો કોઇ એક દેશ કે ગામ તારા બાપનુંયે એક દિવસ હતુંજ. કુળ અને ખાનદાનીની બાબતમાં મારા પિતા કરતાં તારા પિતાનું કુળ જરાય ઉંચું નથી.' ગુસ્સાથી આંખો લાલ-ચોળ કરી કિરણે વરૂણા સામું જોયું.

અચાનક આમ આક્રમણ થતાં વરૂણા જરા હેબતાઇને ભોંઠી પડી ગઇ, પણ એમ એ પણ ગાંજી જાય તેવી નહોતી. તરતજ બરા-બર કિરણ સામું જોઇ તે બોલી-'એવો સારો તમારો દેશ, એવું સારૂં તમારૂં ગામ ને આવું ખાનદાન કુળ તમારૂં હતું તો આટલા દિવસ તો તમે અમને એમાંનું કાંઇયે આંખને ઇસારેયે જણાવ્યું કેમ નહીં ?'

'ચાહી-ચાલીને કોઇને કાંઇ કહેવા જવાનું પ્રયોજન મને ન લાગ્યું. એ બધું પ્રથમથી જાણી લેવાની તારા બાપની ફરજ હતી કે જેણે મને કન્યા-દાન કર્યું-'

'કન્યા-દાન !-દાન કર્યું' ! લગ્ન કરી આપ્યાં એમ કહો ! હું કાંઈ જડ વસ્તુ કે વેંચાયલી દાસી-ગોલી નથી કે મારૂં દાન કોઈથી કરી શકાય.'

જરા મોં મચકોડી કિરણે કહ્યું-'હિંદુ લગ્નવિધિમાં વરને કન્યાનું દાનજ કરવામાં આવે છે. તું ભણેલી ગણેલી હોવાનો ફાંકો રાખે છે પણ લગ્ન વખતે જે મંત્રો પુરોહિત બોલતો હતો તેના અર્થ પણ તું નહોતી સમજી ? ને વળી મારા પિતા, દાદા ને પર દાદાનાં નામ ને ગોત્ર બોલાયાં હતાં તે પણ તેં તારે સગે કાને સાંભળ્યાં હતાં કે નહીં ?

વરૂણા-'એ બધી બહારની ફોરમેલીટી ( formality ) હતી, એવી બાબતોની મેં 'કેઅર' પણ કરી નહોતી ! હું તો એટલું જ જાણતી હતી કે હું એક સ્ત્રી છું ને મારાં લગ્ન મારાજ મનમાનીતા એક પ્રેમપાત્ર સાથે થાય છે, બસ એટલું જ. એ પ્રેમપાત્રના પિતા, દાદા, કે પરદાદા એમની સાથે મારે શું સ્નાનસૂતક ? એ કોઈ હોય કે ન હોય તેથી કશુંયે જતું આવતું નથી.'

'પણ એ બધા હતા ને બધાયને હોયજ. ને તારા એ મન-માનીતા પ્રેમ પાત્રનો જન્મ એમનાજ લોહી-માંસમાંથી થયો હતો. ને તે સંબંધ કોઈ એકદમ તોડીફોડી ફેંકી વિસરી જઈ શકે નહીં.'

'પણ તમે તો એમજ કર્યું હતું.'

'કર્યું હતું-એમજ કરી શકાયું હોત તો લગ્નટાણે એમનાં નામો હું ન બોલત, સાહેબ લોકોની માફક ફક્ત મારૂંજ નામ બોલત. તે જે હોય તે. હવે તો જાણ્યું ને કે મારો એક દેશ-મારૂં એક ગામ છે, ને ત્યાં મારા પોતાનાં નિકટનાં સગાંસંબંધી પણ કોઈ છે, મા છે, ભાઈ બ્હેન છે-'

'ને સ્ત્રી પણ છે એમ કાં નથી કહેતા ? મા, ભાઈ, બ્હેન કરતાંયે વધુ નિકટની સગીને કદાચ હવે મારાથી પણ-'

'કોઈથી વધુ નિકટની હોય કે ન હોય, મારે બીજી એક સ્ત્રી છે, એ સત્ય વસ્તુનો તમે લોકો પણ અસ્વીકાર કરી શકો તેમ નથી ને હું પણ કરી શકું તેમ નથી.'

'પણ આટલા દિવસ તો તમે એમ કર્યું જ. આજે પકડાઇ ગયા, છાનું ન રાખી શક્યા ત્યારે સતા થવા નીકળ્યા એમાં તમે બહાદુરી નથી કરી.' માણસ જેવા માણસ હોત તો શરમના માર્યા તમે આજ ઉંચું મોઢું ન કરી શક્યા હોત, ઉલટું 'ચોરી માથે શિરજોરી' જેવું કરી રોફ મારી તમે આમ તડા-તડ વાતો ન કરી શકયા હોત!

'શરમાઇને નીચું મોં કરવા જેવું મારે કાંઇ પણ કારણ નથી. હોય તો તે તારા બાપને છે. જેણે ભૌતિક સુખની આશાએ ને મારૂં ભવિષ્ય ઉજળું છે એમ સમજીને બીજી કાંઇ પણ તપાસ કર્યા વિના તને મારા હાથમાં સોંપી દીધી.'

'પણ તમે-તમે શું મોઢું લઇને લગ્ન કરવા આવ્યા હતા?'

મેં કોઇની પાસે કાંઇ માગ્યું નહોતું. સંબંધનો પ્રસ્તાવ પ્રથમ મેં નહોતો કર્યો, પણ એમણે કર્યો હતો'

'પ્રસ્તાવ કોણે પહેલો કર્યો હતો તે હું નથી જાણતી. પણ તમે તમે-આજ તમને યાદ નહીં આવતું હોય-બધું ય ભુલી ગયા. તમે મને ચાહો છો એમ કહી તમે મને છેતરી—'

બે હાથ વડે મોઢું ઢાંકી દઇ વરૂણા રડી પડી. હવે જરા કોમળ સાદે કિરણે કહ્યું-'મેં તને છેતરી નથી વરૂણા. તે વખતે ખરેખર હું તને ચ્હાતો હતો. તું મારા મનમાં ખૂબ વસી ગઇ હતી. પણ તારા બાપુજી જો બહુ તાણ કરી મને આપવા ન આવત તો હું મારી મેળે લગ્નનો પ્રસ્તાવ નજ કરત.'

રડતી રડતી વરૂણા બોલી-'ચ્હાતા હતા? મનમાં ખૂબ વસી ગઇ હતી? ખરેખર ચ્હાતા હતા? ખરેખર તમારા મનમાં હું ખૂબ વસી ગઇ હતી? ત્યારે આજે એ પ્રેમ બધોય કયાં અલોપ થઇ ગયો? આજ કેમ હું તમને ગમતી નથી? મારો શું અપરાધ થયો છે? અપરાધ કાંઇ કર્યો હોય તો પણ હું બાયડીની જાત છું, તમારી પરણેતર છું-તમે માફ ન કરી શકો?'

કિરણે ઉઠી વરૂણાનો હાથ પકડી તેને પોતાની પાસે કોચ ઉપર બેસાડી તેનાં શરીર પર ને માથા પર હાથ ફેરવતો ફેરવતો બોલ્યો–'હવે એ વાત યાદ કરવાથી કાંઇ લાભ નથી વરૂણા ! માફી–તું મારી સ્ત્રી છો, ગમે ત્યારે ગમે તે અપરાધ તું કરે તો પણ માફી આપવી એ મારી અનિવાર્ય ફરજ છે. પણ મારે કાંઇ એવી માફી આપવા જેવું છેજ નહીં ને તેં કાંઇ એવો અપરાધ પણ કર્યો નથી. ખરી રીતે તારે જ મને માફી આપવાની છે. ને તે પ્રમાણે તારે વર્તવાનું છે. જે બનવાનું હતું તે બની ગયું. એ વાત વારે વારે યાદ કરી મહાભારત જમાવવાથી હવે કાંઇ લાભ નથી. ખાલી કલેશ થશે. તને પણ ને મને યે પણ !

'પણ–પણ તમે તો ગયા હતા ને ! ને ગયા હતા વળી એની–એની પાસે—'

'ગયો હતો, તેમાં શું થઇ ગયું ? તું હૈયે ધારણા રાખ કે તે કોઇ પણ જાતનો હક દાવો કરવા અહીં આવશે નહીં.'

'પણ તમે–તમે તો જશો ને ? કદાચ જ્યારે ત્યારે થોડે થોડે દિવસે મને અહીં પડતી મૂકી, ત્યાં જઇને રહેશોને એની સાથે—'

'પતિપત્નીનો કોઇ સંબંધ અમારી વચ્ચે નહીં રહે–એ તું મારા ઘરમાં સ્ત્રી થઇને રહીશ તો—'

'પણ છતાંય તમે જશો તો ખરાને ?'

'જઇશ ખરો કોઇ કોઇ વાર. શા માટે ન જાઉં ? મા છે. ભાઇ બ્હેન છે—'

'આટલા દિવસ પણ એ હતાં. આ પાંચ છ વરસ—'

'મેં એમની સંભાળ નથી લીધી એ ખરૂં. મારૂં એ વર્તન નિર્દય જંગલી પશુ જેવું હતું. પણ ના, હવે તેમ કરી શકું તેમ નથી, વરૂણા.'

'પણ–પણ—'

'પણ–તું શું કહેવા માગે છે ? સુરબાલા ત્યાં છે એમ ને ? તે શું કરૂં ? તે ત્યાં રહેવાની જ. એ મારી મા, મારાં ભાઇ–બ્હેનને છોડીને ક્યાંય જાય તેમ નથી, પણ હું તને કહી ચૂક્યો ને કે–'

'ગમે તે કહો તમે, આ વખતે પણ તમે ત્યાં ગયા હતા તે પણ એની તરફના ખેંચાણથી જ ને? કદાચ-કદાચ-હું ચાલી ગઇ હતી તેથી એને તેડી લાવવાજ ગયા હશો-' કહી વરૂણાએ પતિ સામું જોયું ને તેના ચહેરા ઉપર જરા ઝાંખપનો ભાવ જોતાં બોલી- 'હા-એટલા માટેજ ગયા હતા! કહો-કહો, ચોખ્ખે ચોખ્ખું કહી દીઓને, સાચેસાચું કહોને, કે એટલા માટે જ ગયા હતા!'

જરા ખખાડા કરતો અચકાતો અચકાતો કિરણ બોલ્યો-'વાર કે એટલા માટે જ ગયો હોઉં, તો એમાં એવડો તે શો મોટો ગુન્હો થઇ ગયો વરૂણા? તું તો સાફ સાફ સંભળાવી ગઇ હતી કે મારી સ્ત્રી તરીકે રહી હવે તું મારૂં ઘર માંડવાની નથી.'

'ત્યારે કહો કે હું તમારી કાંઇ સગી નથી. હવે, એ જ છે બધુંય! એની સાથે જ રહેવું છે તમારે. ને મને અવગણવી છે. એ-તેથીજ-તેથીજ મને જોઇને ચમકી ગયા! ધાર્યું કે આ બલા વળી ક્યાંથી આવી પડી!'

'વળી શા માટે એ અણગમતી વાત છેડે છે, વરૂણા?'

'અણગમતી! અણગમતી છતાંયે સાચી તો ખરીજ. ને બધી વાત સાફ-સાફ કહેવી સારી. ઉઃ! આટલા કઠોર-આટલા નિર્દય છો તમે! ને હજીયે આ છેતરપીંડી! બાપુજીને વચન દીધું હતું-?-'

'વચન? ના, કોઇપણ જાતનું વચન મેં એમને આપ્યું નથી.'

'નથી આપ્યું? જુઠું બોલો છો? કાંઈ નહીં તો એટલું તમે એમને જરૂર ચોખ્ખે ચોખ્ખું સમજાવ્યું હતું કે, એની સાથે તમે કોઇ પણ જાતનો સંબંધ રાખવાના નથી.'

'તું જો પાછી આવે તો, એ સંબંધ કાંઇ નહીં તો વધુ ગાઢ નહીં થાય એવું એ સમજ્યા હશે.'

'જો હું પાછી આવું?! જો આવું?! ત્યારે મારૂં પાછું આવવું તમને ગમતું નહોતું ખરૂં ને? આવી પડી છું-તેથી સાર-માણસાઇને ખાતર ફક્ત તેની સાથે તમે સંબંધ રાખવાના નથી, અથવા રાખી

શકશો નહીં? પણ ખરું જોતાં તમે તલસો છો એને–મને નહીં, ઉઃ! હું કયાંથી પાછી આવી–શા માટે આવી! ના, નથી ખમાતું મારાથી–નથી ખમાતું, નથી ખમાતું–રે–હું અહીં રહી શકીશ નહીં!'

'ધીરી પડ, ધીરી પડ! જરા શાંત થા વરૂણા! ખાલી ખાલી શા માટે—'

'ના, છોડો મને, છોડી દીઓ મને! હું તમારી કોઇ યે લાગી નથી. શા માટે અહીં રહું ત્યારે? ઉઃ! શું થયું આ! શું ગુજરી આ મારા ઉપર? ના, છોડો, છોડો મારાથી નથી ખમાતું!'

જોરાવરીથી હાથ છોડાવી વરૂણા ઝડપભેર ત્યાંથી ચાલી ગઇ, કિરણ થોડીવાર જડવત્ બેસી રહ્યો. પછી કપડાં પહેરી બહાર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૪ મું

### ઇર્ષ્યાનલ

રાતે લગભગ આઠ વાગે કિરણ ઘેર પાછો આવ્યો, ત્યારે તેણે નોકરો પાસેથી સાંભળ્યું કે 'મે'મ સાહેબ દરવાજો બંધ કરીને સુઇ રહ્યાં છે, બહાર નીકળ્યાં નથી. કોઇએ એને બોલાવી ઉઠાડવાનું સાહસ પણ કર્યું નહોતું. કિરણે બહારથી સાદ કર્યો, ને બારણાં ઉપર થોડાક ટકોરા માર્યા. વરૂણાએ બારણાં ઉઘાડી બહાર આવીને કહ્યું: 'જાઓ જમવાનું તૈયાર હશે, જમીને ઉંઘી જજો.'

'ને તું?'

'હું આ બાજુના ઓરડામાં સુઇશ.'

'જમવું નથી?'

'ભૂખ નથી લાગી, માથું ચડયું છે.'

કિરણની બાજુમાંથી નીકળી વરૂણા સામી દિશામાં આગળ ચાલી ગઇ.

કિરણ બોલ્યો–'શા માટે આવાં વેલાં કાઢે છે વરૂણા? ચાલ હું બાજુના ઓરડામાં સુઇ જઇશ. તું અહીંજ સુઇ રહેજે. પણ જમવું શા માટે નથી?'

'કહ્યુંને કે મને ભૂખ નથી લાગી, માથું ચડયું છે?'

'એ બધાંય બ્હાનાં છે. તને રીસ ચડી છે–એવાં તો કેટલાંય રીસામણાં મનામણાં આપણાં થયાં જ કરે છે. એમ કાંઇ જમ્યા વગર ચાલે? ચાલ, ચાલ જે ભાવે તે બે કોળીયા ખાઇ પછી સુઇ જજે. ચાલ ડાહી છોને!'

હાથ પકડી કિરણે વરૂણાને પોતાની પાસે ખેંચી લીધી. રડતી આંખે વરૂણાએ એની છાતી પર માથું ઢાળી દીધું, ને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. એના માથા ઉપર ધીમે ધીમે હાથ ફેરવતાં કિરણે કહ્યું–'આ જો વળી? કેવી ગાંડી છો તું! આ બધાય નોકરચાકરો આ બધું જુએ તે કેવું લાગે કહે જોઉં? એ લોકો શું ધારે? શેરીમાં જઇને વાત કરશે. આવડા મોટા ઘરની તું ધણીયાણી, બધાય તારી મશ્કરી કરશે. છિઃ!'

હજુ એનું માથું કિરણની છાતીએ જ હતું. બે હાથ પતિના ગળામાં નાખી તેને વળગી પડી ને એમજ રડતી રડતી વરૂણા બોલી–'તમે–તમે જવાના જ ને! વળી પાછા જવાના! કયારે જશો?–'

'ગાંડી રે ગાંડી! બસ એજ વાત મનમાં ઠાંસી રાખી છે. આજને આજ કંઇ થોડો જ જાઉં છું. હજુ આજે તો ચાલ્યો આવું છું.'

'પણ વળી પાછા જશો તો ખરાને–મહિના પછી કે બે અઠવાડીયાં પછી પણ વળી પાછા જશો–'

'એમ પણ કાંઈ બને ખરૂં? ગાંડી! હું પારકાની નોકરી કરૂં છું, તને ખબર છે ને?'

'ત્યારે કયારે જશો?'

'તે હમણાંથી કેમ કહેવાય? કદાચ વરસે દોઢ વરસે પણ જવાનું બને. મા જો કોઇ વાર લખે અથવા એમનું શરીર માંદું

સાજું થાય એવા કાંઇ ખબર આવે તો ગયા વગર કોઇ ચાલે? તું જ વિચાર કરી જો. ચાલ, બેસ, બેસ અહીં. આમ અહીં ઉભી રહેવાં–એને શરીર આખું તારૂં કેવું ધ્રૂજે છે. ક્યાંક ચકરી આવશે તો પડી જઇશ, બેસ, અહીં આવ.'

એક નાનો કોચ બારણાં પાસેજ પડયો હતો. તેના પર વરૂણાને બેસાડી કિરણ પોતે પણ પાસે બેઠો. રડવાનો વેગ કાંઇક દબાવી રાખવાનો પ્રયત્ન કરતી વરૂણા બોલી–'તો તમે મને વચન આપો કે તમે જશો ત્યારે મને અહીં એકલી નહિ રાખી જાઓ. મને પણ સાથે લઇ જશો?'

'જો, જો, વળી પાછું તું શું બોલે છે તેનું તને ભાન છે કાંઇ? તું વળી ત્યાં કયાં મારી સાથે આવીશ? ત્યાં તો નાનું માટીયાર ખોરડું, ચારે કોર જંગલ, પાણી, કાદવ, જળો ને બીજાં જંતુઓ–તું ત્યાં અરધો કલાક પણ નહીં રહી શકે. એક મીનીટ ઉભી પણ નહીં શકે.'

'પણ તમે તો જશોને?'

'હું જઇશ–તે મારો તો જન્મ પણ ત્યાંજ થયો છે ને!–એ ગામડીયા ઘરમાં, જંગલમાં ને કાદવ–કીચડમાંજ હું ઉછરી ઉઝરીને મોટો થયો છું ને! મને તો ટેવ પડી ગઇ છે. પણ તારાથી એ બધું કેમ સહેવાશે? આપણા બંગાલ દેશનાં એ બધાં ગામડાં, ને તેમાં ચોતરફ જંગલથી ઘેરાયેલાં ઘર–બાર, તેં કોઇ દિવસ આંખે પણ નહીં જોયાં હોય.'

'ના.'

'મનમાં જરા વિચાર કરીને અનુમાન પણ નથી કરી શકતી કે એ કેવી બુરી દશા હશે? માણસો ત્યાં કેમ રહેતાં હશે?'

'એક વાર નજરે જોઇ આવવું છે.'

'એમાં જોવા જેવું કાંઇજ નથી વરૂણા! જઇને તેની તેજ ઘડીએ વળી પાછું તને લઇને અહીં પાછું ફરવું પડશે.'

'ના, એમ નહીં કરૂં, બે ચાર દિવસ ગુજારો કરી લઇશ. શા માટે હું એટલુંયે ન કરી શકું?'

'પણ એક બીજી વાતનો વિચાર કર્યો વરૂણા? ત્યાં સુરબાલા છે-' વળી પાછી વરૂણા રડી પડી, રડતી રડતી બોલી-'એ શા માટે ત્યાં રહે છે? તમારી સાથે એને હવે કાંઇ સંબંધ તો નથી. ત્યારે-ત્યારે-'

'શું કરૂં વરૂણા? એ ત્યાંજ રહેવા માગે છે, તેથી તે ત્યાં રહે છે. એનો બાપ પૈસાદાર છે-છતાંયે દુઃખ કલેશ સહન કરીને પણ તેને મારી મા પાસેજ રહેવું છે, ને તેથીજ ત્યાં તે રહેવા માગે છે. શા માટે એ એમ કરે છે તે એ જાણે. હું તો એને એમ કહી શકું નહીં કે, 'ના, જા તું અહીં રહેજે માં, ચાલી જા તારા બાપને ઘેર.'

'પણ તમે જ્યારે ત્યાં જાઓ-'

'ત્યારે પણ એમ શું મોઢે લખું કે એને થોડા દિવસ એના બાપને ઘેર મોકલી આપો? મારો એવો કોઇ હક પણ છે ખરો કે?'

વરૂણાએ એક નિસાસો નાંખ્યો. કિરણે કહ્યું-'તું, ચિંતા કર માં વરૂણા! હું એને અહીં બોલાવું તો પણ એના ખોળીયામાં પ્રાણ છે ત્યાં સુધી તે મારી સ્ત્રી તરીકે રહેવા રાજી નહીં થાય. કારણ કે તે એમ સમજે છે કે તારા હકથી વધારે તેનો કોઇ પણ જાતનો હક મારા પર હોઇ શકે નહીં.'

'પણ છતાંયે હક તો ખરોજને. ને વળી-ને વળી-પહેલાં તો એનેજ પરણ્યા હતા ને?'

'એ ખરૂં, પણ તારે ખાતર એણે એ પોતાનો હક છોડી દીધો છે, ને તે છોડી દઇનેજ રહેવા માગે છે.'

'દીઠે ખૂબ રૂપાળી છે?'

'ના, તારી સાથે એની સરખામણી કોઇ બાબતમાં પણ ન થાય.

કિરણના મોં પર આછું હાસ્ય ખેલી ગયું. તેણે તે વરૂણા ન જુએ તેમ દબાવી દીધું.

'સારૂં ભણી ગણી છે?'

'ના, થોડું ઘણું સાધારણ ઘરમાં શીખી હતી.–સાંભળ્યું છે કે બંગાલી અને સંસ્કૃત—'

'ગાતાં જાણે છે ?'

'ઘણું કરીને નથી જાણતી. કોઇ દિવસ સાંભળ્યું તો નથી.'

વરૂણાએ એક નિસાસો નાંખ્યો. છેવટે ધીમે રહીને બોલી–

'ને છતાંયે આજ તમારે મન એ મારા કરતાં વધુ માનીતી થઇ પડી છે. ને—ને—હું—'

'જો વળી પાછું એજ પુરાણુ આદર્યું ને ! એ બધી ગાંડી ઘેલી, વાતો શા માટે કરે છે વરૂણા ? ચાલ, ઉઠ, પહેલાં જમી લઇએ; પછી બધી વાત, ચાલ રાત પડી ગઇ છે, મોડું થયું છે. ચાલ જોઉં; ઉઠ જમીને પછી મને ચાર ગાયન ગાઇ સંભળાવજે. ચાલ તો.'

કિરણે હાથ વડે ખેંચીને વરૂણાને ઉભી કરી ને, એને ખેંચતો ખેંચતો પરાણે ભોજન–ગૃહમાં તેડી ગયો.

તુરતને માટે તો પતિપત્ની વચ્ચે સંધિ સ્થપાઇ. વરૂણાએ આ બાબત પાછી કાંઇ વાત ઉપાડી નહીં; કિરણ પણ પોતાના આચરણમાં આ બાબતની કોઇ ચર્ચા ઉઠે એવો પ્રસંગજ છેડતો નહોતો. સુરબાલા માટે એના હૃદયના એક ખુણામાં એને ગમે તેટલું દુઃખ થતું હોય તો પણ તે સમજી ચૂકયો હતો કે તેને વરૂણા સાથેજ ઘર–સંસાર ચલાવવો પડશે; ને તેથી આ સંસારમાં અશાંતિ જેમ ઓછી થાય તેવાજ પ્રયત્નો તેણે કરવા જોઇએ. વિવેક, આવ-કાર, માન, પ્રેમ, વરૂણા કયારે કેમ ઇચ્છે છે તેની એ બરાબર કાળજી રાખતો, ને તે પ્રમાણે તે તેને આપતો. અવકાશ મળતાં સાંજે એને લઇને બહાર ફરવા જતો; સાંજે કલબમાં ન જતાં દિવસનો મોટો ભાગ તે ઘરમાંજ વરૂણા સાથે વાતો કરવામાં વીતાવી નાંખતો, એની પાસે ગાયનો ગવડાવી સાંભળતો, છોકરાંઓને રમાડતો. વરૂણા પણ કાળજી ભરી સેવાથી ને સલુકાઈ ભરેલાં આચરણથી પતિને રાજી રાખવા બનતું કરતી હતી, વાતવાતમાં છેડાઇ પડતી નહોતી. પોતાના ખ્યાલો-ને બને તેટલા અંકુશમાં રાખીને ચાલતી હતી. પરણ્યા પછીના પ્રથમ

જીવનના દિવસોમાં જેવા સુખનો અનુભવ થયો હતો તેવું જ શાંત સુખી વાતાવરણ ઘણે અંશે ઘરમાં જણાવા લાગ્યું.

પણ પહેલાં પતિના પ્રેમમાં જેવો અંતરનો ઉમળકો વરૂણાએ ઝીલ્યો હતો, અનુભવ્યો હતો, તેવો તે હવે અનુભવી શકતી નહોતી, મેળવતી નહોતી; અથવા એને એમ લાગતું હતું કે એને એ મળતો નથી. કારણ કે તે અંતરમાં અનુભવતી હતી કે પતિનો પ્રેમ તે ગુમાવી બેઠી છે, એના હૃદયસિંહાસન ઉપરથી તેને ખસેડી મૂકી સુરબાલાએ એ સ્થાનનો કબજો લઇ લીધો છે. બીજો કોઇ ઉપાય–ઇલાજ નથી. વરૂણા સાથે રહીને જ ઘરસંસાર ચલાવવો પડશે તેથી, મનમાંનો સુરબાલા પ્રત્યેનો પ્રેમ દબાવી રાખી પોતાના તરફ ન છૂટકે પ્રેમ દેખાડી, સારી લાગણી દેખાડી, જાણે તેને રાજી રાખવાનો પ્રયત્ન પતિ કરી રહ્યા હોય ને, એવું વરૂણાને લાગ્યા કરતું હતું. વરૂણાએ એ પણ જોઇ લીધું હતું કે રાતની ઉંઘમાં પણ પતિના મનને શાંતિ નહોતી મળતી. ઉંઘમાં પણ સુરબાલાનું નામ એક–બેવાર એના મોંમાથી નીકળેલું સાંભળ્યું હતું, રૂપમાં તો સુરબાલા એના કરતાં ઉતરતી જ હતી–કળાકૌશલ્ય, ચતુરાઇ, ટાપટીપ, હાવભાવ, વેશભૂષા અને સુધરેલી ઢબથી બોલવુંચાલવું, આ ને આવા બીજા ગુણોથી પતિને આનંદ આપી શકાય ને ઉન્નત સુધરેલા આધુનિક સમાજમાં સર્વનું આકર્ષણ કરી માનભર્યું સ્થાન કોઇ સ્ત્રી પ્રાપ્ત કરી શકે એવો કોઇ ગુણ સુરબાલામાં નહોતો. કાંઇ નહીં તો એમની વાતચીતપરથી તો એવું જ અનુમાન થઇ શકે,–ને તેથી જ તો પરણ્યા પછી એ સુરબાલાને તજી–તરછોડી ચાલ્યા આવ્યા ને તેની સાથે લગ્ન કર્યાં ને, પણ હવે આજ–? ના, આજે ચક્ર ફરી ગયું છે. વરૂણાને પડતી મૂકી વળી પાછું સુરબાલા ઉપર જ એમનાં મનનું સંપૂર્ણ આકર્ષણ થયું છે. જે નશામાં વરૂણા પ્રતિ તે આકર્ષાયો હતો–હા તે એક નશો જ હતો. હવે તે નશો ઉતરી ગયો હતો, હવે એના દોષો, એની ખામીઓ, ત્રુટીઓ જ માત્ર પતિની નજરે પડતી હતી. ને વાતવાતમાં ચીડાઇ જઇ એ બધી ખામીઓ બતાવી, ટાણો પણ મારી લેતા હતા. ઘણીવાર કેમ જાણે

એક જાતની અવગણનાનો ભાવ એમના વર્તનમાં સાફ સાફ જોવામાં આવતો હતો. તેથી જ તે આ બધું સહન કરી શકતી નહોતી,–મનમાં દુઃખ થતું, રીસ ચડતી, ને તેથી વાતવાતમાં સામું બોલી કજીયો કરી નાંખતી. હા, એનામાં ખામીઓ ઘણી છે, પણ એવી ખામીઓ બીજામાં પણ ક્યાં નથી હોતી? એમના પોતાનામાં ક્યાં ખામીઓ નથી–ને પેલી સુરબાલા-એનામાં પણ શું કોઇ ત્રુટી કે ખામી નહીં હોય? એની સાથે ચાર દિવસ રહીને ઘર–વાસ કર્યો નથી, સંસાર માંડ્યો નથી તેથી એમને આજે એ ત્રુટીઓ–ખામીઓ નહીં દેખાતી હોય. ખાલી ચાર દિવસને માટે ત્યાં જાય છે–જોય છે કે એણે એક મહાન ત્યાગ કર્યો છે–ભોગ આપ્યો છે, ચરિત્રમહિમામાં તે ઘણી ઉંચી સપાટી પર છે. ત્યાગ? ભોગ આપ્યો છે? એમણે પોતે જ તો એને પહેલાં તજી દીધી હતીને! જે પોતાનું નથી, પોતાનું થવાનું નથી, જે કોઇ કાળે મળવાનું નથી, તેને તજી દેવું એ શું ત્યાગ કહેવાય? એ તો 'બળતું ઘર કૃષ્ણાર્પણ' અથવા ઇસપ નીતિમાંની પેલી શિયાળની 'દ્રાક્ષ ખાટી છે, એ કોણ ખાય!' ની વાર્તા જેવું નથી શું? પણ–પણ હવે તો એ એને પાછી સ્વીકારવા માંગે છે ને, તેડવા પણ ગયા હતા. છતાં તે કેમ ન આવી? કહ્યું કે એના કરતાં વરૂણાનો વધુ હક છે. વધુ? હા વધુ તો ખરોજ વળી? પણ છતાં–છતાં આવા હક્કની ખુલ્લે ખુલ્લી કબુલાત કેટલી સ્ત્રીઓ કરી શકે? ને એવા હક્કની પરવા પણ કેટલી જણીઓ કરે? એની મરજી હોત તો એ જરૂર આવી શકી હોત ને આ ઘરમાં આવી આખાયે ઘર–સંસારનો તે અનાયાસે કબજો મેળવી લઇ બેસી શકી હોત. પણ એમ ક્યાં પાલે પડ્યું હતું! એના આવ્યા પહેલાં તો પોતે અહીં આવી પહોંચી હતીને? પણ એને એ વાતની તો કંઇ ખબર નહોતી ને? હા, એણે જરૂર ત્યાગ કર્યો છે,–ભોગ આપ્યો છે ખરો! પણ એ એમ શાથી કરી શકી? તે શું પતિને ચાહતી નથી? ચાહતાં હજી શીખી નથી? હા. એ જ વાત ખરી હશે! એમ ન હોત તો તે આ ત્યાગ કેમ કરી

શકત ? આ ભોગ કેમ આપી શકત ?–પણ આવી હોત તો ખૂબ સુખ-સગવડમાં રહેત તો ખરીને ? એની પણ એણે ઇચ્છા કરી નહીં. કાંઇ નહીં તો એ સ્વાર્થી તો જરાય નથી. ને વળી એનો બાપ પૈસાદાર-મોટો માણસ છે–તો પણ તે બાપને ઘેર જતી નથી–આ ખડેર માટીયાર ઘરમાંજ જંગલમાં ને કાદવ-કીચડમાં ઘરડી સાસુની પાસે જ પડી રહી છે. હા, એ ત્યાગ તો જરૂર કહેવાય. જરૂર બહુ મોટો ત્યાગ કહેવાય ! ને તેથીજ પતિના મનનું ખેંચાણ એના તરફ થયું લાગે છે.

જ્યારે જ્યારે આ વિચારો મનમાં ઉઠતા ત્યારે કોઇ એક તીવ્ર જ્વાળા વરૂણાના હૃદયમાં વ્યાપી તેને પગથી તે માથા સુધી સળગાવી મૂકતી. જ્યારે પણ તે વિચાર કરતી ને અનુભવથી જોઇ પણ શકતી કે, ચરિત્રગુણમાં, સ્ત્રીત્વમહિમામાં, સુરબાલા એના કરતાં ઘણી મહાન-ઘણી ચઢીયાતી છે, ને એ ચઢીયાતી છે તેથીજ તેણે પતિનો પ્રેમ એની પાસેથી ખૂંચવી લીધો છે, ત્યારે એક અસહ્ય ઇર્ષ્યા-વિષનો પ્રવાહ એના આખાયે હૃદયમાં ભરપુર વ્યાપી જતો, છતાં બહુ પ્રયત્નપૂર્વક તે તેને દબાવી રાખતી હતી; કારણ કે, તે સમજી ચૂકી હતી કે, આ બાબત હવે વધુ ધમાલ કરવા જતાં પતિનો તેના પ્રત્યેનો અભાવો ઘટશે તો નહીં પણ ઉલટો વધશે. અભાવો અભાવો ! ના, અભાવો છે, એ જો કે બરાબર સમજવામાં ન આવતું હોય તો પણ ભાવ-પ્રેમ અગાઉના જેવો તો હાલમાં નથીજ, એ તો ચોખ્ખું દીવા જેવું જણાતું હતું. તેઓ ઘણી વખત લડયાં-ઝગડયાં પણ હશે. છેલ્લે છેલ્લે કજીયા પણ વધુ પ્રમાણમાં થતા હતા પણ તોયે-તોયે-તે એક જુદીજ પરિસ્થિતિ હતી. ત્યારે તે જાણતી હતી કે પતિ એ તેણીનો એકલીનોજ પતિ હતો. ને એમણે પણ-સુરબાલાનો એક વાર પણ વિચાર કર્યો હશે શું ? ના,-એવું કાંઇ-કે બીજા કોઇ ઉપર એમનું આકર્ષણ હોય એવો આભાસ સરખોયે-તેને કોઇ વાર થયો હોય એવું તો યાદ નથી. ગમે એટલું પરસ્પર લડયાં હશે-છતાં એ હતો ફકત તેનોજ પતિ; ને એ પોતે હતી તેનીજ એક માત્ર સ્ત્રી. વચ્ચે વચ્ચે બીજી કોઇ બાબતોમાં

એક બીજાને મન દુઃખ થયું હશે, મનમાં અંતર પડ્યો હશે-પણ તે આવી જાતનું અંતર નહોતુંજ, ને આજ કજીયો—લડાઇ નથી—ચડાભડી પણ નથી; હેત—મીઠાશ પણ એ વધારે રાખે છે પણ વચ્ચેનું આ અંતર તો એ હઠાવી શકતા નથી, પોતે પણ હઠાવી શકતી નથી. એ અંતરનું અસ્તિત્વ હોવાથી જ તે જે આ હેત મીઠાશ દેખાડે છે, તેમાં પ્રથમના જેવા આનંદનો મધુરો સ્પર્શ એ અનુભવતી નથી. ઉલટું જાણે એમ કરી એ તેને અનવરત ગ્લાનિજ આપ્યાં કરે છે. આ બધું તે કેટલો વખત—કેટલો વખત સહન કરી શકશે! છતાં હજુયે તે આ બધું સહી રહી છે. પણ ભવિષ્યમાં જો કોઇ એવી ઘટના ઘટે, કે જેથી સુરબાલા પ્રત્યેના પતિના અંતરના આ અનુરાગનું કોઇ પણ ચિહ્ન પ્રકટપણે એ જોઇ શકે, એનું નામ પણ કોઇ વખત માનપૂર્વક કે મમતાપૂર્વક કે સહાનુભૂતિપૂર્વક એમના મોઢામાંથી નીકળી જાય, તો તે તેનાથી કોઇ કાળે પણ સહન થઇ શકશે નહીં! આ હમણાં જે શાંતિ એમના સંસારમાં પ્રવર્તી રહી છે કે જે તે, તે પોતે અથાગ પરિશ્રમ લઇ જાણે પોતાની છાતી ચીરીને પોતાના જ રક્તને ભોગે શાંતિને જાળવી રહી છે, તે શાંતિ તે વખતે તો તે વધુ જાળવી શકશે નહીં. ત્યારે શું થશે? ત્યારે શું થશે?!!

કોઇ કાળે કોઇ પણ જાતનું દુઃખ સહન કરવા તે ટેવાયલી નહોતી. કોઇ ખ્યાલથી કે સ્વેચ્છાથી કે કોઇ મનના આવેશને વશ થઇ કોઇ પણ જાતનો સંયમ કે કલેશ એણે કોઇ દિવસ વેઠ્યો ન હોતો. ને બીજું, આ દુશ્ચિંતાની વેદના એના ચિત્તનું અવિરત મંથન કરી રહી હતી. સુરબાલા પણ તેને અવિરત યાદ આવ્યા કરતી અને એક જાતની તીવ્ર અગ્નિજ્વાળાથી તેનાં દેહ, મન, પ્રાણ પારાવાર પ્રજળી રહ્યાં હતાં. ને વળી આ વેદના, આ જ્વાલા, પતિનાં લુખ્ખાં વર્તનથી થતું મહાન દુઃખ, અથાગ પ્રયાસપૂર્વક મનમાં જ દાબી રાખીને સંસારમાં રહેવું પડતું હતું. પરિણામે મનની સાથે સાથે તેના શરીરનું સ્વાસ્થ્ય પણ લથડવા લાગ્યું. આહારની રૂચિ ઓછી થવા લાગી, ઉંઘ પણ બરોબર આવતી નહોતી ને તેથી શરીર રોજ રોજ નબળું—અધિકતર નબળું પડવા લાગ્યું.

---

## પ્રકરણ ૧૫ મું

### ઝંઝાવાત

મહિનો પૂરો થયો. કિરણને મહિને હજાર રૂપીયા પગાર મળતો હતો. તે ઉપરાંત હકથી, બોનસ વગેરે જે કાંઇ મળતું તે બધું વર્ષની આખરે હિસાબ થતો ત્યારે એક સાથે મળતું. ને એ બધું વરૂણાને નામે તે બેંકમાં જમે કરાવી દેતો હતો. પગારના રૂપીયામાંથી પ્રોવીડન્ટ ફંડ તથા વીમાના પ્રિમિયમ ને પોતાના હાથ ખરચ વગેરે માટે બસો રૂપીયા રાખી લઇને બાકીના આઠસો રૂપીયા ઘેર લાવી તે વરૂણાને સોંપી દેતો હતો. પણ આ વખતે માસની આખરે એણે ફક્ત પાંચસો રૂપીયા આપ્યા. વરૂણાએ પૂછ્યું: 'આમ કેમ? બીજા ત્રણસો રૂપીયાનું શું થયું?'

આજ એક મહા પ્રચંડ તોફાન થશે જ એ કિરણે ધારી જ રાખેલું ને તે માટે તે સંપૂર્ણ તૈયાર થઇને આવેલો હતો. ધીમેથી ઠંડે કલેજે તેણે જવાબ દીધો, 'દેશમાં મોકલ્યા.'

'દેશમાં?—દેશમાં મોકલ્યા? ત્રણસો રૂપીયા!'

'હા'

'ત્રણસો રૂપીયા પૂરા દેશમાં મોકલી દીધા! ને અહીં ફક્ત આ પાંચસોજ રૂપીયા? આટલાથી મારે ઘરખરચ કેમ ચલાવવો? આઠસો રૂપીયામાંયે જ્યાં પૂરૂં નથી થતું ત્યાં?'

'ગમે તેમ કરીને એટલામાંજ ચલાવવું પડશે. ફાલતુ ખર્ચ ઓછા કરી નાંખ.'

'ફાલતુ ખર્ચ?—હંમેશાં તમે આમજ કહ્યાં કરો છો!—ફાલતું ખર્ચ—નકામો ખર્ચ! હું શું ફાલતુ ખર્ચ કરૂં છું? કયું નકામું ખર્ચ છે મારૂં? કયું ખર્ચ મારે ઓછું કરવું?—કયું ઓછું થઇ શકે તેમ છે, તમે જ કહો?'

'એ હું કાંઇ કહી શકું નહીં, એ મારૂં કામ નથી વરૂણા! એમાં હું કાંઇ સમજતો પણ નથી. તું સમજીને જોઇ વિચારીને ઘરખરચ ચલાવ. આટલા રૂપીયામાંજ ચલાવવું પડશે.'

'ના, એ નહીં બને! આટલાથી નહીં ચાલે! મારે શું કરવું તમે કહો ?—નોકરોને રજા આપી દઉં ? હાથે રસોઇ કરૂં, વાસણ માંજું, કપડાં ધોઉં, ઘરમાં ઝાડું કાઢું ? ના, મારાં આ શરીરથી એ થઇ શકે તેમ નથી.'

'એટલું બધું કરવાની કાંઇ જરૂર પણ નથી! કેટલા માણસોનો આ તારો સંસાર ?—તું, હું ને આ બે છોકરાં. મહિને પાંચસો રૂપીયા કાંઇ ઓછા નથી. આના કરતાં ઘણી ઓછી આવકમાં પણ ઘણા બંગાળી ગૃહસ્થો સંપૂર્ણ સુખસગવડ ને આરામથી રહી ઘરસંસાર ચલાવે છે.'

'તે જે ચલાવતા હોય તે ભલે ચલાવે. જુનવાણી ઢબનો બંગાળી ગૃહ-સંસાર! ના, હું એ બધું શીખી નથી. જાણુતી નથી ને હવે 'પાકે ઘડે કાંઠા' ન ચડે. આ ઉમરે કોઇની પાસે શીખવા જવાની ઇચ્છા પણ નથી.'

'એટલી બધી નીચી સપાટીએ ઉતરવાની જરૂર પણ પડે તેમ નથી—જો એને નીચે ઉતરવું તું માનતી હો તો. એકાદ સાધારણ સાહેબી ઢબનો નાનો ગૃહસ્થાશ્રમ પણ આ પાંચસો રૂપીયામાં સુખેથી ચાલી શકે'.

'ના, એ ન ચાલે! ખાસ કરીને મારાથી એટલામાં નહીં ચલાવી શકાય! આઠસો રૂપીયામાં નથી ચલાવી શકતી તે પાંચસો રૂપીયામાં ક્યાંથી ચલાવી શકું ? ના, એ નહીં બને, મીસ્ટર રોય! પૂરેપુરા આઠ સો રૂપીયા કલદાર તમારે મને આપવાજ પડશે!'

'ક્યાંથી આપું ? હું તો મોકલી ચૂકયો—'

'મોકલી ચૂકયા!—શા માટે મોકલ્યા ?—મને પૂછ્યા વગર ? હું કેટલા 'સ્પેઅર' (Spare) કરી શકીશ, કેટલા નહીં કરી શકું એ જાણ્યા વગર શા માટે મોકલી આપ્યા ?—કોને મોકલ્યા ?'

વરૂણા લાલઘૂમ આંખો કરી કિરણ સામું જોઇ રહી.

' મા ને'

'મા ને! મા ને ?—ના પેલી સુરબાલાને ?'

દારૂણ ક્રોધના આવેશમાં પણ વરૂણાનો અવાજ કેમ જાણે કોઇ મર્મ—ભેદી વેદનાના ઉચ્છવાસથી લથડ્યો—થોથરાયો.

'ના, માને જ મોકલ્યા છે. સંસારની ધણીયાણી મા છે.—સુરબાલા નહીં. ખર્ચ-ખૂંટણુ એને (માને) જ મોકલાવાય—'

'પણુ આટલા બધા રૂપીયા શા માટે! ગામડા ગામમાં માટીઆર ખંડીયેરમાં રહે, જુવારનું ભડકું ને જાડા મોટા ચોખા ખાઇ જે ગુજરાન ચલાવે–તેને મહિને ખરચ તે વળી કેટલુંક લાગે?'

'હું એનો દીકરો છું. મહિને હજાર રૂપીયા મને પગાર મળે છે, ને તે ઉપરાંત વળી વરસની આખરે બીજી આવક પણુ છે. આ બધા ઉપર એનો કાંઇયે હક ન હોય? હું ફુલફટાક બની સાહેબી ઢબથી રહી મહિને આટ આટલા રૂપીયા ઉડાડું, ને એ બિચારી ગામડામાં રહી ગરીબાઇથી ઘરસંસાર ચલાવી દુઃખે પાપે બે કોળીયા ખાઇ જાડાં મોટાં કપડાં પહેરી દિવસો ગુજારે? ને તે ઉપરાંત મારો ભાઇ ને બ્હેન–એ પણુ છે–'

'સાફ સાફ એમજ કહોને કે પેલી સુરબાલા પણુ છે! મા, ભાઇ ને બહેનો–આજ અચાનક આ બધું હેત ઉભરાઇ આવ્યું છે કાં? જેનાં નામ પણુ કોઇ દિ' જીભ ઉપર આણ્યાં નહોતાં, મુઆં છે કે જીવતાં છે એટલી ખબર સુદ્ધાંયે નહોતી કાઢી, મેહેરબાની કરી ભિખારીને માણુસ આપે તેમ એ રૂપીયા સુદ્ધાંયે કોઇ દિ' મોકલ્યા નહોતા–'

'એ મેં આટલા દિવસ ઘોર અન્યાય કર્યો, તેથી જીંદગી–ભર એમ કર્યા કરૂં?'

"ના, એમ કરવાનું કોઇ કહેતું નથી. માણુસ હોય તે એમ કહે પણુ નહીં ને કહે તો વાજબી પણુ ન કહેવાય. આપવું હોય તો ભલે આપો, એમને ખાવાપીવાને પૂરતું થાય તેટલું. કેટલુંક ખરચ લાગી જાય ત્યાં? મહિનાના પચાસ- સાઠ–ને બહુ બહુ તો સો રૂપીયા. જે ખરચ લાગતું હોય, તે મને કહ્યું હોત તો હું જ મોકલી આપત. પણુ મને કાંઇ પણુ ન કહેતાં, મારી સલાહ લીધા વગર, મને વગર પૂછયે ગાછયે એકદમ ત્રણુસો રૂપીયા મોકલી આપ્યા–કે જે વધુ પડતા–હા ઘણાજ વધુ પડતા–વધુ પડતાથી પણુ વધુ કહેવાય!"

'જરા પણ વધુ પડતા નથી વરૂણા. હું માનું છું ને કાંઇ નહીં તો આ દેશમાં રહેનારા બધાયની એવી માન્યતા છે કે મારી આવકમાંથી ઓછામાં ઓછી આટલી રકમના હિસ્સાનાં મારાં મા–ભાઇ–બહેન કાયદેસર રીતે હકદાર છે.'

'ને, એવું ધારવાની કાંઇ જરૂર નથી–ધારી શકો પણ નહીં ! આ દેશનાં માણસો ? એમને જેમ માનવું હોય તેમ ભલે માને, પણ તમે એમજ માનશો ? આ દેશના એવા માણસ તમે ક્યારથી થઇ પડયા ?'

'હું આ દેશનુંજ સંતાન છું. આજ દિવસ સુધી ગમે તેવું ઉચ્છૃંખલ સ્વચ્છંદી જીવન ગુજાર્યું, પણ દેશના માણસોના રીતરીવાજ ને કાયદા–કાનુન ને રૂઢીઓની બધી હું ખબર રાખું છું. તું નથી રાખતી'.

'જરૂર પણ નથી મારે એવી ખબર રાખવાની ! એ બધાં તમારાં ખોટાં તૂત ને બ્હાનાં છે ? તમે કઇ જાતના માણસ છો એ શું હું આટલા દિવસમાં નથી જાણી શકી ? મા–ભાઇ–બહેનનો હક્ક ? કે ના પેલી સુરબાલાનો હક્ક ધારો છો મનમાં ને મનમાં ? એને તમારે મારી અર્ધોઅર્ધ ભાગીદાર બનાવવાની મતલબ છે ! એમ જ સાફ સાફ કહી નાંખોને.'

કિરણે ઉત્તર વાળ્યોઃ 'એમ હોત તો ત્રણસો રૂપીયા નહીં પણ બરાબર અર્ધોઅર્ધ પાંચસો રૂપીયા જ મોકલી આપત !'

'તે કેમ મોકલત ? હું અહીં કાંઇ એકલી નથી, તમે પોતે છો, આ બે છોકરાં છે. જરા ખર્ચનો ભાગે પડતો હિસાબ તો કરો. તમે અર્ધો અર્ધથી વધુ જ મોકલ્યું છે, ઓછું નથી મોકલ્યું ! ને તે તો તમે મોકલોજને, એ થઇ મોટી શેઠાણી, મોટો ભાગ તો એને જ દેવાય ને.'

કિરણઃ 'આ તો ખરી જ વળી. લગ્ન તો કર્યાં જ છે, જો એ કોર્ટમાં દાવો માંડે તો બરાબર અર્ધો હિસ્સો જ લઇ મૂકે.'

વરૂણાઃ 'વાહ, ભલે એમ કરે ! જોઉં તો ખરી તે કેવડી મોટી મહાત્યાગિનીની પુંછડી છે કે જેથી–જેથા એના પગમાં તમે લોટી પડી તમારી જાતને સુદ્ધાં વેંચી નાખી છે ! રાત ને દિવસ મનમાં ને

બહાર ખાલી એનું જ ધ્યાન ધર્યાં કરો છો !' વળી પાછો વરૂણાનો કંઠસ્વર ગુપ્ત રુદનના ઉચ્છ્વાસથી થોથરાયો.

કિરણ બોલ્યોઃ 'આવો આરોપ મૂકવાનું કોઈ પણ કારણ મેં તને આપ્યું નથી, વરૂણા !'

'રોજ એવાં એક નહીં પણ એકસો કારણો આપો છો ! હું કાંઈ સમજતી નથી શું ? તમે એમ માનો છો કે તમારી ઉપર ઉપરની ભલમનસાઈથી હું ભોળવાઈ ગઈ છું ? હું કીકલી છું કેમ ?'

કિરણ વિસ્મિત નજરે જોઈ રહ્યો. ભોંઠપનો ઝીણો આભાસ પણ એના ચહેરા ઉપર જણાયો. એ ભાવ તે પૂરેપૂરો છુપાવી શક્યો નહીં.

વરૂણાઃ 'તમે બરાબર સમજી શક્યા છો કે હું જે કહી રહી છું તે અક્ષરે અક્ષર સાચું છે. તમારા મનના ઉંડામાં ઉંડાં તળીયાં સુધી હું જોઈ શકું છું. તમે મારાથી કાંઈયે છુપાવી શકવાના નથી ! શકશો નહીં–શકશો નહીં–તેનું કારણ,–ના, હું વધુ કહેવા માંગતી નથી,– હું–હું–...' વરૂણા લગભગ રડવા જેવી થઈ ગઈ–ને તે બોલતી બોલતી અટકી ગઈ. મહામહેનતે તેણે પોતાના રુદનનો ઉચ્છવાસ ખાળ્યો; જરા વિસામો ખાઈ છેવટે તે બોલી–'જવા દો હવે એ વાત, વધુ ઝીણા જોડીશી કાંઈ લાભ નથી. લ્યો તમારા આ રૂપીયા–તમારી સુરબાલા સાથેના અરધા ભાગનું દયાનું આ દાન–હું એને મારા આ હાથથી નહીં અડકું. તમારે ઘરખરચ જેમ ચલાવવો હોય તેમ ચલાવો !'

'ઘરખરચ હું ચલાવું ? હું કેમ ચલાવું ?'

'જેમ ચલાવવો હોય તેમ ચલાવો. હું એમાં શું જાણું ?'

ભવાં ચડાવી કિરણ બોલ્યોઃ 'ત્યારે શું એક પગારદાર હાઉસકીપર (Housekeeper) રાખવો પડશે ? દર મહિને એને આપવાના પગારના રૂપીયા વળી વધારાના નકામા ખર્ચો નાખવા એવો તારો વિચાર છે ?'

'મારે કાંઈ વિચાર કરવા જેવું છે જ નહીં. હું કોણ કે આ બધી બાબતોનો વિચાર કરૂં ? તમારાથી કાંઈ ન બને તો તમારી એ સુરબાલાને તેડાવો ! મોટી શેઠાણી એ છે. એને તેડાવીને બેસાડો તમારા સંસારની શેઠાણી કરીને ! હું તો એક ગોલી–ગોલી થઈનેજ રહીશ' કહી વરૂણા ત્યાંથી ચાલી ગઈ.

## પ્રકરણ ૧૬ મું

### સંઘર્ષણ

બીજે દિવસે સાંજે ઓફીસથી ઘેર આવી કિરણે નોટોનું બંડલ વરૂણા સામે ફેંકી દઇને કહ્યું—'મારા જમવા જુઠવાનો પ્રબંધ મેં બહાર શહેરની એક હોટલમાં કર્યો છે. ને જો મને એમ લાગશે કે રાત દિવસ ત્યાંજ રહેવાથી વધુ સગવડભર્યું ને આરામભર્યું થઇ પડશે તો તેમ પણ કરીશ. તમારો બધાયનો બંદોબસ્ત તારે જેમ કરવો હોય તેમ કર,—જેમ ફાવે તેમ કર, હું એ કશાને માટે જવાબદાર નથી.' કહીને કિરણ બારણા તરફ ફર્યો.

છંછેડાયલી વરૂણા બોલી ઉઠી: 'તમે આમ મને દબાવવા ધારો છો?'

'લાચાર!'

'લાચાર! કેમ, હું તમને એવી તે શી આડખીલી થઇ પડી છું?'

'આડખીલી તો ખરીજ તો. મારૂં કામ છે ધંધોરોજગાર કરી પૈસા ઘરમાં લાવવાનું—તે હું લાવી આપું છું.'

'લાવી આપું છું? 'તે પણ ક્યાં આપો છો? જેટલા જોઇએ તેટલા ક્યાં આપો છો?'

'મારાથી બની શકે તેટલું લાવી આપું છું ને જરૂરીઆતો અને ખર્ચ એની મર્યાદામાં લાવવાં પડશે. એટલામાં જેમ ચલાવાય તેમ ચલાવવું પડશે. તેમ ન બની શકે તો છોકરાંઓને સાથે લઇ ઉપવાસ કરીને મરી જા. મારાથી જે બને છે તે લાવી આપું છું. બસ.'

'જે બને છે તે લાવી આપો છો! ના, જે બને છે, જેટલું કમાઓ છો, તેટલું દેતા નથી! હું તમને સાચુંજ કહું છું કે મારે હાથે ઘર-ખર્ચ ચલાવવા તમે ઇચ્છતા હો તો આટલા બધા રૂપીઆ તમે મહિને મહિને દેશમાં મોકલી શકશો નહીં?'

'તે તો મારે મોકલવાજ પડશે. એ એમનો કાયદેસરનો હક્ક છે.'

'ને મારો કાયદેસરનો હક્ક કાંઇ નહીં?'

'જે છે તે તને આપું છું. ઊલટું તને વધુજ મળે છે ને મળશે પણ. કારણ કે વર્ષની આખરે જે બોનસ, કમિશન વગેરે મને મળે છે તે આટલા દિવસ તારેજ નામે બેંકમાં જમે થતું આવ્યું છે. ને હવે પછી પણ એમજ જમે થતું રહેશે. એમાંથી કોઇપણ જાતનો ભાગ પાડી એમને આપવાનો મારો ઇરાદો નથી.'

દાંત વડે હોઠ કરડી મનમાં 'ઘા' ખાઇ વરૂણા થોડીવાર મૂંગી બેસી રહી. થોડીવાર કાંઇક વિચાર કરીને આખરે બોલી: 'વારૂ? ખરેખર કોઇ એ છોકરાંને ન ખવડાવી મારી તો નહીં નંખાય ને. ને હું એ પણ જાણું છું કે લીધી હદમાંથી તસુ પણ ચસો એવા તમે નથી. એ તમારા લોહીમાંજ નથી. વારૂ, લાવો રૂપીયા, પણ આ પણ તમને કહી રાખું છું કે મને જેમ ઠીક લાગશે તેમ હું ખર્ચ કરીશ, એ મારે કરવુંજ પડશે. ને આણેલા રૂપીયાથી જેટલું વધુ હશે, તેનું ઉધાર બીલ પણ તમને ધોરણસર નિયામત મળશે.'

'આખરના શબ્દો ઘણું કરીને કિરણે ધ્યાનપૂર્વક સાંભળ્યા નહીં. અથવા એણે શું વિચાર કર્યો તે એ જાણે. તે ફક્ત બોલ્યો: 'ત્યારે મારો પ્રબંધ હું હોટલમાંજ કરી લઉં ને?'

'કરી લ્યો. એટલું બધું વધુ પડતું કરવાની જરૂર નથી. આટલા-થી જ ગામમાં ઢોલ પીટાઇ ગયો છે તે ઘણો છે.'

બીજું કાંઇ ન બોલતાં કિરણ બારણાં ભણી આગળ વધ્યો. એને સંબોધીને વરૂણાએ મોટે સાદે કહ્યું: 'ઓફીસથી આવો છો— કાંઇક નાસ્તો ને ચા આપું ને?'

'સગવડ હોય તો ભલે આપ.' કહી કિરણ દિવાનખાનામાં જઇ બેઠો. અત્યંત અશાંતિભર્યા દિવસો પસાર થવા લાગ્યા. વરૂણાએ, આ બાબત વિષે પાછી કાંઇ વાત ઉચ્ચારી નહીં, ઘરનું કામકાજ પૂર્વે જેમ ચાલતું હતું તેમ તે ચલાવવા લાગી. ખાવાપીવાનો પ્રબંધ નિયમિત ને બરાબર કિરણની રૂચિને સુસંગતજ હમેશાં થતો. કપડાં લત્તાં વગેરે પણ પૂર્વવત્ સફાઇ ને ટાપટીપ પૂર્વક યોગ્ય ઠેકાણે પડી

કરી મૂકેલાં જણાતાં. આ બધી બાબતોમાં કિરણને કોઇ વસ્તુનો અભાવ જણાતો નહોતો. કાંઇ અગવડ પણ જણાતી નહોતી. ઘેર આવતાં જતાં માણસો સાથે વાતચીત પણ વરૂણા વિવેકથી કરતી હતી. પણ પતિ સાથે એકાંત મેળવી તે કોઇ પણ વાત કરતી નહોતી, કાંઇ પૂછવામાં આવે તો માત્ર ટુંકમાં તેનો જવાબ આપતી. પોતાની મેળે પોતે કોઇ પણ જાતની વાત ઉપાડી કાંઇ પૂછતી પણ નહીં; એક જ ઓરડામાં બન્ને સૂતાં ખરાં પણ જુદા જુદા પલંગ પર, ને બન્નેની આખી રાત કાંઇ પણ વાતચીત વગર જ વીતી જતી. કોઇ કોઈ દિવસ કિરણ દિવાનખાનામાં કોચ ઉપર પણ સુઇ રહેતો. વરૂણા એને ઉઠાડતી કે બોલાવતી નહીં. રાતે કે સવારે એને પૂછતી પણ નહીં કે તે રાતે શયનગૃહમાં કેમ ન આવ્યો. આમ મહા મુશીબતે એક મહિનો વીતી ગયો. વળી પગારનો દિવસ આવ્યો. કિરણે ત્રણસો રૂપીયા દેશમાં મોકલી બાકીના પાંચસો રૂપીયા નોકર મારફત વરૂણાને મોકલી દીધા. બીજે દિવસે વરૂણાએ કેટલાક બીલો કિરણ પાસે મોકલ્યાં. કેટલાંક બહુમૂલ્ય વસ્ત્રોનાં, કેટલાક ઘરેણાંની ખરીદીનાં, કેટલાંક નવી ચીજવસ્તુની ખરીદીનાં ને કેટલાક ઘર–સંસારનાં બીજાં પરચુરણ ખર્ચનાં હતાં. કિરણે બધાંનો સરવાળો મૂકી જોયું તો બરાબર ત્રણસો રૂપીયાનાં બીલો!

વરૂણાને બોલાવી પૂછ્યું: 'આટલાં બધાં બીલ મને શા માટે મોકલ્યાં?"

'ખરચ થયું છે, શું કરૂં?'

'શા માટે ખરચ કર્યું'?'

'મને જરૂરત લાગી તેથી!'

'તે દિવસે મેં કહ્યું નહોતું કે પાંચસો રૂપીયામાં જ ચલાવવું પડશે?'

'મેં પણ કહ્યું હતું કે ખરચ જ્યારે જેટલો કરવાની જરૂર જણાશે તેટલો કરીશ. ને પાંચસો રૂપીયાથી વધુ જે કાંઇ થશે તેનાં બીલો તમને ધોરણસર મળશે.'

'બરાબર ત્રણસો રૂપીયાનાં બીલ!'

'એટલું ખરચ થયું છે'

'બરાબર પૂરા ત્રણુસો રૂપીયા, કે જે રકમ તારી મરજી વિરૂદ્ધ દેશમાં મોકલું છું–એટલા માટે જ ને!'

'જરૂર પડતું જે ખર્ચ હશે તે મારે કરવુંજ પડશે.'

'મહિને એ ત્રણુસો રૂપીયા વધુ ખરચ થાય તો બાર મહિને કેટલા રૂપીયા થાય તેનો હિસાબ કરી જોયો છે?'

'ત્રણુ હજાર છસો રૂપીયા.'

'મારે દેવાળું કાઢવું પડશે એનો વિચાર કર્યો છે?'

'એ વિચાર કરવાનો હોય તો તમારે કરવાનો છે, મારે નહીં.'

જરા વાર ચૂપ રહી કિરણુ બોલ્યો: 'વારૂ, આ વખતે તો આ બધા બીલો હું ગમે તેમ સગવડ કરી ચૂકવી આપું છું પણુ હવે પછી–'

'હવે પછી શું?'

'આવાં કોઇપણુ જાતનાં બીલોની જવાબદારી હું લઇ શકીશ નહીં.'

'ન લઇ શકો, તો ના લેતા. શું થાય છે તે જોયા કરજો!' કહી વરૂણુા ચાલી ગઇ. કિરણુ એકદમ લાચાર બની ગયો. પ્રતિકારનો કોઇ માર્ગજ એને જણુાયો નહીં. એ સમજી ગયો કે આજ નહીં તો કાલ વહેલે મોડે પણુ એને દેવાળું કાઢવું જ પડશે. એક જ ઉપાય છે. વરૂણુા પાસે જઇ તેને પગે પડી માફી માંગે ને પગારના પૂરા રૂપીયા એના હાથમાં સોંપે,–ને તે મેહેરબાની કરી એની મરજી મુજબની રકમ મા–ને મોકલે. પણુ ના! હવે તો આ બધું સહન થાય તેમ નથી! ખરેખર શું એની–મા, ભાઇ બહેન ને આ સુરબાલાનો તેના પર કોઇ પણુ જાતનો હક્ક નથી? ફક્ત ચાર કોળીયા અનાજ, ને તેના માટે પણુ એમને આ વરૂણુાની દયા પર જીવવું પડે? ના, એ બનશેજ નહીં! પણુ વરૂણુાની જીદ-મહિને મહિને તેનાં આ બધાંય બીલોની ઉઘરાણી–તે કેટલા દિવસ આમ ચલાવી શકશે? આ મહા આફતમાંથી ઉગરવાનો ઉપાય શું?

# પ્રકરણ ૧૭ મું

## કૃત-નિશ્ચય કિરણ

વળી પાછો એક મહિનો વીતી ગયો. પાંચસો રૂપીયા મળતાં વરૂણાએ વળી પાછાં અહીંતહીંના કેટલાક ખરચનો હિસાબ કરી બરાબર ત્રણસો રૂપીયાનાં બીલો કિરણને મોકલ્યાં. કિરણને પગથી માથા સુધી ક્રોધ વ્યાપી ગયો. આ એક મજાની કાયદાની આંટીમાં લઇ આ અભાગણી મારૂં સત્યાનાશ વાળવા બેઠી છે! ખરેખર શું તે સાવ નિરૂપાય છે? ને આમ લાચાર બની ચિંતા ને વેદનાના યંત્રમાં પિસાઇ ભીંસાઇ તડફડી તેને મરવું પડશે? ના, હવે આ નથી ખમાતું-ખમી શકાશે નહીં! આ જીવન-મોટા પગારની આ નોકરી-આવો ઉચ્ચ મોભો ને માન મરતબો-ભવિષ્યમાં આર્થિક અને સામાજિક કેટલી બધી ઉન્નતિની આશા-હાય! આ બધું એને શો આનંદ આપે છે? શું સુખ એને મળવાનું છે? ઉલટી એક મહા આફતની ઘોર વિભીષિકા જ ચોતરફથી ઘેરાઇ રહી છે ને અનિવાર્ય સંકટના દુઃસહ નાગપાશમાં એને ભીંસી રહી છે. ના, હવે તે વધુ ખમી શકે તેમ નથી, આમાંથી છૂટવાનો ઉપાય તેણે કરવો જ જોઇએ-ગમે તે ઉપાયે-કરવો જ જોઇએ!

આ તરફ વરૂણાની તબીયત પણ દિન પર દિન લથડવા માંડી. શરીર સૂકાઇને અરધું થઇ ગયું. સુંદર સુડોળ મોઢું નિષ્પ્રભ-નિસ્તેજ, નાનું ને લાંબુ દેખાવા લાગ્યું. સુંદર ગોર લીસાં કપાળ ઉપર કાળી રેખાઓની કરચલીઓ પડવા માંડી, આંખોની આસપાસ કાળાશ ભર્યું વર્તુલ જામવા લાગ્યું. આંખોના ડોળા ઉંડા ઉતરી ગયા ને તે એક જાતની ઇર્ષ્યાની જ્વાળાથી અસ્વાભાવિક ઝગઝગારા મારવા લાગી. કિરણે આ બધું જોયું પણ તે શું કરે? શું કરી શકે? છતાં એક બેવાર વરૂણાને તબિયતની સંભાળ રાખવા કહ્યું હતું. વરૂણાએ કાંઇ દાદ આપી નહોતી.

ખબર મળતાં વરૂણાની મા આવી. એની સોનાની પૂતળી સરખી વરૂણાને અન્યાય કરી અવગણી નિર્દય જંગલી કિરણે સાવ મારી નાંખી, વગેરે અનેક આક્ષેપો કર્યા, મરશે તો એની દીકરી મરશે. કિરણને એમાં શું ? એની વહાલી ને માનેતી રાણી સુરબાલા દેશમાં વાટ જોઇને જ બેઠી છે. પાપ જશે ! એને લઇ આવીને ઘરમાં સોનાને હિંડોળે બેસાડી ઝુલાવશે, વગેરે આવાં આવાં કેટલાંય રૂઢ શ્લેષ વાક્યો પણ કર્યાં. ને છેવટે વરૂણાને પોતાની સાથે તેડીને ચાલી ગઇ. નિષ્ઠુર કિરણ એને મારી નાંખી શકે પણ મા થઇને તે તો ખરેખર કાંઇ દીકરીને મારી ન નાંખી શકેને ! કે મરતી ન જોઇ શકેને ? વરૂણા–એ પ્રથમ જવાની ના કહી, પણ માની ધમકી અને અત્યંત હઠથી તે આખરે જવાને રાજી થઇ. પરંતુ એને એટલો વિશ્વાસ તો પોતાના પતિ ઉપર જરૂર હતો જ કે મનમાં એને ગમે તેવી પ્રબળ ઇચ્છા હશે ને ગૃહસંસારની વર્તમાન અશાંતિના અવસાનની તે ગમે તેવી ઇચ્છા સેવી રહ્યો હશે છતાંયે તે તેની ગેરહાજરીમાં સુરબાલાને આ ઘરમાં તેડી નહીં લાવે.

બીજો એક વધુ મહિનો પસાર થઇ ગયો, માતા–પિતાની સંપૂર્ણ માવજત ને સારવાર છતાં વરૂણાનું શરીર જોઇએ તેવું સુધર્યું નહીં; શરીરની નબળાઇ પણ કાંઇ ઓછી થઇ નહીં. દરમ્યાન કિરણનો એક પત્ર વરૂણા ઉપર આવ્યો. વાંચીને ધ્રૂજતી ધ્રૂજતી વરૂણા મૂર્છા ખાઇને જમીન પર ઢળી પડી.

કિરણે લખ્યું હતું:–

'નોકરી મેં છોડી દીધી છે. આ કામ ને અત્રેનું મારૂં જીવન ને આસપાસનું વાતાવરણ મને એકદમ દુઃસહ જણાય છે. દક્ષિણ બંગાળમાં ગાઢ જંગલો છે તે તરફ મેં એક પડતર જમીન ખરીદી છે, ને જરૂરજોગા બે–ચાર માણસો રાખી ગ્રામ્ય ગૃહસ્થની પેઠે રહી ખેડ કરી આજીવિકા ઉપાર્જન કરી જીવન ચલાવવાનો મેં નિરધાર કર્યો છે. ઊંચા મોભાની કે ઐશ્વર્ય વૈભવની કોઇપણ જાતની

લાલસા હવે મને રહી નથી. એના કરતાં આ એકાંત જીવનની અણુ-મોલ શાંતિ જો નસીબમાં લખી હશે, તો તે મારે મન વધુ લાભ-દાયક ને આવકારદાયક થઇ પડશે, એમ મને લાગે છે. કેટલાંક વર્ષોનું બોનસ, કમીશન વગેરે મળી વ્યાજ સાથે તારે નામે બેંકમાં દશેક હજાર રૂપીયા જમા થયા છે, તે સિવાય પ્રોવીડન્ટ ફન્ડના રૂપીયા જુદા જમા થયા છે. ને જીવન-વીમાની બધી પોલી-સીઓ ભરપાઇ કરાવી લેતાં એના પણ ૧૯-૨૦ હજાર રૂપીયા થવા જશે. આમાંનો અરધો ભાગ દશ હજાર રૂપીયા તારા થશે ને બાકીના દશ હજાર રૂપીયા મારી મા ભાઇ-બહેન અને સુર-બાલાના ભરણુપોષણુ માટે એમને આપું છું. કારખાનાના માલિકો મારા કામથી સંતુષ્ટ જ હતા, ને મારા પ્રયત્નથી એમનો ધંધો પણ સારી રીતે જામ્યો છે. એમણે સાત હજાર રૂપીયા બક્ષીસ તરીકે મને આપ્યા છે. આમાંથી પણ પાંચ હજાર રૂપીયા તને આપું છું, ને બાકીના ફકત બે હજાર રૂપીયા હું મારી પૂંજી તરીકે મારી પાસે રાખું છું. દશ, દશ, અને આ પાંચ મળી કુલ પચીશ હજાર રૂપી-યાની રકમ તારી પાસે થઇ. સમજી-વિચારીને ખર્ચ કરીશ તો આ રકમના વ્યાજમાંથી તારૂં ને બે સંતાનોનું ગુજરાન ભરણુ પોષણુ આનંદથી તું કરી શકીશ, એમ હું માનું છું.

'જે કામ હું હાથમાં લેવા માંગું છું,-તેમાં કાંઇ પેદાશ થશે તો તેમાંથી પણુ મહિને મહિને તને કાંઇક મોકલી શકીશ એવી આશા રાખું છું. કારણુ કે, મારો પોતાનો ખર્ચ તો બહુ ઓછો જ હશે. પરંતુ આ પણુ તને કહી રાખુ છું કે આ આવકમાંથી પણુ એક ભાગ મારે દેશમાં મોકલવો પડશે.'

'જો મરજી થાય, આમ્ય ગૃહસ્થનું જીવન ગુજારવું તારાથી બની શકશે એમ તને લાગે તો મારા એ ઘર-સંસારની ગૃહિણી બનીને ગમે ત્યારે આવી તું રહી શકે છે. મારો ઘર-સંસાર ગમે ત્યાં હોય ને ગમે તેવો હોય તો પણુ એ ઘર-સંસારના ગૃહિણીપણાનો તારો

રક પહેલો છે. હું પ્રમાણિકપણે એમ માનું છું, સુરબાળા પણ એમજ માને છે તે તું જાણે છે.'

'એ પુત્રો તારી સંભાળ હેઠળ છે, એમને પાળીપોષી ઉછેરી સાચા શહેરી બનાવવા એ તારૂં કામ છે માટે એમના એ હિતને ખાતર પણ તારા શરીરની ખાસ સંભાળ રાખજે.'

આશાપુર-વાયા (via) કેનીંગ, ૨૪ પરગણાં-

'જો ઇચ્છા થાય તો ઉપરને ઠેકાણે પત્ર લખજે. જો કોઇવાર અહીં આવવાની મરજી થાય તો એક રેલ્વે સ્ટેશન પણ આ તરફ છે. તે પછી એક મોટી નદી પાર કરવી પડે છે. મને અગાઉથી જણાવીશ તો બધો પ્રબંધ હું કરીશ, એજ.'

'કિરણ.'

---

## પ્રકરણ ૧૮ મું

### પશ્ચાત્તાપ

નીલાંબર બાબુએ કિરણનો પત્ર વાંચ્યો, વાંચીને તે ગંભીર બની બેસી રહ્યા. ગૃહિણી તિલોત્તમાએ પૂછ્યું-'શું લખ્યું છે? તબિયત તો સારી છે ને?'

'તબિયત?-હા-તબિયત તો સારીજ છે. પણ-'

'પણ શું? શું થયું છે વળી?'

'નોકરી છોડી દઇ ચાલ્યો ગયો છે.'

મૂર્છા ઉતરતાં જરા સ્વસ્થ બનેલી વરૂણા પાસેજ સુતેલી હતી. તે રડી પડી. તિલોત્તમા સફાળી પાસે આવી પુત્રીના શરીર અને માથા પર હાથ ફેરવતી બોલી-જો વળી પાછું રડવા માંડયુંને! શરીર તો જો જરા તારૂં, બહુ વ્યાધિ કર મા. ફીકર કરવા જેવું કાંઇ નથી. શું બાબત છે. તે બધું મને નિરાંતે સાંભળી તો લેવા દે એકવાર. તે પછી એનો કાંઇક ઉપાય કરશું. તારા વરની તબિયત તો સારીજ છે ને? તો પછી ચિંતા શા માટે કરે છે?'

'મારું સત્યાનાશ વળી ગયું રે માડી! હવે તમે કાંઇયે કરી શકવાનાં નથી' વરૂણા વધુ જોરથી રડી પડી.

'ખમ્મૈયાં! ખમ્મૈયાં!! મારી દીકરીને. એવી અપશુકનિયાળ વાત ન બોલીએ દીકરી! સત્યાનાશ તે વળી શાનું વળે? સત્યાનાશ વળે તારા દુશ્મનોનું! તારા વરની તબિયત–ભગવાન એને સાજો નરવો રાખે–તો સારી છે ને?–ટાણે–કટાણે મોઢામાંથી જેવાં તેવાં વેણ ન કાઢીએ બેટા! નોકરી છોડી દીધી એજને? એવી તો ઘણીયે નોકરીઓ મળશે. ગભરાય છે શાની? 'શિર સલામત તો પઘડીયાં બ્હોત.' વારૂ, સાંભળો છો? શું છે આ બધું? નોકરી છોડી દીધી–શા માટે? કારણ શું? ને નોકરી છોડીને કયાં ગયો એ?'

બોલતાં બોલતાં તિલોત્તમા પુત્રી પાસેથી ઉઠીને પતિ પાસે આવી ઉભી.

'લે આ કાગળ વાંચ' કહી નીલાંબર બાબુએ પત્ર પત્નીના હાથમાં મૂકયો.

વાંચતાં વાંચતાં તિલોત્તમાની આંખો ને મોં લાલ ચોળ બની ગયાં. ભવાં ચડાવી થોડીવાર વિચારમાં જ તે ગુપચુપ બેસી રહી; થોડી વારે બોલી–હૂં!–આ બધી ચાલાકી છે! આપણે પણ એવા–બોટ કે કાંઇ સમજી શકયાં નહીં–જોયુંને!'

'ચાલાકી! એમાં તેં ચાલાકી શું જોઇ? નોકરી તો છોડીજ દીધી છે–'

'સાચે સાચ છોડી દીધી છે કે શેઠ સાથે કાંઇ ખાનગી ગોઠવણ કરી એક–બે વરસ કયાંક ગેબ થઇ જવું છે, કોને ખબર?'

નીલાંબર બાબુ બોલ્યા–'પણ પ્રોવીડન્ટ ફન્ડના રૂપીયા પણ બધા ઉપાડી લીધા છે, શેઠીઆઓએ સાત હજાર રૂપીઆ બક્ષિસ આપી છે, એમ લખ્યું છે–'

મોં મચકોડી તિલોત્તમા બોલી–'શું કર્યું ને શું નહીં, કપાળ એમનું એ લોકોજ જાણે. સાચે સાચ જો નોકરી છોડી દીધી હોય તો–

મરજી થતાં વળી બીજે ક્યાંય જઇ બીજી નોકરી શોધી ન શકે? ને એ ઇચ્છે તો આ નોકરી પણ શું એને પાછી ન મળે? જો તે પાછો જોડાવા રાજી હોય તો આ શેઠીયાઓ તો રાજી થઇને એને પાછી એ જ જગ્યા આપે એ પણ ખરૂંને?'

'તું શું ઢંગધડા વગરનું બકે છે? કાંઇ ખબર પડતી નથી. એમ જ જો એનો વિચાર હોત તો નોકરી છોડત શા માટે? નોકરી છોડી પ્રોવીડન્ટ ફંડના રૂપીયા-વીમાની ચાલુ પોલીસીઓ વગેરે બધું વીંટી-સમેટી વીમાના રૂપીયા પણ નુકશાન ખમીને વસુલ લઇ લીધા એ બધું શા માટે-'

'તે એમ ન કરે તો જાય ક્યાં? વરૂણાને આમ તજી દીધી, તો પછી એના ભરણપોષણનો વિચાર કરીને કાંઇક કરવું તો જોઇએ જ ને? નહીં તો સજ્જનતા ન જળવાય, પચીશ હજાર રૂપીયામાં શું પૂરૂં થવાનું છે? કરમ ફુટયો એમ સમજતો લાગે છે કે જે દીધું છે તે ઘણું કહેવાય. વરૂણા આ રૂપીયાથી જ ભોળવાઇ જશે, ને પછી કાંઇ ઉત્પાત નહીં કરે. પચીશ હજાર રૂપીયા! વાપરીને ખાવા માંડતાં કેટલા દિવસ ચાલે? બેંકમાં રાખો કે સરકારી લોન ખરીદો. વ્યાજ આવી આવીને કેટલુંક આવશે? બબ્બે છોકરાં સાથે આજ કાલના દિવસોમાં ગુજારો કરવો! વરૂણા જેવી કોઇ પણ સ્ત્રીને એટલાથી પૂરૂં થાય ખરૂં?'

નાનો સરખો નિઃસાસો નાંખી નીલાંબર બાબુ બોલ્યા-'ના પૂરૂં ન કરી શકે એ ખરૂં! પણ તજી દીધી છે એવું યે કાગળમાં કશું લખ્યું તો નથી. ઉલટું એમ લખ્યું છે કે જો વરૂણા ત્યાં રહી શકે,...'

'ઓહોહોહો-શું સારા માણસની પુંછડીરે-ને વરૂણા ત્યાં શું રહી શકે? કયાં દેશને ખૂણે ખાંચરે એક ઘોર વન-વગડામાં ગંધાતી નહેરને કાંઠે માટીયાર ઘરમાં જઇને વસવું! એ પોતે કદાચ બે ચાર છ મહિના રહી શકે-એ જન્મ્યો છે પણ એવા જ ઘરમાં ને! પણ મારી વરૂણા શું બે દિવસ પણ પૂરા ત્યાં રહી શકે? તમે એની આ

બદમાશીની ચાલ સમજી શકતા નથી ? મૂળ મતલબ છે વરૂણાને તજી દઇ જુની વહુ સાથે ઘર માંડવાની ને તે ચોખ્ખે ચોખ્ખું તોડી ફાડીને કહી શકાતું નથી તેથી આ ચાલબાજી કરી છે. એ જાણે છે કે, વરૂણા કોઇ કાળે ત્યાં આવશે નહીં, આવી શકે જ નહીં. એણે ધાર્યું છે કે પચીશ હજાર રૂપીયા હાથમાં સોંપી દેતાં વરૂણા ચુપચાપ બેસી રહેશે ને પછી પોતે જુની વહુ સાથે ઘરસંસાર માંડી મજાનો સુખે રહેશે ને પછી ધીરે ધીરે વળી એકાદ સારી નોકરી પણ શોધીને કરવા માંડે તો તમે શું કરી શકવાના હતા ? ને વળી એ છોકરાને નામે પણ કાંઇ ઓછા રૂપીયા તો રાખ્યા નથી. દશ હજાર લખે છે પણ છાનાં છપના બીજા રૂપીયા એણે નહીં રાખ્યા હોય એમ કેમ કહેવાય ? એ રૂપીયા લઇને પોતે પોતાનો એકાદ ધંધો–રોજગાર ન કરી શકે ? પોતાના હાથમાં એટલા બધા રૂપીયા ને વળી વધુ રકમની જરૂર પડે તો એકાદ કંપની કાઢી શેરો ભરાવે તો પણ મોટી જેવી રકમ ભેળી કરી શકે.'

'હૂં—'

'હવે આવ્યું તમારી સમજમાં કે એણે શું ચાલાકી કરી છે ? કેવો અટપટો દાવ ખેલ્યો છે એણે ? મૂળ મતલબ છે વરૂણાને તજી દઇ પેલી ભમરાળી જુની સાથે ઘર–વાસ કરવો છે. તે સીધી રીતે તો થઇ શકે તેમ નથી. ને એ સારૂં પણ ન દેખાય. તેથી આ નવો દાવ નાંખ્યો છે. એક વાર જો તે જુની વહુ આવીને ઘરમાં ટકી જાય ને સાથે સાથે વળી એની મા પણ પોતાનાં બે છોકરાં સાથે ઘરમાં થાણું જમાવી દીએ તો પછી વરૂણા શું એમને ધક્કા મારી કાઢી મૂકી પોતાનું જોર પાછું જમાવી શકશે ખરી ? ને વળી એ મેણું પણ મારી લીએ કે દુઃખની વેળાએ સગપણ સુઇ ગયું હતું ને આજે સુખની વેળાએ સોળ આના ભાગ લેવા નીકળી પડી. અરરરર— આ–આ–ઇ–ઇ–ઈ ! એના પેટમાં આટલી બધી ગત !'

વરૂણા આ બધું સાંભળ્યા કરતી હતી. તે બેઠી થઇ બોલી ઉઠી.

'ના, ના, તારી ભૂલ થાય છે બા. તું કહે છે તેમ કદાચ છેવટે બને પણ ખરૂં પણ એવી કાંઇ ખાસ મતલબથી એમણે આ બધું કર્યું નથી.'

'ના નથી કર્યું! ચોક્કસ કર્યું છે વળી! તને ભારી ખબર પડે! એમ નહોય તો નોકરી છોડી ચાલતા રોટલાને લાત મારી—ક્યાં ઝાડ-ઝાંખરાવાળા ગાઢ જંગલમાં પડતર જમીન ખેડી ખેતી કરીને પેટ ભરવા પણ કોઇ જાય? ભાઇસાહેબના એવા દિદાર પણ ખરા ને?'

વરૂણાએ ધીમે ધીમે ઉત્તર વાળ્યો—'હઠીલા બહુ છે.—ને ટેકવાળા પણ છે, મનમાં ધારે તો બધુંય કરી શકે. તું હજુ એમને પૂરેપૂરા ઓળખી શકી નથી. એ કદાચ ત્યાં ન જાત. પણ ગયા છે-ગયા છે—મારેજ વાંકે, મેં એમને સુખે રહેવા દીધા નહીં.'

રૂદનના ઉચ્છ્વાસથી વરૂણાનો સાદ વળી પાછો થોથરાયો. કોઇ ન જુએ તેમ પોતાની ભીની આંખો લૂછી નીલાંબર બાબુ પણ ઉઠીને બહાર વરંડામાં જઇ ઉભા. તિલોત્તમા બોલી—'હા, એ વાત પણ ખરી છે દીકરી! ભાયડાની જાત. તારે કાંઇ કહેવાય નહીં. તારે પણ આટલી બધી ધમાલ શા માટે કરવી પડી?

''એ માણસજ જુદી જાતનો છે, બાયલો બની ગારા માટીની જેમ બાયડીઓના પગ તળે છુંદાતો એમના પગ પાસે પડી રહે એવો એ નથી કે એને દબાવી કાનની બુટ્ટી પકડી આપણું ધાર્યું કરાવી શકાય. કાળમીંઢ નક્કર પથ્થર ઉપર હથોડી મારતાં પોતાના હાથને જ સામું લાગે. પથ્થરને તો કાંઇયે ન થાય.''

ત્રણુસો રૂપીયા મહિને મહિને દેશમાં મોકલતો' તો, તો ભલે મોકલતો' તો. તને પણ ક્યાં ઓછું આપતો હતો. એટલા રૂપીયામાં ઘર ખરચ આનંદથી ચલાવી શકાત. તું વળી દોઢ-ડાહી બનીને મહિને મહિને ત્રણુસો રૂપીયાનાં બીલો મોકલવા ગઇ! સાચું કહીએ

તો એમ એ ક્યાં સુધી ચલાવી શકે ? તેથીજ એ આમ ફસકી ગયો છે. એને આવી સલાહ કોણે આપી–કોણે આ સુઝાડ્યું તે સમજાતું નથી.'

'મારાથી ખમાતું નહોતું, માડી ! ખમાતું નહોતું ! ખાલી રૂપીયા માટેજ આમ કર્યું છે. એમ પણ નથી ! મારાથી સહેવાતું નહોતું ? પેલી નહોત ને એ જો ઘેર પોતાની મા, પોતાનાં ભાઇ બહેનને માટેજ એટલા રૂપીયા મોકલતા હોત તો કદાચ હું કાંઇ કહેત નહીં ! ને કહ્યું હોત તો પણ નરમાશથી કહ્યું હોત. એમને આમ દબાવીને નહી–"

'ને એમ દબાવીને શો લાડવો કાઢ્યો ? ઉલટી તું જ ફસાઇ ગઇ. હવે એને સમજાવી પટાવી રહેજમાં ઠેકાણે લાવી શકાશે ?'

વરૂણા માને ગળે બાઝી રડી પડી. એની છાતીમાં પોતાનું મોઢું છુપાવી રડતી રડતી બોલી–'ઠેકાણે આવે તોપણ શું થાય હવે માડી ? એને હવે હું ગમતી જ નથી. એમનું મન હવે પેલી તરફ જ ઢળ્યું છે. પણ છતાંયે–છતાંયે–મને આમ તજીને પણ તે જઇ શકત નહીં જ. પણ મેંજ એને એમ કરવાની ફરજ પાડી છે.'

મૂંગી મૂંગી તિલોત્તમા એક હાથે આંસુ લુછી બીજે હાથ પુત્રીના માથા પર ફેરવવા લાગી.

વરૂણા બોલી–'શું કરૂં માડી ? મારો ભવ આખો બગડ્યો. એમને હવે હું ગમતી જ નથી–પાછી જઇને એમના પાસે રહું તોપણ એમાંથી એકેયને સુખ મળવાનું નથી. વિવેકની ખાતર મારી સાથે મીઠું મીઠું બોલી વાત કરશે, પણ મન તો પેલી તરફ જ ખેંચાયલું રહેશે. હું આ બધું કેમ ખમી શકું મા ? એ પોતે કદાચ સહન કરી શકે–ને જેમ તેમ કરીને દિવસો વીતાવી દીએ પણ મારાથી એ બની શકે તેમ નથી. દુઃખ અને ક્રોધનું માર્યું મારૂં શરીર ને મન બળીને ખાખ થઇ જશે–ને મન ઠેકાણે રાખી સારે મોઢે બે મીઠાં વચન પણ હું નહીં બોલી શકું. રોજ રોજ ઝપડા જ થયા કરશે. ને પછી એમના એ ફણાં ને ઓઢાં–તને ખબર નથી માડી એની–તેં એમને

કોઇ દિવસ બોલતા સાંભળ્યા પણ નહીં હોય—એ કોઇની પણ જરા સરખીયે લાલ-પાલ રાખે તેમ નથી—એ ખીજાય ત્યારે ગરમ આગ જેવા બની જાય છે!'

કહેતાં કહેતાં વરૂણા આંખો લુછી સરખી થઇને બેઠી.

'આટલો બધો મિજાસ પણ ક્યાંથી આવ્યો કોણ જાણે? તું અમારી ભણેલીગણેલી સુધરેલી દીકરી—ને તે કોણ એક ગામડીયો ગમાર—રોડ-બોડ વંશનો રખડુ છોકરો—'

'ગમે તે વંશના હોય પણ એમનો સ્વભાવ ઉંચો છે, ને મન પણ ખરેખર હલકું નથી. ઉપરાંત વળી ભણ્યાગણ્યા છે ને કામ કરવાની શક્તિ ને યોગ્યતા પણ છે. કમાય છે પણ સારૂં. ને એમની ખાનદાની—એ એમ માને છે કે,—તમારી ખાનદાનીથી એમની ખાનદાની જરાયે ઉતરતી નથી. વાત છેડતાં એ બાબતમાં પણ તે તમને દશ-વીશ કડવી વાતો સંભળાવી શકે તેમ છે.'

'તે હવે થાય શું પણ? આ પચીશ હજાર રૂપીયા તને આપ્યા છે. બધુય છોડી-છાંડી તું આ રૂપીયાને જ આધારે જીવી શકાશ?'

વરૂણા વળી પાછી રડી પડી. વળી પાછી માને વળગી પડી. એની છાતીમાં મો સંતાડી રડતી રડતી બોલી—'ના એ પણ બની શકે તેમ નથી મા! રૂપીયા ચૂલામાં પડયા—રૂપીયાને હું રડતી યે નથી? લાખ બે લાખ રૂપીયા આપે તો યે હું એમના વગર રહી શકું તેમ નથી. તને કહેતાં મને શરમ આવે છે માડી—પણ હું એમને છોડીને વેગળી રહી શકીશ નહીં. ને તેમાંયે વળી એ જ્યારે શોકને લાવવાના છે—ના, માડી, મારાથી એ ખમી શકાય તેમ નથી—નહીં ખમાય—શકાય મારી છાતી ફાટી પડશે-હું મરી જઇશ!'

'ઠીક લે હવે મૂંગી મર અભાગણી, બેશરમ!—એટલી બધી અધીરી થા મા! નહીં તો હમણાંજ છાતી ફાટી પડશે ને મરી જઇશ.'

'મરૂં તો તો એક જ વાત માડી, હિસાબ ચૂકતે થઇ જાય. ના, તેમ પણ ચૂકતે ન થાત,—જો હું મરી ગયા પછી પણ જોઉં

જાણું કે—એને (શોકને) લઇને ઘર માંડયું છે ને સુખેથી રહે છે—મને સાવ ભૂલી ગયા છે—ના, માડી, તો હું પરલોકમાં પણ સુખે ન રહી શકું, નરકની આગમાં ત્યાં પણ શેકાયા કરૂં!'

'જો—જો! શું ગાંડી હોય તેમ બકવાદ કર્યા કરે છે. પણ એણે તો સાફ સાફ લખ્યું છે ને કે તું જો જવા માંગતી હો તો તારી સાથેજ ઘર માંડશે, પણ તું ત્યાં જઇને એવી જગ્યામાં રહી શકીશ?'

'ના—એ પણ—એ પણ બને તેમ નથી. કયાં—કોઇ વન—જંગલમાં એકાદ માટીયાર ઘરમાં જઇને રહ્યા હશે—'

'ચોક્કસ એવાજ ઘરમાં રહેલ છે ને તું જા તો પણ ત્યાં તું—ખાસ ન રહી શકે—એવી બધી ગોઠવણ એણે ચાહી—સમજીને કરી છે. માટીની જમીન ઉપર સાદડી પાથરી સૂવું પડશે—માટીનાં હાંડલાંઓમાં જાડા—મોટા ચોખા રાંધવા પડશે, ખાબોચીયાં જેવાં નાનાં ગંધાતાં તળાવોમાં ન્હાવું પડશે—ત્યાંજ વાસણ માંજવાં પડશે ને કપડાં ધોવાં પડશે. છાણ—લાદ ને માટી ભેળાં કરી પાણી નાંખી કોહવાવી એ માટીયાર ઘરને વારે વારે લીંપવા ગુપવાં પડશે—'

'બે ચાર દિવસની વાત હોય તો તો જાણે સમજ્યા, પણ આ તો રોજનું થયું, એ કાંઇ બની શકે ખરૂં, માડી? ને વળી આ બે છોકરા સાથે છે—એ તો માંદા પડીને થોડા દિવસમાંજ મરી જાય. પણ—જો એ બધું હું કરી શકું માડી—તો મેં જે ગુમાવ્યું છે તે મને પાછું મળે. શોક તરફ એમનું મન ઢળ્યું છે તે મન પાછું મારી ઉપરજ ઢળે.'

'હા, એવી ગૌરી પાર્વતી જેવી તપસ્યા કરી શકાય તો પથ્થર શિવનું મન પણ ગળી જાય ખરૂં! પણ એવી તપસ્યા આજ કાલની છોકરીઓ કરી શકે ખરી?'

'આ સુરબાલાએ એમ કરીનેજ એમનું મન પીગળાવ્યું લાગે છે, નહીં તો એને તજી તો દીધીજ હતી, પણ હું—હું એટલું બધું કરી શકું ખરી મા!' કહી તરુણાએ એક ઉંડો નિશ્વાસો નાંખ્યો.

તિલોત્તમા કાંઇ બોલી નહીં, ગુપચુપ બેઠી બેઠી તે કાંઇક વિચાર કરવા લાગી, વરૂણા બોલી—'એમને પાછા નહીં બોલાવી શકે તું, માડી ? એ માને તો જુની નોકરી પણ એમને પાછી જરૂર મળે. એ લોકો એનો બહુ જ માન-મરતબો રાખતા હતા, હજુ-હજુ હાથમાં વખત છે માડી,—એ લોકોએ બીજો માણસ રાખ્યો નહીં હોય. જો એ થાય તો હું હજુ એક વાર પ્રયત્ન—પ્રાણાર્પણ પ્રયત્ન કરી જોઉં ને જોઉં કે, મનની બધી ઝાળ મનમાં જ સમાવી દઇ એમને સુખી કરી શકું છું કે નહીં. અને એમ સુખ આપી એમનું મન પાછું મારા તરફ ખેંચી શકું છું કે નહીં. પહેલાં-પહેલાં એ મને ખૂબ ચહાતા હતા ! મારા માટે સાચેસાચ માયા-લાગણી હતી, ને તે હજુ સાવ નાશ પામી હોય એમ પણ હું માનતી નથી. આ પત્ર લખી એમણે છેલ્લો પ્રયત્ન કરી જોયો છે કે, પોતાના મનમાં બીજી તરફનું આકર્ષણ રોકી રાખીને પણ મારી સાથે સુખ-શાંતિથી રહી શકાય તો રહેવું.

'જોશું'—એવું જ કાંઇક કરવું પડશે.'

---

## પ્રકરણ ૧૯ મું

### મંત્રણા

તિલોત્તમા ઉઠી બારણા પાસે આવી પતિને બોલાવ્યા; 'અરે તમે સાંભળો છો ? બહાર શું બેઠા છો ? ઘરમાં આવો ને ?'

'શું છે ?'

નીલાંબર બાબુ ઘરમાં આવ્યા ને ખુરસી ઉપર બેસતાં બેસતાં બોલ્યા.

'હું એમ કહું છું કે, હવે આ વાતનો કાંઇ છેડો લાવશો કે નહીં ? છોકરીને તો બાવડું પકડી ઉંડા પાણીમાં ધકેલી દીધી, ને તે પણ ધોડાપુર વહેતી નદીમાં—'

નીલાંબર બાબુ—'એ જ્યાં ધકેલી દીધી હોય ત્યાં, એ મારી એકલાની જવાબદારીથી નથી થયું. મારી જવાબદારી જેટલી છે તે

કરતાં તારી જવાબદારી ઉલટી કાંઇક વધુ કહેવાય પણ ઓછી નહીં. દીકરી દેવા ટાણે તો તું એકદમ ઘેલીતુર બની ગઇ હતી.'

'તે હું થઇ હઇશ, અમે બાયડીની જાત—ને વળી દીકરીની મા—એક સારો છોકરો જોયો—બોલવે ચાલવે ચતુર—રૂપાળો—'

'પણ એણે તો આવવું જવું બોલવું ચાલવું બધુંય છોડી દીધું હતું—હવે સમજાય છે કે લગ્ન કર્યા પછી એણે આમ કર્યું હતું. પણ એ આવતો જતો બંધ થતાં તું તો સાવ અધીરી બની ગઇ—'જુઓ, જુઓ, તપાસ કરો, ક્યાં ગયો એ છોકરો, શું થયું, આ માટે આવતો નથી'—ને આખરે એક દિવસ હેમેન્દ્ર એની ભાળ કાઢી પરાણે ઘેર લઇ આવ્યો, ત્યારે જ તું જંપીને બેઠી. ને પછી તો પૂછવુંજ શું? તેં તો એકદમ જમાઇને અપાય તેવાં માન-અકરામ શરૂ કરી દીધાં—'

'તે કર્યાં તો શું થયું? ત્યારે શું મને ખબર હતી કે, પોતાને ગામ જઇ તે લગ્ન કરી આવ્યો હતો તેથીજ આમ લપાતો છૂપાતો ફરતો હશે? તે ગમે તેમ તોય અમે બાયડીની જાત—અમારી ભૂલ તો થાયજ પણ તમે તો ભાયડા હતા ને—તમે બહાર પણ પાંચમાં પૂછાઓ છો—દીકરી પરણાવતાં પહેલાં એકવાર એ કોણ છે, ક્યા ગામનો રહીશ છે, કોનો દીકરો છે, એ બધું તમારે જાણી લેવાની જરૂર નહોતી શું?'

'એ બધી વાતોનો વિચાર કરવાનો સમયજ ક્યાં હતો? વારૂ, એ બધું હવે જવા દે—હવે પાણી પીને ઘર પૂછવું' નકામું છે. હવે વાદ વિવાદ કરવાથી કાંઇ લાભ નથી. જે બનવાનું હતું તે બની ગયું.એ બન્યું ન બન્યું થનાર નથી. હવે ત્યારે કરવું શું?'

'એ પણ મારે કહેવું પડશે? તમારા પોતાનામાં કાંઇ અક્કલ નથી?'

'ના, અક્કલ બધી ખોઇ બેઠો છું. આનો શો ઉપાય કરવો એ મને તો સમજાતુંજ નથી.'

'ત્યાં જવું પડશે–ઠેકાણું તો એણે આપ્યુંજ છે. ત્યાં જઇ તેને સમજાવી પટાવી પાછો લાવવો પડશે.'

'ક્યાં પાછો લાવશું? નોકરી તો એણે છોડીજ દીધી છે. હીસાબ–પત્ર બધું ચૂકવી પોતાનું જે લેણું નીકળે તે બધું લઇને તો નોકરી છોડી છે. એની પાસે જઇ એને કહેવાથીજ શું તે આપણે ઘેર દોડતો ચાલ્યો આવશે એમ તું ધારે છે?'

'એમ કોણ કહે છે? પણ એને આ નોકરી ઉપરજ પાછો લાવવો પડશે.'

'પણ નોકરી તો એણે સાવ છોડી દીધી છે. હવે એ કારખાનાવાળા'

'એને રાખશે. હજુ કેટલા દિવસ થયા છે, નોકરી છોડ્યાને. પાછો આવવાની એની મરજી જ હશે તો એ લોકો એને જરૂર રાખશે. શા માટે ન રાખે? ને સાચું કહીએ તો એનામાં બીજા દોષ ગમે તેટલા હશે પણ તે પોતાના કામમાં હુશીયાર છે, ચાલાક છે, કામ કરવાની શક્તિ ને આવડત છે. નહીં તો આ લોકો એને આટલો મોટો પગાર આપીને રાખે પણ શા માટે? ને એણે જે લખ્યું છે, તે જો સાચું હોય, તો સાત સાત હજાર રૂપીયા જેમણે એને બક્ષીસ તરીકે આપ્યા, તે કાંઇ ફોકટ તો નહીં આપ્યા હોય ને? તમે પહેલાં અલાહાબાદ જાવ. ત્યાં જઇ કારખાનાના શેઠીઆઓ સાથે વાતચીત કરો, એમને બધું સમજાવીને કહો. વાત બધી ખોલીને કહો તોય શો વાંધો છે?' 'ધણી–ધણીયાણી વચ્ચે કલેશ થયો, તેમાં ગુસ્સાની ધૂનમાં નોકરી છોડી દીધી છે. હવે આટલા દિવસે મગજ જરા ઠેકાણે આવ્યું છે, તમે બોલાવશો તો પાછો આવશે.' કારખાનાના મોટા મેનેજરને તમે સારી રીતે ઓળખો છો–,

'જરૂર ઓળખું છું, ને જે કહેવાનું હોય તે બધુંય કહી પણ શકીશ. ને કદાચ એને રાજી પણ કરી શકીશ–જો એમણે કોઇ બીજા માણસ સાથે પાકી ગોઠવણ નહીં કરી હોય તો. પણ જમાઇરાજને કોણ મનાવશે? મૂળ વાંધો ત્યાં જ છે. મારી એક પણ વાત માનશે એમ

તું ધારે છે? એકવાર અલાહાબાદ એની પાસે જઇ વાત કરી બની શકે તેટલો બેવકૂફ બનીને પાછો આવ્યો છું. તે યાદ છેને?'

'પણ તેથી કાંઇ હાથ પગ સંકોડી મૂંગા મૂંગા ઘરમાં બેસી રહેવું કાંઇ પાલવે? ને દીકરીને રડી રડીને આમ મરી જવા દેવાય?,'

જરા વાર વિચાર કરીને નીલાંબર બાબુ બોલ્યા—'મારાથી તો એમાં કાંઇ બની શકશે નહીં પણ વરૂણા પોતે જો આવવા તૈયાર થાય—'

'તો એને સાથે લઇ જાવ. કેમ વરૂણા જઇશને? હીંમત છે ને?'

વરૂણા—'જઇશ-હીંમત તો રાખીશ. પણ-પણ મારા જવા-થાયે કાંઇ વળવાનું નથી. એ નહીં આવે-કોઇ કાળે નહીં આવે. એ તો કહેશે કે, વારૂ—આવી છો તો હવે રહે અહીં મારી સાથે. ને હું જો ન રહી શકું, ને પાછી આવું—'

વરૂણા વળી પાછી રડી પડી.

આંખો લૂછતાં લૂછતાં નીલાંબર બાબુ બોલ્યા—'હા—વરૂણા કહે છે તે જ વાત સાચી છે। એ જો ત્યાં જઇ બે-ચાર છ મહિના એની સાથે રહી શકે, ને એનું મન મેં રાખીને ચાલે, તો વળી ધીરે ધીરે એને સમજાવીને પાછો ઠેકાણે લાવી શકાય. દરમ્યાન હું અલાહાબાદ જઇ કારખાનાવાળા શેઠીઆઓને સમજાવી શકું કે, બે ચાર છ મહિના એની જગ્યાએ કોઇ પાકી ગોઠવણ ન કરે.'

'તે એ વાતનો બંદોબસ્ત હમણાં જ કરો. પણ વરૂણા શું ત્યાં જઇને એની સાથે રહી શકશે?'

'ના, એ બની શકે તેવું નથી. ને ખાસ કરીને એના શરીરની હમણાં જે હાલત છે તે જોતાં એનાથી હાલ તુરત તો એ નહીં જ બને. એને એટલે છેટે સુધી લઇ જઇ શકાશે કે નહીં એ જ પહેલાં તો સવાલ છે.'

'તો ડાક્ટરને દેખાડી એની સલાહ લીઓ. ડાક્ટરનો મત પડે કે લઇ જઇ શકાશે તો એને તેડીને તમે જાઓ. હું પણ સાથે

આવીશ, ચાલો. તે પછી ત્યાં જઇ વાતચીત કરી શું કરવું તેનો વિચાર કરશું. વારૂ, એ હાલમાં ક્યાં છે? એ ગામ ક્યાં આવ્યું? કલકત્તાથી કેટલુંક છેટું હશે?'

કાગળ પાછો હાથમાં લઇ ઠેકાણું વાંચી વિચાર કરતાં કરતાં નીલાંબર બાબુ બોલ્યા—'બરાબર ચોક્કસ નથી કહી શકાતું, જીલ્લો લખ્યો છે ૨૪ પરગણા, ગામનું નામ છે આશાપુર. આ નામ પણ કોઇ દિવસ સાંભળ્યું નથી. કેનીંગ પાસે ઉતરવું પડશે. ઘણું કરી, સુંદરવન તરફ એ ગામ હશે. કોને ખબર?'

'હાય! હાય!! સત્યાનાશ વાળ્યોને!!! સુંદરવન! ત્યાં કેમ જવાશે?

'જવુંજ પડશે—એ જમાઇને પાછો લાવવો હોય તો'.

'ભય ભર્યે ફિક્કે ચહેરે તિલોત્તમા નીલાંબર બાબુના મોં સામું તાકી રહી.

---

## પ્રકરણ ૨૦ મું

### આર્ય-જનની

નોકરી છોડતી વખતે કિરણે એક જરૂરી પત્ર લખી મિત્ર સતીશને અલ્લાહાબાદ બોલાવ્યો હતો, ને તેની સાથે બધી મસલત કરીનેજ તેણે આગલા પ્રકરણમાં વર્ણવેલો બધો પ્રબંધ કર્યો હતો.

પચીશ હજાર રૂપીયા વરૂણાને આપી દશ હજાર રૂપીયા એણે મા-ભાઇ બ્હેન અને સુરબાલા માટે રાખ્યા હતા. આ દશ હજારમાંથી પાંચ હજાર રૂપીયાનાં કેટલાંક સરકારી બોન્ડ તથા પોસ્ટલ કેશ સરટીફીકેટ પોતાની માને નામે ખરીદ્યાં ને બીજા પાંચ હજારનાં એજ પ્રમાણે સુરબાલાને નામે ખરીદ્યાં. ને એ બધું સતીશના હાથમાં સોંપી તેને બધું સમજાવીને પાછો પોતાને ગામ મોકલ્યો. માને એક પત્ર લખી બધી હકીકત વિગતવાર જણાવી, ને પોતે પણ સાથે સાથે અલ્લાહાબાદ છોડી ગયો.

સતીશ પાસેથી બધી વાત સાંભળી અને પત્ર વાંચીને થોડી વાર તો સૌદામિની મૂઢ ભાવે બેસી રહી. તેની બંને આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. સાડીના પાલવ વડે આંખો લૂછતી લૂછતી તે બોલી–'હવે શું થાય સતીશ? શું કરવું કહે જોઉં?'

'શું હવે કરવાનું છે, કાકીમા? એણે તો બધું કરી જ મૂકયું છે'

'તેં એને કાંઇ કહ્યું નહીં? એને સમજાવ્યો નહીં? આવી સારી મોટા પગારની નોકરી–રાજા જેવા ઠાઠથી રહેતો હતો–'

'રાજા જેવા ઠાઠથી. પણ મનનું સુખ હતું જરાય?–હા, રૂપીયા ખૂબ કમાતો હતો–ને ખરચતો પણ ખૂબ હતો. પણ તમે બધું સાંભળ્યું ને? રતીભાર પણ સુખ નહોતું એને. છેલ્લા બે ત્રણ મહિનાથી તો તે એકદમ અકળાઇ મુંઝાઇ જ ગયો હતો.–'

'તે મહિને મહિને અમને આટલા બધા રૂપીયા ન મોકલે તોય શું વાંધો? હાં–હમણાં જે બે મહિના એણે આટલા મોકલ્યા–તેથી તો આ ઘર-બાર જે જુનાં પુરાણાં થઇ પડી જવા જેવાં થયાં હતાં તેની મરામત કરાવી શકાઇ છે, નહીં તો આમ અમને મહિને આટલા રૂપીયાની જરૂર પણ શું?'

'એનું કહેવું એમ છે કે તે આટ આટલા રૂપીયા મહિને કમાય, તો તમને પણ આટલા શા માટે ન મોકલે? તમારો પણ હક્ક તો ખરોજ ને–?'

'તે ગમે તે હોય, પણ એના પોતાનાં સુખથી તો એ હક–દાવા અમને કાંઇ વધુ નહીને? હાં,–અમે દુઃખી થતાં હતાં–તે અમને ચાલીશ પચાશ રૂપીયા મહિને મોકલતે તો અમારો નિર્વાહ આનંદથી થયાં કરતે, પણ આ વહુ, ધણી સાથે બે દિવસ રહી ઘરવાસ ભોગવી શકી નહીં–તેના બદલામાં ઝાઝા બધા રૂપીયા એ મોકલી આપે તેને હાથમાં ફેરવવાથી એને શું સુખ મળે? બે સારી સાડી પણ એ વેચાતી લઇને પહેરતી નથી. ઘરેણાં પણ નથી ઘડાવતી. બાપને ઘેરથી જે

લાવી છે તે પણ પેટીમાં મૂકી રાખ્યું છે. એમાંની એકે વસ્તુ શરીરને એકવાર અડકાડી પણ નથી. ને કયે સુખે એ અડકાડે ? કોના માટે પહેરે ? તે આ બધું એને સમજાવીને તેં કહ્યું નહીં ?'

'એ ત્રણવાર કહી તો જોયું પણ એણે એ વાત ધ્યાનમાં જ ન લીધી. એની તો એક જ વાત હતી કે 'ના, અહીં આવી રીતે હવે હું રહી શકું તેમ નથી. હું મારી મા, મારાં ભાઇ-બહેનને ખરચી મોકલું તે પણ એને પૂછીને એ કહે તેટલીજ મોકલું એમ ? ના; આ ખોળીયામાં જીવ છે ત્યાં સુધી એ નહીં બને.'

સૌદામિની એક નિસાસો નાંખી બોલી-'ને આ બધી અક્કલ પહેલાં કેમ ન આવી ?-'

'કાકીબા ! ઘણાંને એમ અક્કલ પહેલેથી આવતી નથી. દુઃખના હથોડાના ઘા ખમી ખમી ને ટીપાયા પછી એ બુદ્ધિ આખરે માણસમાં આવે છે. એજ કિરણ આજ આવો થશે એવું થોડા મહિના પહેલાં આપણે સ્વપ્નેયે ધાર્યું હતું ?'

સૌદામિની-'ને પેલી હૈયાફુટી અભાગણી પણ કેવી છે ? માણસને પેટે અવતરી હશે કે કોઇ ડાકણને ? આમ મારા ફુલફુલીયા દીકરાને ભણુંવણું કરી હેરાન કરી મૂકયો ? હવે એ શું કરશે ? બધુંય ગયું તે એનુંજ ગયું ને ! પચીશ હજાર એને મળ્યા છે તે તો એ ફૂંક મારીને ઉડાડી દેશે. ને વળી બે ફુલફુલીયા દીકરા છે. હવે ભલે બાપને ઘેર પડી રહે ! માબાપની આંખ મીંચાવા દે પછી જોજે કે એ ભોજાઇઓનાં મેણાં ટોણાં, લાતો ને ઝાડુ કેવાં ખાય છે તે ! એ શું ભોજાઇઓનાં મન માં રાખી રહી શકશે-જે પોતાના ધણીનું મન ન જાળવી શકી તે ? ભોજાઇઓ તો એને લાત મારી ત્રણ લુગડાં ભેર કાઢી મૂકશે ઘરમાંથી ને પછી હાથમાં કાચલી લઇ બે છોકરાં ભેગા ફેરવી શેરીએ શેરીએ ભીખ માંગીને પેટ ભરવું પડશે એને !-પડે ચૂલામાં, જે થવાનું હોય તે થાય-મારે શું ! પણ એને પેટે જે બે છોકરા થયા છે એનું મને દાઝે છે-'

જરા હસીને સતીશ બોલ્યો—'એમને માટે આજેજ તમારે એટલી બધી ફીકર ચિંતા કરવી પડે એવું નથી, કાકીબા! એ છોકરાઓનો બાપ પણ હજુ તો બેઠો છે, ને જો છોકરાંઓ આગળ ઉપર દુઃખી થશે તો જેને એ બાબત વિચાર કરવાનો છે તે પોતાની મેળે કરશે.'

સૌદામિની—'તે વખતે પછી વિચાર કરીને કરશે પણ શું? નોકરી તો છોડી દીધી છે. ક્યાં કોઇ અજાણ્યા મુલકમાં જઇ વસ્યો છે—કહે છે કે ખેતી કરીને પેટ ભરશે. ખેડ કરવી એ શું રમત વાત છે સતીશ? ખાવાનું કામ છે? કોઇ દિવસ જેણે ન કર્યું હોય તેને કેટલું આકરૂં લાગે.'

બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. જરાવાર થોભી સૌદામિની બોલી 'વારૂ, સતીશ અલાહબાદ છોડીને ચાલ્યોજ ગયો છે? તારી સાથે જ એણે ગામ છોડ્યું?'

'હા, કલકત્તા સુધી અમે બન્ને સાથે જ હતા.'

'પછી? એણે ખેડની જમીન ક્યાં લીધી? તે શું ત્યાં પહોંચી પણ ગયો?'

'કલકત્તે આવી મને આ તરફ રવાનો કરી તે પણ ત્યાંથી ચાલ્યો તો ગયો.'

'ક્યાં?'

'આ ૨૪ પરગણા જીલ્લાની દક્ષિણે—સુંદર વન પાસે એટલામાં'

'સુંદર વન પાસે? જંગલમાં? હાય! હાય!! સત્યાનાશને!!! ત્યાં તો વાઘ વરૂ સાપ વીંછી ને મગરની રાત દિવસ બીક. જીવ તો મુઠીમાંજ રહે! ક્યારે શું થાય? આપણામાં તો કહેવાય છે કેઃ—

'જલે મગર સ્થળે વાઘ, કેમ જીવાય સુંદર વન મોઝાર!'

હસતો હસતો સતીશ બોલ્યો 'ના, ના, એટલું બધું ડરવા જેવું નથી કાકીબા! સુંદર વનની અંદર નહીં, પણ સુંદર વનની

પાસે. ત્યાં આજકાલ જમીનની આબાદી થાય છે, નવાં નવાં ગામડાંઓ વસે છે. ત્યાં કોઇ એક જમીનદારી કંપની ખુલી છે ને ત્યાં જે ખેડ કરવા માંગે તેને સસ્તે ભાવે જમીન આપે છે. કિરણે આ કંપની પાસેથીજ બસો વીઘા જમીન લીધી છે. વચમાં એકવાર પોતે ત્યાં જાતે જઇ જોઇ આવી બધું ઠીક ઠીક કરી આવ્યો હતો.'

'તું મને ત્યાં તેડી જા સતીશ! હું એકવાર એને મળી આવું. એનું મોઢું જોઉં, મને આ બધું સાંભળી હવે અહીં સુખ વળતું નથી, જતાં પહેલાં આટલો પાસે કલકત્તા સુધી આવ્યો હતો તોય એકવાર અહીં સુધી આવીને મળી પણ ન ગયો?'

સૌદામિની રડી પડી. સતીશ ને સૌદામિની ઓસરીમાં બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. ઓરડામાં બારણાંની ઓથે બેસી સુરબાલા આ બધું સાંભળી આંખોમાંથી આંસુડાં સારતી હતી. આંખો લુછી ખોંખારો ખાઇ કંઠ સ્વર ઠીક કરી તે હવે બોલી 'એક કામ કરોને સાસુજી? આટલા બધા રૂપીયાને આપણે શું કરશું? તમે જઇને બધા એમના હાથમાં સોંપી દીઓને. એ ગમે તે કામ ધંધો કરવાના હોય પણ પોતાની સાથે તો ફક્ત બે હજાર રૂપીયાજ છે ને? એમાં ધંધો રોજગાર તે વળી કેવોક થાય? આ દશ હજાર રૂપીયા એમને આપીએ તો?'

'એ તો આપવાનાજ તો. સાચે સાચ આટલા બધા રૂપીયાનું અમારે કામ પણ શું છે? એ બધાય ભલે એ રાખે, ને એને જે ઠીક લાગે તે ધંધો કરે. તું અમને ત્યાં તેડી જા સતીશ. તનેયે કામકાજ તો હશે જ-તું અલાહાબાદ ચાર દિવસ ફરી આવ્યો તો હવે બે દિવસ વધારે. અમને ત્યાં પહોંચાડી તું તુરત પાછો આવ્યો આવજે.'

જરાવાર વિચાર કરીને સતીશ બોલ્યો 'પણ કિરણ આમ કરવાથી રાજી થશે એમ હું ધારતો નથી કાકીબા!'

'રાજી નહીં થાય? એને રાજી થવુંજ પડશે. તું એકવાર અમને એની પાસે તેડી જા. એને સમજાવવો ને રાજી કરવો એ પછી મારું કામ છે.'

'પણ પહેલાં એને લખીને પૂછાવી—'

'ના, ના, લખવાનું કાંઇ કામ નથી. તે કદાચ ધૂનમાં ને ધૂનમાં 'ના' લખી બેસશે ને કાં તો અમે આવીએ છીએ એમ સમજી વળી ક્યાંક ભાગી જાશે.–'તો પછી વળી અમારી શી દશા?' અમે ક્યાં જઇને ઉભીએ?'

'પણ એક બીજી વાતનો પણ વિચાર કરવાનો છે, કાકીમા! એણે એની નવી વહુને પણ લખ્યું છે કે–જો મરજી હોય તો તે ત્યાં આવી શકે છે–'

'અરે!–તું ગાંડો થયો છે, સતીશ! ઇ' વહુ સુંદરવન દોડતી આવશે કાં! એવી જો એ ડાહી હોત તો ધણીને આમ પજવીને દુઃખી કરીને આવી નોકરી શા માટે છોડાવત?–મને થોડી થોડી વારે મનમાં શું થયાં કરે છે તે તને હું કહું સતીશ? જાણે કે જે થયું છે તે સારૂં જ થયું છે. એ તો હવે આવશે જ નહીં. ને તેથી હવે આ અભાગણી સામું જો ભગવાન જુવે ને એનું ઘર મંડાય! અરે–બાવડી, રૂપીયા રૂપીયા કરીને મુઇ તું. રૂપીયા જ કાંઇ દુનીયામાં મોટી વાત નથી. સુકો–ટાઢો રોટલો ને જાડાં મોટાં લુગડાં પહેરી ધણી સાથે ઘર માંડી રહીને ધણીનાં માન મેળવે એનું નામ તે બાયડી–ને એ બાયડીનાં સુખ પાસે રાજાનાં મહેલનું સુખ કંઇ વિસાતમાં!'

'સાંભળો કાકીમા! તમારી એ વાત ખરી હશે છતાં એ વહુની બુદ્ધિમાં પણ ક્યારે ફેર પડે તે કાંઇ કહેવાય નહીં. કિરણ પોતે પણ એમ ધારે છે કે, તે કદાચ આવશે! ને ભોગજોગે જો એ આવે–વારૂ, જવા દો એ વાત, આવશે ત્યારે વળી જોયું જાશે. હમણાં તો–વારૂ ત્યારે તમારે જો જવું જ હોય તો ચાલો હું તમને તેડી જઇશ પણ થોડાક દિવસ તમારે થોભી જવું પડશે કાકીમા–'

'કેટલા દિવસ?'

'આ દશ પંદર દિવસ. જતાં પણ બે ત્રણ દિવસ લાગશે. ને જઇને તમને ત્યાં પહોંચાડીને તુરત તો કાંઇ મારાથી ચાલ્યું તો નહીં અવાયને. તેથી આ તરફનું થોડું કામ છે તે બધું પતાવીને જ નીકળવું સારૂં.'

'વારૂ દશ પંદર દિવસ પછી નીકળશું-તું એક કાગળ લખી નાખ-આપણે ત્યાં જવાના છીએ એવું કાંઇ લખજે માં-ફકત સ્હેજ ભાવે ખબર અંતર પૂછજે કે તે ત્યાં શું કરે છે, કેમ રહે છે-તબિયત કેમ છે-વગેરે. મારા મનમાં શુંનું શું થાય છે સતીશ. શું કહું તને? કોઇ કોઇ વાર તો એમ પણ મનમાં થયાં કરે છે કે હું અલાહાબાદ-પ્રયાગ મરવા શા માટે ગઇ? ન ગઇ હોત તો બળ્યું અમારૂં તો જેમ નભતું હતું તેમ નભ્યા કરત, અમે તો જનમ દુઃખીયારાં દુઃખી રહેત-પણ મારૂં આ પેટ-મારો દીકરો ભલે બહુ સુખી નહીં તોપણ સારે ઠેકાણે શહેરમાં ઇજ્જત આબરૂથી રાજા જેવી નોકરી કરતો સુખે ટાઢે છાંયડે બેઠો તો હોત ને? હવે તે એકલો અટુલો ગાઢ જંગલમાં શું કરતો હશે, કેમ ખાતો પીતો હશે-વાઘ-વરૂ-દીપડાની બીક, મગરની બીક-મચ્છર-ચાંચડ જીવ જંતુ ક્યાંક તાવ-બાવ પણ ને આવી જતો હોય-'

બોલતાં બોલતાં એક ઉંડો નિસાસો નાખી સૌદામિનીએ આંસુ લૂછ્યાં. સુરબાલાનું આખું શરીર પણ ધ્રુજી ઉઠ્યું. એને મનમાં એમ થયું કે, 'જો તેને પાંખો હોત તો! એક વાર આકાશમાં ઉડી કિરણને તે જોઇ આવત.'

---

# પ્રકરણ ૨૧ મું

## સુંદર-વન

એક મોટી નદીની ઉત્તરે જ ગામ—નવું ગામ—હજુ વસ્યે માત્ર ૧૫-૧૬ વર્ષ થયાં હતાં, નામ રાખ્યું હતું આશાપુર. જે જમીનદાર કંપની આ તરફની જમીનની આબાદી કરી ગામ અને વસ્તી વસાવી જમીન વેચતી હતી તેનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે, બેકાર બંગાલી સજ્જન યુવકો માટે સુધારેલી ઢબે આ ખેતીનું કામ ચાલુ રાખવું ને દિનપર દિન વધારવું. એમણે એમ ધાર્યું હતું કે દેશની બેકાર—સમસ્યાનો સારામાં સારો આ ઉપાય છે. પૂર્વે લગભગ બધાય બંગાલી સદ્‌ગૃહસ્થો ગામડાંમાં વસતા હતા અને ઘરની બાજુમાંજ થોડી જમીનની ઉપજ ઉપર જ આ ગૃહસ્થોની આજીવિકા અવલંબતી હતી. કાલાંતરે અનેક કારણોને અંગે આ પરિસ્થિતિ બદલાતી ચાલી; બુદ્ધિશાળી અને ભણેલા ગણેલા લગભગ સર્વે ગૃહસ્થોએ ગામડાંની ગૃહસ્થાશી છોડી, નોકરી, વકીલાતી, ડાકતરી ને એવા જાતજાતના વ્યવસાયથી ધન ઉપાર્જન કરવાના આ નવા નુસખા અજમાવવા ચાલુ જમાના પ્રમાણે આબાદી કરેલાં નવાં શહેરોમાં જઇ વસવાટ કર્યો. ભણેલા શહેરવાસી-ઓનું એક માત્ર લક્ષ્ય ધનોપાર્જન જ થઇ પડયું ને તે સિદ્ધ કરવા બધાયનું મન, નોકરી, વકીલાતી, ડાકટરી તરફ જ ખેંચાવા લાગ્યું. પણ આમ થવાથી વખત જતાં એમાંના મોટા ભાગને ઉપરનાં ક્ષેત્રોમાં આજીવિકા મળવી દુર્લભ થઇ પડવા લાગી. આ જમીનદારી કંપની જેમના પ્રયત્નોથી સ્થાપિત થઇ હતી, તેમણે એમ ધાર્યું હતું કે, બરા-બર આગળના જેવું નહીં, પણ એવી જ કોઇ વ્યવસ્થાપૂર્વકનું આયોજન ચાલુ સંજોગોને અનુકૂળ હોય તેવું—કરી આ બેકાર સજ્જનોને પાછા ગામડાંમાં વસતા કરી શકાય તોજ આ લોકોની આજીવિકા સુખપૂર્વક ચાલી શકે. જુનાં ગામડાંઓની આસપાસ પડતર જમીન પણ મળવી મુશ્કેલ થઇ પડી હતી. પણ આવી પડતર જમીન દેશમાં ઘણે ઠેકાણે અણખેડાયલી પડી છે. એ જમીનો ખેડાવી આબાદ કરાવી તેની

આજુબાજુ નવાં ગામો વસાવી શકાય, તો એ તરફ કદાચ બેકાર યુવકો આવાને વસે પણ ખરા. ને એમ થાય તો ભવિષ્યના અવશ્યંભાવી ધ્વંસમાંથી બંગાલી ભદ્રસમુદાય બચી જાય. સ્થાપકોએ પ્રથમ નાને પાયે આ કામ ઉપાડવાનું યોગ્ય ધારેલું. દેશના શિક્ષિત યુવકો જો ધારેલા પ્રમાણમાં આ કામમાં આવીને ન જોડાય તોપણ એમની પાસેથી જમીન ખરીદી લેનારા બીજા ઘણાય મળી આવશે. જમીનના નાના ભાગલા પાડી સાધારણ કિસાન-કુટુંબોને તેઓ આવી જમીનો વેચી શકશે ને એવાં ઘણાંયે કિસાન-કુટુંબો એ જમીન ખરીદવા તત્પર થઇ જશે ને પરિણામે જે મૂળ-ધન આ કામમાં રોકેલું છે તેનો નાશ નહીં થાય. તેથી એમણે પ્રથમ આ ગામ વસાવ્યું અને પ્રભુકૃપાથી એમની આશા પૂર્ણ થશે એવી શ્રદ્ધા રાખીને એમણે ગામનું નામ પણ આશાપુર રાખ્યું. આ આશાપુર ગામને મધ્યવર્તિ કેન્દ્ર બનાવીને એમણે કામ શરૂ કર્યું હતું. આ કામની દેખરેખ રાખવા એક મેનેજર પણ નીમવામાં આવ્યો હતો ને તે આ ગામમાં જ રહેતો હતો. કાર્યાલયની પાસે જમીનદારોએ પોતે પણ થોડી જમીન લીધી હતી અને પોતાનો જ દાખલો દેખાડી એવી રીતે એ જમીનમાં કામ શરૂ કર્યું હતું કે નવાગત યુવકોને એમની કાર્યપ્રણાલી માર્ગ-દર્શક થઇ પડે. મેનેજર હતો એક પ્રૌઢ વયનો સર્જન; જેઓ અહીં વસવાટ કરવા આવતા હતા તેઓ આ મેનેજરને મુરબ્બી ને વડીલ જેવા માની એની સાથે તે પ્રમાણેનું વર્તન રાખતા હતા. મેનેજરનો સ્વભાવ પણ અત્યંત સરળ અને પ્રેમી હતો.

સ્થાપકોએ ચોતરફ છાપાંઓમાં આ યોજના બાબતની ઘણી જાહેર ખબર આપેલી ને એમની એવી એક જાહેર ખબરથીજ પ્રેરાઇને કિરણે અહીં એક વાર આવીને પોતે જાતે જમીન જોઇ અને ખેતી માટે જોઇતી તથા પોતાને રહેવા માટે ૩-૪ ઓરડા બાંધી શકાય એટલી જમીન પસંદ કરી, મેનેજર સુખમય બાબુ પાસે તે થોડાક રૂપીયા પણ બાના તરીકે અગાઉથી આપી ગયેલો હતો. પોતાનું નામ અને પોતાના ગામનું નામ આપ્યા સિવાય બીજી કોઇપણ

ઓળખાણ એણે મેનેજર બાબુને આપી નહોતી. ફક્ત એટલું જ કહેલું કે તે પ્રથમ નોકરી કરતો હતો. તેમાં થોડાક રૂપીયા તે એકઠા કરી શક્યો છે, ને હવે નોકરી છોડી દઇ એ રૂપીયા ખેતીવાડીમાં નાંખી આ ગામમાં વસી ખેતી કરી પોતનો નિર્વાહ ચલાવવા તેની ઇચ્છા છે, કુટુંબકબીલો હાલ તુરત તો દેશમાંજ છે ને અહીં કામ જરા રસ્તે ચડે ને બધું ઠેકાણે પડે એટલે કુટુંબને અહીં તેડી લાવવાનો વિચાર છે.

પંદર–વીસ દિવસ થયાં કિરણ આવ્યો હતો ને કેટલાક માણસો રાખી એણે કામ પણ થોડું થોડું શરૂ કરી દીધું હતું. મેનેજર બાબુએજ એને આ માણસો મેળવી આપ્યાં હતાં, ને ખેતી કરવા આવનાર દરેકે દરેક વ્યક્તિને તેઓ આ પ્રમાણે માણસો મેળવી આપતા હતા. બીજા કેટલાક સજ્જનોએ પણ આજુબાજુમાંજ જમીન લીધી હતી ને એમને પણ જ્યારે જ્યારે જેટલાં જેટલાં માણસો જોઇતાં તે સર્વે આ મેનેજર બાબુ જ મેળવી આપતા હતા.

એક દિવસ સાંજને સમયે કાર્યાલયની પાસે બહાર એક ઝાડ નીચે સુખમય બાબુ અને કિરણ બેઠા હતા. કિરણ કહેતો હતો:– ‘ગામનું નામ તો બહુ મજાનું રાખ્યું છે–આશાપુર, પણ આ આશા ક્યારે અને કોણ પૂર્ણ કરશે એની કાંઇ ખબર પડતી નથી, ઘોષ મહાશય.’

સુખમય બાબુ હસતાં હસતાં બોલ્યા: કાંઇ કહેવાની વાત નથી, ભાઇ, અમારા શેઠીયાઓની આશા—મેં તો પહેલેથીજ કહી દીધું હતું કે ‘આ બધામાં તમારૂં કાંઇ વળવાનું નથી, તમારી આશા ફળવાની નથી.’ પણ એમણે કહ્યું કે–જરૂર ફળશે, જરૂર ફળશે. આમ ને આમ આખી જાતિ જે ભૂખે મરી રહી છે–બેકાર થતી જાય છે—તે શું મરીને રસાતળ જશે?’ અરે શેઠ, મરવાની છે જ તો વળી. નહીં તો કાંઇ આ દશા હોય? એક નાની સરખી નોકરી મેળવવાને બધાય શહેરમાં જઇ ઉપરા ઉપર પછડાઇ મરે છે. એટલી

બધી નોકરીની જગ્યાઓ પણ ક્યાં ઠારી રાખી છે? જેઓને નોકરી મળતી નથી તેઓ 'યેન કેન પ્રકારેણ' ચાર થોથાં વાંચી પરીક્ષા આપી પાસ થઇને વકીલ ને સોલીસીટર થઇને બેસી જાય છે. પણ એ બધાને એટલા અસીલો પણ પછી ક્યાંથી મળે? અસીલોની સંખ્યા કરતાં વકીલ સોલીસીટરોની સંખ્યા વધી પડી છે. હું એક-વાર શેઠીયાઓના એક કોર્ટના કેસ બાબત હાઇકોર્ટમાં ગયો હતો—ત્યાં વકીલોની હારની હાર બેઠી હતી. જાણે કે કોઇ નિશાળના વર્ગમાં છોકરા હારબંધ કેમ ન બેઠા હોય! ને એજ પ્રમાણે વૈદ્ય ડાકટરોનો પણ કાંઇ પાર નથી. શહેરોમાં ગલી ગલીએ દુકાન ખોલી પાટીયાં ટાંગીને બેસીજ ગયા છે. એકાદ રોગી મળી જાય એવી આશામાં મોઢું ફાડીને બેઠાજ હોય. આને શું કહેવું? કાંઇ નહીં. બોલવામાં સાર નથી ભાઇ. આ વૈદ ડાકટરોને બે પાંચ રૂપીયાની કમાણી થતી હોય તો પેલી અલાબલા ને સત્યાનાશ વાળનારી પેટન્ટ દવાઓ વેચીને. આપણી જાતિ મરવાજ બેઠી છે બાપુ. ચોક્કસ મરવાનીજ! એટલે સોળેસોળ આના મરવાની! અરે મરી ગઇ છે એમ કહીએ તો પણ ચાલે.'

હૂં–'

'આ જુઓને હું અહીં પંદર સોળ વર્ષથી આ દુકાન ખોલીને (જમીનદારીની) બેઠો છું, કેટલાક જણ આવ્યા? જે બે ચાર જણ આવ્યા છે-તેઓ જરા મોટી ઉમરના છે-પાસે ચાર પૈસાની મૂડી છે-ને દુનિયાનો અનુભવ લઇ ઠોકરો ખાઇ ઠેકાણે આવ્યા પછી, અહીં આવ્યા છે. ને કેટલાક नान्यः पन्था विद्यते ' 'સ્હેજે બાવા બ્રહ્મચારી' બની અહીં આવ્યા છે. પણ સાચું કહું છું ભાઇ, તમે આ યા પછી મનમાં કાંઇક આશા બંધાણી છે. તમારી ઉમર પણ કાંઇ મોટી નથી-કેટલાં વરસ થયાં હશે તમને? ત્રિસેક ખરૂંને?

'આ બત્રીસમું ચાલે છે.'

'તે ત્રીસ ને બત્રીસ એમાં કાંઇ ફેર ન કહેવાય. ને તમે બહુ હોશિયાર ને ચતુર લાગો છો.-તમારો ચહેરો પણ પ્રભાવશાળી છે—

મને લાગે છે કે તમે શહેરમાં કોઈ સારી મોટા પગારની નોકરી કરી લાગે છે. તે સારી નરસી જે કાંઈ કરી હોય તે હવે છોડીને અહીં તો આવ્યા જ છોને? જેમને નોકરી નથી મળતી તેઓ પણ શહેરની મીઠી મધલાળ છોડી આ તરફ આવતા નથી ને દુઃખ ભોગવી મુશ્કેલીઓ વેઠીને પણ શહેરમાંજ નોકરી મળવાની આશાએ પડયા રહે છે. ને તમે એ ચાલુ નોકરી છોડીને આવ્યા છો એવા કેટલાં માણુસો મળે?'

'વારૂ, આ બેકાર યુવકો-જેમના માટે તમે લોકોએ આટઆટલું કર્યું છે તેઓ કોઈ બિલકુલ આવતાજ નથી કે શું?'

'આવે છે કોઈ કોઈ, બેચાર દિવસ રહે, જુએ, સાંભળે, ને પાછા ચાલ્યા જાય'. કોઈ કહેવા લાગે: 'એમાં કાંઈ વળે નહીં,' કોઈ કહે-'અહીં રહી શકાય તેવું નથી. પાણી માફક આવે તેવું નથી' વળી કોઈ કહે-'જોઈએ જરા વિચારી કરી-સલાહ-મસલત કરીને આવશું.' ને કોઈ કહે: 'પાસે મૂડી નથી.'

'આ છેલ્લી વાતમાં કાંઈક વજુદ છે, ઘોષ મહાશય: લગભગ બધા યુવકોની પરિસ્થિતિ એવી હોય છે કે એમનાં માબાપોએ માંડ માંડ ખરચ પૂરૂં કરીને અથવા કેટલીકવાર તો કરજ કરીને એમને ભણાવ્યા હોય છે. ભણતર પણ બહુ મોંઘી થઈ ગઈ છે ને. તેથી જ્યારે ભણી લીએ છે ત્યારે એવી વિકટ સમસ્યા એમની સામે આવી ઉભે છે કે તુરતમાં જ કાંઈક કમાઈ ન લાવે તો ચાલે નહીં. જમીન લઈ ખેડ કરવા જાય કે બાગબગીચો કરી ફળફુલની પેદાશ લેવા જાય તો કાંઈ નહીં તો ત્રણ ચાર વરસ તો વગર આવકે ગાંઠના રોટલા ખાઈને મહેનત કરવી પડે. ને ખેડ કરવા જતાં ૫૦૦-૧૦૦૦ રૂપીયાની મૂડી જોઈએ. બધાની પાસે તે હોય પણ કયાંથી?'

સુખમય બાબુ-'જો માણુસ મરણીયો થઈને એક જ નિશ્ચયને વળગી રહી મહેનત કરે તો મૂડી કદાચ મળી પણ રહે. ને જો આ છોકરાઓને દુનિયામાં ખરેખર માણુસ થઈને જીવવું હોય તો એમણે મૂડી ગમે ત્યાંથી મેળવવી જ જોઈએ. પણ પહેલાં તો મરણીયાં થઈ કામ કરવાની શક્તિ જોઈએ.'

'એનું જ અઘરૂં છે ધોય મહાશય; એમને જે શિક્ષણ મળે છે-'

'એજ સત્યાનાશનું મૂળ છે ને, બાપુ. એ ભણતરની શરૂઆતમાંજ આ ખેડ ખેતી તરફ એમની વૃત્તિ કેળવવામાં તો નથી જ આવતી તે તો જાણે ઠીક પણ ઉલટું એના તરફ અણગમો પેદા કરવામાં આવે છે. પણ એવા પણ કોઇ કોઇ છોકરાઓ છે કે જેઓ નોકરીની શોધમાં ઉંબરે ઉંબરે ભટકીને હેરાન પરેશાન થઇ ગયા હોય છે. શહેરમાં બે વખત પેટ ભરીને ખાવાનું પણ બિચારા મેળવી શકતા નથા. થોડી ઘણી મૂડી હોય કે કોઇ આપે તો આવીને કામે પણ લાગી જાય. પણ મૂડી મેળવવાની શકિત ન હોય; કોઇ સાથે ખાસ ઓળખાણ પાછાણ પણ ન હોય, કોઇને કહી પણ ન શકે કે મૂડી આપો.'

'વારૂ, તમારા શેઠીઆઓ અહીં એક બેંક ખોલી ન શકે? છોકરાઓને અહીં લાવી વસાવો, એમને રૂપીયા ધીરો, ને તમારીજ દેખરેખ નીચે એમને કામ કરાવો કે જેથી તમારા રૂપીયા માર્યા ન જાય. આવક થવા માંડતાં તમારા રૂપીયા ધીરે ધીરે વસુલ કરી લેવા. જેઓ કાયદેસર બરાબર નિયમ પ્રમાણે કામ કરવા રાજી હોય તેમનેજ રાખવા. જેઓ એમ ન કરે તેમને રવાના કરવા.'

સુખમય બોલ્યુ-'એમ કરવાથી માર્ગ કાંઇક વધુ સરળ થાય ખરો. શેઠીયાઓ પાસે એકવાર આ બાબત વાત કરી પણ જોઇ હતી. પણ એમણે બધી મૂડી આ જમીનની ખરીદીમાંજ રોકી નાંખી છે. બેંક કરવા જતાં બીજી મૂડીનો પ્રબંધ કરવો પડે. એ કામ જરા મુશ્કેલ પણ ખરૂં ને શેઠીયાઓને એના સફળતાનો કાંઇ બહુ ભરોસો પણ નથી આવતો. ઉલટું જરા ભડકી ગયા છે, નિરાશ થઇ ગયા છે. આ જમીનમાં આટલા રૂપીયા રોકયા છે તે પણ માર્યા ન જાય ને વસુલ થઇ જાય તો સારૂં એમ એમને થયાં કરે છે. ને વળી એકલી બેંક ખોલવાથીજ તો કાંઇ ઇતિ કર્તવ્યતા થઇ ન જાય ને. તમે જેમ કહ્યું તેમ કાયદેસર ખતપત્ર લખાવી યુવકો પાસે કામ પણ કરાવવું જોઇએ; નહીં તો ગમે તેમ હોય તો પણ બિનઅનુભવી અનાડી છોકરાઓ

કોણ જાણે ક્યારે શું નું શું કરી બેસે! એમની મૂળ નીતિ કાંઈ અપ્રામાણિક ન હોય તો પણ કોઈ પણ પૂર્વ યોજના વગર રૂપીયા પૈસા વધુ ખરચી બેસે તો પછી કરવું શું?'

'હું! કામકાજની પાકી નિયમાવલી બનાવી એ ધોરણને સખત રીતે અનુસરીનેજ રૂપીયા ધીરી કામ ચલાવવું જોઈએ. જો રૂપીયા આપનાર કોઈ હોત તો, હું દેખાડી આપત ઘોષ મહાશય કે, કેમ કામ થાય છે. ને તે જો હું કરી શક્યો હોત, કામ ચલાવવાનું માન મને મળ્યું હોત તો મને લાગે છે કે હું એક કામ જેવું કામ કરી બતાવી મારૂં જીવન સાર્થક કરત. આટલા દિવસ મારા પોતાનાજ સુખ દુઃખમાં રચ્યોપચ્યો રહ્યો, આ બધી વાતોનો ખ્યાલ કોઈ દિવસ સ્વપ્ને પણ નહોતો આવ્યો. આ દિશામાં એક-કર્તવ્ય ફરજ છે, કે હોઇ શકે છે એનો વિચાર સરખોયે નહોતો આવ્યો. અહીં જ્યારે આવ્યો—ને તે મનમાંના એકાદ ખ્યાલથીજ આવ્યો હતો ત્યારે ધાર્યું હતું કે, જોઉં,—કરી જોઉં કેવું લાગે છે. અનુભવ લઇ જોઉં. કાંઇક કાંઇક એવું પણ ખરૂં કે બીજો કોઇ ઉપાય નહોતો તેથીજ આ તરફ આવી ચડયો. ગમશે કે નહીં ગમે, રહી શકીશ કે નહીં, પાણી માફક આવશે કે નહી, એનો પણ વિચાર નહોતો કર્યો. પણ હવે તો નક્કી વિચાર થાય છે કે હું અહીં જરૂર રહીશ, મારે રહેવુંજ જોઇએ. હું આવ્યો તે સારૂંજ થયું છે. હવે જોઇશ. તનતોડ મહેનત કરીને જોઇશ કે, કાંઇ નવું કરી બતાવી શકાય છે કે નહીં, કે જેને પરિણામે તમારૂં આ આશાપુર ગામ દેશના લોકોની મંગલ સાધનાનું આદિ-પીઠ ધામ બની જાય!'

કિરણની આંખોમાં અને એના ચહેરામાં એક જાતનો ઉજ્જવલ પ્રકાશ ઝળકતો હતો, એની બોલવાની છટામાં, એના અવાજમાં દેશની કોઇ એક મહાશક્તિશાળી વ્યક્તિની પ્રભા ઝળકી રહી હતી. સુખમય બાબુ આ બધું મુગ્ધ દૃષ્ટિએ જોઇ રહ્યા હતા, મુગ્ધ ભાવે કાન માંડી એની વાણીના રણકાર સાંભળતા હતા. એમની આંખોમાં

હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં, કિરણને પ્રેમથી ભેટી પડી મહમદ કંઠે સુખ-મય બાણુ બોલ્યા 'થશે, મારા બાપલા, બધુંય થશે, તમે જ આ બધું કરી શકશો! તમારી વાતની છટામાંજ-તમારા હાવભાવમાંજ આ વસ્તુની સિદ્ધિ હું સાંભળી રહ્યો છું. તમારી આંખો અને ચહેરા પરના દિવ્ય તેજમાં હું એ સિદ્ધિ સાંપડવાના સોણલાં જોઇ રહ્યો છું!'

હસતાં હસતાં કિરણ બોલ્યો 'એટલો બધો ભરોસો કરજો માં શેઠ મહાશય. હું-હું કોઇ મહા પુરૂષ છું-બહુજ મોટો માણસ છું. એવું ધારી બેસશો નહીં. હું એક ખ્યાલી માણસ છું. પણ હવે તમે આશીર્વાદ આપો કે આ જે ખ્યાલ મગજમાં આવ્યો છે તે સંકલ્પમાં ને કાર્યમાં પરિણમ પામે. ને જો તેમ થઇ શકે તો મને આશા છે કે કદાચ-કદાચ આ કામ હું આગળ ધપાવી શકીશ. ને રૂપીયા-પહેલાં મને આ વાતનો ખ્યાલજ નહોતો. જો થોડા દિવસ પહેલાં જરા સરખો પણ ખ્યાલ આવ્યો હોત તો કદાચ-કદાચ એક નાની સરખી બેંક ખોલવા જેટલા રૂપીયાનો પણ હું બંદોબસ્ત કરી શકત.'

'પ્રથમ તમારો સંકલ્પ પાકો થવા દીઓ. કહો કે પાકો થયો છે તે પછી જુઓ કે શું થાય છે? પ્રયત્ન કરશો તો હજુયે ઘણુ કરી શકશો. દિલની સાચી ધગશ ધરાવનાર માણસ જો કામ કરવા તૈયાર હોય તો ફક્ત રૂપીયાને કે મુડીને અભાવે તે અટક્યું નહીં રહે મારા બાપલા.'

---

## પ્રકરણ ૨૨ મું

## મિત્ર-લાભ

બે યુવકો તે વખતે તેમની તરફ આવતા જણાયા. સુખમય બાબુ તેમની તરફ જોઇ રહી બોલ્યા–'એ પેલા કોણ આવે છે? રૂડા-રૂપાળા બે છોકરા અચાનક આમ કયાંથી આવી ચડયા? મને તો લાગે છે કિરણ બાબુ, કે તમારા મનનાં આવેગભર્યાં આવાહનથી આશાપુરના વાસ્તુદેવતા આ યુવકોને અહીં ખેંચી લાવ્યા છે.'

'આવાહન જો થયું જ હોય તો તે હમણાં થોડી વાર પહેલાં જ થયું હતું. પણ આ લોકો તો આશાપુરમાં બહુ વહેલા આવેલા હશે!'

'આવાહન–તમે જાણી શકયા નથી બાપુ, તમારા અંતર મનમાં આ હાકલ ઘણી વાર પહેલાંથી ઉઠી ચૂકી હતી. મોઢામાંથી હમણાં બહાર નીકળી તે ભલે. ને એ હાકલ બહાર પડતાંના સાથે સાથે જ જુઓ–હવે એ લોકો શું કહે છે, શા મતલબથી આવ્યા છે તે જોઇએ.'

બન્ને યુવકોએ પાસે આવીને નમસ્કાર કર્યા. પ્રતિ–નમસ્કાર કરી હસતાં હસતાં સુખમય બાબુએ તેમને આવકાર આપ્યો; ને માનપૂર્વક પોતાની પાસે બેસાડયા. એક યુવકે કહ્યું 'આપ જ અહીંના મેનેજર બાબુ છો ને?'

'હા,–તમે–તે–તમે છોકરાઓ છો–તેથી તમને 'આપ' કહી ન સંબોધતાં 'તમે' કહું છું. કાંઇ ખોટું લગાડશો નહીં–આ ભારી હમણાં 'આપ' 'મહાશય' વગેરે સંબોધનો તમારા જેવા છોકરાઓ સાથે વાત કરતી વખતે મારી જીભે જ ચડતાં નથી. વારુ ત્યારે હવે કહો તમે આ તરફ કયાંથી ચડી આવ્યા મારા બાપલા?'

'અહીં જમીન વેંચાય છે, તેથી જોવા આવ્યા છીએ.'

'ફકત જોવા જ આવ્યા છો? તે ભલે જુઓ. એ–એ આ ચારે તરફ જયાં સુધી તમારી નજર પહોંચે ત્યાં સુધી–આ બધી અમારી

કંપનીની જમીન છે. એવા તો ઘણુાયે આવે છે. વારૂ-તમે ખાલી જોશો, કે ના, ખરીદવાની પણ કાંઇ મરજી છે?'

'જો બધી વાતે અનુકૂળ હશે તો જરૂર ખરીદશું. ન ખરીદવી હોય તો આટલે છેટેથી ફક્ત જોવા માટે જ કોઈ આવે ખરૂં? ને વળી રસ્તો પણ કાંઇ એવો આરામ ને સુખ-સગવડ ભર્યો નથી કે ફક્ત શોખના માર્યા કોઇ અહીં ફરવા નીકળી આવે! પેલી પાર સ્ટેશન પાસેથી આ આવડી મોટી નદી પાર ઉતરી આ તરફ આવવાનું, રસ્તામાં જો એકાદ વરસાદનું ઝાપટું કે વાવાઝોડું થાય તો મધ-નદીએ આ ભાભિરા પાણીમાં જ સમાધિ થતાં સો વર્ષ પૂરાં થઇ જાય' કહી યુવક જરા હસ્યો.

સુખમય અને કિરણ પણ હસી પડયા. પછી સુખમય બાબુ બોલ્યા 'સારૂં, સારૂં, ભલે આવ્યા. વાતચીતમાં બહુ જ ચાલાક ચતુર જણાઓ છો. તમારાં નામ કહો જોઉં બાપલા?'

'મારૂં નામ વિમલાંશુ રાય' એક યુવક બોલ્યો.

'ને મારૂં નામ સુપ્રકાશ લાહિડી' બીજો બોલ્યો.

'નામ તો બહુ જ સુંદર અને શહેરી ને વળી રોમાન્ટીક છે. વારૂ...'

વિમલાંશુ-'જી, નામ તો છોકરાંઓના માબાપો જ પાડેને. ને જ્યારે પાડે ત્યારે એ નામ છોકરાઓના ભવિષ્યના જીવનમાં કાંઇ મેળ ખાશે કે નહીં એ વાતનો તેઓ કાંઇ ખાસ વિચાર કરતા નથી.'

'પણ નામ તેવા ગુણની આશા તો જરૂર રાખેને? ને તેથી જ સારાં-સુંદર નામો પાડે એ તો ખરૂંને? વારૂ તમે કયાંથી આવો છો?'

'હાલ તો કલકત્તેથી આવીએ છીએ. પણ મારો દેશ યશોહર છે ને આ ભાઇ રાજશાહીના છે. અમે બન્ને મિત્ર છીએ. ને કલકત્તે મેસમાં એક જ રૂમમાં રહેતા હતા.'

'શું કરતા હતા? નોકરીના ઉમેદવારી?'

'હા. તે સિવાય બીજું કરવાનું શું હોય? અમે બન્ને ગ્રેજ્યુએટ છીએ ને મારા આ મિત્ર તો વળી એક છોગું ઉપર છે. એમ. એ પાસ થયા છે. ઉમેદવારીમાં કાંઇ યે ન વળે. ઘરના રોટલા ખાઇ કસરડો કરવો. અમે બંને બેકારનાં ટોળામાં અમારા બેનો વધારો કરીએ છીએ. નામ બંનેનાં ગમે તેવાં લાગે, પણ 'રોમાન્સ' જે હતું તે બધું ઉડી ગયું છે. શહેરમાં બે વખત પેટ ભરીને ખાવાનું યે મળતું નથી.'

'નામની વાત કહો છો તમે મારા બાપલા; તે જુઓને મારૂં નામ પણ સુખમય છે—'

'હા અમને એ ખબર છે. પણ કેટલા સુખી છો તે કહી શકાય નહીં.'

'આ વસ્તી વગરના જંગલમાં પડયો છું ભાઇ-હા-પણ-મારા પોતાના મનથી હું મને એક રીતે સુખી જ માનું છું: અને મારા આ જુના મિત્રનું નામ છે કિરણ. મને તો આશા છે કે, આ ઘોર અંધારાં વનમાં પણ તે ખારાં મજાનાં સૂર્ય-કિરણો પ્રકટાવી અજવાળું ફેલાવશે.'

'નમસ્કાર, મહાશય.'

'નમસ્કાર હું તમારાથી ઉમ્મરે મોટો છું, તમને આશીર્વાદ આપું છું કે, તમારૂં અત્રે આવવું સાર્થક થાય.'

'હાથ જોડી વિમલાંશુ બોલ્યો-'જો ભગવાનની કૃપા થાય તો...'

સુખમય-'ને તે કૃપા-દયા પ્રભુ પાસેથી વસુલ કરી લેવી પડશે. બાપલા, માંગી લેવી પડશે. બી.એ.એમ. એ. પાસ થયા છો. અંગ્રેજી ચોપડીમાં વાંચ્યું છે ને 'Heaven helps them, those who help themselves?'

'વાંચ્યું તો જરૂર છે. પણ પોતાની જાતને પણ મદદ કરવા જેટલી શાકતયે જોઇએ તો ખરી ને?'

'ને તે શા માટે ન હોય? જો દુનીયામાં માણસ-યથાર્થ માણસ થઇને જીવવું હોય તો એ શક્તિ હોવીજ જોઇએ. ન હોય તો

કેળવવી પણ જોઇએ ને ભગવાનની દયા ? એ બધાં મનુષ્યનાં કર્મ-ફળ છે બાપલા. દયા કહો, દંડ કહો, શિક્ષા કહો, બધાંય કર્મનાં ફળ છે. જેવું કરીએ તેવું પામીએ, વાવીએ તેવું લણીએ. આ અંગ્રેજી કહેવત Heaven helps them those who helps themselves એમાં પણ કર્મ-ફળનીજ વાત છે ને બાપલા ? વારૂ, ત્યારે તમે કામ કરી શકશો ને ?'

'જો થોડીક જમીન મળે તો-મહેનત ખૂબ કરી શકશું. બહુ બહુ દુઃખો ખમ્યાં છે. ને તિરસ્કાર અપમાન એની તો વાતજ ના પુછશો મુરબ્બી ! મૃગતૃષ્ણાના મોહમાં દોડી દોડીને હેરાન થવામાં પણ કાંઇ બાકી રાખી નથી. હવે તો પગ ઉપડતાયે નથી એટલા થાકી ગયા છીએ ને મન પણ ચાલવાની ના પાડે છે.'

'હું !-પણ અહીં એ મૃગજળ નથી-ઝાંઝવાનું પાણી નથી. અહીં તો સાચું પાણી છે. ફળફુલ છે. છાયા છે; પણ જરા છેટાં છે ખરાં-કદાચ કાંઇક વધુ છેટાં પણ ખરાં.'

વિમલ-'છેટાં હશે છતાં ભવિષ્યમાં જરૂર મળશે એ આશાએ મહેનત કરી શકશું. ને આશા-સાચી આશા સેવીને કામ કરતાં મનને પણ જોર મળશે. બે ત્રણ વરસ ફકત પેટીયું મળે તો પણ અમે કામ કરવા રાજી છીએ. ખાસ રોકડી આવકની કાંઇ જરૂર પડે તેમ નથી. મારા પૂજ્ય કાકા હૈયાત છે ને આ મારા મિત્રના મોટા ભાઇ હૈયાત છે. એ લોકો દેશનું ઘર ખરચ જેમ તેમ ચલાવી શકશે. પણ આ જમીનની ખેડ કરવા માટેનાં સાધનો વસાવવા જેટલી ને બે ચાર મહિના ઘરનું ખાઇને કામ કરવા જેટલી પુંજી પણ અમારી પાસે નથી એનોજ વિચાર થાય છે.'

'ખાવા પીવાનું, બે ચાર મહિના તો શું પણ એક વરસ પણ ચલાવવું હોય તો વાંધો ન આવે. ભગવાનની એ દયા છે. હું છું, આ કિરણભાઇ છે. જો તમે સાચે-સાચ દીલોજાનથી કામ કરવા તૈયાર હો તો એ બાબતનો વાંધો આવે તેમ નથ.'

'પણ ખેડ કરવામાં કાંઇક મુડી પણ જોઇએ ને-તેનું શું થાય?'

'તે તમારી પાસે કાંઇયે નથી? તમારા કાકા પાસે પણ?-ને આ ભાઇ-શું નામ એમનું-હા-સુ-સુ-સુ—'

'સુપ્રકાશ-'

'હા, આ સુપ્રકાશના મોટાભાઇ પાસે—'

'ના, એ બેઉની એટલી બધી શક્તિ નથી કે અમને આમ સામું ખર્ચ આપી મદદ કરે.'

'પણ ત્યારે જમીન જોવા આવ્યા હતા, તે ખરીદ કરશો એમ સમજીનેજ આવ્યા હશો ને?'

'જોવા આવ્યા હતા-પહેલાં જોવું તો જોઇએ ને? ને તમારી સાથે વાતચીત કરી સોદો પણ નક્કી કરી જવો એવો વિચાર કર્યો હતો. ને પછી પાછા કલકત્તે જઇ પુંજી મેળવવાનો કાંઇક પ્રયત્ન કરવો, ને તેમાં ફાવીએ તો પાછા આવવું, નહીં તો—'

'નહીં તો શું કરત?'

'ચો તરફ ક્યાંય કિનારો ન દેખાતો હોય એવા મધ-દરીઆમાં જે પડ્યા પડ્યા ગોથાં ખાતા હોય એમને વળી કરવાનું શું હોય? તણખલું, લાકડાનો ટુકડો, દોરી જે નજરમાં આવે તેને પકડી કિનારા તરફ આવવાની મહેનત કરે. તેમાં ન ફાવે તો આગળ ને આગળ ગોથાં ખાતાં તણાયે જાય ને છેવટ-ક્યાંક જઇને ડુબે-હા, એમને ડુબવુંજ પડે, બીજો ઉપાયજ નહીં'

વિમલાંશુએ આમ બોલતાં બોલતાં એક ઉંડો નિઃસાસો નાંખ્યો; એની બન્ને આંખોમાં ઝળઝળીયા ભરાઇ આવ્યાં. સાથે સાથે સુપ્રકાશ, સુખમય ને કિરણ-બધાઓએ પોતાની આંખો લુછી.

કિરણ બોલ્યો: 'ભાઇ તમે એક કામ કરશો?'

'શું, કહો?'

'આ મેં બસો'ક વીઘા જમીન લીધી છે. થોડી પુંજી પણ મારી પાસે છે. તમે રાજી હો તો ચાલો આપણે બધાવ સાથેજ કામ

કરીએ. જેટલી જમીન ખેડી શકાય ને તેમાંથી જે ઉત્પન્ન થાય તેમાંથી અરધું મારૂં ને બાકીના અરધામાં તમે બેઉ સરખે ભાગે વેહેંચી લેજો. ને ખાવાપીવાનું-તે જુઓ હું એકલો છું-આપણે બધા એક સાથે ખાશુંપીશું. પછી આગળ ઉપર-જોઇશું, જો મનનું ધાર્યું કાંઇ પાર પડશે-જો કાંઇ સફળતા મળે-ને વધુ પુંજી મેળવવાનો પ્રબંધ આગળ ઉપર થઇ શકે, તો તમને ફાવે તો વળી જુદી જમીન લઇ તમારી જુદી ખેડ કરજો. હાલ તુરતને માટે તો મારી સાથે રહો. તમે બેઉ મારા નાના ભાઇ છો એમ જાણજો. ને આપણે ત્રણે ભાઇઓ ભેગા રહી એક સાથેજ કામ કરીએ. એથી મારા મનને પણ હીંમત આવશે! બોલો રાજી છો?'

'મોટાભાઇ! મોટાભાઇ!!'

વિમલ અને સુપ્રકાશ બન્ને ઉઠી ઉભા થઇ સહર્ષ દોડી જઇ કિરણને ભેટી પડયા, ને તે પછી બન્ને સુખમય બાબુને પ્રણામ કરવા આગળ વધ્યા. સુખમયબાબુ કુદકો મારી દૂર ખસી ગયા-'અરે શું કરો છો બાપલા! આ ભાઇ છે બ્રાહ્મણનો દીકરો ને હું જાતનો છું કાયસ્થ—'

'પણ હું કાયસ્થનો પુત્ર છું—'

'હા-તમારા પ્રણામ સ્વીકારી શકાય ખરા'.

'સુપ્રકાશ બોલ્યો-'પણ તમે તો મારા મોટા ભાઇના પણ મોટા ભાઇ જેવડા વયોવૃદ્ધ છો. તમે તો મુરબ્બી-વડીલ-પૂજ્ય-'

'તે ભલે, મોટા ભાઇનો મોટો ભાઇ કે તેનો પણ મોટો ભાઇ હોઉં-ગમે તેવો મોટો મુરબ્બી કે વડીલ હોઉં'-પણ હું નાત-જાતમાં માનનારો છું-જુના જમાનાનો ખરો ને! ને તમારા ગળામાં જનોઇ પણ હશેજને. તમે બ્રાહ્મણ કહેવાઓ. દેવોની જાત. તમે મને પ્રણામ કરો તો હું દોષમાં પડું. ઉલટું મારે તમને પ્રણામ કરી તમારી ચરણરજ લેવી જોઇએ. આપો આપો ભુ-દેવ! આપો તમારી ચરણ-રજ......'

હસીને સુપ્રકાશ દૂર ખસી જઈ બોલ્યો-'ના, ના તમારી દુહાઈ, એટલું બધું કરશોમાં. તમે મને આશીર્વાદ આપો. અમને જે મોટા ભાઈ મળ્યા, તો અમે મોટા ભાઈના નાના ભાઈ થવા લાયક બની એમની પડખે ઉભા રહી કામ કરી શકીએ. બીજું કાંઈ થાય, ન થાય, પણ તમારા આશીર્વાદથીજ અમે અમને કૃતાર્થ થયેલા માનશું.'

'તે જરૂર તમને મારા આશીર્વાદ છે. વારૂ, ચાલો જવાદો, ને વળી બીજું બધુંય પણ થશે-શા માટે નહીં થાય? આ તમારા મોટા ભાઈ જેવા તેવા મોટા ભાઈ નથી સમજ્યા ને! તમને તો જાણે ઠીક પણ મનેયે હિંમત આપી એણે હૈયે હામ આપી છે.-થશે-થશે-એની મદદથી ઘણુંયે થશે. ને તમે બેઉ જણ આવી પણ ઠીક ટાંકણેજ લાગ્યા છો. સહુ સારાવાનાં થશે, આશાપુરમાં કાચું સોનું પાકશે. સોનાનો દેશ વળી પાછો આ જમીનની આબાદીથી માથું ઉંચું કરી ઉભો થશે!'

કિરણ બોલ્યો-'ત્યારે હવે તમે અહીં રહીજ જવાના છો કે ના એકવાર કલકત્તા કે દેશમાં આંટો મારવા જવું છે!'

વિમલ-'ના, ના હવે આંટો ફેરો મારવા ક્યાંય જવું નથી. શું જરૂર છે? આવતી કાલથીજ ભગવાનનું નામ લઈ કામે લાગી જવું છે. તું શું કહે છે સુપ્રકાશ?'

'હા-સ્તો વળી-દેશમાં જઈને શું કરવું છે? લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ધોવા શા માટે જવું? જે મળ્યું તે માથે ચડાવવું.'

'વારૂ, ત્યારે આજ તો સાંઝ પડવા આવી છે ચાલો ત્યારે તમે મારી સાથે-તમારૂં નવું ઘર તમને બતાવું. વારૂ ત્યારે ઘોષ મહાશય આજ તો રામ-રામ-'

'ચાલો ભાઈ ચાલો. હુંયે તમારી સાથે આવું. તમને પહોંચાડી દઉં. સારા માણસોનો સંગ જેટલો વધુ સેવી શકાય, તેટલો વધુ લાભ.'

# પ્રકરણ ૨૩ મું

## કૃષિ-જીવન

ઘરકલેશના ક્રોધાવેશમાં ઉતાવળો નિશ્ચય કરી એક જાતના ખ્યાલથી માત્ર નજીવી પુંજી પોતાની સાથે લઇને કિરણ અહીં આવ્યો હતો. પણ અહીં આવીને જ્યારે તે વાસ્તવ જીવનમાં ઉતર્યો ત્યારે તેને તે અત્યંત પ્રીતિકર કે આનંદદાયક લાગ્યું હતું એમ તો ચોક્કસ કહેવાય નહીં.

સુખમય સ્થિતિ સ્થાપકતા કરી સર્વાંગી ઉન્નતિ સાધવાને માર્ગે આગેકુચ કરતાં તેને ઘણાં વરસો સુધી કેવો અસાધારણ કઠોર જીવન-સંગ્રામ કરવો પડશે તેનો હવે એને સંપૂર્ણ ખ્યાલ આવી ગયો હતો. હજુ પણ કાંઇ મોડું થયું નહોતું. અલાહાબાદની નોકરી તે જો પાછી સ્વીકારવા માંગે તો તે શેઠીઆઓ રાજી થઇને એને પાછો નોકરીમાં દાખલ કરી શકે તેમ હતું. અથવા બીજી એવીજ કોઇ વધુ સારી નોકરી કરવાની તેની ઇચ્છા થાય, ને તે માટે તે પ્રયત્ન કરે તો તેમાં પણ તે સફળ થઇ શકે તેમ હતું. પણ વરૂણા સાથેના સંસાર-જીવનની વિભીષિકા તેના અંતરમાં ફરીથી જાગી ઉઠતાં તેને કંપારી છૂટતી હતી. એના કરતાં અહીંનાં આ નિરસ કઠોર જીવન-જીવનનો અતિ કઠોર જે અવશ્યંભાવી-સંગ્રામ તેને ખેલવો પડશે-તે પણ તેને મન વધુ સુખદાયક થઇ પડશે, એમ તેને લાગતું હતું. વરૂણા અહીં કદાચ નહીં આવે, અથવા આવશે તો રહી નહીં શકે, પણ મોટા પગારવાળી કોઇ નોકરી જો તે પાછી સ્વીકારે તો વરૂણા ચોક્કસ આવીને વળગવાની જ. ને એમ થાય તો તે વળી પાછું એનાં જીવનને વિષદગ્ધ કરી મૂકવાની જ.

ના, હવે એનાથી એ સહન થઇ શકે તેમ નહોતું. જે સુખની ઇમારત તેણે ચણવા માંગી હતી, અથવા ચણી લીધી છે એમ તે માનતો હતો, તે કડડડ ભૂસ પડી ગઇ હતી. હવે જરા શાંતિ-જેની શોધમાં તો તે અહીં આવ્યો હતો-તે મળે એવીજ તેની પ્રબળ ઇચ્છા

હતી. પણ તે શું ખરેખર એવી શાંતિ અહીં મેળવી શકશે ? એકલો અટુલો તે આ મહા–સંગ્રામનો સફળ સામનો કરી શકશે ? કદાચ સામનો કરી શકે–જો–જો-સુરબાલા આવીને તેની સહચરી બની આ સંગ્રામમાં તેને સહાય અર્પે તો કદાચ–કદાચ–આ નૂતન સ્થાનમાં આ નૂતન જીવનમાં ફરીથી એક નૂતન સુખની ઇમારત તે કદાચ ચણી શકે. પણ સુરબાલા શું આવે ખરી ? તે પોતે પણ શું એને સમજાવીને અહીં લાવી શકે ખરો ? કોણ જાણે–ને જો વરૂણા આડી પડે તો ? ખરેખર તે શું આવે ખરી ?

પ્રથમ–પ્રથમ શરૂઆતમાં અહીંના જીવનમાં કિરણને આવા જાતના અનેક વિચારો મનમાં ઉઠતા હતા, ને તેથી તેનું મન ઘણી વાર વિક્ષુબ્ધ બની જતું હતું. આવાં કામ માટે અત્રે કાયમી–સ્થાયી વસવાટ કરવો શક્ય છે કે નહીં તેનો પણ તે પાકો નિશ્ચય કરી શકતો નહોતો.

પણ સુખમય બાબુ સાથેના વધુ પરિચય ને તેની સાથેના વાર્તાલાપ પછી તે ધીમે ધીમે સમજતો થયો કે, પોતાના સુખ-દુઃખની સંભાવના અત્રે ગમે તેટલી અને ગમે તેવી હોય, પણ દેશની વર્તમાન પરિસ્થિતિમાં આ ખેતીની આબાદીનો રચનાત્મક કાર્યક્રમ જો તે આગળ ધપાવી શકે તો તે સફળતા પ્રાપ્ત કરી શકે; અને તે પોતે જો અહીં રહી આ કાર્યની સ્થાપના કરી એનાં સફળ સંચાલનમાં સહાયતા અર્પી શકે તો જે શક્તિ, પ્રતિભા ને વિદ્યા એણે પ્રાપ્ત કર્યાં છે તે સર્વાંશે સાર્થક થાય ખરાં. વારૂ, ત્યારે ફક્ત પોતાના જ સ્વાર્થનો વિચાર બાજુએ રાખી આવાજ પ્રયત્નમાં તે મંડયો રહે તો શું ખોટું છે ? તેમ કરતાં પછી સાંસારિક જીવન ગમે તે રીતે ગમે તેની સહયોગિતાથી ભલેને વ્યતીત થાય. એના માટે વધુ ચિંતા કરવાનું શું પ્રયોજન ? ને ચિંતા કરવાથી તે પોતે કરી પણ શું શકે તેમ હતો ?'

મનની આવી સ્થિતિમાં તે દિવસે સુખમય બાબુ સાથે એણે આગલા પ્રકરણમાં વર્ણવેલ વાતો કરી હતી. ને એ વાત જેમ જેમ

આગળ વધતી ગઇ તેમ તેમ ક્રમે ક્રમે સંકલ્પ પણ સ્થિર થવા લાગ્યો. ને બરાબર આજ ટાંકણે વિમલાંશુ ને સુપ્રકાશ એને આવી મળ્યા. હવે એનો સંકલ્પ અટળ દૃઢ પાયા ઉપર સ્થિર થયો. હા. હવે આ યુવકોના સહકારથી તે કામ શરૂ કરશે. તે અહીં રહી પોતાની સર્વ શકિત આ કામમાં યોજશે. પછી એમાં સફળતા કે નિષ્ફળતા મળે એનો વિચાર તેને જે અહીં ખેંચી લાવ્યું હોય, જેણે તેના જીવનનું આવું લક્ષ્ય નિર્દેશ કરાવ્યું હોય તે સુખમય બાબુનો ને આ નવ-યુવકોનો યોગ મેળવી આપ્યો હોય,–તેને કરવાનો છે. તે નાનો હતો ત્યારે એક પંડિત પાસે ગીતા શીખતો હતો, ને તેને ત્યારે એ તરફ રૂચિ પણ હતી. પણ કલકત્તાના આધુનિક કોલેજ–જીવનના વાતાવરણમાં પડતાં તે ગીતા–પાઠ એકદમ ભુલી જ ગયો હતો. પણ આજે તેને આ મહાગ્રંથની અમૂલ્ય વાણી યાદ આવી'–कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन.'

આમ સંકલ્પ સ્થિર થતાં જ, વિમલાંશુ અને સુપ્રકાશની સહાયથી કિરણે મહાઉલ્લાસપૂર્વક વગર વિલંબે કાર્યનો આરંભ કરી દીધો. તેણે બસો વિઘા જમીન લીધી હતી ખરી પણ પુંજી માત્ર બે હજાર રૂપીયા જ હતી. તેમાં છ–સાતસો રૂપીયા તો એમને રહેવાની જગ્યા તૈયાર કરતાં ખર્ચાઇ જાય તેમ હતું. બાકી માત્ર તેરસો–ચોદસો રૂપીયા જ સિલક રહે. આટલી થોડી મુડીથી આવડી મોટી જમીનની ખેડ એક સાથે થઇ શકે તેમ નહોતુંજ. પોતે ત્રણ જણ તથા કામ કરવા માટે બીજા પણ ત્રણ જણ રાખ્યા હતા.–તે મળીને બધાય છ જણ થયા. તેમના માટે થોડાક મહિના સુધી ચાલે એટલા ખાધ–ખોરાકીના રૂપીયા પણ હાથમાં રાખવા જોઇએ ને. તેથી કિરણે હાલ તુરત ફકત ૫૦ વીઘા જમીનની ખેડ શરુ કરી. જે ત્રણ માણસો રાખ્યા હતા તેમના એકલાના પરિશ્રમથી આટલી જમીનની ખેડ પણ સંપૂર્ણ રીતે થાય તેમ ન હોતું. તેથી પોતે તથા બે નવયુવકો મળી ત્રણે જણ કાછો વાળી કમરે પછેડી બાંધી કામે લાગી ગયા. ને મહા ઉત્સાહ-પૂર્વક અને ઉલ્લાસપૂર્વક કામ કરવા લાગ્યા.

એક દિવસે સાંઝ પડવા આવી હતી, કિરણ ખેતરમાં કામ કરતો હતો. થોડીવારે થાક જણાતાં તે એક ઝાડની છાયામાં આવીને બેઠો. બાજુમાં જ વિશાળ-પટ નદી. નદીના પાણી ઉપર ઝીણી ઝીણી લ્હેરો પાડતો મંદ મંદ મીઠો મધુર વાયુ વહી રહ્યો હતો. થાકેલી કાયાને આ પવનનો સ્પર્શ બહુ આનંદદાયક લાગતો હતો. કિરણને મનમાં થયું કે જાણે તે આ ઝાડની છાયામાં અહીંજ ઘાસ ઉપર આમને આમ સૂઇ જાય. એક માણસ હોકામાં તમાકુ ભરી હોકો લઇ પાસે આવ્યો. શરીરને લાગેલા આવા થાક પછી આ વસ્તુ અત્યંત લોભનીય તો જરૂર લાગે. પોતાનો હાથ લાંબો કરી હોકો હાથમાં લઇ કિરણે હોકો પીવામાં ચિત્ત પરોવ્યું. વિમલાંશુ અને સુપ્રકાશ પણ થોડે દૂર કામ કરતા હતા, તેઓ પણ થાકયા હતા. કિરણને હોકો પીતો જોઇ એ લોકો પણ પાસે આવી ઘાસ ઉપર લાંબા થઇને સૂઇ ગયા. મીઠો મધુરો પવન મંદમંદ વાતો હતો. હોકો પીતાં પીતાં કિરણની બન્ને આંખો મીંચાવા લાગી. વિમલાંશુ અને સુપ્રકાશ પણ આંખો મીંચી સૂતા ને થોડી વારમાં ઘસઘસાટ ઉંઘી ગયા.

'અરે, વાહ રે વાહ! હાઃ હાઃ હાઃ!'

કિરણ ચમકીને જાગી ઉઠયો, જોયું તો સામે સતીશ ઉભો ઉભો હસતો હતો!

'અરે કોણ-સતીશ? તું આમ અચાનક-કયાંથી, આકાશમાંથી ઉતરી આવ્યો કે શું?'

'આકાશમાંથી ઉતરીને કયાંથી અવાય-હજુ આ દેશમાં વિમાનોની અવરજવર વહાણ કે બેલગાડાં કે હોડકાં જેવી સાધારણપણે હજુ કયાં ચાલુ થઇ છે.

હસતાં હસતાં કિરણ બોલ્યો-'બેલ ગાડી પાણીમાં તો ન ચાલી શકે ને સાધારણ વહાણ કે હોડકાંથી આવડી મોટી નદી કોઇ પાર ન ઉતરી શકે!'

'નહી! આને તું હજુ નદી કહે છે! આ તો નાનો મહાસાગર છે એમ કહેને! બાપરે બાપ! ત્રાહિ ત્રાહિ પોકારતાં પોકારતાં મહા-મુશ્કેલીએ આ કાંઠો લીધો છે બાપુ!'

'વારૂ, બેસ, બેસ; અરે હરીયા, કોઇ એકાદ ખુરસી કે ગાદડી તો અહીં લઇ આવ.'

વાતચીતનો અવાજ થતાં વિમલાંશુ અને સુપ્રકાશ પણ જાગી ગયા, હાંફળા-ફાંફળા બન્ને ઉઠીને આંખો ચોળવા લાગ્યા. સતીશ બોલ્યો: 'અરે, ના-ભાઇ-ના એ બધું લાવવાની કાંઇ જરૂર નથી. આ ઝાડને છાંયડે જ ઠીક છે. કેવું મઝાનું લીલુંછમ ઘાસ છે. અહીં જ બેસવા દે. તમે આમ ઘાસ ઉપર ખાસા મઝાના ઉંઘી પણ શકો છો તો હું બેસી નહીં શકું?'

કહી સતીશ ઘાસ ઉપર બેઠો. કિરણે હોકો સતીશના હાથમાં આપ્યો. બે ચાર ફૂંક મારી સતીશ બોલ્યો-'ત્યારે સાચેસાચ તું તો એકદમ શુદ્ધ ખેડુ જ બની બેઠો ને શું! આ ઉઘાડા પગ, ઉઘાડી કાયા, કાછો વાળી ઉપર ભેંટ બાંધી છે, હાથ પગ ધૂળ ને માટીવાળા ને વળી ઝાડને છાંયડે બેસી નાળીયેરીના નાના હોકામાં તમાકુ પીએ છે બેઠો બેઠો વળી-ને તે તમાકુ પણ બહુ જ આકરી સેકેલી-ખક્-ખક્-ખક્-'

કિરણે હસતાં હસતાં ઉત્તર વાળ્યો-'તમે હજુ શહેરના બાબુ છો તમને એ આકરી લાગે. ને અમે રહ્યા ભાઇ ખેડુ માણસ-નકલી ખેડુ નહીં હાં સાચેસાચ શુદ્ધ ખેડુ બની બેઠા છીએ. અમને આવી આકરી સેકેલી તમાકુ વગર ફાવતું જ નથી.'

'અરે વાહ રે વાહ! પેલી બહુ ખરચાળ 'ચીરૂટ સિગારેટ કેટલી' મોંઘી—?

'પણ એવું હવે કાંઇ નથી સતીશ. કમાણી પણ એટલી નથી. આ આકરી સેકેલી તમાકુ ને આ નાળીયેરના કાચલાનો દેશી હોકો-ખેડુ કહે, જંગલી કહે, કે સજ્જન કહે-જે કહેવું હોય તે તું કહે પણ આ વસ્તુઓજ આ દેશના ગૃહસ્થો માટે ચિરંતન આધારરૂપ છે

'કેમ મીઠી ગડાકુ—'

'મીઠી ગડાકુ—! એ તો શહેરના મોટા માણસોની-ધનવાનોના-વિલાસની વસ્તુ છે. અને તે મળે પણ શહેરમાંજ. ગામડાંઓમાં જે જાતે મેહેનત કરી રોટલો રળી ખાતા હોય, તેમને આખા દિવસની હાડ ભાંગુ મેહેનત પછી ગડાકુના મીઠા તમાકુનો ધુમાડો કેવો લાગે ખબર છે? આ જેને ખુબ કકડીને ભૂખ લાગી હોય તેની પાતલમાં ચપટી એક અમૃતસરના બાસુમતી ભાત પીરસાએ તેવો. ને ચીરૂટને સીગારેટ!—એ તો આની પાસે કાંઇ હિસાબમાં જ નહીં—ને વળી એ બહુ મોંઘી પણ પડેને! આ દેશના ગરીબ દેશ-બંધુઓને એ ક્યાંથી પોષાય? આ હોકા માટે ચલમની તમાકુ—બે પૈસાની લાવી હોય તો પાંચ સાત માણસનો આખો દિવસ સહેજે નીકળી જાય. સીગારેટ ખરીદવાથી પરદેશ ફરડાઇ જતું ધન બચી જાય. દેશની આ દુર્દશા શું એક કારણથી થઇ છે ભાઇ?'

વિમલાંશુ હસતો હસતો બોલ્યો—'ને અમારી દુર્દશા શું એથી ઓછી થઇ છે મોટા ભાઇ? બાપને ખરચે મેસમાં રહીને ભણતો—રોજ ઓછામાં ઓછી ત્રણ ડબ્બી સીગારેટ તો ખપી જતીજ. ને તેનો ખર્ચ પાંચ-છ આના રોજનો તો ખરોજ. હવે મનમાં વિચાર આવે છે કે આ આટલાં વરસ મહિને મહિને જે રૂપીઆ આમ નકામા ખર્ચમાં ધુમાડામાં ઉડાવી દેતો હતો તે જો બચાવ્યા હોત તો આજે કાંઇક પુંજી એકઠી કરી શકયો હોત. પણ ત્યારે તો એવું કાંઇ સુઝયું નહીં. હવે 'ઘૈડપણ પછીનું ડહાપણ' શા કામનું? ત્યારે તો ધાર્યું હતું કે—'

'પરીક્ષા પાસ કરી યુનિવર્સિટીમાંથી બહાર નીકળતાં જ કોઇ એક 'ડેપ્યુટી મેજીસ્ટ્રેટ' કે 'મુનસફ' બની જઇશું. અથવા વકીલ બની ઘરમાં સોડ તાણીને સુતાં સુતાં રોજ અસીલોના રૂપીઆ લુંટશું—શા માટે બીજી ચિંતા કરવી જોઇએ? હમણાં સીગારેટનાં ત્રણ પાકીટનો ધુમાડો થાય છે, તે વખતે દશ પાકીટનો ધુમાડો ઉડાવશું હા: હા: હા:'

સતીશે પૂછ્યું—'તું રોજ કેટલાં પાકીટનો ધુમાડો ઉડાવતો હતો?'

'એનો કાંઇ હિસાબ નથી ભાઇ, અને વળી એ પાકીટ-એ સિગરેટની જાત ફ્સ્ટ'કલાસ, વર્જીનીયા નેવીકટ મહિને-હા મેં પોતે મારે માટે ને મારા હેતુ-મિત્રોને માટે જે ધુમાડા કાઢયા છે, તેનો કાંઇ હિસાબ જ નથી, મહિને ૫૦-૬૦ રૂપીયાથી ઓછો ખરચ તો નહીજ.'

વિમળાંશુ અને સુપ્રકાશ મોં ફાડી કિરણની સામું જ જોઇ રહ્યા.

'પચાશ સાઠ રૂપીયાની ચીરૂટ સિગારેટ-મહિનામાં! શું કહો છો મોટાભાઇ? કેટલા મોટા પગારની નોકરી તમે કરતા હતા?'

'નોકરી કંઇ ખાસ ઓછા પગારની નહોતી. એ બધું પછી ધીરે ધીરે તમારા જાણવામાં આવશે. પણ જો તમે બાપ અને કાકાને ખરચે કોલેજમાં ભણી મેસમાં રહી દર મહીને ૧૦-૧૨ રૂપીયાની સિગારેટ ફુંકતા હતા, તો હું કંઇ-ઓછા પગારની નોકરી નહોતો કરતો તે પચાશ સાઠ રૂપીયાની સિગારેટ ફુંકી ન જાઉં? તમે હિસાબ કરી જુઓને તમારી સરખામણીમાં મેં હિસાબે ઓછી જ ફુંકી છે, ને હવે તમે પણ આ હોકો શિષ્ટાચારને ખાતર મારાથી જરા છેટા જઇને પીઓ છો. ને હું તો પીઉં છું જ. ને આ હરીયો-સવલો-ને રવલો એ ત્રણ જણા પણ પીએ છે-રોજ કેટલા પૈસાનું ખરચ થાય છે 'કહે જોઉં?'

'એ ત્રણ પૈસાથી વધુ તો નહીજ.'

'ત્યારે હવે હિસાબ કરો જોઉં. આ આકરી તમાકુનો સસ્તો હોકો તજી દઇ પરદેશથી આવતી ચીરૂટ સિગારેટ ફુંકી એકલી આ એકજ વસ્તુમાં આપણે દેશનાં કેટલાં બધાં ધનની પાયમાલી કરી છે! ને આ શું એકજ વસ્તુ છે? આવી તો સેંકડો ને હજારો વસ્તુઓ છે.'

'પણ હવે તો ચીરૂટ ને સિગારેટ પણ દેશી મળે છે.'

'તે મળતી હશે. પણ આ ઢબ વિદેશથી આવી છે, ને આપણા આ અતિ ગરીબ દેશ માટે એ બહુ ઉંચા પ્રકારની નબળી ચાલ કહેવાય. વિદેશી વસ્તુઓ કરતાં વિદેશી રીતભાતની વાંદર-નકલ

બહુજ ભયંકર છે. વસ્તુઓને કદાચ તજી શકાય પણ આ વાંદર–નકલ એકવાર ઘરમાં પેઠી કે પછી એને ઘરની બહાર કાઢવી ભારે થઈ પડે છે. બીજી કમનસીબી એ જોવામાં આવે છે કે, આપણા બાણુ–ભાઈઓને જોઈને દેખાદેખીથી ખેડુ ને મજુર વર્ગ પણ હોકો ચલમ તજી દેવા લાગ્યા છે. પણ તેઓ બદલામાં હજુ દેશી બીડી પીએ છે; તે હજીયે ચીરૂટ સિગારેટ કરતાં ઘણી સસ્તી છે. પણ આ હોકા ને ચલમથી સસ્તી તો નથીજ. ને વળી એ બીડી સીગરેટ ચીરૂટ ફુંકવા વારેવારે દિવાસળીનું ખરચ પણ કાંઈ ઓછું નથી થતું ને આ હોકો ને ચલમ ફુંકવા માટે તો ફક્ત ચુલામાંના કોલસાની એકાદ નાની ટાઢી રાખમાં ભારી મુકી હોય તો આખો દિવસ અને રાત આનંદથી હોકા–ચલમ જેટલીવાર પીવી હોય તેટલીવાર પીવાય. ને ઘરમાં જો સગડી બળતીજ હોય તો તો પછી પુછવુંજ શું?'

બે યુવકો તરફ જોઈને સતીશે પૂછ્યું—'આ બે છોકરાઓ કોણ છે કિરણ?'

'એ બે સાથી મને મળી ગયા છે. ભાઈ, મારા પોતાના સહોદર ભાઈ જેવા એ છે. એમની મદદથી હું અહીં 'નવો–સંસાર' વસાવવા પ્રયત્ન કરી રહ્યો છું.'

'હું–! સંસાર–! તે શું ભાઈ થકી જ સંસાર વસે ખરો કિરણ?' કહી સતીશ જરા મુછમાં હસ્યો.

'હૂં–! તું કહીશ જ કે 'गृहिणी गृहमुच्यते' તે એ મારા નસીબમાં લખ્યું નથી, સતીશ. બે–હા–બે ભાઈ થકી જ મારો સંસાર મજાનો ચાલે છે, ને ચાલશે પણ ખરો. અહીંના આ સંસારમાં આ ભાઈઓજ મને સ્નેહનાં દોરડાંથી મજબુત બાંધતા જાય છે, એ દોરડું તોડાવી મારાથી ભાગી શકાય તેમ છેજ નહીં.'

'એ–એ–એમ! ત્યારે સાચે સાચ અહીં જ કાયમી વસવાટ કરવાનું નક્કી કર્યું છે તેં—'

'હા! આનાથી વધુ સરસ બીજું-સારૂં બીજું-વધુ સુખદાયક કાંઇ કરવાનું હોય એમ હું માનતો નથી ને જાણતો પણ નથી બાંઇ. પણ વારૂ તું આમ અચાનક—'

'આ મનમાં થયું કે ચાલ એકવાર કિરણને મળી આવું, જોઇ આવું તું શું કરે છે ને તબીયત કેમ છે—'

'હા, મેં તો તને હજુ કાંઇ તબીઅત સંબંધી પુછ્યુંએ નથી. કેમ તું તો સારી પેઠે છો ને? હા. તે તો છેજ ને વળી! નહીં તો આ મોટી સમુદ્રની ખાડી જેવડી દુસ્તર નદી પાર ઉતરી તું આવી શકતજ નહીં. વારૂ મારે ઘેર-બધાંય મજામાં છે ને?

'હા, મજામાંજ છે.'

'એ લોકો મારા આ કામથી બહુ રાજી નહીં થયાં હોય ખરૂંને?'

'ના, પણ કાકીઆ—'

'કાકીઆ, શું?'

'આ બનાવમાં પણ એકાદ આશાનું કિરણ નથી જોતાં એમ ન કહેવાય.'

કિરણે એક ઉંડો નિસાસો નાખ્યો. ચેહેરા ઉપર ઝાંખી હારયની રેખા પણ ફુટી નીકળી, કહ્યું-'આ શા! એ આશા ફોકટ છે, સતીશ. મારા હાથ પગ બાંધેલા છે.'

'ને એ બંધન જો પોતાની મેળેજ તુટી જાય તો?'

'તુટી જશે કે નહીં, તે કહી શકાય નહીં. ના, એવી કોઇ ઇચ્છાને મનમાં પોષણ આપવું પણ મારે માટે ઉચિત ન કહેવાય સતીશ.'

'ઇચ્છા-! તે ઇચ્છા ઉચિત-અનુચિતનો વિચાર કરી કોઇના મનમાં ઉત્પન્ન થતી નથી કિરણ. ને ઉત્પન્ન થતાં એને કોઇ બળાત્કારે દબાવી રાખી પણ શકે નહીં.'

અચાનક વીજળીનો ચમકારો થયો, ગુડુડુડુ કરતો મેઘ ગાજવા લાગ્યો, ચમકીને બન્ને જોઇ રહ્યા, વાયવ્ય ખુણેથી એક મોટી

કાળી વાદળી ચડી આવતી હતી, પવન પણ સ્થિર થઇ ગયો હતો. વાતોના ગપાટાના રસમાં એ તરફ કોઇનું ધ્યાનજ નહોતું ગયું. કિરણે કહ્યું—'હમણાંજ તોફાન થઇ એક ઝાપટું વરસાદ પડશે. ચાલો જઇને ઘરમાં બેસીએ !'

અત્યંત ભયભીત નજરે જોઇ રહી સતીશ બોલ્યો—'તોફાન થશે? ઝાપટું પડશે? હવે-હવે-શું થાય? સત્યાનાશની પાટી—આફત—હોડીમાં-હોડીમાં-'

હોડીમા—શું? ઓહ!—તારો સામાન પડયો હશે ખરું ને? હજુ તેં ઉતરાવ્યો નથી? વિમલ, ભાઇ તું જરા જાને. ખલાસીઓને તો હોડી સંભાળી રાખવી પડશે એ! હરીયા—સવલા—રવલાને લઇને જા તો ભાઇ જલદી એનો સામાન બધો ઉતારી આવ—'

'અરે ચુલામાં પડયો સામાન! હોડીમાં કાકી બા છે—'

'કાકી બા?'

'હા, કાકી બા, વહુ, સત્ય, ઇંદુ—'

કહેતાં કહેતાં સતીશે નદી કિનારા તરફ એક ચાસે દોટ મુકી. સાથે સાથે કિરણ, વિમલ અને સુપ્રકાશ પણ દોડયા.

---

## પ્રકરણ ૨૪ મું

### કાર્યં સાધયામિ

એક મોટું વાવાઝોડું થઇ એક ઝાપટું વરસાદ જોરથી વરસી ગયો. સાંજ પડી ગઇ હતી. વચ્ચે વચ્ચે પવનની ઝીણી લહેર સાથે ટપ ટપ વરસાદનાં ટીપાં હજુયે પડયાં કરતાં હતાં. રસોડામાં સુરબાળા બેઠી બેઠી રસોઇ કરતી હતી. એક ઓરડામાં સત્ય અને ઇંદુને લઇને વિમલ અને સુપ્રકાશ બેઠા હતા. નાની નાની રોચક વાતોઓની વચ્ચે વચ્ચે સુમધુર હાસ્ય પણ સંભળાતું હતું. બીજા એક ઓરડામાં કિરણ અને સતીશ બેઠા બેઠા વાતો કરતા હતા. ઓરડાની પાછળ એક

વરંડા હતો, ત્યાં બેસીને સોદામિની હમણાંજ સાયં-સંધ્યા પુરી કરી માળા લઇ જપ કરવા બેઠી હતી. મોઢેથી મંત્રનું ઉચ્ચારણ થયા કરતું હતું ને હાથની આંગળીઓ પણ માળાના મણકા ઉપર ફર્યે જતી હતી, પણ કાન અને મન ઓરડામાં સતીશ અને કિરણ શી વાતો કરે છે તે તરફજ હતા. વરંડામાં પડતું ઓરડાનું બારણું ખુલ્લું હોવાથી સતીશ અને કિરણને જોઇ પણ શકાતા હતા.

કિરણ કહેતો હતો.-'હા, રૂપીયા હું લઇશ-બરાબર ટાણે કોઇ દેવતાના વરદાનની જેમ આ રૂપીયા આવ્યા છે, ભાઇ સતીશ. મને વિચાર થયા કરતો હતો કે એક બેંક ખોલાય તો સારૂં નહીં તો ફક્ત બે-ત્રણ માણસો કોદાળી, પાવડા ને હળ હલાવી કાંઇ કામ જેવું કામ કરી દેખાડી શકશું નહીં. કાંઇપણ પુંજી વગરનો હું-આ જંગલમાં આવીને પડયો છું. હવે આ પુંજી હાથમાં આવી. હવે હું એકવાર કલકત્તા જઇશ. આ જમીનદારી કંપનીના ભાગીદાર શેઠીઆઓને મળી સલાહ કરી કાંઇક તડ-જોડ કરી કામ શરૂ કરી દેવું છે. સાંભળ્યું છે કે, એ લોકોને પણ એમ સમજાયું છે કે, એક બેંક ખોલવાની જરૂર છે. પણ એમની પાસે વિશેષ પુંજી નથી ને શેરો કાઢીને બેંક ઉભી કરવાની પણ હિંમત પડતી નથી. આ ટાંકણે હું છ-સાત હજાર રૂપીયાની પુંજી એમને દેખાડી શકું, ને-ને મારી ઓળખાણ આપું, તો મને લાગે છે કે એ લોકો ખૂબ રાજી થઇને આ કામ ઉપાડી લઇ મને મદદ કરશે.'

સતીશ કાંઇક વિચાર કરતો કરતો બોલ્યો-'પણ તને તો પુરેપુરા રૂપીયા દશ હજાર મળે છે ને—'

'ના, બધાય નહીં લઉં. કાંઇ નહીં તો ઓછામાં ઓછા ત્રણેક હજાર તો એમની પાસે ભલે રહ્યા. બાકીના લઇ જઇ એમના નામથી જ બેંકના શેરો ખરીદીશ.'

સૌદામિની બોલી ઉઠી-'તે તારે શેર-બેર જેના નામ પર લેવા હોય તે લેજે. ભલે. તને દુઃખ દઇ તને અમવડમાં ઉતારી અમે

નિરાંત જીવે ઘરમાં બેઠાં બેઠાં આ રૂપીયા ખરચીને ખાધા કરીએ એ શું ઠીક કહેવાય? વધુ રૂપીયાની જરૂર લાગતી હોય, ને તેથી તારા કામમાં વધુ સગવડ થતી હોય તો, બધાય રૂપીયા લે ને. શા માટે નથી લેતો?'

કિરણ બોલ્યો-'ના, ના થોડાક પાસે રાખવા સારા. કોને ખબર છે, કદાચ-જો કે હું ચોક્કસપણે ધારૂં છું કે નુકશાન નહીં થાય ને રૂપીયા માર્યા નહીં જાય—છતાં 'ચેતતા નર સદા સુખી'. એટલા તમારા હાથમાં ભલે રહ્યા.'

'રહ્યા તો ભલે રહ્યા. તારી પાસેજ રાખજે. એ તારાજ છે, જરૂર પડે ત્યારે વગર ખટકે કામમાં લેજે.'

સતીશે પૂછ્યું-'ત્યારે અહીં રહીને આ કામજ કરવું છે એ નિશ્ચય તો પાકો કર્યો ને, કિરણ?'

'હા, એમાં હવે મીન મેખ નથી. મારો સંકલ્પ સ્થિર અફર છે. હા, જ્યારે પ્રથમ આવવાનો નિશ્ચય કર્યો ત્યારે મન જરા ડગુ-મગુ હતું-આવ્યા પછી પણ થોડાક દિવસ એમજ લાગ્યું. શરૂઆતમાં બહુ ગમતું પણ નહોતું. મનમાં એમજ થયા કરતું હતું કે, જાણે લાચારીથી આ ઉજ્જડ સ્થાનમાં વનવાસ ભોગવવા મારે આવવું પડયું છે,-જાણે કોઇએ પરાણે મને વનવાસ આપ્યો હોયને, પણ એ બધા વિચારો હવે ઉડી ગયા છે. એક નવી આશાનું અજવાળું મને દેખાયું છે-તેથી હવે એમ લાગે છે કે ના, હું વનવાસ ભોગવવા નથી આવ્યો. પણ પ્રથમ વનવાસી હતો, ને ત્યાંથી છુટી હવે પોતાના દેશમાં પોતાની ભૂમિમાં આવી ઉભો છું. આ જમીનમાંથીજ હું સોનું ઉપજાવીશ ને તેથી મારૂં જીવન સાર્થક થઇ જશે. ભાઇ સતીશ, મેં આટલા દિવસ શું કર્યું? હા, ખૂબ રૂપીયા કમાણો. ને કામ-હા-કામ પણ ખૂબ કરતો હતો ખરો. પણ તે કામનો વિચાર તો મેં કોઇ દિવસ નહોતો કર્યો. હું તો મારા પગારનોજ વિચાર કર્યા કરતો અને એ પગારના રૂપીયા બધા મારો પોતાનો શોખ પુરો કરવામાંજ ઉડાડી દેતો હતો. ને તે છતાં કોઇ એવું સુખ પણ ન મળ્યું.'

'બધાયને સુખ મળે છે. પણ તને ન મળ્યું તેનું કારણ—'

'કારણ ગમે તે હોય પણ મને સુખ ન મળ્યું. ફક્ત પોતાનાજ ભોગ માટેનું સુખ—ના, મને લાગે છે કે આખરે તે પણ ખારૂં લાગે. એના કરતાં અહીં જે થોડે ઘણો સુખનો આભાસ થાય છે, તે પણ ખૂબ મઝાનો લાગે છે.'

'પણ એ આભાસજ ને...કિરણ, ગમે તેમ હોય પણ તને શું નથી લાગતું કે, અનિશ્ચિત ભવિષ્ય અને ભાગ્ય પાછળ?—'

'ભાગ્ય, નસીબ—જેની પાછળ લોકો દોડે છે, તે ભવિષ્યને માટે જ. એ ખરૂં, અને એ ભવિષ્ય અનિશ્ચિત છે. એની પાછળ દોડું છું. ને દોડીશ, મારે દોડવુંજ પડશે. ને આ અનિશ્ચિતનેજ—નિશ્ચિત બનાવવું પડશે. એમાં તો પુરૂષનું પૌરૂષત્વ છે. ને આ પુરૂષાર્થની સિદ્ધિ મારે કરવીજ છે. મારૂં સંપૂર્ણ મન અને મારો પ્રાણ અદમ્ય ઉત્સાહ અને આવેગપૂર્વક આ સિદ્ધિને લક્ષ્ય બનાવી એક તાનથી એના તરફ દોડી રહ્યાં છે, એને હું પાછાં ફેરવી શકતો નથી. એ ઉત્સાહને હું રોકી શકતો નથી.'

'પણ દુનિયામાં સંભવિત ને અસંભવિત જેવી વસ્તુઓ પણ હોય છે તેનોયે વિચાર કરવો જોઈએ ને.'

'કરવો જોઈએ. ફક્ત કલ્પના-વિલાસી બની કોઈ સંપૂર્ણ અસંભવ વસ્તુ પાછળ દોડવું એ દારૂણ મૂર્ખતા છે—આકાશના ચંદ્રમાને ઠીંગુજી વામને ઝડપવા જવા જેવો એ પ્રયત્ન વૃથા છે. પણ મારી આ ભાવનાનું લક્ષ્ય, ભલે દૂર હશે, દુઃસાધ્ય હશે, પણ અસંભવિત જેવું કશુંય એમાં નથી.'

'ના, એકદમ અસંભવિત તો નજ કહી શકાય. પણ તેં જેમ કહ્યું તેમ તે દૂર તો ખરૂંજ ને દુઃસાધ્ય પણ ખરૂં. જો, ભાઈ, કરી શકે તો—'

'કરી શકીશ, જરૂર કરી શકીશ. મારે કરવુંજ જોઈએ. હું કરવા માગું છું, ભાઈ સતીશ. આ વસ્તુ નહીં સિદ્ધ થાય ત્યાંસુધી

તમે બધાય ગમે તેટલા બુમ-બરાડા પાડશો, ધમ-પછાડા કરશો, ને દેશ-નેતાઓ કુદા-કુદ કરશે-તે બધુંય નિષ્ફળ જવાનું. દેશને અધોગતિની ગહન ગર્તામાં વધુ ને વધુ ગબડી પડતો બચાવવો હોય તો આ કામજ સૌથી પ્રથમ હાથમાં લેવું પડશે.'

'પણ તું પહેલાં જે કામ કરતો હતો, તે પણ એ માર્ગે જવા જેવુંજ કામ હતું ને-'

'એ માર્ગે જવા જેવું એ કામ હતું ખરું, પણ ઠીક આવું નહીં, ગમે તેમ હોય તો પણ તે એક વિદેશી વાતાવરણથી ભરેલું. એકાદ વિદેશી જુદી જાતનું કામ હતું, અને આ તો આપણા દેશની આબોહવાથી સર્વાંગભરપુર ધોરણસર દેશી કામ-દેશવાસીઓને બચાવવા હોય તો આ માર્ગેજ આવા કામથીજ બચાવી શકાશે. મોટાં કારખાનાવાળાં શહેરો કેટલાંક આપણા દેશમાં પૂર્વે હતાં? જમીનમાં કાચું સોનું પાકતું, ગામે ગામની જમીનનાં કાચાં સોનાથી આબાદ છલોછલભરેલો હતો. આપણો આ સોનાનો દેશ પોતાનાં ઘરબાર છોડી બાપિકા વતન જમીન ખેતર છોડી આપણે શહેરમાં વસવા ગયા તેથી તો આજે આપણી આ મૃતઃપ્રાય દશા થઇ છે. જીવવું હોય. યથાર્થ મનુષ્ય બની જીવવું હોય તો આપણે આપણા ગામમાં આપણી જન્મભૂમિમાં પાછા ફરવુંજ જોઇશે. જે ધોરણે દેશની જાતિ પરાપૂર્વથી ચાલી આવી છે એ ધોરણજ એના જીવનની સાચી ધારા છે. એને છોડી એટલે મૃત્યુ. ને એ ધારાને પાછી પકડતાંજ જીવનલાભ છે. માટે દેશ-બાંધવોને આ માર્ગે પાછા ફેરવવાજ પડશે. એ અનિવાર્ય છે.'

"તું કહે છે તે સાચું જ છે ભાઇ કિરણ. જો તું સફળતા મેળવશે તો તેં એક કામ જેવું કામ કર્યું ગણાશે"

'એ 'જો' 'તો'ની વાત તું કરજેજ માં, ભાઇ સતીશ સફળ થઇશજ. મારે સફળતા પ્રાપ્ત કરવીજ જોઇએ! મારો નિશ્ચય અડગ-અચળ-અફર છે!'

'હું-તું તો આ નશામાં ખૂબ ચકચૂર થયો જણાય છે. તે તું જરૂર સફળ થઇશ, ભાઇ, આ બે જણને તો તું ગાંડાતુર

ફરી પ્રસડી લાવ્યો છે. પણ ફક્ત 'વાતોનાં વડાથીજ લઇ વળવાનું નથી. ખૂબ મોટી પુંજી કામે લગાડવી પડશે. આ સાતેક હજાર તો તે પુરા દશ હજારજ સમજને તારા હાથમાં આવ્યા છે. ને એ રૂપીયા બીજા રૂપીયાને ખેંચી લાવશે.'

'જરૂર ખેંચી લાવશે.'

'હૂં-' કહી સતીશ આછું હસ્યો; ને બોલ્યો,-'મને લાગે છે કે, ઉજ્જડ-વેરાન ગામડાંઓના પણ દિવસો હવે ફર્યાં છે. મને પણ એમ થયાં કરે છે, ભાઇ કિરણ, કે આ નોકરી કરીને શું લાભ છે -એ બધું છોડી દઇ—'

'ચાલ્યો આવને અહીં ભાઇ.'

'ઉં હું ! દેશમાં મારા ગામમાં પણ મારે ખેતર-વાડી છે. જેમની પાસે આવી જમીન હોય એમણે પણ તે બધું છોડી છાંડી વીંટી મુકી આ વેરાન જંગલમાં આવી વસવું એવું કાંઇ નથી.'

'ના, એવું કરવાની કાંઇ જરૂર નથી. જુનાં ગામડાંઓને ઉજ્જડ-વેરાન બનાવી મુકવાં, ને આખાય દેશને આ વેરાન જંગલમાં લાવી મુકી અહીં આબાદી કરવી એવું કાંઇજ નથી. જેની પાસે જ્યાં જમીન હોય, જે જ્યાં મેળવી શકે ત્યાં જઇને તે બેસે ને કામ શરૂ કરે તો મૃત-પ્રાય થયેલો આ દેશ આ મૃત-સંજીવનીથી પાછો સજીવન થઇ ઉઠે.

'પણ બધા ખેતીમાં કામે લાગતાં પાકનું ઉત્પાદન વધુ થશે. એટલો બધો પાક પછી ખાશે કોણ ? એને ઠેકાણે કેમ પાડવો ?'

'પોતે ખાય, છોકરાં છૈયાં થાય તે ખાય. ને બધાય કાંઇ ખેડ કરવા નહીં મંડી જાય ને ? અહીં તહીં અનેક જાતનાં કામો નીકળી પડશે ને જેને જે ફાવશે તે ધંધો લઇને બેસી જશે. એ પણ કરવાની જરૂરજ છે ને. ગામ વસે એટલે એની પાછળ વસવાયાં વસે જ. સુતાર, લુહાર, ધોબી, દરજી, મોચી, હજામ, વૈદ, વસવા માંડશે. અનેક વસ્તુઓની જરૂરત પડવા માંડશે ને દરેક ધંધાદારી ને કારીગરો જેઓ હાલ ગામો વેરાન-ઉજ્જડ થવાથી બેકાર થઇ ગયાં છે ને

રોટલો રળવા દેશપરદેશ નીકળી ગયા છે તેમને કામ મળતાં સહુ સ્વદેશમાં પાછા ફરી પોતપોતાનો ધંધો શરૂ કરી સુખે આનંદે જીવન ગુજારશે, એ બધાંને ખાવાનું તો એથીજ ને. ને ખેડ કરતાં કાંઇ એકલું અનાજ જ ઉપજશે એમ નથી. કપાસ વાવી એમાંથી સુતર કાંતી શાળો ચલાવી કપડાં પણ વણી શકાશે. ને ઘર બાંધવાનો અનેરો સામાન લાકડ--કુટ વગેરે એ બધું ખેતીમાંથી જ ઉત્પન્ન થવાનું ને. જાર--બાજરો- ચોખા, પહેરવાનાં લુગડાં ને ગમે તેવી તોય પોતાનીજ રહેવાની નાની સરખી મઢુલી માણુસો જ્યારે ગામેગામ બાંધી વસવા માંડે ને એ જીવનની મુખ્ય જરૂરીયાતો છે--તો પછી બીજી વસ્તુઓ માટે ખાસ મરવા જવું નહીં પડે, જે જે ચીજની જરૂરત પડશે તે પોતાની મેળે જ આવવા માંડશે. માણુસ તે મેળવી પણ શકશે. જો માણુસો—સાચાં—ખરેખરાં માણુસો હશે તો.'

જરા વાર વિચાર કરી સતીશ બોલ્યો—'જોઉં, દેશમાં જઇ કાંઇ કરી શકું છું કે નહીં. પણ મારી પાસે પુંજી કાંઇએ નથી. ને અધુરામાં પુરૂં બાળબચ્ચાંની સંખ્યા ઘરમાં વધવા માંડી છે. ને વળી વૃદ્ધ મા—બાપ બેઠાં છે, એ બધાંનું ભરણ પોષણ—'

એ બાબત તું જરાય ચિંતા કરતો નહીં. પુંજી,—કુંજી તો—તને અમારી આ બેંકમાંથી પ્રબંધ કરાવી આપીશ.'

સતીશ બોલ્યો—'તારી બેંક તો ફક્ત આ વેરાન—ઉજ્જડ જમીનના ટુકડા પુરતી જ બનશે ને ?'

'ના. એ બનશે આખા ઇલાકાની બેંક. પરગણે પરગણે, મહાલે મહાલે—મોટાં મોટાં ગામોમાં આ બેંકની શાખાઓ ખોલવામાં આવશે ! જ્યાં જ્યાં જમીનનો ટુકડો હશે, ખેડુ કે વેપારી વર્ગ જે કોઇ જ્યાં કામકાજ કરવા—ખેડ કરવા રાજી હશે, એમને એમની જરૂરીઆત મુજબ રૂપીયા ધીરવામાં આવશે. આ બેંક એમની જ બની જશે. ને આ બેંકનું કામ કરતાં કેટલાયે છોકરાઓને આજીવિકા મળશે. ને વળી બેંક ફક્ત ખેડુની બેંકજ આ માટે રહે ? ગામડાં-

ગામોમાં, શહેરોમાં. જ્યાં જ્યાં હુન્નર ઉદ્યોગ હશે-બીજો કાંઇ ધંધો રોજગાર હશે-તે સરવેને ખીલવવા આ બેંક પ્રયત્ન કરશે. આ બેંક અથવા આવી બીજી બેંકો જરૂર જણાતાં ખુલવા માંડશે. કામ જેવું કામ જો એક વાર શરૂ થઇ જાય તો જોતજોતામાં ખૂબ આગળ વધી જશે એમાં શંકા નથી. રૂપીઆ રૂપીયાને ખેંચી લાવશે. કામ, કામનો માર્ગ મોકળો કરી આપશે, જો આ બધું બને સતીશ, જો હું એ પાર પાડી શકું તો-તો દેશમાં ક્યાંય ખુણે પણ કોઇ બેકાર રહે ખરૂં? ને હું-હું-હાઃ! હાઃ! હાઃ! એકદમ આકાશકુસુમનું સ્વપ્ન જોઉં છું-આંબો ફળ્યા પહેલાજ અથાણાંની કેરીઓનો વિચાર હાઃ હાઃ હાઃ હા—'

'હિઃ હિઃ હિઃ! તે જ્યારે મનનાજ લાડુ ખાવા છે તો પછી શેરે શેર ઘીના શા માટે ન ખાવા?'

સાથા ગેંગુણીમાં વીંટી સૌદામિની હસતી હસતી ઓરડામાં આવી ઉભી.

'તે તું બોલ્યા કરને ભઇ, બોલ્યા કર, એ મનના ખ્યાલ છે ને? હવાઇ આતશબાજીની પેઠે ચોતરફ કેંકાફેંક કરી મુકી છે. એ હવે કેટલી દૂર જાય છે! ને કેટલે દૂર સુધી ફુલ ઉડાડે છે.'

હસતાં હસતાં કિરણ બોલ્યો: 'જેટલે દૂર જવાનાં હતાં તેટલે દૂર તો ગયાં છે. ફુલો પણ આ ભાગે દેશના આકાશભરમાં વેરાઇ પડ્યાં છે.'

'તે રહેશે-ટકશે કેટલીવાર?'

'ગમે તેટલીવાર ભલે રહે, બેઘડી આંખો તો અંજાઇ જાય છેને, અને એના નશાનું સુખ-એનું મૂલ્ય પણ શું ઓછું છે? જેમાંથી જ્યારે જેટલું સુખ મળવી શકાય તે ભોગવી લેવું એજ ખરેખરો લાભ. જીવનનું એજ સૂત્ર, ભલેને એ ફુલો દારૂની આતશબાજીની પેઠે થોડી વારમાં અલોપ થઇ જશે પણ આંખમાં એની રોશનીના ઉભરા તો રહી જશે ને!'

'રસોડું પાસેજ હતું; સુરબાલાને કાને આ બધી વાતચીત પહોંચતી હતી. ચુલા ઉપરનો ટોપ ઉતારી તે પણ બાજુના દરવાજાની ઓથે ઉભી રહી એકચિત્તે બધું સાંભળતી હતી. સાંભળતાં સાંભળતાં તેણે જમીનપર બેસી જઇ, જગન્નિયંતા ઇશ્વરને ખોળો પાથરી પ્રણામ કર્યાં, મનમાં ને મનમાં બોલી–'ચારૂ રોશનીના ઉભરા આંખમાં ભર્યા રહે, ને એમાંથી સાચેસાચો પ્રકાશ એક દિવસ દેશના આકાશમાં વ્યાપી રહે, હે પ્રભુ! હે ભગવાન્! દયા કરજે! હું જો તે જોઇ શકવા ભાગ્યશાળી થાઉં, તો મારૂં આ નારી જીવન કૃતાર્થ થઇ જશે! બીજું કાંઇ મને જોઇતું નથી; પ્રભુ ફકત–ફકત આટલુંજ હું જોવા માગું છું!'

આટલું બોલી તે ઉઠીને ઉભી થઇ ને પાછી રસોડામાં ચાલી ગઇ, સૌદામિની બોલી: 'તે તું ગમે તેટલા વિચાર કરે–ચોડા ઘડે પણ તું ખરેખર અહીં આવી રીતે રહી શકીશ, કિરણ?'

'રહ્યો છુંજ તો વળી? રહી શકીશ એવી આશા તો રાખી છે જરૂર–તું આશીર્વાદ આપ મા!'

'પુત્રનું કલ્યાણ થાય, એવા માના હૃદયના આશીર્વાદ હંમેશાં જાણ્યેઅજાણ્યે એની તરફ વરસ્યાજ કરતા હોય પણ એમાંથી ફળે છે કેટલા?'

સૌદામિનીએ એક નિસાસો નાંખ્યો.

કિરણ–'જો મા એવા સાચા મનથી આશીર્વાદ આપે, ને દીકરાઓ જો ખરેખર સાચા મનથી એ માથે ચડાવે તો જરૂર ફળે. વળી ઘણાય એવા ફળ્યા છે, ઘણાય ફળે છે.'

'હશે ભાઇ, મને કાંઇ ખબર નથી બાપુ, પણ––'

'એ બધાં 'પણ–બણ' જવાદે, મા! તું આશીર્વાદ આપ એટલે ઘણું બધું. હું–હું–હા–હું, એને માથે ચડાવીશ. આટલા દિવસ નથી કરી શક્યો પણ હવે કરી શકીશ.'

'કરી શકે તો સારૂં. દીકરા. જા મારા આશીર્વાદ છે. પણ તેમ બનશે કે નહીં તે હું કહી શકતી નથી. બધું પ્રભુના હાથમાં છે. એ તારૂં કલ્યાણ જ કરે દીકરા. પણ દીકરા કિરણ એક વાતનો મને વિચાર આવે છે–'

'શું મા ?'

'તું તો અહીં જાણે રહી શકીશ. ને આ કામ ધંધા કરી દિવસો ગુજારીશ, પણ હું તને એકલાને આ વેરાન વન-વગડામાં મૂકી ઘેર જઇ સુખે કેમ રહી શકું દીકરા ?'

'વન-વગડો ક્યાં છે, મા ? હવે તો આ બધું આસપાસ વસી ગયું છે, આબાદ થઇ ગયું છે.'

'થઇ છે રાખ ચુલાની. આજુબાજુ સાત ગાઉમાં નજર નાંખતાં કોઇ માણસ તો ફરકતું નથી. આ હજુ હમણાં તો રાત પડી–આ આકાશમાં વાદળાં-વરસાદ–ઘોર અંધારૂં–ચારેકોર–એ જોતાં કાળજું તો કંપી ઉઠે છે! તને એકલો અહીં રાખી જઇ ઘેર જાઉં તો મને સુખે ઉંઘ કેમ આવે દીકરા ?'

'હું એકલો ક્યાં છું મા ? આ રહ્યા આ બીજા બે દીકરા તારા'

'પણ તમારી બધાની સંભાળ લેવાવાળું કોણ છે ? ભુખ લાગતાં કોણ તમને ચપટી ચોખા રાંધી દેશે ? તમે સાંજે થાકયા પાકયા જ્યારે ઘેર આવો ત્યારે એક લોટો ઠંડું પાણી તમારા હાથમાં મુકવાવાળું અહીં છે કોઇ ?'

'એ બધા વગર કાંઇયે અટકયું રહેતું નથી.'

'હવે અમે અહીં આવ્યા તો ખરાંજ ને. તે અત્રે શું અહીં તારી પાસે રહી ન શકીએ દીકરા ?'

'કિરણે માથે હાથ મૂકી આંખો નીચી ઢાળી દીધી. જરાવાર વિચાર કરી પછી બોલ્યો–'તમે કેમ રહી શકશો તેનોજ મને તો વિચાર થયા કરે છે, મા વારૂ, જોઇશું. એના ઉપર વિચાર કરીશું.

હવે રાત ઘણી વીતી છે, મા. ભુખ પણ કકડીને લાગી છે. એ ને રસોઇ તૈયાર થઇ ગઇ છે કે નહીં ?'

'ચાલ જોઉં. અરે-વહુ-ઓ વહુ !' કહેતી સૌદામિની રસોડાં તરફ ગઇ.

બધાંયે જમી લીધું. એક ઓરડામાં વિમલા સુપ્રકાશ, કિરણ અને સતીશ સુતા. બીજા ઓરડામાં વહુ, અને નાનાં પુત્રપુત્રીને લઇને સૌદામિની સુતી.

વિમલ અને સુપ્રકાશના વિસ્મયનો પાર ન રહ્યો. આ તો નવાઇ જેવુંજને ! કેટલા દિવસે ભાભી આવ્યાં. ને મોટાભાઇ અહીં આવીને આપણી સાથેજ સુઇ ગયા ! બીજી જગ્યા નથી તેથી ? પણ એનો શું કોઇ પ્રબંધ ન થઇ શકત ? પહેલેથી કહ્યું હોત તો પોતે બે જણા કાર્યાલયમાં જઇને સુવાનો પ્રબંધ ન કરી શકત ?

---

## પ્રકરણ ૨૫ મું

## ભાવના અને કર્ત્તવ્ય-કાર્યેષુ મંત્રી

બીજે દિવસે બપોરે જમીને જરા વિશ્રામ કર્યા પછી એક ઓરડામાં એકાંતમાં પતિ-પત્ની એકવાર મળ્યાં.

કિરણ બોલ્યો-'હવે-હવે આવીજ છો, તો, અહીં રહી જઇશને સુરબાળા ?'

કહીને તેણે ઝટપટ સુરબાળાનો હાથ પકડી લીધો. સુરબાળાએ મોં બીજી તરફ ફેરવી લીધું. હાથ છોડાવવાને પણ જરા જોર તો વાપર્યું, પણ કિરણે બહુજ બળપૂર્વક પકડી રાખ્યો હતો તેથી છોડાવી શકી નહીં, ને પોતે પણ બહુ જોર વાપરી હાથ ખેંચી શકી નહીં. કિરણે કહ્યું-'બોલ-બોલ કે રહી જઇશ ! હવે જ્યારે તું આવીજ છો-તને તેડી લાવી શકીશ એવો મને મનમાં ભરોસો નહોતો- તું આવીશ એમ પણ ધાર્યું નહોતું-પણ છતાંયે જ્યારે હવે તું આવી જ છો-'

બહુ પ્રયત્ને આત્મ-સંવરણ કરી રૂંધાયેલ સાદે સુરબાલા બોલી-'મારી આવવાની મરજી નહોતી-'

'મરજી નહોતી? મરજી નહોતી?-ખરેખર નહોતી? એકવાર પણ મનમાં એમ નહોતું થયું કે તું મારી પાસે આવે? મેં વિચાર કર્યો નહોતો, એનો અર્થ એ કે વિચાર કરવાની ઇચ્છા નહોતી કરી કે તું આવીશ. પણ-છતાંયે-છતાંયે આ આશા મનના ઉંડાણમાંથી જોરથી ડોકીયાં કર્યાંજ કરતી હતી કે કદાચ-કદાચ તું આવીશ, તને એકવાર પાછી જોઇ શકીશ, મળી શકીશ. પણ તેં શું ખરેખર આવવાની ઇચ્છાજ નહોતી કરી? ખરેખર શું એકવાર પણ તારા મનમાં એવો વિચાર નહોતો આવ્યો કે એકવાર અહીં આવી મને તું મળી જાય?'

સુરબાલા, નિરવ. એનું મોઢું ફેરવેલું જ હતું. એનું હૃદય આવેગથી ભરાઇ ઉઠયું હતું ને આંખો આંસુથી છલોછલ ભરાઇ ગઇ હતી.

દાંતો વડે હોઠ દાબી કોઇપણ ઉપાયે ઉભરાઇ આવતા રૂદનનો વેગ ખાળી રાખવાનો પ્રબળ પ્રયત્ન તેણે કર્યો. કિરણ બોલ્યો-'આવવાની ઇચ્છા નહોતી? ખરેખર નહોતી? કયારેય પણ નહોતી? કયારેય પણ જરા પણ-રજ માત્ર પણ ઇચ્છા નહોતી થઇ. બોલ, સુરબાલા બોલ, ખરેખર તારા મનમાં જરાય ઇચ્છા નહોતી?'

સુરબાલા ધ્રુસકે ધ્રુસકે રડી પડી. કિરણે તેને પોતાની પાસે ખેંચી લીધી, બન્ને હાથો વડે તેને છાતી સરસી ચાંપી. પતિની છાતી સરસું માથું રાખી સુરબાલા કેટલીયે વાર સુધી રડી. કિરણે પણ પોતાનું આંસું ભરેલું મોં છાતીયે લાગેલા સુરબાલાના માથા ઉપર રાખ્યું. આખરે ધીરે ધીરે સુરબાલા પતિના બાહુ-પાશમાંથી પોતાને છોડાવી લઇ થોડે દૂર એક ખુરસીને એક છેડે જરા હટીને બેઠી. કિરણે પણ એને છોડી દીધી. પણ હૃદયમાં સભર વ્યાપી ગયેલા અસહ્ય આવેગ ને-અદમ્ય આકુળ ભાવને દબાવી રાખવાનું કામ

એને માટે દુષ્કર થતું જતું હતું. એના ચહેરા ઉપર જાણે આગ વરસતી હતી, આંખો લાલ-ધુમ, દાંતો વડે હોઠ દાબી રાખી કિરણ બેસી રહ્યો-'આવવાની ઇચ્છા નહોતી!-ખરેખર જો ઇચ્છા નહોતી-તો પછી કેમ આવી?'

જરા ધ્રુજતે સાદે-જાણે કેમ એ સાદમાં જરા રીસ-અભિમાન ભરી વેદના પણ ધ્વનિત થતી હોય તેમ સુરબાલા ધીમે નમ્ર અવાજે બોલી-'મા કોઇ રીતે માન્યાં નહીં, પરાણે મને અહીં લઇ આવ્યાં.'

'હૂં'-

'જે કામ માટે એમને અહીં આવવું હતું-તે કામ મારા આવ્યા વગર પણ પતી જશે એમ મેં માને કહ્યું હતું.'

'કામ! કશું કામ? આ રૂપીયા મારા હાથમાં પાછા સોંપવાનું? તે-તમે બેય જણીઓ પોતપોતાની સહી કરી સતીશ મારફત સોકલી આપત તોયે ચાલત. માને પણ એટલા ખાતર અહીં સુધી ધક્કો શા માટે ખાવો પડયો?'

'માએ કહ્યું કે તે તમને એકવાર એમની આંખોથી જોઇ ગયા સિવાય રહી શકતાં નથી.'

'ને તું-તું-રહી શકત ખરૂં ને?! હા-એ મારી મા છે. પણ તું મારી કોઇ નહીં ખરૂં ને સુરબાલા?'

કિરણનું ગળું રૂંધાઇ ગયું-આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. ઉઠી ઉભો થઇ ઓરડામાં આમ તેમ બેચાર વાર આંટા મારી બારણું ખોલી થોડી વાર સુધી બારણામાં ઉભી બહારની દિશા તરફ જોઇ રહ્યો. પછી બન્ને આંખો લુછી, બારણાં પાછાં બંધ કરી વળી પાછો તે ઓરડામાં આવ્યો ને બોલ્યો. કાલ સાંઝ ટાણે જ્યારે ઝાડને છાંયે બેઠો હતો ને સતીશ આવ્યો ત્યારે મેં સ્વપ્નેયે નહોતું ધાર્યું કે તમે સાથે આવ્યાં હશો. જ્યારે જાણ્યું ત્યારે વાવાઝોડાની બીકથી-માત્ર બીકથી-તમને હોડીમાંથી જલદી ઉતારી લેવા દોટ મૂકતો આવ્યો, હોડીમાંથી ઉતારી તમને જ્યારે આ ઘરમાં લઇ આવ્યો ત્યારે-ત્યારે-

મને એમ લાગ્યું કે રસ્તાના ભીખારી એવા મને આજ અચાનક કોઈ રાજાનું રાજ મળ્યું! ને આજ-આજ લાગે છે કે તે બધું આતશ-બાજીની જેમ ક્યાંય ઉડીને અંતર્ધાન થઈ ગયું! જે રસ્તાનો ભિખારી હું હતો-ખરેખર હું રસ્તાનો ભિખારી જ ને?-ને રસ્તાનો ભિખારી છતાં હું રસ્તામાં ઉભો તો હતો. પણ આજ મારા હાથપગ ભાંગી પડયા છે ને હું રસ્તામાં અનાથ અસહાય બની ધૂળ ફાકતો પડયો છું!'

બન્ને હાથ વડે પોતાનું મોં ઢાંકી દઈ સુરબાલા રડવા લાગી. કિરણ બોલ્યો-'શા માટે આવી ત્યારે? જો અહીં રહેવુંજ નહોતું, તો પછી આવી શા માટે? મને લાગે છે-મને લાગે છે કે, તમે ન આવ્યાં હોત તો વધુ સારૂં હતું.'

'હા'

'થોડીવાર સુરબાલા તરફ અધીર આતુર નજરે જોઈ રહી વળી પાછો કિરણ બોલ્યો-'ખરેખર તું અહીં નહીં રહી જાય સુરબાલા?'

'ના'

'વારૂ, ત્યારે જા! ભલે પાછી જા! તમારા આ રૂપીયા પૈસા બધા પાછા લઈ જાવ! એમાંથી કાંઈયે-એક પાઈ પણ હું લઈશ નહીં, લેવાનો નથી-લઈ શકીશ નહીં!'

'પણ એ રૂપીયા તો તમારાજ છે ને'.

'ના, એક દિવસ મારા હતા પણ તે તો આપી દીધા. હવે એ તારા છે. તારા રૂપીયા હું શા માટે લઉં? તું મારી કોણ, સુરબાલા?'

'જો હું તમારી કોઈ નહોતી તો આટલા રૂપીયા મને આપ્યા'તા શા માટે?' સુરબાલાએ ઉંચી આંખ કરી કિરણ તરફ જોયું. આંસુ ભરેલા ચહેરા ઉપર જરા હાસ્ય પણ ફરક્યું. કિરણ વ્યાકુળ ભાવે બોલ્યો-'ના, ના, હવે વધુ બાળ માં સુરબાલા! પડયા પર પાટુ ના માર. જખમો ઉપર મીઠું છાંટ મા. તને આપ્યા-ગમે તેમ સમજીને આપ્યા. પણ આજ-આજ-'

પ્રથમની પેઠેજ જરા હસીને સુરબાલા બોલી—'ને એ સમજણમાં કાંઇ ભૂલ થઇ હોય—તો તમે ખુશીથી તમારા રૂપીયા પાછા પણ લઇ શકો છો. ને બધાય રૂપીયા કાંઇ મને એકલીને તો નથી આપ્યા ને. તમારી માનો પણ એમાં અરધો ભાગ તો ખરોને. આ પણ તમારાં કોઇ (સગાં) નથી એમ તો તમે—તમે નહીં કહી શકોને.'

'ના કોઇ—કોઇ મારૂં કાંઇ સગું નથી. હું એકલો અટૂલો સાવ નોધારો રસ્તાનો કંગાળ ભિખારી છું!'

'પણ રસ્તાના ભિખારીનેયે રસ્તા સાથે લડાઇ કરતાં ચાલવું તો પડેને—'

'ચાલી શકશે ત્યાં સુધી ચાલીશ. ભિખારીની પેઠેજ ચાલીશ. ને જો સફળ થઇશ તો પણ ભિખારીની જેમજ લડાઇ લડીને સફળ થઇશ. પણ એટલા માટે આટલા બધા રૂપીયા—કોઇની દયાનું દાન સમજીને હાથમાં યે નહીં લઉં!'

સુરબાલા—'છિઃ! પાગલની માફક આમ ઘેલાં શું કાઢયાં કરતા હશો? દેશને માટે આવડા મોટા કામનો સંકલ્પ કરી ભાર ઉપાડયો—'

'ચૂલામાં પડયું એ કામ! પોતાનું જીવન જો આમ બળી-જળીને ખાખ—'

'છિઃ—છિઃ—શું બોલો છો તમે? કાલે જે વાતો સતીશભાઇ પાસે કરતા હતા, એ બધી આટલીવારમાં ભૂલી ગયા? તમારૂં પોતાનું સુખ જ એટલું બધું મોટું સમજો છો, દેશ કરતાં યે!'

'હું સંન્યાસી સાધુ નથી—મને પોતાને પણ સુખ તો જોઇએજ ને! ખૂબ ઝાઝું સુખ જોઇએ છે. હા. નાનો હતો ત્યારે ગીતા વાંચતો હતો—કર્મસંન્યાસનો અધ્યાય વાંચ્યો છે. પંડિત મહાશય એનો અર્થ સમજાવતા—વાંચતા—સાંભળીને બહુ આનંદ પણ થતો હતો. પણ એ સાધના મારે નથી સાધવી. એવડા મોટા સંન્યાસનો હું અધિકારી પણ નથી. કામ ભલે ને ગમે તે કરૂં, પણ સુખની ઇચ્છા

તો જરૂર કરું. શા માટે ન કરું ? ગમે તે કામ ભલેને કરીએ તો, તે કરતાં જતાં પણ સાથે સાથે સુખ ભોગવવાનો સમય શું ન મળે ?'

'સમય કદાચ મળી શકે, પણ બધાયના ભાગ્યમાં એ સુખ લખાયલું હોતું નથી. તો પછી આ કામમાં જ—એ કામ કરવામાં પણ ક્યાં ઓછું સુખ છે ?'

'છે, સુખ છે. હું ના નથી કહેતો. પણ ફક્ત એટલાથી જ મારા જીવને સંતોષ મળી શકે તેમ નથી—ના, તે મળી શકે તેમ નથી, સુરબાલા ! તને મેં કહ્યું ને કે આ સાધના મારે માટે નથી—એવી સાધના કોઇ દિવસ સાધી પણ નથી ને સાધવાની ઇચ્છા પણ નથી. એ સાધનાથી બહાર રહેલું સુખ પણ મને જોઇએ છે. જે વસ્તુની પ્રબળ આકાંક્ષાથી મારો પ્રાણ તરસ્યો બની અકળાઇ ઉઠયો છે, તે—તે—વસ્તુ ફક્ત તુંજ મને આપી શકીશ ! ને આ કામ. એ કામમાં પણ એકાદ જેને પોતાની કહી શકાય, એવી વ્યક્તિની સહાયતાની પણ જરૂર હોય જ ને. તે તુંજ બની શકે ને સહાયતા પણ કરી શકે.'

સુરબાલાએ મોં બીજી દિશામાં ફેરવી લીધું.

કિરણે પૂછ્યું—'ત્યારે ખરેખર તું અહીં નહીં રહી જાય સુરબાલા ? મારી બની મારા આ કામમાં મને સહાયક બની—મારી સહયોગિની બની તું રહી શકીશ નહીં ? સાચું કહેજે'

આંખો લૂછતી સુરબાલા બોલી—'રહી શકું ખરી ? તમે—તમેજ કહો કે તમે મને રાખી શકશો ?'

'જરૂર રાખી શકું—રાખી શકીશ જ—રાખવી પડશે જ—નહીં તો—નહીં તો કોઇ કામ જ મારાથી નહીં થાય. હું જીવી પણ નહીં શકું. પાગલ બની જઇશ !'

સુરબાલા—'કાલ રાતે જ્યારે તમે વાતો કરતા હતા, ત્યારે બારણાંની ઓથે ઉભાં રહી મેં તે બધી વાતો સાંભળી હતી. મને તે વખતે લાગ્યું કે, આ દુનિયાનાં હવા-પાણી છોડી દઇ તમે બહુ ઉંચે-બહુ-બહુ-ઉંચે ઉડી રહ્યા છો. એ બધુંય તમે શા આધારે શો

નિશ્ચય કરીને બોલતા હતા તે હું જાણતી નથી. પણ ત્યારે ક્ષણભર પણ તમારા મનમાં શું એ વિચાર આવ્યો હતો કે, હું તમારી સંગિની થઇ અહીં રહીશ. ને ફક્ત એજ બળને આધારે તમે આવડાં મોટાં કામની જવાબદારી ઉપાડી લેવા તૈયાર થયા છો?'

આંખો નીચી ઢાળી કિરણ નીરવ ઉભો રહ્યો. સુરબાલા બોલી -'ને આ મહત્ કાર્યની કલ્પના પણ ફક્ત ગઇ કાલે જ અમારા અહીં આવ્યા પછીજ તમારા મગજમાં ઉઠી છે એમ પણ હું ધારતી નથી. પ્રથમ જ અહીં તમે આવ્યા પછી ઘણું કરીને તરતજ તમે આ કાર્ય માટે વિચાર કરતા થયા છો ખરૂં ને?'

કિરણ-'હા, એ વાત સાચી છે ખરી. ને કાલ-ના-બરાબર તારી બાબતનો વિચાર પણ એ ખ્યાલ આવ્યો ત્યારે નહોતો કર્યો. પણ કાલ અને આજ વચ્ચે તફાવત—'

'તે તફાવત શાથી થયો?'

'તું પાષાણ હૃદયની છો! એ તું નહીં સમજી શકે! કાલ તને મેં નજરે જોઇ પણ નહોતી. ને તને એકાંતમાં મળવાનો સુયોગ પણ નહોતો મળ્યો. પણ આજ-ના, આજ હવે મારી ધીરજ રહેતી નથી. ખરેખર મારી ધીરજ ખૂટી છે! બોલ. જલદી બોલ સુરબાલા! તું અહીં રહીશ-મારી-મારી થઇ-મારી સાથે-મારા આ ગરીબ અંધારાં ઘરમાં તું અજવાળું પાડતી રહીશ? જો તું રહેવાને કબુલ થાય-તો જ હું બધુંય કરી શકીશ. નહીં તો-નહીં તો-જે શક્તિ હતી-જે યોજના ઘડી હતી-તે બધી ભાંગી તૂટીને ભુકેભુકા થઇ જશે. બોલ સુરબાલા-બોલ રહીશ ને!'

બોલતાં બોલતાં કિરણે સુરબાલાની પાસે જઇ વળી પાછો તેનો હાથ જોરથી પકડયો. તેને પોતાની છાતી સરસી ખેંચી ને અત્યંત આવેગથી તેને પોતાના બાહુપાશમાં જકડી લઇ બોલ્યો-'ના, સુરબાલા! હું તને હવે જવા નહીં દઉં-આવી રીતે આવી રીતેજ-તને મારી છાતી સરસી રાત ને દિવસ જકડીજ રાખીશ! તું જઇ શકીશ નહીં-ને હું તને જવા નહીં દઉં!'

## પ્રકરણ ૨૬ મું

### અપૂર્વ ત્યાગ

બહારથી સુપ્રકાશે મોટે સાદે કહ્યું: 'મોટા ભાઈ! ટપાલીઓ આવ્યો છે, રજીસ્ટર કાગળ છે.'

કિરણ સુરબાલાને બાહુપાશમાંથી મુક્ત કરી બારણાં ખોલી પોતે બહાર આવ્યો. સુપ્રકાશે કહ્યું; 'બે પત્રો આવ્યા છે તેમાંનો એક રજીસ્ટર છે.'

રજીસ્ટરની પાવતી સહી કરી કિરણે સુપ્રકાશને આપી, રજીસ્ટર પત્ર ઉપરની છાપ જોઈ. તે કલકત્તાની હતી, પણ મોકલનારનું નામ પરબીડીયાં પર નહોતું. ને હસ્તાક્ષર પણ કિરણ ઓળખી શકયો નહીં. બીજો પત્ર અલ્લાહાબાદથી આવ્યો હતો. એને લાગ્યું કે એના જુનાં કારખાનાના માલિકનો એ પત્ર હશે. ઓરડામાં આવી કિરણે પત્ર વાંચ્યો, કારખાનાનાં મોટા મેનેજર સાહેબે લખ્યું હતું કે એમને એવા સમાચાર મળ્યા છે કે કિરણનું મન કંઈક બદલાયું છે અથવા બદલાય એવો સંભવ છે ને જો તેને નોકરી પર પાછો રાખવામાં આવે તો તે કદાચ પાછો દાખલ થાય. એને પાછા જોડાવાનો વિચાર હોય તો એ લોકો ખુશીથી એને પાછો દાખલ કરી એને એનું પૂર્વનું કામ પાછું સોંપશે, ને તે માટે એ લોકો કિરણને થોડો સમય આપી તેટલો વખત થોભવા પણ રાજી હતા વગેરે. તે પછી કિરણે રજીસ્ટર પરબીડીયું ખોલ્યું. વાંચતાં વાંચતાં એનો ચહેરો ઝાંખો-ઝબ પડી ગયો, એના ધ્રૂજતા હાથમાંથી પત્ર નીચે જમીન પર પડી ગયો.

સુરબાલાએ પુછ્યું; 'કોનો પત્ર છે?'

કિરણ-'એક પત્ર જેમને ત્યાં હું પ્રથમ નોકરી કરતો હતો તે કારખાનાવાળાઓનો છે.'

'શું લખે છે?'

'લખે છે કે જો હું પાછો નોકરીમાં જોડાવા રાજી હોઉં તો એ લોકો મને મારી જગ્યા પાછી આપવા ખુશી છે. હું પાછો જોડાવા રાજી છું એ વાત એમને કોણે કહી હશે?'

'પાછું નોકરી પર દાખલ થવું છે?'

'ના.'

'પણ જવું હોય તો જઇ શકો છો.'

'જઇ શકું છું, પણ જવું નથી.'

'ને આ બીજો પત્ર?'

'એમાં લખ્યું છે-લખ્યું છે—એ લોકો કલકત્તે આવી પહોંચ્યા છે. ને અહીં આવે છે—'

'જરાવાર કિરણ સામું જોઇ રહી ધીરેધીરે સુરબાલા બોલી—'આવે છે—એ લોકો—એ લોકો એટલે કોણ કોણ છે?'

ઓરડાનાં બારણાં ખુલ્લાં જ હતાં. ચિત્રવત્ ઉદાસ ભાવે કિરણે બહારની તરફ જોયું,—ને એ તરફ એમને એમજ જોઇ રહી જવાબ દીધો, 'એ લોકો એટલે મારા સસરા, મારી સાસુ, ને—ને—વરૂણા—'

સ્થિર નજરે થોડીવાર પતિ સામું જોઇ રહી સુરબાલા બોલી—'ને તમે તો—મારા સાંભળવા પ્રમાણે—અહીં આવ્યા ત્યારે વરૂણાને પત્ર લખતા આવ્યા હતા કે, એની મરજી હોય તો તે અહીં આવી શકે છે.' ખરૂં ને?'

'હા.'

સુરબાલા—'ને હું પણ જાણતી હતી કે, તે આવશે જ.'

'તું જાણતી હતી? કેવી રીતે જાણ્યું તેં?' કહી કિરણે સુરબાલા સામું જોયું અને વિસ્મયભરી નજરે એની સામે તાકી રહ્યો. આંખો નીચી ઢાળી દઇ ધીરેધીરે સુરબાલા બોલી—'આવ્યા વગર રહી શકે ખરી? તેથી જ હું કહેતી હતી કે હું અહીં વધુ રહી શકીશ નહીં ને તમે પણ મને રાખી શકશો નહીં.'

સહેજ ઉશ્કેરાટભર્યા સાદે કિરણ બોલી ઉઠયો-'શા માટે નહીં રાખી શકું ? ને તું પણ શા માટે ન રહી શકે ? એ લોકો આવે તો ભલે આવે. એમાં તને અહીં રહેવામાં હરકત શી છે ?'

'છિઃ ! એમ પણ બનતું હશે કોઇ દહાડો ?'

દાંત વડે હોઠ કરડી જરા ભવાં ચડાવી કિરણ જરાવાર ચૂપ રહ્યો. પછી બોલ્યો-'એ લોકો આવે છે-તે અહીં રહેવા માટે આવતા નથી. ને ઓફીસનો આ પત્ર-એ નીલાંબર બાબુની યુક્તિનું પરિણામ છે.'

સુરબાલા બોલી-'હા, તમને પાછા અલ્લાહાબાદ ખેંચી જવા તે જરૂર પ્રયત્ન કરેજને, પણ તમે જો ન જાઓ, તો-તો-એ (વરૂણા) શું ખરેખર તમને છોડીને અહીંથી પાછી જઇ શકશે ?'

'રહી પણ શકે તેમ નથી. તે અહીં આ પરિસ્થિતિમાં રહી શકે એવું છે જ નહીં ને વળી-ને વળી-એની તબીયત પણ લથડી ગઇ છે. હૃદયમાંથી નીકળતા નિસાસાને કિરણે દબાવી રાખ્યો.

સુરબાલા-'તે તમારે એની તબીયતની સંભાળ પણ લેવી જોઇએ.'

'સંભાળ લેવા માંગતો હતો. પણ લઇ શકયો નહીં, લેવા દીધી નહીં. ફોકટની અદેખાઇની આગમાં-'

'ફોકટની ?-સાચેસાચ ફોકટની તમે કહી શકો છો ? ને તમારૂં પોતાનું મન-'

'મારા મનમાં ગમે તેમ હોય-એ બધું મનમાં દબાવી રાખી, દેશમાંથી પાછા ગયા પછી એને સુખી કરવાનો પ્રયત્ન મેં કર્યો હતો. પણ કાંઇ વળ્યું નહીં.'

'વળત-જો-જો-'

'હા, જો પ્રથમની માફક તમને સાવ ભૂલી ને-અવગણીને રહ્યો હોત તો, ને તમને કાંઇ ખરચી ન મોકલત તો.'

'તે ગમે તેમ હો, હવે એ જ્યારે અહીં આવે જ છે ત્યારે—'

'ત્યારે શું ? તું કહેવા માંગે છે ?' કહી કિરણે તીક્ષ્ણ નજરે સુરબાલા સામું જોયું. નજર નીચી ઢાળી દઇ સુરબાલા બોલી-'તે

પાછી નહીં જ જાય. શરીર સારૂં નથી તેથી શું થઇ ગયું ? અહીં રહેશે એટલે તબીયત સુધરી જશે.'

'સુધરી જાય તો સારૂં. ને રહેવું હોય તો ભલે રહે પણ.–પણ તેથી તું શા માટે ન રહી શકે ? તું પણ મારી સ્ત્રી છો. તને પણ હું પરણ્યો છું ને. તારોયે શું કાંઇ હક–દાવો નથી ?'

'ના હવે કાંઇયે નથી ?'

કિરણ–'બન્ને સ્ત્રીઓને જો હું પરણ્યો જ છું—'

'બેયને એક સાથે રાખીને ઘર–સંસાર ન ચલાવી શકાય.'

'તારો આવ ત્યાગ પણ કેમ કરી શકું સુરબાલા ?' કિરણનો અવાજ ધ્રૂજતો હતો. સુરબાલાએ મોં ફેરવી લીધું. થોડી વારે ધીરે ધીરે તે બોલી–'એ વાતનો વિચાર કરવાનો હવે વખત નથી. ત્યાગ–તે તમે મનથી તો મારો ત્યાગ કર્યો નથી ને.'

'ના, મનથી નથી કર્યો. નથી કર્યો–કરી શકીશ પણ નહીં. ને એ વસ્તુને કદાચ તું તારૂં મહાભાગ્ય માની શકે પણ હું તેથી રીબી-રીબીને–તલ તલ બળી બળીને મરીશ. હૃદયથી તેમજ બહારથી એકરૂપે હું તને મારી કરવા–મારી પાસે જ રાખવા માગું છું.'

'પણ–તે તમે કરી શકશો નહીં.'

'ને જો–જો તેમ કરી શકું, કોઇ પણ ઉપાયે એ બનવું સંભવિત હોય તો તને શો વાધો છે સુરબાલા ?'

'મને ? મને ?–એ સવાલ મને શા માટે પૂછો છો ? તમારા મનનેજ–'

'તો પણ–કહે, તું કહે ? એક વાર તું કહે ?'

'એ (વરૂણા) પોતે જો મને અહીં રાખવા રાજી હોય તો, એની દાસી–ચોલી થઇને પણ હું રહી શકત—'

સુરબાલાએ આંખો લૂછી. કિરણ પણ રડી પડયો.–થોડી વારે મન કઠણ કરી તે બોલ્યો–'ના, એ તને અહીં સાથે રાખવા રાજી નહીં થાય. એ રાખી શકશે નહીં–જો કે તને રાખવાનો કે ન રાખવાનો એને કોઇ અધિકાર નથી. કારણ કે, તું મોટી છો, હું પહેલાં તને જ પરણ્યો છું.

સુરબાલા—'એ લોકો ક્યારે આવે છે ?'

'કાલ સાંઝે. સ્ટેશને માણસ સામું મોકલવા લખ્યું છે.'

'જે માણસ કાલે સ્ટેશને જવાનું હોય એની સાથે અમને પાછા મોકલી આપો !'

'ના, કદી પણ નહીં ! એ આવે છે તો ભલે આવે. રહેવું હોય તો ભલે રહે. પણ તેથી તમે અત્રે આવ્યાં છો—તેમને એની બીકથી પહેલેથી જ અહીંથી રવાના કરી દઉં ? ના, ખોળીયામાં પ્રાણ છે ત્યાં સુધી એ નહીં બને, સુરબાલા !'

કહી કિરણ બહાર ચાલ્યો ગયો. બારણાં પાસે જઇ વળી પાછો ફરીને બોલ્યો—'હા, હમણાં માને આ વાત કરતી નહીં. એને જે કહેવું હશે તે આવતી કાલે હું બધું સમજાવીને કહીશ.'

---

## પ્રકરણ ૨૭ મું

### મંત્રણા

બહાર નીકળી કિરણ પેલા ઝાડ નીચે જઇ બેઠો. તે વખતે છાંયો સારો પડી રહ્યો હતો. હરીયો તમાકુ ભરી હોકો મૂકી ગયો હતો. ઘણી વાર સુધી બેઠે બેઠે કોઇવાર જોરથી તો કોઇવાર ધીમેથી ફુંકો મારી કિરણે હોકો તાણ્યો ને મનમાં અનેક તર્ક-વિતર્ક કર્યા. કોઇ મોટી આફતમાંથી બચવાનો રસ્તો નહીં દેખાડી શકતી હોય છતાં તમાકુમાં એ ગુણ તો છે કે તે ચંચલ મનને ઘણું શાંત બનાવી શકે છે, ને પોતાનું શું કર્તવ્ય હોઇ શકે તેનો ધીરજથી વિચાર કરવાનો મનુષ્યને થોડો વખત આપે છે. કિરણનું મન પણ ઘણું શાંત થયું અને હવે પોતે શું કરવું જોઇએ તેનો પણ એણે લગભગ નિશ્ચય કરી લીધો હતો. તે હવે ઉઠી ઉભો થઇને કચેરી (કાર્યાલય) તરફ ગયો. બપોરની વામકુક્ષી કરી લીધા પછી ઘરની બહાર નીકળી સુખમય બાણુ પણ તે વખતે ઝાડ નીચે બેસીને તામ્રકૂટનું

સેવન કરી રહ્યા હતા. ત્યાં જઇને બેસતાં બેસતાં કિરણે સૌથી પહેલાં પોતાના હાથમાં દશ હજાર રૂપીયા કેમ આવી પડયા તેની ખબર કહી સંભળાવી. સુખમય બાબુ તો આનંદના આવેશમાં કુદકો મારીને ઉભાજ થઇ ગયા.

'શું કહો છો ભાઇ!—એકદમ દશ દશ હજાર રૂપીયા! ને આટલા બધા રૂપીયા તમારી મા અને તમારી સ્ત્રી પાસે હતા! ને તમે મૂડી વગર—તમે કોણ છો તે કહો જોઉં ભાઇ! તમે પેલી વાર્તાની ચોપડીમાં વર્ણવેલ 'રૂપકથા'ના રાજપુત્ર—'

'વેશપલટો કરી અહીં આવ્યો છું ને—ક્યારે ફટ કરીને પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરૂં ને કરીને તરત જ મારૂં આ રાજ્ય કબજે કરું. લાવ લશ્કર બધું તેજ વખતે હાં—હાં કરતું ક્યાંયથી ઉતરી પડે—કદાચ વિમાનમાં ઉડીને! એમને!—'

સુખમય બાબુ હસતાંહસતાં બોલ્યા—'તે લાવ—લશ્કર ભલે ન આવ્યું હોય, પણ માણસ જેવાં માણસો તો કુમક લઇને પહોંચી આવ્યાં છેજ ને, અને આ રાજ્ય—તે આ રાજ્ય કબજે કરી બેસશો જ તો ભાઇ! જરૂર કબજે કરી બેસશો! કબજે લઇ બેઠા છો એમ કહીએ તો પણ ચાલે.'

'એ તો હજુ ઘણી વાર છે મોટા ભાઇ! દાનમાં મળેલા માત્ર દશ હજાર રૂપીયાનું કાંઇ કામ નથી.'

'જેની મા અને સ્ત્રી આવીને આમ દશ હજાર રૂપિયા વગર સંકોચે દઇ શકે તેની પોતાની પાસે—'

'કાંઇ નથી રાખ્યું મોટા ભાઇ. ફકત આ બે હજાર રૂપીયા હતા—તેમાંથીયે સાત સો'ક રૂપીયા તો ખરચાઇ ચૂકયા છે.'

'ઉંહું—એ હું હવે માનું નહીં, એમાં કાંઇક છળકપટ છે, એ બની શકે જ નહીં. હા, હવે મને યાદ આવે છે. તે દિવસે તમે કહ્યું હતું—'પ્રથમ આ બધી વાતનો વિચાર નહોતો કર્યો—નહીં તો જેટલા રૂપીયાની જરૂર હોત તેટલાનો પ્રબંધ કરી શકાત, તે હવે કેટલા દિવસ આ

સંતાકુકડીની રમત રમશો? બધું ચોખ્ખે ચોખ્ખું કહી જ નાંખોને ભાઇ? હવે હું એટલું તો જાણી શક્યો છું કે તમે કોઇ રોડ-ખોડ તો નથી જ'.

જરા હસીને કિરણ બોલ્યો-'બધું સાંભળશો?-હા બધી વાત ખુલ્લેખુલ્લી તમને કહેવી જ પડશે. પણ એવડી બધી મોટી આશા પણ બાંધજો માં-કોઇ ગમે તે હોય ને ગમે તે થાય. હાલ તુરત તો પહેલું કામ—'

'ઝટપટ કરી નાંખોને ભાઇ? હાલ તુરતનું પહેલું કામ જલદી પતાવી લેવું સારૂં. તે પછીનાં કામની વાત વળી પછી કરશું'.

'તમારા શેઠની કંપનીની જે મોટર લૅાચ છે–'

'લૅાચ? અરે બાપરે બાપ! તે એમજ વાત કરોને મારા ભાઇ! ત્યારે શું હું ખોટું કહેતો હતો, રાજકુમાર! લક્ષ્મીજી સાક્ષાત હાજરાહજુર આવી પહોચ્યાં છે, ને તરતજ એમને લઇને શોખની એક સફર-જેને તમે અંગ્રેજીમાં શું કહો-હા-અરે પેલી પ્લેઝર ટ્રીપ (Pleasure Trip) ખરૂં ને?'

હસીને કિરણ બોલ્યો;-'ના-ના ઘોષ મહાશય! એવું તેવું કાંઇ નથી. તમારી જે લક્ષ્મીદેવી છે તે એકદમ ગામડા ગામની ગામડીઅણ વહુ છે. કદાચ અત્યારે ઘરમાં શાકભાજી સુધારતી હશે કે શિલા-પથ્થર ઉપર કાંઇ ચટણી કે મરીમસાલો વાટતી હશે. રાતે પણ આટઆટલા માણસોને ખવડાવવું પડશે ને?-એજ આ લક્ષ્મીદેવીએ સ્વયં સ્વીકારેલું કામ છે. એ બધી શોખીન સફરો એની સાથે ન થાય.'

'ત્યારે કોની સાથે થાય?'

કિરણ મરક મરક હસ્યો. એને વરૂણાની વાતજ યાદ આવી હશે. ચહેરા ઉપરનું હાસ્ય જોઇ સુખમય બાબુ બોલ્યા: 'આ મનમાં મરક મરક હસી રહ્યા છો શું હકીકત છે કહી નાંખોને જલ્દી?'

'ગમે તે હકીકત હોય પણ કામ તાકીદનું છે. લૅાચ નદીને પેલે પાર છે ખરૂં ને?'

'હા, ત્યાંજ પડી છે. શેઠિયાઓમાંથી બે ત્રણ જણ અહીં આવવાના છે તેથી આવશે ત્યારે આ લૉંચમાંજ નદી પાર ઉતરી અહીં આવશે. ને લૉંચમાંજ ફરી ફરીને બધું જોશે.'

'એ લોકો ક્યારે આવવાના છે?'

'આ—એકાદ અઠવાડિયામાં આવશે, હવે આવવાના દિવસો નજીક આવતા જાય છે. ને વળી તમારી વાત પણ બધી વિગતવાર લખી હતી ને. જવાબમાં એમણે જણાવ્યું છે કે—આ કાલજ પત્ર આવ્યો—તેઓ આવીને તમને મળશે ને બધી વાતચીત કરશે.'

'હૂં!—ત્યારે ત્રણ—ચાર દિવસ હમણાં મને એ લૉંચ મળી શકે ખરી?'

'ખુશીથી, પણ કરવું છે શું?—ક્યાંય જવાની મરજી છે કે શું? ફરવા બ્હાને કે કામે ક્યાંય જવું છે? શું કામ છે? કહી નાંખોને જલદી?'

'મારે ક્યાંયે જવું નથી, પણ—' કહી વળી પાછો કિરણ જરા હસ્યો.

'શું, છે શું! તે આમ મલક્યા કરો છો—મને લાગે છે કે હજુ કાંઇક રહસ્ય—'

'રહસ્ય! હા, રહસ્યજ તો વળી. કેટલાક અતિથિ આ તરફ આવે છે. એ લોકો બહુ મોટા માણસ છે. આ આપણાં દેશી વહાણો કે હોડકાંઓમાં એમણે કોઇ દિવસ પગ સરખો પણ મૂક્યો હોય એમ હું ધારતો નથી.'

'એ—એ...મ! આ તો ધીમે ધીમે કોથળામાંથી બિલાડું નીકળવા માંડ્યું! વારૂ એ લોકો કોઇ રાજા—મહારાજા—હજુરના મિત્રો કે ઓળખાણવાળા તો નથી ને?'

કિરણ હસતો હસતો બોલ્યો; 'હજુર મહારાજાના મિત્રો હોત તો એમને લૉંચની જરૂર ન પડત, એ લોકો નાવડાં કે હોડકાંમાં આ કાંઠે આવી શકત.'

'ત્યારે કોણ છે એ લોકો ?'

'જે લોકો આવે છે તે કહેવુંજ પડશે-કહીજ દઉં ત્યારે હવે ! આવે છે મારાં સાસુ ને સસરા, ને એમની સાથે-મારી સ્ત્રી-'

'સ્ત્રી !' સુખમય બાબુ આંખો ફાડીને વિસ્મિત નજરે જોઇ રહ્યા.

'સ્ત્રી ? તે એક સ્ત્રી તો અહીં હાજર છે ને !'

અહીં હાજર છે તે સિવાય પણ એક બીજી છે. ગ્રહોની વિપરીત દશામાં મેં બે સ્ત્રી પરણી લીધી છે.'

'ઓહો એ...એમ છે ! વારૂ પછી ?'

'પછી-પછી તો એક નાટકનું આખું કથાનક છે. આ હમણાં જે અહીં છે, તે પિતાશ્રીએ મને પરણાવી હતી. હું તે વખતે ફેશની, મીજાજી ને હાલના જમાનાના રોમાન્સથી ભરપૂર હતો. મને એ પસંદ ન પડી. હું એને તજીને ચાલ્યો ગયો.'

'હું ! ને જઇને તમને મનગમતી ફેશની, મીજાજી અને હાલના જમાનાના રોમાન્સથી ભરપૂર આ બીજી સ્ત્રી સાથે પરણ્યા ખરૂં ને ?'

'હા, મોટા ઘરની રૂપાળી કન્યા પણ ખરી ને લગ્ન પહેલાં કાંઇક વાતચીત પૂર્વાનુરાગ ભાવ-પ્રેમ પણ કાંઇક થયેલાં, નિશાળમાં હું બહુ તેજ અને હુશીઆર છાત્ર હતો. સારા ગુણાંક મેળવી એંજીનીયરની પરીક્ષા મેં સફળતાથી પાસ કરી. યુકત પ્રાંતના કોઇ કારખાનામાં સારી નોકરી પણ મળી ગઇ. સંચા કામમાં મારૂં ધ્યાન સારૂં પહોંચતું હતું તેથી બે ચાર નવી યુકિતઓ શોધી સંચાકામમાં સુધારાવધારા કર્યા. આ ખબર બહાર ફેલાતાં બીજાં એક મોટાં કારખાનાના શેઠીયાઓએ મને બોલાવ્યો. અર્ધા ખરચની જોગવાઇ જો હું કરૂં તો બીજો અરધો ખરચ પોતે આપવાનું કહી મને વિલાયત મોકલવા એમણે પ્રસ્તાવ કર્યો, ત્યાં જઇને કોઇ એક મોટા કારખાનામાં કામ કરી સંચાકામમાં વધુ હુશીયારી સંપાદન કરી આવવા માટે મને ત્યાં

મોકલવો હતો. પાછો આવતાં મોટા પગારની નોકરી આપવાનું પણ કહ્યું. તે વખતે એમના કારખાનામાં કોઇ ગોરો સાહેબ ઇન્જીનીયર મેનેજર તરીકે કામ કરતો હતો. વિલાયતમાં કયાં જવું, કોને મળવું અને શું શીખવું, કેમ શીખવું એ બધી વાતની તેણે મને સમજ પાડી ચીઠી-પત્રી લખી બધો પ્રબંધ કરી આપ્યો.'

'હું! ને ભવિષ્ય ખૂબ ઉજળું જોઇ એમણે રાજી થઇને સહજમાં એમની કન્યા તમને પરણાવી દીધી, ને બાકીનું અરધું ખર્ચ પણ આપ્યું હશે પણ છતાંયે એકવાર તો તમારાં લગ્ન થયાં હતાં—'

તે એ લોકો જાણતા જ નહોતા. એ લોકોએ કાંઇ પૂછ્યું ગાછ્યું નહીં ને-મેં પણ વિચાર કર્યો કે હું તજીને તો આવ્યો છું—'

'પણ ત્યારે વળી પાછી એ નવીને તજી દઇ આવી સરસ મોટી નોકરી છોડી દઇ આ વનવગડામાં ખેડુ બનવા કાં આવ્યા?'

એક નિઃસાસો નાંખી કિરણે જવાબ આપ્યો—'એ બધી બહુ લાંબી વાત છે ઘોષ મહાશય! બીજાં લગ્ન કરી સુખી ન થયો, બચત પણ નહોતી, ઘરખરચ બહુ ભારે હતું. બહુ જ દુઃખમાં કેટલાંક વર્ષો વીતાવ્યાં. તે પછી એવી એક ઘટના બની ગઇ કે જેથી મારા પ્રથમ લગ્નની વાત છતી થઇ, ને સાથે સાથે જ મને ખબર મળી કે મારી તજી દીધેલી સ્ત્રી મારી મા સાથે મારે ઘેર જ (મારા પિતાને ઘેર) રહેતી હતી. ને એના ગુણોની તો કાંઇ વાત જ ન થાય, મારી મા, મારાં ભાઇ બહેન બધાંય દેશમાં રહેતાં હતાં, મેં કેટલાંક વરસ સુધી એમની કાંઇયે સંભાળ લીધી નહોતી. આ ઉપરથી તમે હવે સમજી શકશો ઘોષ મહાશય! કે હું કાંઇ સીધો સાદો માણસ-સજ્જન માણસ નહોતો—'

'પણ હવે—'

'સુધર્યો છું. બહુ ઠોકરો ખાઇ ખાઇને-ને-ને તે મારી તજાયેલી સ્ત્રીના ચરિત્ર-મહિમાના પ્રભાવથી જ સુધર્યો છું. આ ઘટના પછી મારા મનનું ખેંચાણ એની ઉપર થયું, તે છતાં બીજીને

તજીને પહેલી સાથે ઘરવાસ કરવાનો કોઇ ઉપાય જણાયો નહીં. પહેલી સ્ત્રી પણ આ વાતમાં રાજી નહોતી. આ તરફ નવી (બીજી)-એ એવો તો ઉપાડો લીધો કે કહેવાની વાત નહીં ઘોષ મહાશય! હું તો ત્રાહિ-ત્રાહિ પોકારી ગયો-એનું શરીર સારૂં નહોતું રહેતું એ સાંભળી એની મા આવી. મને દેવાઇ શકે તેટલી ગાળો ભાંડી એની દીકરીને તેડી ગઇ. મેં જોયું કે આ ઠીક લાગ છે. નોકરી છોડી દઇ રૂપીયા પૈસા જે ત્યાં બેંકમાં હતા તે ઉપાડી હીસાબ ચૂકતે કરી નાંખ્યો. બે છોકરા પણ નવીથી થયા હતા. પચીશ હજાર રૂપીયા નવીને ને દશ હજાર રૂપીયા મારી મા તથા આ જુની સ્ત્રીને આપી દીધા. ને મારી પાસે બે એક હજાર રૂપીયા રહ્યા તે લઇને હું અહીં આવ્યો આવ્યો-મનમાં ધાર્યું કે અહીં કદાચ શાંતિ મળશે.'

'હૂં! આ તો ખરેખર એક નાટક જ રચાઇ ગયું. પણ છેલ્લો પડદો હજુ પડયો નથી. જુની તો અહીં આવી જ છે ને નવી આવે છે. હવે?—'

'છેલ્લો અંક કઇ સ્થિતિએ લઇ જશે ને કેવો ભજવાશે તે કહી શકાતું નથી ઘોષ મહાશય! જે જાળ મારે હાથે મેં વણી છે તેમાંથી હું કેમ છુટી શકીશ, છુટી શકીશ કે નહીં, તે જાણતો નથી.'

'કોયડો કઠણ છે ખરો. આ આવી છે, એ આવે છે. ને એમાંથી જો કોઇ પણ તમને છોડવા રાજી ન હોય તો—'

'આ તો હમણાં જ છોડવા, ચાલી જવા રાજી છે. આ લોકો આવે છે એવું સાંભળતાં આવતી કાલે સવારના જ અહીંથી ચાલી જવા રાજી છે. પણ હું એમને જવા દેતો નથી.'

'શું કરશો? 'એક મ્યાનમાં બે તલવાર' તો સમાશે નહીં. એક જ આસને બે દેવીની પૂજા એકજ વખતે તો ન થઇ શકે ને!'

જરા હસીને કિરણ બોલ્યો-'હા. જરા મુશ્કેલ તો છે ખરૂં.'

'ને એમ કરવાનો નિષેધ પણ છે. ગુરૂદેવ કહે છે કે એમ કરાય નહીં--કરવાથી પૂજારીને વિક્ષોભ થાય. એની માથે આફત આવી પડે—'

'એ...એ...મ !'

'હા. શાસ્ત્રનાં વાક્યો કાંઇ ખોટાં હોય ? ને તે વિક્ષોભ બહુ મોટો થાય તે કોણ નથી જાણતું ? અનુભવથી ન જાણ્યું હોય પણ કાને તો સાંભળ્યું નથી શું ? 'બે બાયડીવાળા'ની વારતા વાંચી નથી ?'

'વાંચી છે. પણ આને જો તમે શક્તિપૂજા કે દેવપૂજા કહો–?'

'સ્ત્રીજાતિ આખી યે શક્તિસ્વરૂપ છે. ને જેની જેની સ્ત્રી હોય તે તેની સ્વકીયા શક્તિ જાણશો; જાણશો ભાઇ ! જરા વાળ અરધાં ધોળા થવા દો, લોહી ટંડુ પડવા દીઓ, આ દેશના જ તમે પુત્ર છો. બધું સમજી શકશો.'

'તે આવી રીતે એક આસને બે દેવીની પૂજા આ દેશમાં તો ઘણા કાળથી ચાલી આવે છે ને—'

'ને તેથી વિક્ષોભ ક્લેશ પણ મહાન થયા છે. વારા કરી સૂવા જવું પડતું, બિચારા પૂજારીના જીવ અને ખોળીયાની ખેંચાખેંચી ! એક આસને તો પૂજા થાય જ શાની, પણ બે જુદે જુદે આસને પૂજા કરતાં પણ કયાં આરો આવે એમ હતું ? તમને એક વાત કહું સાંભળો. મારા ઓળખીતા એક માણસને બે સ્ત્રીઓ હતી. કલકત્તામાં નોકરી કરતો હતો. બે જુદાં જુદાં ઘર ભાડે રાખી એણે બન્નેને જુદી રાખી. બાયડીઓએ વારા કર્યા, રાતના બાર વાગ્યા સુધી એક જણી પાસે રહેતો ને તે પછી અરધો ગાઉ રસ્તો કાપી બિચારો બીજી પાસે જતો. બાયડીઓ હાથમાં ઘડીયાળ રાખી મીનીટ કાંટો સુદ્ધાં મેળવતી ને કોઇવાર બેચાર મીનીટ મોડું થતું તોપણ આડુ લઇને બિચારાને મારવા ઉઠતી–'

હો–હો–કરતો કિરણ હસી પડયો, પછી બોલ્યો–'માણસને કર્મ–ફળ આમ જ ભોગવવાં પડે–મેં પણ ખૂબ ભોગવ્યાં છે. હજુ આગળ ઉપર નસીબમાં શું લખ્યું છે તે પ્રભુ જાણે. એ બધાથી બચવાના વિચારથી તો અહીં વન–વગડામાં આવી આસરો લીધો પણ

ત્યાંયે ભાગ્ય મારો પીછો છોડતું નથી. વારુ એ બધી પછીની વાત છે. હાલ તુરત તો-'

'તે માનેતી રાણી આવે છે, લોચ તો જોઈએજને!-વારુ એનો પણ બંદોબસ્ત જાણે થયો-તે લોચમાં આવશે પણ ખરાં. પણ પછી?-ક્યાં રાખશો? તમારે તો આ બે માટીયાર ઓરડા; ને વળી તેનો પણ અણમાનેતી રાણી પહેલાંથી આવી કબજો કરી બેઠી છે-'

'અણમાનેતી! ના, હવે એ અણમાનેતી નથી રહી મહાશય! મારા મનની સાચી વાત કહું તો હવે માનેતી આ જ છે.'

'તે હશે પણ એ પણ અત્રે આવ્યાં તો ખરાંને. પણ તે વખતે લોચ તો મંગાવવી નહોતી પડીને.'

'એ આવી અચાનક-મને પ્રથમથી ખબર નહોતી-'

'ને ખબર હોત તોપણ આટલી ધમા-ધમ કરી એના માટે લોચ મેળવવી પડત ખરી?'

કિરણે હસીને ઉત્તર વાળ્યો-'ના, તો ન પડત.-પણ-પણ-'

'સાચી વાત એ છે કે, મનમાં ગમે તે માનેતી-અણમાનેતી હોય, પણ પદવીમાં એ નવી જ હાલ તો માનેતી છે-ને રાણી પણ ખરી. તે તમારા આ ઝુંપડાંમાં-ખરેખર ઝુંપડાંમાં એ રાણી, રાણી બનીને રહી શકશે ખરી?'

'રહી શકશે કે નહીં, તે તો કોણ જાણે. પણ અહીં રહેવું હોય તો આવા માટીયાર ઘરમાં-ઝુંપડીમાં રહેવું પડશે એમ સમજીને જ તે અહીં આવે છે. કારણ કે અહીં આવતી વખતે મેં તેને ખુલ્લેખુલ્લું લખી દીધું હતું કે, હું ક્યાં જઉં છું, કેમ રહીશ, ને શું કામ કરીશ, ને એની મરજી હોય તો તે અહીં આવી સંસાર વસાવી શકે છે.'

'ને તે વખતે તમારા મનમાં એમ પણ ખાત્રી હતી કે, જો તે આવશે તો બે દિવસ પણ પૂરા અહીં રહી શકશે નહીં.'

કિરણના મોં પર હાસ્યરેખાઓ ફરકી ઉઠી—કહ્યું—'ખાત્રી હતી—હા ખાત્રી નહોતી એમ પણ કહી શકું તેમ નથી, ઘોષ મહાશય છતાં એમ પણ ધાર્યું હતું કે, જો રહી શકે, આ કઠોર પરીક્ષામાં પાસ થાય તો—'

'તો માનેતી એ જ રહેવાની. ને મનમાં પણ તે જ પાછી માનેતી થઈ જવાની.'

'મનમાં હોય કે ન હોય. પણ કાંઇ નહીં તો અહીંના ઘરસંસારમાં તે માનેતી બનીને રહેત ખરી—' કિરણે એક છુપો નિસાસો નાંખ્યો. ઘોષ મહાશયના ધ્યાન બહાર આ ન ગયું, તે બોલ્યા—'હૂં!—મન તો આ મનની માનેતી રાણીના બંધનમાં જ જકડાયેલું છે. સહેજમાં એ બંધન તોડી શકાય તેમ નથી.'

'ના!'

'પણ—છતાંયે—એ જો આવે ને પરીક્ષામાં પાસ થાય, તો તમે સુખે દુઃખે જેમ તેમ દિવસો પૂરા કરશો. પણ મને આ લક્ષ્મી માતાજી (જુની વહુ) માટે વિચાર આવ્યાં કરે છે—એમનું જીવન તો—'

'દુઃખમાં જ પૂરું થવાનું, જો કે એ એ દુઃખને દુઃખ તરીકે માનવા સ્વીકારવા માંગતી જ નથી.'

'તો તો એટલુંયે દુઃખમાં સુખ ખરું—કાંઇ નહીં તો તમારે માટે—'

'ના, સુખ જો હોય તો, તે એને જ છે. મારે માટે—ના, ઘોષ મહાશય! એ બધી વાતો કરવાથી કશો લાભ નથી. મારાથી હવે સહેવાતું નથી. એનાં મહત્વનો—મોટા મનનો—જેટલો વધુ અનુભવ મને થાય છે, જેટલો વિચાર હું કરૂં છું તેટલો હું એને મેળવવા માટે—હું વધુ ને વધુ પાગલ બનતો જાઉં છું. પણ એ મારા હાથમાં આવતી નથી—ને આવશે પણ નહીં—એવું સમજાતાં મને આ બધું અસહ્ય થઇ પડયું છે. એને પકડવા જાઉં છું પણ એ પકડાતી નથી. ભાગતી ભાગતી દૂર—દૂર ચાલી જાય છે. ને છતાંયે મારૂં નાક નાથી નાથની દોરી સખત મુઠ્ઠીમાં એણે પકડી રાખી છે. ને એ દોરી વડે મને એ

કાંટાવાળા ઘોર વન-જંગલમાં દોરી જવા સખત આંચકા મારતી જાય છે.'

'હું! પકડાતી નથી તે આ માનેતીને ખાતર'

'હા-તે કહે છે કે હું એને (નવીને) તજી શકું જ નહીં.-શકી શકું જ નહીં. ને મૈયને સાથે રાખીને સંસાર ચલાવાય જ નહીં'.

'હા, એ વાત સાચી છે. આજકાલના જમાનામાં એ ન જ ચાલે. ને તેમાં પણ ખાસ કરીને તમારી આ માનેતી જેવી ઇંગ-બંગ સમાજ (અરધી અંગ્રેજી અરધી બંગાલી સમાજ) ની કોઇ 'લેડી' જો હોય તો- તમારા પ્રથમ લગ્નની કસુરને એણે માફ કરી છે, ને તે કર્યાં પછી વળી પાછી તમારી સાથે આવી તમારૂં ઘર માંડવા રાજી થઇ છે, એજ તમારૂં સારૂં નસીબ સમજવું.'

'કમનસીબજ કહોને. માફ ન કરત પણ પ્રથમ જેમ મને તજીને ચાલી ગઇ હતી-તેમ તજીને એકલી રહી શકત તો એને હું મારૂં મહાભાગ્ય માનત.'

'ત્યારે એને અહીં આવવાનું લખ્યું શા માટે? અહીં આવીને એને એક રીતે તજી તો તમે જ દીધી હતીને'.

'શા માટે લખ્યું હતું-કહું? આ બધી વ્યાધિના ચક્કરમાં પડતાં મગજ ઠેકાણે નહોતું. મનમાં એમ વિચાર કર્યો કે આવું કાંઇક મારે લખવું ઉચિત છે. ને તે ઉચિત અનુચિતની સલાહ મળી હતી સુરબાલા-એટલે કે તમારી આ લક્ષ્મી માતાજી-પાસેથી. એને લખવા પહેલાં હું પ્રથમ દેશમાં જઇ સુરબાલાને મળી આવ્યો હતો.'

'હૂં! હવે માનેતાં રાણીજી તો આવે જ છે. તે આવે ને પછી ધારો કે, અહીં ન રહેવાનો મનસુબો કરે, અથવા ન રહી શકે-ને તમે પણ જો એની ખાતર આ બધું કામ છોડી દઇ વળી પાછી કોઇ મોટી નોકરી-ચાકરી મેળવી શહેરમાં રહેવા જાઓ તો—'

'એ હવે બને એમ નથી-જઇ શકાય તેમ નથી. આ કામ હવે કેવળ મારૂં જ છે, એમ હું સમજતો નથી—'

'ત્યારે જુઓ હવે–એ આવે છે, જુઓ શું થાય છે તે—'

'એ તો હવે જોવું રહ્યું જ. એમાં કાંઇ બીજો ઉપાય નથી જ ને–'

થોડીવાર કાંઇક વિચાર કરીને સુખમય બાબુ બોલ્યા–'એ આવે છે ને તમે જેમ કહો છો તેમ આવા ઝુંપડામાં રહેવું પડશે એમ સમજીને આવે છે તે તો જાણે ઠીક સમજ્યા પણ આ ઝુંપડીનો પણ એના આવવા પહેલાં જ કબજો લેવાઇ ગયો છે, તેનું શું? આવીને એને જોશે ને પછી તો 'ધર્મક્ષેત્રે–કુરૂક્ષેત્રે–' થવાનું જ ને?

'એ સંભવિત છે ખરૂં.'

'આ ઓફીસ (કાર્યાલય)માં એ લોકો ઉતરી શકે છે–શેઠીઆઓનો આ મોટો ઓરડો છે, ત્યાં એ લોકો આરામથી રહી શકશે. પણ એ લોકો કાંઇ બે દિવસ ફરવાને બહાને તો નથી આવતાને? ને કાંઇ નહીં તો પણ તમને મળવા હળવા પેલાં ઘરમાં આવ જાવ તો કરશે જ ને–'

'હા, જરૂર'

તેથી જ હું કહું છું કે, ભાઇ! શા માટે આ બધી આફતને નોતરવી?–એના કરતાં માતુશ્રીને ને લક્ષ્મી માતાજીને સવારના પહોરમાં ગુપચુપ અહીંથી રવાના જ કરી દીઓને. ને પછી આ લોકો અહીં આવીને જો ન રહી શકે તો એ લોકો ગયા પછી એમને પાછાં કયાં નથી બોલાવી લેવાતાં. શું કહો છો?'

'એમાં કાંઇ ખોટું નથી ઘોષ મહાશય! પણ હવે—'

'ને લક્ષ્મી–માતાજી પણ એમજ કહે છે ને કે એમને રવાના કરી દીઓ—'

એમ એણે કહ્યું ખરૂં પણ જવાબમાં હું 'ના' પાડી ચૂકયો છું કે 'એમ નહીં બને. એ લોકો આવે છે એની બીકથી તમને પ્રથમથીજ રવાના કરી દઉં એ નહીં બને'.

'એ તમે વગર વિચાર્યું બોલ્યા, એ વાત તો સાવ હાંસાતોસીમાં બોલ્યા. પણ હવે—'

'હવે —ના, હવે જખ મારી-પાછો એની પાસે જઇને કહું કે ના, તમને નહીં રાખી શકાય, તમે ચાલ્યાં જાઓ. ને નહી તો મારા દુઃખનો પાર નહીં રહે?'

'પણ દુઃખ તો ભોગવવું જ પડશેને. ને તે મહા-ભયંકર. એક આફતસમું જ. વળી હું તો એનો વિચાર કરતાં જ ધ્રૂજી ઉઠું છું. એક મહા 'યુદ્ધ કાંડ' જ થઇ જવાનો—'

'ચાલો થવા દીઓ! 'યુદ્ધકાંડ'. તેની તો પૂરી તૈયારી થઇ ચુકીજ છે. વાવાઝોડાં ને ઝાપટાં ખમી ખમીને મારૂં જીવન વેર-વિખેર બની રહ્યું છે એનાથી વધુ હવે શું થવાનું છે? અતિ દુઃખીયાને દુઃખ શું ને અતિ રૂણીયાને રૂણ શું? ચાલો જોઇશું શું થાય છે તે? विषस्य विषमौषधम्—હાથોહાથની એકાદ જામવા દીઓ.'

'હૂં! એ જામતાં તમે ખુશી થઇ તાળીઓ પાડશો એટલું સહજ—એટલા સસ્તામાં એ નહીં પડી જાય હો! પણ તમે આ નવી-માનેતીને આવવાનું લખ્યું હતું, ને તે એ ભરોસો રાખીનેજ આવતી હશે કે ઘર એને માટે ખાલીજ પડયું હશે—'

'ને તે હતું પણ ખરૂં, ને રાખીશ એમ ધાર્યું પણ હતું. પણ આ લોકો વણ નોતર્યાં વણ કહ્યા અહીં આવીને હાજરાહજુર. હવે ચોરેલી માલમત્તાની જેમ નવીની બીકે એમને અહીંથી ભગાડી મૂકવાં-એ એક મહાન કાયરતા-બાયલાપણું-ભીરૂતા-કહેવાય, ઘોષ મહાશય! ને વળી હું કહી પણ ચૂકયો છું કે એમ નહીં જવા દઉં.'

'હૂં!'

જરા વાર કાંઇક વિચાર કરીને કિરણ બોલ્યો-'જુઓ સાંભળો ઘોષ મહાશય! આ એક વિકટ જીવન-સંગ્રામ લડતાં લડતાં મારાં મન પ્રાણ ક્ષત-વિક્ષત થતા જાય છે, તે તમને હું કેમ સમજાવી શકું?-આ વાત નક્કી છે કે હું સુરબાલાનેજ જંખું છું. એને છોડીને

રહેવું અશક્ય છે એમ હવે મને સમજાય છે ને આ તરફ સુરબાલા પણ કહે છે ને મને પણ લાગે કે,–વરૂણા જો મારી ચાલુ પરિસ્થિતિને અનુકૂળ બની સંતોષથી મારી સાથે રહી સંસાર ચલાવી શકે, તો હું તેને તજી શકવા અસમર્થ છું–નવી સહેજમાં આમ અનુકૂળ નહીં થઇ શકે એ પણ હું જાણું છું. પણ છતાં કદાચ થઇ શકે–તો–સુરબાલાને તજીને એની સાથેજ મારે રહેવું પડે. હું રહેવાને રાજી પણ છું. પછી ભલે ગમે તેટલું દુઃખ એનાથી ભોગવવું પડે. ને તે દુઃખ ફક્ત મારૂં એકલાનુંજ બની રહેવાનું. સુરબાલા–હું સમજી શકતો નથી કે, એના મનમાં શું છે–મારી સાથે રહે તો તે કૃતકૃત્ય થઇ જાય–પણ સાથે ન રહી શકે તો તેને વિશેષ દુઃખ થશે એમ પણ હું માનતો નથી. મને લાગે છે કે આ દુનીયાનાં ક્ષુદ્ર સુખ દુઃખથી તે પર છે. એ સ્થિતિનો અનુભવ મારી કલ્પનામાં પણ આવી શકતો નથી. મને એમ થયા કરે છે કે તે સ્વર્ગની એક દેવ–બાલા છે; ને હું આ દુનીયાનો એક મહા પાપી મનુષ્ય છું ને મારા સ્પર્શથી પણ જાણે તે કલંકિત થઇ જતી હોય, અભડાઇ જતી હોય એવી ઝાંખી અનુભૂતિથી તે જાણે દૂર–દૂર સરકી જવા માગે છે. ને એ વસ્તુને તે જેટલી ઇચ્છે છે–સરકી જવાને–તેટલો હું ઉન્મત્ત બની એની પાછલ દોડયા કરૂં છું!'

એનો સાદ ભારે બની ગયો–બોલતાં બોલતાં તે જરા થોભ્યો, સુખમય બાબુ નીરવ, નિશ્ચળ. જરાવાર પછી પોતાને સંયત કરી વળી પાછો કિરણ બોલ્યો–'પણ છતાંયે–છતાંયે હું જાણું છું કે વરૂણા જો મને પાછો ફેરવવા માગે તો હું એની પાસે જવા ઇચ્છું કે ન ઇચ્છું પણ આ તરફનું ખેંચાણ તોડાવી મારા પ્રાણ ફફડાવી મારે પાછું ફરવુંજ પડે. તેથીજ વિચાર કરૂં છું કે આ લોકો અહીં જ્યારે આવ્યાં જ છે તો હવે ભલે રહ્યાં. તે આવે છે તો તે પણ ભલે આવે, તેમને પાછાં ફેરવી શકશે કે નહીં, એ શક્તિ એનામાં છે કે નહીં તેની પણ પરીક્ષા થઇ જશે. ભલે એને બધી વાતની પણ ખબર પડે. હું બધું ખુલ્લેખુલ્લું એને કહી દઇશ. ને તે છતાં જો

તે અહીં રહેવાને સંમત થશે તો આ લોકોને પાછાં મોકલી આપીશ. મોકલી આપવાં જ પડશે. બીજો કોઇ ઉપાય નથી.'

'જુઓ શું થાય છે તે-પણ મને લાગે છે કે એને માટે આ બહુ કઠણ પરીક્ષા થઇ પડશે.'

'હા. પણ મેં જાણીબુઝીને તેને આ પરીક્ષામાં ઉતારી નથી. જેણે ઉતારી હોય, તેજ ફકત જાણે છે કે, આનું પરિણામ શું આવશે ને તે આ પરીક્ષામાં સફળ થશે કે નહીં.'

સુખમય બાબુ, નીરવ. જરા વાર થોભી વળી કિરણ બોલ્યો– 'જો તે પરીક્ષામાં સફળ નહીં થાય ને એ જ કારણથી આઘાત પામી પાછી જાય–ના, તો પણ હું નક્કી સુખી થઇશ એમ કહી શકતો નથી. ને તે જાય એટલે 'ચાલો છૂટયા' 'ટાઢે પાણીએ ખસ ગઇ' કહી સુરબાલાને અહીં રાખી શકાશે એમ પણ મને લાગતું નથી. સુરબાલા પણ નહીં રહે.'

કિરણે એક ઉંડો નિસાસો નાંખ્યો.

સુખમય બાબુ બોલ્યા–'ચાલો! મા જગદંબાની શું ઇચ્છા છે તે કોણ કહી શકે? જે કાંઇ ઘટના ઘટાવવી હોય તે એજ ઘટાવે છે, ને તે કદાચ આમાંથી પણ કાંઇ નવો રસ્તો સુઝાડશે. ત્યારે હવે–એમને સ્ટેશન પરથી ઉતારી અહીં લઇ આવવાની તજવીજ કરવી જોઇએ. આવ્યા પછી જો કાંઇ વાવાઝોડું કે તોફાન ન હોય તો એ લોકો લોંચમાં જ મુકામ રાખે તો પણ કાંઇ ખોટું નથી.'

'હા, ને એટલા માટે મેં લોંચની માગણી કરી હતી. સાધારણ દેશી વહાણ કે હોડકામાં તેઓ કદાચ મહામુશ્કેલીએ આવી તો શકે પણ એમાં રાત દિવસ રહી તો નજ શકે.'

'ને જો સંજોગવશાત્ કાંઇ વાવાઝોડું કે તોફાન થયું તો 'क्षेत्रे कर्म विधीयते–' એવું કંઇક કરવું પડશે. શેઠીઆઓનો આ મોટો ઓરડો તો છેજ. સવારેજ એને ઝાડીઝુડીને સાફ કરાવી

રાખશું. ચાલો ત્યારે સામે કાંઠે અમારો એક કર્મચારી ક્ષિતીશ બાબુ કરીને છે તેના ઉપર તમને ચીઠી લખી આપું છું તે તમને બધો બંદોબસ્ત ઠીકઠાક કરી આપશે. અહીંથી વહેલાં મળસ્કામાં જ રવાના થવું પડશે. તમે પોતે જાઓ છો ને એમને ઉતારી લાવવા?'

'હું-પોતે-? ના, હું નહીં જાઉં. વિમલ અને સુપ્રકાશને મોકલી આપીશ. તમે ત્યારે એક ચીઠી લખી આપો ચાલો.'

'સુખમય બાબુએ ચીઠી લખી આપી. તે લઇને સાંઝ પડયા પછી કિરણ ઘેર આવ્યો. વિમલ અને સુપ્રકાશને બહાર બોલાવી એમને બધી વાત અથ-ઇતિ સમજાવીને કહી.

તે પછી આવનાર મહેમાનોનું આતિથ્ય ભોજન વગેરેનો કેમ કેવી રીતે પ્રબંધ કરવો, કેવી રીતે એમને અહીં લઇ આવવાં તે બાબતની ઘટતી સૂચનાઓ આપી. જે હોડકાંમાં સતીશ વિગેરે આવ્યાં હતાં, તે હોડકું હજુ આ કાંઠે જ હતું. જોઇતા રૂપીયા આપી વિમલ અને સુપ્રકાશને તે હોડકાંમાંજ વહેલાં મળસ્કામાં રવાના કરી દીધા. સતીશ અને સૌદામિનીને તે રાતે તેણે આ બાબત કાંઇ જણાવ્યું પણ નહીં.

---

## પ્રકરણ ૨૮ મું

## અતિથિ-સત્કાર

બીજે દિવસે સાંજે ગાડી સ્ટેશન પર આવી પહોંચી; વિમલ અને સુપ્રકાશે નીલાંબર બાબુ પાસે જઇ પોતાની ઓળખાણ આપીને એમનો સત્કાર કર્યો. એમની સાથે નીલાંબર બાબુ સપરિવાર લૉંચમાં ચડ્યા; જોયું તો સુસજ્જિત કેબીનમાં ચા, પાંઉ, રોટી, માખણ, કેળાં, દૂધ વિગેરે ફક્ત ખાવાના પદાર્થોજ નહીં પણ એમને માટે સીગરેટ અને દિવાસળી વગેરે સાધનો પણ બે નાનાં જુદાં ટેબલો ઉપર ટીપ-ટાપ

કરી સફાઇથી મુકી રાખેલાં હતાં! નીચે એક બાજુ ખુણામાં કેટલાક ડાભ (લીલાં નારિયેળ) પણ રાખેલાં હતાં. કદાચ આ ઉનાળાના દિવસોમાં બપોરે ચા કરતાં આ વસ્તુ એમને વધુ ઉપકારી ને ઉપયોગની થઇ પડે એમ સમજીને. જગ અને કુંજામાં પાણી હતું. એક નાની લાકડાની ઘોડી ઉપર બે-ત્રણ ટુવાલ હતા. કોઇ વસ્તુનો અભાવ જણાતો નહોતો. ને વળી આ બે છોકરા જે એમની સરભરા કરવા મોકલ્યા હતા તે રૂડારૂપાળા, હુશીઆર ને ચપળ હતા. એમનાં વર્તનમાં ગામડાની જડતાનો અંશ માત્ર જણાતો નહોતો. નીલાંબર બાબુ અને તિલોત્તમા રાજી થયાં ને એમનાં મન કાંઇક શાંત થયાં. વરૂણાએ પણ છુટકારાનો એક દમ ખેંચ્યો.

એક મોટર લૅાંચ એમને માટે ખાસ મોકલવામાં આવી હતી ને એમનું સ્વાગત કરવા ને સરભરા કરવા આવા બે મજાના છોકરા, આ બધો પ્રબંધ કિરણે એમને સંતોષવા--એમને સત્કારવા માટે જ કરી રાખ્યો હતો! ત્યારે કિરણ કાંઇ એકદમ ગામડીયા ખેડુ જેવી હીન દશામાં રહેતો નહીજ હોય, ગમે તે કામ કરે પણ ઉચ્ચ મનવાળા માણસનું કામ પણ ઉચ્ચ પ્રકારનુંજ હોયને. ને રહેતો પણ લાગે છે જરા ઉચાં ધોરણે, કદાચ ખાસ્સો મજાનો એકાદ બંગલો કુંગલો હશે; ને નોકર ચાકર પણ કદાચ રાખ્યા હશે, બરાબર છે, સદ્-ગૃહસ્થના ઘરના—સારા ઘરના યુવકોને 'ફાર્મિંગ'નું કામ કરવું હોય તો આ ધોરણેજ કરવું જોઇએ. એકદમ પેલા બાવા આદમના યુગના ગામડીયા ખેડુની જેમ લંગોટી પહેરી માટીયાર ઝુંપડામાં રહેવું ને હાથમાં કોદાળી પાવડો લઇને કામ કરવું કે હળ હાંકવું—એ શું ખરેખર આ યુગમાં બની શકે ખરૂં? ચાલો જઇને જોઇએ તો ખરા કે કામકાજનો શો પ્રબંધ છે. પાછી જુની નોકરી સ્વીકારી લેવા તેને ન સમજાવી શકાય તોયે અહીં પણ જો આમ ઉંચા ધોરણથી સુધરેલી રીતભાતથી ને આરામથી કાંઇ નહીં તો વરૂણા રહી શકે એવો બંદોબસ્ત અહીં હોય એવું લાગે છે.

વિમલ બોલ્યો–'તમે હાથમોઢું ધોઇ લીઓ–ને આ પાછળ બાથરૂમ છે તે બૈરાંઓ માટે છે. પાણી, સાબુ, ટુવાલ, બધું ત્યાં તૈયાર છે. નાનો બાબો દૂધ પીએ તો–એક કપ બનાવી આપું હમણાં?'

તિલોત્તમા બોલી–'હા, લાવો લાવો, દૂધ સારું છે ને? સારી રીતે ગરમ કર્યું છે ને? હા. એ બન્ને છોકરાઓને બે કપ દૂધ આપો ને ટોમને એક કેળું ને બે રોટી આપજો. આ બ બચાને બધું આપો એ એમને ખવડાવી દેશે.'

'સુપ્રકાશે બે કપ દૂધ તૈયાર કર્યું'; એક રકાબીમાં બે રોટી અને એક કેળું મૂકી વિમલે ટોમને ઉદ્દેશીને કહ્યું–'આવ અહીં આવ કાકુ! હું તારો કાકો થાઉં, આવ, તને ખવડાવું, આવ કહી એને પોતાના ખોળામાં લીધો.

હસતે ચહેરે વિમલ તરફ જોઇ ટોમ બોલ્યો–'કાકા? કાકા કોને કહેવાય, કાકા?'

'પોતાના બાપના ભાઇને કાકા કહેવાય–જેમ આ જીમ તારો ભાઇ છે ને? તેમ'

'જીમ તો આવડોક નાનો છે.'

'તે મોટો થાશેને,–તું યે મોટો થાઇશ–ને પછી જીમ થાશે કાકો?'

'કોનો કાકો? મારો?'

'નારે ના, તારો કાંઇ કાકો કહેવાય?–ત્યારે પછી નવા નવા કાકુડા આવશે ને તેનો તે કાકો થશે.'

'નવા કાકુડા આવશે? કયારે આવશે?'

'તમે જયારે તમારા બાપુ જેવડા મોટા થશોને, ત્યારે આવશે.'

'બાપુજી કયાં છે, કાકા?'

'આ નદીને પેલે પાર છે. તમને તેડી લાવવા માટે આવું ખાસું મજાનું સંચાવાળું વહાણ મોકલ્યું છે. હમણાં આપણે એમની પાસે પહોંચી જશું હો. પછી તું બાપુજીને મળજે ને તેના ખોળામાં બેસજે હો.'

'બાપુજીને હું ગમીશ?'

'હા, ચોક્કસ ગમીશ વળી.'

બાળક ચૂપ થઇ કંઇક વિચાર કરવા લાગ્યો. થોડી વારે પાછો બોલ્યો.'

'હું ગમીશ?'

'હા, તે તને ખૂબ વહાલ કરશે, ખોળામાં લેશે ને કેટકેટલી બચીઓ ભરશે.'

'કોઇ દિવસ અમને રમાડતા તો નહોતા. બચી પણ ભરતા નહોતા. ના, પહેલાં ખૂબ વહાલ કરતા, ખોળામાં લેતા, બચ્ચી ભરતા–'

'હજુયે વહાલ કરશે. હવે તું બાપુજી પાસે જઇશ એટલે, વહાલ કરશે રમાડશે, ખોળામાં બેસાડશે, બચ્ચી ભરશે–'

વરૂણાની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. મોઢું ફેરવી લઇ તેણે આંસુ લુછી નાંખ્યાં. તિલોત્તમા બાથ-રૂમમાંથી બહાર આવી, ને કહ્યું–'જા, વરૂણા! હાથ મોં ધોઇ આવ. આ છોકરાઓની વાતો તો એવી જ હોય!' પછી ટોમ તરફ ફરીને બોલી–વહાલ જરૂર કરશે! જરૂર હેત કરશે! શા માટે નહીં કરે? આટલા બધા દિવસો પછી તમે મળશો–આ જુઓને તમને તેડી લાવવા કેવું સંચાવાળું વહાણ મોકલી આપ્યું છે, કેટકેટલું ખાવાનું મોકલ્યું છે! એ તમને ખૂબ વહાલ કરશે, ખોળામાં બેસાડશે ને બચ્ચીઓ ભરશે. ત્યાં કેવા મજાનાં ખુલ્લાં મેદાન છે–બાપુજી સાથે ને કાકાઓ સાથે ત્યાં જઇ દોડજે ને રમજે હોં. ચાલ ખાવા માંડ જોઉં, ખાઇજા આટલું.'

'હા–તે ખાઉં છું તો ખરો. કેવું મજાનું સરસ કેળું છે, તમારે ઘેર તો આવાં કેળાંયે કોઇ દિવસ ખાધાં નથી–હા, બાપુજી ચોક્કસ અમને ચાહે છે! આ કેવાં મોટાં મોટાં સરસ કેળાં અમારે માટે મોકલ્યાં છે–ના, એ પાંઉ રોટી મારે નથી ખાવી, હું બીજું એક કેળું ખાઇશ! હા. જુઓ ઘણુંય કેળાં પડ્યાં છે ને અહીં! બાપુજી બીજાં લઇ આપશે ને!'

'જરૂર લઇ આપશે? તું જેટલાં ખાઇ શકે તેટલાં—'

બૂટ લઇ દેશે? કોટ કરાવી આપશે?'—એક બોલ,—ઘોડો, કૂતરો બધું ય લઇ આપશે?'

'હા જે બધું ત્યાં મળતું હશે તે લઇ આપશે.'

સુપ્રકાશે પાંઉ રોટીના કટકાઓ ઉપર માખણ ચોપડયું, ને થોડાંક કેળાં છોલી રાખી ને ત્રણ પ્લેટ પીરસીને તૈયાર કરી. પછી કહ્યું—'ગરમ પાણી તૈયાર છે. ચા હમણાં પીશો? લાવું?'

'હા, લાવો પી લઇએ' કહી તિલોત્તમા ટેબલ પાસે બેઠી. નીલાંબર બાબુ પણ બળતી સીગારેટનો નાનો ટુકડો છેલ્લી ફૂંક મારી બારીમાંથી નદીમાં ફેંકી દઇ ખુરસી સેરવીને ટેબલ પાસે લાવી બેઠા. વરૂણાએ ધીમે સાદે માને કહ્યું;—'હું ચા—ફા કાંઇ પીવાની નથી માડી! ફકત એક પ્યાલો પાણી—'

'પાણી? ખાલી પાણીજ? કેમ, બીજું કાંઇ ન ખાવું હોય તો આ લીલાં નારિયેળનું પાણી તો પી. જોને કેવાં મજાનાં સરસ નારિયેળ છે! હાં રે છોકરાઓ! આવાં સરસ ડાબ તમે કયાંથી લાવ્યા? અહીં આવાં ડાબ ખૂબ મળતાં લાગે છે, ખરૂં?'

સુપ્રકાશે જવાબ દીધો—'હા માતાજી! અહીં ખુબ મળે છે. આ તરફ નારિયેળનો પાક બહુ સારો થાય છે.'

'ઓહ—હો! ત્યારે આ તરફના માણસો તરસ લાગતાં પાણી ન પીએ ને ડાબનું પાણી પીએ તો પણ ચાલી શકે ખરૂં? એનાથી અજીરણ—અપચો મટી જાય, ને કહે છે કે લીવર પણ સારૂં રહે, તે તમે એને એક ડાબ છોલી આપો ને.'

સુપ્રકાશ ચાનું પાણી ગાળતો હતો. વિમલ ઉતાવળો ઉતાવળો ઉઠીને એક ડાબ (લીલું નારિયેળ) છોલવા ગયો. વરૂણાએ તરત જ માને ઉદ્દેશીને ધીમે સાદે કહ્યું—'ના. મા! ડાબ રહેવા દે, મને ફકત એક પ્યાલો પાણી આપવાનું જ કહે. મારી છાતી જોરથી ધડકયાં કરે છે, હું

પાણી પીને જરા સુઇ જઇશ-' કહી એક બાજુ બારી પાસે એક બાંકડો પડયો હતો તે તરફ જોયું. કુજામાં પાણી હતું. વિમલ એક પ્યાલો પાણી ભરી લાવી ટેબલ ઉપર મૂક્યું. ઉતાવળે એક બિછાનું ખોલી બાંકડા ઉપર બિછાવી દીધું. ચા પીવાનાં કપ રકાબી, કીટલી, દૂધ, સાકર વિગેરે વસ્તુઓ 'ટ્રે' ઉપર ગોઠવાઇ ગઇ હતી. ટામને સાથે લઇ વિમલ અને સુપ્રકાશ બહાર કેબીનની અગાશી ઉપર જઇ બેઠા. ઢક, ઢક ઢક, પાણીનો આખો પ્યાલો પી જઇ વરૂણા સુઇ ગઇ.

ચા તૈયાર કરતાં કરતાં તિલોત્તમા બોલી-'તબીયત શું બહુ નરમ જણાય છે, વરૂણા?'

'ના, એવું કાંઇ નથી. ફક્ત છાતી જોરથી ધડકે છે ને જીવ મુંઝાય છે. આપણે ત્યાં પહોંચતાં કેટલી વાર લાગશે મા?'

'કેટલીક વાર લાગવાની વળી? આ બહુ બહુ તો બે કલાક ખરૂં ને?' કહી તિલોત્તમાએ નીલાંબર બાબુ સામું જોયું.

નીલામ્બર બાબુ બોલ્યા-'ચોક્કસ ખબર તો નથી. પણ એટલીજ વાર લાગશે, ઘણું કરીને. આ લૉંચ પણ ચાલી ચૂકી. નહીં તો અહીં કોઇ ડોકટર હોય તો-હા, લૉંચ ઉભી રખાવી ડોકટર કોઇ હોય તો તેને બોલાવવા કહેશું?'

વરૂણા બોલી ઉઠી-'ના, ના, ડાકટરની કાંઇ જરૂર નથી. ખાલી ખાલી એકાદ કલાક નકામો નીકળી જશે ને પહોંચતાં વાર લાગશે. આ પાણી પીને સુતા પછી મને જરા સારૂં જણાય છે. હવા પણ સારી આવે છે અહીં.'

ચાનો કપ હાથમાં લઇ એક ઘુંટડો પી તિલોત્તમા બોલી-'એક કપ ચા સુતી સુતી જ પી લે તો શરીરે હજુએ વધુ આરામ જણાશે, આપું?'

'ના, ના, ચા નથી પીવી. એના કરતાં હજુ એક ગ્લાસ પાણી-'

તિલોત્તમાએ ઉઠીને એક ગ્લાસ પાણી લાવી આપ્યું. થોડુંક પાણી પી પડખું ફેરવી વરૂણાએ આંખો મીંચી.

પાંઉ રોટીનો એક ટુકડો ચામાં બોળી મોઢામાં મૂકતી મૂકતી તિલોત્તમા બોલી—'આ બંદોબસ્ત તો બધો સરસ કર્યો છે—જેવો જોઇએ તેવો જ ! મને તો બીક લાગતી હતી—આવડી મોટી નદી—કોઇ એકાદ જુની સડેલી તુટી ફુટી ગંદી દેશી હોડી મોકલશે—તળીયેથી થોડું થોડું પાણી આવ્યા કરતું હશે ને આપણે તેમાં ઢુંટણીયાવાળી પગ ઉંચા રાખી પાંચ છ કલાક બેસી રહેવું પડશે—એકાદ કપ ચા પણ મળવો દુર્લભ થઇ પડશે—'

નીલાંબર બાબુ બોલ્યા—'હા, બંદોબસ્ત તો બહુજ સારો કર્યો છે ખરો. હવે ત્યાં એની રહેવાની જગ્યા કેવી છે—પોતે કેમ ને કેવી રીતે રહે છે—ને કેવી જાતનું કામ કરે છે, તે તો કોણ જાણે. પણ—'

'ના, એકદમ ગરીબની જેમ ને ગામડીયા ગૃહસ્થની જેમ નહીં રહેતો હોય. કામ પણ કાંઇ નાનું સનું નહીં કરતો હોય. તમે કલકત્તામાં પણ ખબર તો કાઢી જ હતીને. જમીન કોઇ એક મોટી કંપનીની છે. કદાચ એકાદ મોટી કંપની ખોલી સંચાકામ નાંખીનેજ કામ કરતો હશે, ને પોતે તે કામનો મેનેજર થઇ બેઠો હશે.'

એક નિઃસાસો નાંખી ડોકું ધ્રુણાવી નીલાંબર બાબુ બોલ્યા—'ના, ના, એટલું બધું હજુ કાંઇ થયું લાગતું નથી. પણ કલકત્તાની ઓફીસના માણસો કહેતાં હતાં ખરાં કે,—કોઇ એક હુશીયાર ને આવડતવાળા સદ્‌ગૃહસ્થ ત્યાં ગયા છે, ને એકાદ બેંક ખોલી વ્યવસ્થાપૂર્વક કામ ઉપાડવાની પેરવી કરી રહેલ છે, ને તે મુજબ આયોજન (પ્લાન) કરે છે.—'

'તે આ કિરણ જ, બીજું કોઇ નહીં. તે મોટા પાયા ઉપર કામ ભલે શરૂ નહીં થયું હોય, પણ તુરતમાંજ શરૂ થશે. ને આ બે છોકરાઓ જે આપણને તેડી લાવવાને મોકલ્યા તે કેવા છે જોયા ને? ભણેલા—ગણેલા—રીત—રીવાજ માન—મર્યાદામાં ખાસ પ્રવીણ—જાણે

કેમ હમણાંજ કલકત્તેથી ન આવ્યા હોય! આપણને ચા-પાણી તથા ખાવાની વસ્તુઓ કેવી સુંદર રીતે ગોઠવી આપી-જાણે કેમ એ લોકો સારી સારી હોટલો અને રેસ્ટોરામાં રોજ આવતા જતા હોયને! આ છોકરાઓ એની સાથેજ ત્યાં રહેતા હશેને—'

'હા, એમ કહેતા તો હતા કે, સાથે જ કામકાજ કરીએ છીએ-'

'ત્યારે? એકદમ હલકું કામ હોત તો આવા રૂડા-રૂપાળા છોકરા એની સાથે કામ કરવા અહીં આવત નહીં. મેં તમને નહોતું કહ્યું? આ બધી એની ચાલબાજી છે. નાનું સનું-હલકું-જેવું તેવું કામ તે કોઇ દિવસ કરે જ નહીં. ને પોતે એમ રોડ-બોડ જેવો બની કયાંઇ રહે તેવોયે નથી. એણે એવું એવું લખ્યું હતું,-તે એમ ધારીને કે, આ બધું જાણતાં વરૂણા ડરની મારી અહીં આ તરફ ન આવે ને પછી પોત ધરડી માને ને ગામડાની પેલી વહુને તેડી લાવી અહીં નિ...રાં...તે રહે—'

વરૂણા હાંફળી ફાંફળી ઉઠીને બેઠી થઇ ગઇ. ને તકિયો જરા ફેરવી એક તરફ પોતાની છાતી દાબી રાખી બીજી બાજુ મોં રાખી ગોઠણીયા ભર ઉંધી સુઇ ગઇ.

નીલાંબર બાબુ બોલ્યા-'પણ રૂપીયા તો કુલ બે હજાર જ સાથે લાવ્યો છે ને! કંપની પાસેથી પણ રૂપીયા લેવાનો બંદોબસ્ત હજી સુધી કાંઇ થયો નથી. ફકત કામ કેમ કરવું તેની યોજનાજ હજી માત્ર ઘડાઇ છે.'

તિલોત્તમા-'રૂપીયા-તે એની પોતાની પાસે બીજા કેટલાયે હશે કોને ખબર છે?'

'કયાંથી હોય? પચીશ હજાર રૂપીયા તો વરૂણાનેજ આપ્યા ને દશ હજાર રૂપીયા દેશમાં એના કુટુંબને મોકલ્યા. આ થોડાંક વરસની નોકરીમાં કેટલાક રૂપીયા બચાવી શકયો હોય? ને વળી ઘરનો ખરચ પણ મોટો હતો.'

'પણ ફક્ત બે હજાર જ રૂપીયા—જમીન ખરીદી છે, ઘર ચણાવ્યાં છે, ને વળી આ બે છોકરાઓને લાવી વસાવ્યા છે. ને વળી આ જુઓને આ લૅાચ મોકલી છે—'

'હા લાગે છે તો ખરૂં, કાંઇક હશે ખરૂં. પણ એ બધું આવ્યું ક્યાંથી? કાંઇ સમજાતું નથી.'

'જરા આમ તેમ પડખું ફેરવી વરૂણા ઉઠીને બેઠી થઇ. મા બોલી 'કેમ રે? વળી શા માટે ઉઠી? સુતી રહેને! જરા વાર પડી રહે, ઉંઘ આવી જાય તો ઠીક થઇ જશે.'

'ઉંઘ નથી આવતી.'

'તે વારૂ તું શું ધારે છે વરૂણા? આ પાંત્રીસ હજાર રૂપીયા—તે ઉપરાંત કાંઇ—'

'ના, એની પાસે એથી વધુ કાંઇ નહોતું—ફક્ત બે હજાર રૂપીયા સિવાય—ક્યાંથી હોય? ને જો હોત તો કાગળમાં ખોટે ખોટા હિસાબ લખી મને ઉંધું સમજાવે એવા એ નથી. ચોખ્ખું તોડી ફાડીનેજ લખે એવા છે. હા—પણ જો એમની પાસે કાંઇ વધુ રૂપીયા હોય—આવ્યા હોય, તો તે પેલા દશ હજાર રૂપીયા—જે એણે દેશમાં મોકલ્યા હતા—તે એ લોકોએ પાછા મોકલી આપ્યા હશે. એ લોકો એ કરી પણ શકે. પણ અભાગણી હું એમ કરી ન શકી. એ વાતનો વિચાર પણ મને એક વાર ન આવ્યો—'

બે ઘુંટણો વચ્ચે મોઢું છુપાવી વરૂણા રડી પડી.

જરાવાર વિચાર કરી તિલોત્તમા બોલી,—'હા, એ—બની શકે ખરૂં—તે જો એમણે આપ્યાજ હોય તો ભલે આપ્યા. તુંયે જઇને તારા રૂપીયા બધાય એને આપી દેજે ને. એમણે દશ હજાર આપ્યાર છે. પણ તું તો પચીસ હજાર આપી શકીશ!'

'હવે એ આપવાની શી કિંમત છે મા? એમણે એમને રૂપીયા દઇને પ્રથમથીજ ખરીદી લીધા છે.'

થા, પી લઇ નીલાંબર બાબુએ એક સીગરેટ સળગાવી, એક નિઃસાસો નાંખી તે બહાર ડેકપર ગયા. તિલોત્તમા બોલી-'તે ભલે ખરીદી લીધા હોય. તું એકવાર ત્યાં જઇને ઉભી રહીશ એટલે તને શું એ ધક્કો મારી પાછી ઠેલી શકશે?'

'મનમાંથી તો ઘણો વખત થયાં ઠેલી મૂકી છે, મા.'

'એ બધી વાતો જવા દે દીકરી! ભાયડાઓનાં મન-ખબર છે? એટલો બધો વિચાર કરીએ તો કેમ ચાલે? મૂળ મુદ્દે જોવું એ જોઇએ કે ઘરમાં આપણું માન રાખે છે કે નહીં. ને એ જો રહેતું હોય તો પછી મનમાં ગમે તેમ હોય-કે બહારથી ગમે તેવું આચરણ કરે એથી કાંઇ વિશેષ આવતું જતું નથી. એટલું બધું ઝીણું કાંતવા જઇએ, વાતવાતમાં છીંકતાં દંડીએ ને વાતવાતમાં લડી પડીએ તો ભાયડાની જાત સાથે કોઇ ઘર માંડી શકે નહીં સમજી?'

વરૂણાએ કાંઇ જવાબ વાળ્યો નહીં. એક નિઃસાસો નાંખતાં નાંખતાં તેણે મોઢું બીજી દિશામાં ફેરવ્યું.

તિલોત્તમા બોલી-'હવે ત્યાંજ જઇએ છીએ ને-જઇને જોઇએ તો ખરા. એને જુની નોકરી પર પાછો લઇ જવાની કોશેશ કદાચ ન પણ કરીએ; સારી જેવી રકમ જો એના હાથમાં આવી હોય ને કામકાજ ખરેખર સારૂં ને ભવિષ્યની આશાવાળું હોય તો એમાં ખોટું શું છે? ઘણા સાહેબ લોકો પણ મેમ સાહેબો સાથે બહાર ગામ આવી જગ્યામાં રહે છે, ને વળી કલકત્તા કાંઇ બહુ છેટુંએ નથી-વચ્ચે વચ્ચે વળી મન મુંઝાય તો કલકત્તે જઇને પણ તું રહી શકીશ? વળી આવી સરસ લૉચ છે, ઘણું કરીને કંપનીનીજ હશે.-પણ તારો વર જો ધણી-રણી હોય તો એ બધું એના હુકમમાંજ રહેશે, ને જ્યારે મરજી પડે ત્યારે એને સાથે લઇને તું નદીમાં પણ સહેલ મારવા નીકળી આનંદ મેળવી શકીશ--'

વરૂણાએ એક મોટો નિઃસાસો નાંખ્યો-'જે ગુમાવ્યું છે તે તો ગુમાવ્યુંજ છે. એ પાછું નહીં મળે મા. ને રૂપીયા?-રૂપીયા તે ભલે

લીએ. હું રૂપીયા દઇને શું મેળવવાની છું? મને તો એમ થાય છે, મા, કે હમણાંજ આ પાણીમાં કુદી પડીને બુડી મરૂં!'

તિલોત્તમા ધ્રૂજી ઉઠી! આ ખુલ્લી બારી પાસેજ બેઠી છે. કોને ખબર છે. સાચેસાચ જો તે પાણીમાં કૂદી પડે તો! હાંફળી ફાંફળી તે ઉઠી, તેની પાસે લગોલગ આવીને બેઠી, ને તેને શરીરે ને માથે હાથ ફેરવવા લાગી અને બોલી–'છી; એવું ગાંડું-ઘેલું શું બકયા કરે છે દીકરી! સાંભળીને મારા મનમાં ફાળ પડે છે. એવું તે શું થઇ ગયું છે? મનનું જરા ખેંચાણ પેલી તરફ–એજને?–તે બનવાનું બની ગયું, હવે શું થાય? જરા સમજુ થઇને ચાલીશ તો વળી પાછાં બધાં સારાં વાનાં થશે. લે હવે રડમાં જોઉં, ચાલ સુઇ જા, એ જરા આંખ મીંચાય ને ઉંઘ આવી જાય તો તબીયત સારી થઇ જશે. જાગીશ ત્યાં તો આપણે પહોંચી ગયા હશું ને લૉંચ કાંઠે ઉભી હશે. ચાલ સુઇ જા–જોઉં દીકરી, ડાહી છોને.' કહી દીકરીને પથારી પર પાછી સુવડાવી પોતે પાસે જ બેઠી રહી.

---

## પ્રકરણ ૨૯ મું

## પિયા–મિલન

### ...જાણ્યું હેત તમારૂં જાદવા...

સાંજનું અંધારૂં વધતું ચાલ્યું, લૉંચની વાટ જોઇને કિરણ નદી કાંઠે જ ઉભો હતો. ઉભો ઉભો બે-ધ્યાન બની મનમાં ઉંડા ઉતરી કાંઇક વિચાર કરતો હતો. એટલામાં જરા પાસે 'હું' શબ્દ સાંભળતાં કિરણ ચમકયો. સતીશ આવીને પાસે ઉભો. પૂછયું,–એ લોકો તો હમણાંજ આવી પહોંચશે ખરૂં ને?'

'હા.'

'હવે શું કરવું છે, કાંઇ નક્કી કર્યું'?'

'આજ રાતની રાત એ લોકો લૉંચમાં જ ભલે રહે.

'ને પછી-કાલ ?'

'કાલ ?-તે કાલની વાત વળી કાલે. જોયું જશે, કાલની ચિંતા આજ શા માટે ?'

'વિચાર તો આજેજ કરવો જોઇએ-એજ ડાહ્યા માણસનું કામ કહેવાય.'

'ડાહ્યો હું 'કસ્મિન્ કાલે' પણ નહોતો ને નથી સતીશ.'

'બીજાનું ડહાપણ બીજાની અક્કલ પણ કોઇ દિવસ માગી નહીં, વારૂ, પણ આજ તો હવે માંગ જરા ? હજુયે વખત છે. આપણે બધાં અહીંથી ભાગી છૂટીએ તે સારૂં નથી ?'

'હાલ તુરત તો તું ભાગીને ઝુંપડીમાં જઇ શકે છે, ને જો મોઢામાંથી કાંઇ વેણ કાઢી શકે તો હરીયાને કહેજે કે એક ફાનસ લઇને આ તરફ તુરત આવે.'

'સતીશ, ભલે એમ કરૂં ને મારે કોઇની બીક પણ શી છે ? મને પકડીને કોઇ મારશે તો નહીંને ? આજ પણ નહીં ને કાલપણ નહીં.'

'ના, તે તને કોઇ મારશે નહીં. ઉલટું મને માર પડશે તે નાટક જોવાની તને બહુ મઝા પડશે. ને જરા આનંદની મજા લૂંટી શકીશ.'

'જરૂર વળી, કેમ નહીં ? આવો સરસ ટ્રેજીક-કોમેડી અથવા કોમિક-ટ્રેજીડી મારી જીંદગીમાં મેં કોઇ દિવસ જોયો નથી. જોઇશ પણ નહીં.'

'બા શું કરતી હતી !'

'જડ-સડ થઇને બેસી રહ્યાં છે. શું કરે બીજું'

'ને-સુરબાલા ?'

'ઘણુંય શાકભાજી સુધાર્યું છે. ચટણીઓ વાટી છે. ખમણ કર્યાં છે. અથાણાં કાઢ્યાં છે. ને હમણાં રસોડામાં જઇ બેઠી છે એ હું જોઇ આવ્યો.'

'હૂં !

'ને હરીયાને હાંક મારી એની ભાળ લેતી હતી ને પૂછતી હતી કે, ઘી, મેંદો આટો અહીં ક્યાંય મળશે કે નહીં, ને મળે તો જલદી લાવી શકશે કે નહીં.'

'હૂં !-તે તું જઇને કહે કે, એ બધી વ્યાધિ કરવાનું કામ નથી. ઘી મેદો વિગેરે વિમલ અને સુપ્રકાશ ખરીદી કરીને લૉંચમાં જ લાવે છે. આજ રાતે-મહેમાનોની પરોણાગત તે સારી કરી શકશે, પછી આવતી કાલે એના નસીબમાં ગમે તે હોય.'

'એ બાબત તું વ્યાધિ કરતો હોય તો ભલે. એની કરે છે બલા. એને એવો કાંઇ વિચાર આવતો હોય એવુંયે મને તો લાગતું નથી.'

'હા એ ખરૂં હશે.'

'વારૂ, ત્યારે હવે ભાગી જાઉં ને હરીયાને મોકલી આપું. અરે પણ પેલું અજવાળું શાનું દેખાય છે-લે આ ફાનસ લઇને હરીયો તો આવી પહોંચ્યો. નોકર મહા હુશીયાર જણાય છે ને ! વારૂ ત્યારે હું હવે ન્હાસી છુટું 'યઃ પલાયતિ સ જીવતિ' કહી સતીશે ચાલતી પકડી.

ફાનસનું અજવાળું જોઇ લાચ નજીકમાંજ કાંઠા પર આવી લાગી. વિમલ ને સુપ્રકાશ ટોમને લઇને હજુયે બહાર જ અગાસીમાં બેઠા હતા.

'આ જો બાપુ-બાપુજી આવે છે—'

કોણ જાણે કેમ પણ જરા સંકુચિત ભાવે ધીમે સાદે આટલું બોલી ટોમ મોઢું ફેરવી વિમળને ગળે બાઝી પડયો. કિરણ સીડી ચડી લૉંચ ઉપર ચડી ગયો.

'જા, બાપુજી પાસે જા ટોમ.' પાછું ફરી કિરણ તરફ એકવાર જોઇ વળી પાછું મો ફેરવી ટોમ વધુ જોરથી વિમલને ગળે બાઝી પડ્યો. નિઃશ્વાસો દાબી રાખી કિરણે બે હાથ લાંબા કરી કહ્યું- 'આવ ટોમ.'

ટોમ તરત જ વિમલનું ગળું મૂકી દઇ અંદર દોડી ગયો. ને એકદમ મા ના પડખામાં લપાઇ બેઠો.

એક નિઃશ્વાસો નાંખી કિરણ બોલ્યો-'વારૂ તમે હવે ઘેર જાઓ ને જે ચીજ વસ્તુ લાવ્યા છો તે લઇ જાઓ. હરીઆને થોડીવાર પછી અહીં પાછો મોકલજો. કોઇ ચીજ વસ્તુની જરૂર હશે તો હું કહી મોકલીશ' કહી કિરણે અંદર જઇ સાસુ સસરાને પ્રણામ કર્યો.

કિરણનો સાદ સાંભળી વરૂણા મોઢું ફેરવી એક બારી પાસે જેમ બેઠી હતી, તેમજ બેઠી રહી-આંખોમાંથી તે વખતે દડ્-દડ્ આંસુડાં સરી પડતાં હતાં.

'આવો દીકરા આવો !-બેસો, સારી પેઠે છો ને ? કહી નીલાંબર બાબુએ જમાઇને આવકાર આપ્યો.'

હા, સારી પેઠેજ છું, તમને રસ્તામાં કંઇ અગવડ તો નથી ભોગવવી પડી ને ?'

'અગવડ ! ના અગવડ શા માટે ભોગવવી પડે ? આવો મજાનો સુંદર પ્રબંધ કરીને લૉચ મોકલી હતી, ને બે છોકરાઓ પણ ડાહ્યા હુશીયાર ને વિવેકી-એકદમ up-to-date. કાંઇયે અગવડ પડી નથી, જે જે વસ્તુની જરૂર હતી તે વગર માગ્યેજ અમને મળી છે. ને ખૂબ આરામથી આવ્યા છીએ. પણ વરૂણાની તબીયત જરા ઠીક નથી. જાણે 'નર્વસ' થઇ ગઇ હોય એમ લાગે છે. ચા-પાણી પણ કાંઇ પીધાં નથી. આખી વાટ સુતીજ આવી છે. આ હમણાંજ ઉઠીને બેઠી. કેમ વરૂણા હવે જરા ઠીક લાગે છેને ?'

વરૂણાએ કાંઇ જવાબ આપ્યો નહીં. હૃદય-ભેદી રૌદનનો ઉચ્છ્વાસ મહા પ્રયત્ને તેણે ખાળી રાખ્યો. નીલાંબર બાબુ જરા વાર થોભીને બોલ્યા-'કેમ માડી ! તબીયત શું કાંઇ વધુ બગડી આવી છે વળી શું ?'

'જરા ભ્રૂકુટી ચડાવી તિલોત્તમા બોલી-'આ; ! એને શા માટે બોલાવો છો ? ગુપચુપ બેઠી છે; બેસવા દીઓને, શરીરે-મજા તો નથી જ. વળી પાછી વધુ 'નર્વસ' થઇ જશે.' કહી પોતે ઉઠી જઇ પુત્રી પાસે બેસી તેની પીઠ ઉપર હાથ ફેરવવા લાગી.'

એક નિઃસાસો નાંખી નીલાંબરબાબુએ જમાઇ તરફ જોયું ને કહ્યું 'ત્યારે હવે અમારે નીચે ઉતરવું પડશે ને-ઉતારો કેટલોક દૂર છે ? વરૂણા ચાલીને જઇ શકશે ને ? એની તબીયત સારી નથી, ને વળી બહુ 'નર્વસ' થઇ ગઇ છે. અહીં conveyance ની સગવડ તો નહીં જ હોય'

'કિંચિત્ વ્યંગ—હાસ્યની આછી રેખા તિલોત્તમાના ચહેરા પર ફૂટી નીકળી. તે બોલી—'તમારી વાતને કાંઇ મોં માથું છે! આ અહીં કોઇ માણસ પણ ફરકતું નથી; આજુબાજુ રસ્તા ઉપર કે દૂર કોઇ ઘરોમાં નાના સરખા દીવાનું અજવાળું પણ ક્યાંય ઝબકતું નથી, ત્યાં વળી ગાડી બાડીની વાત ક્યાં કરવા માંડી? જો કોઇ પાલખી કે ડોળી મળે તોય—'

કિરણે કહ્યું—'ઘર આ પાસે જ છે. પાલખીની જરૂર પડે તેમ નથી. ને અહીં એવું કંઇ સાધન મળે તેમ પણ નથી. ઉઘાડી બે ચાર બેલ—ગાડીઓ સિવાય અત્રે વાહનનું કશુંય સાધન નથી. પણ તમે આજની રાત લૉંચમાં જ રહી જાઓ તો સારૂં—'

મોટર લૉંચમાં અંદર કેબીનમાં વીજળીની બત્તી બળતી હતી. આરામથી રાત ગુજારી શકાય એવો સર્વ પ્રબંધ હતો જ. ચોતરફ નજર ફેરવી નીલાંબર બાબુ બોલ્યા—'હા—તે—રાતની રાત તો અહીં રહી શકાય એવું છે ખરૂં. પણ ફક્ત એક જ કેબીન છે—વારૂ, એક કામ કરીએ તો? અમે ઉતરી પડીએ ને તમે ને વરૂણા આજે અહીં લૉંચ-માં જ રહી જાઓ' કહી નીલાંબર બાબુએ કિરણ સામું જોયું. જરા વાર માથું ખંજવાળી કિરણે કહ્યું,—'એ ફાવશે નહીં. તમે ત્યાં રહી શકશો જ નહી ને ખાસ કરીને રાતને વખતે.'

'શા માટે નહીં રહી શકીએ? જગ્યાની આસપાસ વસ્તી નહીં હોય, પણ એકાદ સારો બંગલો તો છે ને? ને બત્તી—અજવાળાંની સગવડ પણ હશે જ, ને બાથ રૂમ ટુમ પણ—'

મહામહેનતે હસવું ખાળી રાખી કિરણ બોલ્યો. 'એમાંનું કંઇયે નથી ને બંગલો પણ નથી. બે ત્રણ માટીઆર ઝુંપડાં ફક્ત છે—આવી જગ્યાઓમાં જેવાં હોય તેવાં. ઉપર તાડનાં પાંદડાંઓનું છવાયેલ છાપરૂં—ફળીયાંને કાંટાની વાડ ને માટીની ભીત—'

'શું કહો છો! ત્યારે તો—' કેવી એક જાતની વિસ્મિત શંકા ભરી નજરે નીલાંબર બાબુ કિરણ સામું જોઇ રહ્યા.'

કિરણ—'જી, તમે બધાં અહીં આવશો એવી મને કલ્પના સુદ્ધાંયે મનમાં નહોતી આવી. ને તમે અગાઉથી કંઇ ખબર પણ નહોતી આપી. ને ખબર મળી હોત તોયે શું? તમે કહો છો તેવી જાતની સગવડ અત્રે થવી સંભવિત જ નથી. તેથી જ આ લૉંચની વ્યવસ્થા કરી છે. બે ત્રણ દિવસ—તમારે રહેવું હોય તેટલા દિવસ તમે અહીં જ આરામથી રહી શકશો.'

'અમે? હા અમે બે ત્રણ દિવસ રહેવું હશે તેટલા દિવસ લૉંચમાં રહી શકશું ખરાં પણ વરૂણાને જો અહીં વધુ દિવસ રહેવું હોય—'

'તો મારાં એને આ માટીયાર ઘરમાંજ રહેવું પડશે.'

'પણ એની તબીયત સારી નથી ને?'—

'તે શું કરૂં? બીજી કોઇ જાતનો બંદોબસ્ત અત્રે થઇ શકે તેવો સંભવ નથી, ને તે મને તો હવે પોષાય તેમ પણ નથી.'

'મેં તો સાંભળ્યું છે કે, જુની નોકરી જો તમે પાછી સ્વીકારવા તૈયાર હો તો તેઓ તમને પાછા રાખવા તૈયાર છે.'

'હા, કાલ એક પત્ર આવ્યો છે ખરો.'

'તો પછી—'

'ત્યાં પાછા જવાની મારી ઇચ્છા નથી. અહીં કામકાજ શરૂ કરી દીધું છે. હવે જોવું છે કે આ કામમાં કઇ રીતે ઉન્નતિ કરી શકાય છે.'

નીલાંબર બાબુ બોલ્યા—'હા, પાંચ પૈસા ખરચી Higher style થી—આ જેવાં સાહેબ લોકોનાં Plantations હોય છે—તેવી જાતનાં કોઇ કામની તજવીજ જો કરી શકાય—ને રહેવાની જગ્યા પણ—'

'એ બધાં ઉંચી ઢબનાં સાહેબી Plantation અહીં થઇ શકે તેમ નથી. નાનાં નાનાં ખેતરોમાં બંગાલી ગૃહસ્થની માફકજ અહીં રહેવું પડે તેમ છે, ને હું એમ રહેવાનો પ્રયત્ન કરૂં છું—'

'હૂં—! પણ વરૂણા—?—'

કિરણ-'તે મેં તો સાફ સાફ લખ્યુંજ હતું કે, કેવું કામ હું શરૂ કરવાનો છું, ને કઇ રીતે રહેવાનો છું-'

જરાવાર થોભી કાંઇક વિચાર કરતાં કરતાં નીલાંબર બાબુ બોલ્યા: 'પણ તમારે એ વાતનો પણ વિચાર કરવો જોઇએ ને કે, તમે એને પરણ્યા છો-Cultured refined family ની એ પુત્રી છે-delicately brought up છે ને તમે એને એજ પ્રમાણે પાંચ-છ વર્ષ રાખી પણ છે, હવે એકદમ ઓચિંતા એને આવી પરિસ્થિતિમાં લાવી મૂકતાં-'

'તે પરિસ્થિતિ એવી હોય ત્યાં બીજો ઉપાય શું? પતિની પરિસ્થિતિ જેવી હોય, તેને અનુકૂળ બનીને સ્ત્રીએ રહેવું ચાલવું જોઇએ.'

તિલોત્તમા વચ્ચેથી બોલી ઉઠી-'પણ આવી પરિસ્થિતિ સરજી કોણે? સારી મજાની મોટા પગારની નોકરી કરતા હતા, માન-મર્યાદા પણ સારાં હતાં, ઓચિંતું એ બધું છોડી દઇ આ વન=વગડામાં ખેડ કરવા આવ્યા શા માટે? સાચે સાચ કોઇ આફત આવી પડતાં તો તમારે કાંઇ અહીં આવવું પડયું નથી ને? એવું હોત તો વાત જુદી હતી. તો એને એમાં વાંધો લેવા જેવું કશુંજ નહોત, મરે કે જીવે એ અહીં તમારી સાથેજ રહેત.'

'એવી દશામાં એમ જો રહેત, તો હમણાં પણ શા માટે ન રહી શકે? મારાં કામનો ધણી હું છું; મારી નોકરી છોડી-એક કામ છોડી બીજી જાતનું કોઇ કામ કરવાનો મારો વિચાર થાય તો-'

'ના, તમારા ખ્યાલથી તમારી મરજી મુજબ તમે ગમે તેમ ન કરી શકો. બાયડી-છોકરાં છે, કુટુંબ છે, એમની સગવડ અગવડ વિગેરેનો વિચાર પણ કરવો પડે, ગમે ત્યારે ગમે ત્યાં ખુશી પડે તેમ-ગમે તેવાં દુઃખ-કલેશના દરીઆમાં એમને ઘસડી લાવવાં, તે બાયડાની જાત હોવાથી કે કામના ધણી હોવાથી એવો અધિકાર કે હક કોઇનો હોઇ શકે નહીંજ.'

કિરણ-'બાયડી છોકરાં કુટુંબ હોય માટે ગમે તે જગ્યાએ, એક જાતની ખાસ પરિસ્થિતિમાં હંમેશ કોઇને બંધાઇને રહેવુંજ પડે-ગમે કે ન ગમે તો પણ-એવું પણ કાંઇ બની શકે નહીં. પુરૂષના પોતાનાં સુખ દુઃખનો પણ કાંઇક વિચાર થવો જોઇએ.'

'તે હોય પણ તમે ત્યાં એવા શું દુઃખમાં હતા? હા, એ શહેર પસંદ ન પડયું કે હવા પાણી માફક ન આવ્યાં હોય તો બીજી કોઇ જગ્યાએ જ્યાં કુટુંબ પરિવાર સુખે આનંદે રહી શકે એવી કોઇ નોકરી કે કામધંધો તમે શોધી શકતા હતા. પણ આ તમે કેવી જગ્યાએ કેવું કામ કરવા આવ્યા છો? ને આવ્યા છો તે પણ ફક્ત રીસ-જીદના માર્યા. ફક્ત એને (વરૂણાને) ઠેકાણે લાવવા માટેજ ને?'

'શા માટે આવ્યો છું તે બધી વાત તમે તો જાણો છો.'

'હા, જાણું છું, ધારો કે એની ભૂલ-ચૂક થઇ ગઇ. પણ એ તમારી પરણેતર તો છે ને? એનો એકાદ ગુન્હો માફ ન કરી શકાય? એકદમ આવડી મોટી સજા, જરા જેવી ભૂલને માટે એને આમ દેવાય? અમે પણ જીવતાં બેઠાં છીએ ને, અમને કહ્યું હોત તો કાંઇ એનો તોડ ન કાઢત? પણ તમે કોઇને કશું ન કહેતાં, તોડ કાંઇ નીકળી શકે કે નહીં એનો કાંઇયે વિચાર ન કરતાં એકદમ બધું છોડી-છાંડી વીંટી ગુંટી એવી જગ્યાએ આવીને વસ્યા કે વરૂણા તમારા આ સંસારમાં બે દિવસ નિરાંતે રહી પણ ન શકે. જાણે કેમ એકદમ તજી દેવાની હોયને! ને તમે એવી મતલબથીજ અહીં આવ્યા છો.'

કિરણ નીરવ. તિલોત્તમા બોલી-'ને તજી દેવી હોય તો કોને તજી દેવાય? હા એ પારકાની દીકરી-કાલે લગ્ન કર્યાં ને આજ માયા-મમતા ઉતરી ગઇ તો તો જાણે સમજ્યા-પણ એને પેટે બે દીકરા પણ જન્મ્યા છે ને? એમના પરની માયા-મમતા પણ છોડી દઇ એમને તજી શકાશે ખરા?'

ધીમે સાદે કિરણે ઉત્તર વાળ્યો-'હું તો કોઇને યે તજી દેવા માગતો નથી?'

'ના, મોઢેથી સાફ-સાફ એમ કહ્યું નથી. પણ અહીં વન-વગડામાં આવી આ ઝુંપડામાં રહેવાનું તમે જે કહો છો, તે તો એમ સમજી લેજો ને કે એ અહીં રહી શકશે નહીં. છતાં અહીં પણ આ તમારા સસરાએ જેમ હમણાં કહ્યું તેમ મોટા પાયા ઉપર એકાદ કામ ઉપાડયું હોત, ને માણસો નોકરો ચાકરો રાખી બંગલો ટંગલો લઇ રહ્યા હોત-ને અમે તો ધારતાં જ હતાં કે એવું જ કાંઇક કર્યું હશે-તો વળી જુદી વાત હતી.'

'એ અહીં બની શકે તેમ છે જ નહીં. ને એવડી બધી મોટી આશા તમે બાંધી એવી જાતનો કોઇ પણ ઇશારો સરખોયે ઘણું કરીને મારા પત્રમાંથી તમને નહીં મળ્યો હોય.'

'પણ-એનું શરીર તો જુઓ કેવું થઇ ગયું છે, એનો પણ તમારે વિચાર તો કરવો જોઇએ ને? તમે ખરેખર શું એને પકડીને ગળે ફાંસો દઈ મારી નાંખવા માંગો છો?'

'હાલ તુરતને માટે શરીર સુધરે નહીં ત્યાંસુધી એ કલકત્તા રહી શકે છે. વચ્ચે વચ્ચે હું આંટા-ફેરા કરીશ ને એની સંભાળ રાખીશ.'

મોઢું ફેરવી લાલ આંખો વડે ઉંચું જોઇ વરૂણા બોલી-'ના, હું અહીંજ રહીશ. મરવુંજ હશે તો અહીંજ મરીશ. બીજે કયાંય નહીં!'

એક નિઃસાસો ખાળી રાખી દાંતવડે હોઠ કરડી કિરણે બીજી દિશામાં મોઢું ફેરવ્યું. વરૂણાએ એ જોયું પણ ખરૂં.

હરીઓ તે વખતે હાથમાં ફાનસ લઇ નદી કાંઠે આવીને ઉભો. સાસુ તરફ ફરી કિરણે પૂછયું-'આ નોકરને તમારે માટે રોટલી, દાળભાત શાક મોકલવાનું કહી દઉં ને?'

આંખો લુછી તિલોત્તમા બોલી-'તે ભલે કહો, પણ એટલી બધી ખટપટ કરશે કોણ?'

કિરણ બોલ્યો-'કરવાવાળાં માણસો છે. કાંઇ અગવડ પડે તેમ નથી.'

વરૂણાએ તીવ્ર નજરે એની સામું જોયું. નીલાંબર બાબુ બોલ્યા--"હા, આ બે છોકરાઓ છે જોયું નહીં ! કામકાજમાં કેવા ચટ--પટ હુશીયાર છે ! તે એ લોકો રસોઇ પાણીનું કામ પણ કરે છે ખરા ?'

'કરે.'

કિરણ ઉભો થઇ એક બારી પાસે આવ્યો ને કાંઠા ઉપર ઉભેલા હરીયાને હાંક મારી શું શું કરવું તથા શું રસોઇ પાણી અહીં લાવવાં તે બધું એને સમજાવી દીધું.

વરૂણાએ ધીમે સાદે માને ઉદ્દેશીને કહ્યું--'મારે થોડીક વાતો કરવાની છે. તું જરા બહાર જઇને બેસ ને બા ?'

તિલોત્તમા અને નીલાંબર બાબુ ઉઠીને બહાર જઇ બેઠાં. ચાકરડી લખીયા પણ જીમને તેડીને બહાર ચાલી ગઇ, ટોમ પણ ઉઠીને ઉભો થઇ ગયો; આમ તેમ ચોતરફ નજર નાંખી દોડીને બહાર ચાલ્યો ગયો.

વરૂણા બોલી--'તમે લખ્યું હતું ને કે મારી મરજી હોય તો હું અહીં આવી શકું છું'—

'હા,'

'શા માટે, શું સમજીને એમ લખ્યું હશે તે તમે જ જાણો. કદાચ એમ પણ ધાર્યું હશે કે, આવું કાંઇક તમારે (વિવેકને ખાતર પણ) લખવું ઉચિત છે—'

'હા, ઉચિત એકસો વાર.'

'ફક્ત ઉચિત જ ! પણ સાથે સાથે મનમાં ઘણું કરીને એવી ઇચ્છા નહીં હોય કે હું અહીં આવીને તમારી સાથે રહું, ને હું અહીં ખરેખર આવીશ એમ પણ તમે તો નહીં ધાર્યું હોય.'

'એમ શા માટે કહે છે ?–હું–તો–'

'ના, મોંઢેથી એવું ચોકખે ચોકખું તમે કહેતા નથી. પણ હું બરાબર સમજી શકું છું કે હું આવી છું તે–તે' તમને...ગમતું... બન્ને હાથની હથેળીમાં મોં છુપાવી વરૂણા રડી પડી.'

કિરણના મનમાં બહુ દુઃખ થયું, પાસે જઇ તેણે વરૂણાની પીઠપર હાથ રાખ્યો. પતિની છાતીયે માથું ટેકવી રાખી વરૂણા કેટલીયે વાર સુધી રડી. ને રડતી રડતી બોલી 'શા માટે-શા માટે મને આવડી મોટી શિક્ષા કરી? તમે પોતે પોતાને પણ આમ દુઃખ શા માટે દઇ રહ્યા છો? મારી ભૂલ થઇ ગઇ. હા, મોટામાં મોટી ભૂલ, પણ હું ગમે તેમ તો પણ સ્ત્રી જાતિ. અદેખાઇની આગથી પાગલ બની અમે એવી ભૂલ કરી બેસીએ-તમે તે માફ ન કરી શકો? મને સરખી રીતે સમજાવી હોત તો હું ન સમજત? જાણે કે આખી જીંદગીમાં પાછું મળવું જ ન હોય તેમ મારાં ભરણ પોષણનો બધો હિસાબ ચુકતે કરી અહીં ચાલ્યા આવ્યા—?'

કિરણ-'તે પણ મારે કરવાની જરૂરજ હતીને, વરૂણ! જો મારી આ નવી પરિસ્થિતિમાં તું મારી સાથે ન રહી શકે તો...'

'આ પરિસ્થિતિ તો તમે પોતેજ સરજી છે ને! કેમ જાણે મને મોટામાં મોટી શિક્ષા કરવા ખાતરજ-'

'તને શિક્ષા કરવા ખાતર નહીં વરૂણ! મારી પોતાની ગરજે મારે અહીં આવવું પડયું છે.'

'પોતાની ગરજે-તે-પણ-તે પણ-મેં તમારી સાથે કલેશ કરી તમને સુખે ન રહેવા દીધા ત્યારેજ ને?-હું કબુલ કરૂં છું કે ખરેખર મેં મોટો ઉપાડો લઇ તમને એકદમ અકળાવી મુકયા હતા તેથીજ-'

'જવા દે આ બધી વાતો, વરૂણા! જે બનવાનું હતું તે બની ગયું. હવે એનો-'

'પણ તમે શું ખરેખર પાછા નહીં આવો? આવવાની ઇચ્છાજ નથી? ના, ચાલો પાછા ચાલો-મારી બધી ભૂલો માફ કરો. તમે જે રૂપીઆ કમાઓ તે તમારી મરજી મુજબ વાપરજો-તમારી મરજીમાં આવે તેને આપજો. હું એમાં કાંઇ પણ વાંધો નહીં લઉં એક અક્ષર પણ હું નહીં બોલું, તમે મને જેવી રીતે રહેવા કહેશો, તેવી રીતે રહીશ; તમને કોઇ દિવસ જરા સરખુંયે દુઃખ નહીં દઉં, બોલો-બોલો-પાછા આવશો?'

પતિની છાતીયે અશ્રુસિક્ત મોઢું રાખી વરૂણા પતિને ગળે બાઝી પડી રડતી રડતી કહેવા લાગી–'આવડી મોટી સજા–ના, સજા ફક્ત મનેજ નહીં–મેં ભૂલ કરી છે મારો અપરાધ થયો છે– સજા હું માથે ચડાવત ન સહેવાત તો મરી જઈને જીવ દઈને પણ પાપનું પ્રાયશ્ચિત્ત કરત! પણ તમે પોતે પોતાને આમ દુઃખ દઈ રહ્યા છો, ને તેનું નિમિત્ત હું બની—'

'ના, ના, વરૂણ ! એવા એવા વિચાર કરીને દુઃખી થા મા. સજા જો થઇ હોય તો તે તનેજ થઇ છે, મને કાંઇજ નથી થયું. ઉલટું અહીંના આ નવા જીવનમાં હું મને બહુ સુખી માનું છું ને આવા સુયોગ માટે પ્રભુનો ઉપકાર માનું છું.'

'ઉપકાર! ઉપકાર? એમાં તમારા ઉપર શો ઉપકાર થયો?'

આંખો લૂછી એક જાતના વિસ્મિત ભાવથી વરૂણાએ પતિ સામું જોયું. કિરણ બોલ્યો 'જો તું અહીં રહી શકે, ને ખરેખર તારૂં મન જો સુધર્યું હોય, જરા તું ધીરી પડે તો તું જરૂર સમજી શકશે કે હું શા માટે આને ભગવવાનનો ઉપકાર કહું છું.'

'હું સમજી શકતી નથી. પણ તમે જો પાછા નહીં આવો તો, મારે અહીં રહેવુંજ પડશે.'

'હું પાછો આવી શકું તેમ નથી, વરૂણ.'

'મને એ ખબરજ હતી' જ્યારે હું અહીં આવવા તૈયાર થઇ ત્યારનીજ માતાપિતા ગમે તેમ કહે પણ હું જાણતી હતી કે તમને પાછા લાવી શકાશે નહીં. તમે કઠોર પથ્થર દિલના છો. તમે કોઇનું ગમે તેવું દુઃખ સમજી શકશો નહીં. ને તેથી હું અહીં રહીશ એવો નિશ્ચય કરીનેજ અહીં આવી છું.'

'વારૂ, ત્યારે રહે ખુશીથી.'

'રહે–એમ કહો છો પણ આ વેણ તમારા હૃદયનાં ઉમળકાનાં નથી. જાણે–જાણે–'

'બીજું કાંઇ નથી, વરૂણ! પણ-પણ મને મનમાં બીક લાગ્યા કરે છે કે તને અહીં માફક નહીં આવે, તું બહુ મુંઝાઇશ-ને દુઃખી પણ ખૂબ થઇશ, કારણ કે તને આ પ્રમાણે રહેવાની જરાયે ટેવ નથી. ને વળી તારૂં શરીર પણ સારૂં નથી રહેતું.'

'છતાંયે તમે પાછા આવવા તૈયાર નથીને? ને મને જોર જુલમથી અહીંજ રાખવા માગો છો ને!'

'જોરજુલમથી-જબરદસ્તીથી-પણ તને અહીં રાખવા માગતો નથી, વરૂણ! પણ જો તું મને ચાહતી હોય-મારી વાંછના કરતી હોય તો તારે અહીંજ રહેવું પડશે. ને આ પરિસ્થિતિને તારે અનુકૂળ બનવુંજ પડશે. કારણ કે જે કામ મેં માથે ઉપાડયું છે, આરંભ કરી દીધો છે, તે છોડીને હું હવે કયાંય જઇ શકું તેમ નથી. તેથીજ હું કહું છું કે તારૂં શરીર જ્યાં સુધી ન સુધરે ત્યાં સુધી તું કલકત્તે જઇને રહે, વૈદ્ય-ડાકટરની સલાહ લઇ દવા-દારૂ કર-'

'ના, ના, હું કયાંય જવાની નથી,—જઇ શકીશ નહીં. શા માટે મને પાછી મોકલી આપવા ઇચ્છો છો? તમને કાંઇ વાંધો છે, અગવડ છે?'

'ના, ના, મને એવી શી અગવડ પડવાની? અગવડ પડશે તને કારણ કે તને જે સગવડ આપવી જોઇએ, તને જે રીતે રાખવાથી તારી તબીઅત સુધરી શકે, તને આરામ મળી શકે, એવી કોઇ પણ સાધન સામગ્રી મળવાનો અહીં સંભવજ નથી.'

'સંભવ ન હોય, તો ભલે ન હોય. તમે જેમ રાખશો તેમ રહીશ, રહેવા સિવાય બીજો ઉપાય શો છે? પાછું તો મારે જવુંજ નથી. મારી તબીઅતની મને કશી પરવા નથી-પણ-પણ મને એક જ વિચાર થયા કરે છે કે શરીર જો સાવ લથડી પડશે-તે લથડતું હોય તો ભલે લથડે-મરૂં તોય હું તો છુટું ને તમે પણ મારાથી છુટો.'

છિઃ! એવાં ઘેલાં શું કાઢે છે, વરૂણ! કહી કિરણે વરૂણાની પીઠ પર હાથ મૂકયો. હાથ ત્યાંથી હઠાવી લઇ વરૂણા જરા સરકીને

દૂર બેઠી. થોડીવાર ચુપ બેસી રહી. પછી કાંઇક વિચાર કરીને છેવટે બોલી; 'ખરેખર ફક્ત બે હજાર રૂપીયાની મુડી ઉપરજ તમારા આ બધા કામનો આધાર છે?'

'એમજ હતું, પણ હવે—'

'હવે શું? બીજા મળ્યા છે? હા, હું પણ એમ ધારતી હતી-'

'ધારતી હતી! કેમ-કેમ-શું મનમાં ધારતી હતી?'

'ગમે તેમ, પણ હું ધારતી હતીજ, રૂપીયા તમને ક્યાંથી મળ્યા; કોણે આપ્યા?'

જરાવાર ચુપ રહી કિરણ બોલ્યો: 'દેશમાં એમના માટે મેં જે રૂપીયા મોકલ્યા હતા—'

'હા, મને ખબર છે, તે તમે પાછા લઇ લીધા ખરું ને? ને હું-હું-આટલા બધા રૂપીયા તમે મને આપ્યા-એ તમારે મન પારકાના રૂપીયા હતા. ખરું ને?'

'મેં પાછા લઇ લીધા નથી, વરૂણા! એ લોકોએ પોતે સામે ચાલી આવીને મને પાછા આપ્યા છે.'

વરૂણા-'હું પણ મારા રૂપીઆ તમને સામે ચાલી આવીને પાછા આપું છું, તે લીઓ; ને એમના રૂપીયા એમને પાછા આપી દીઓ.'

'પણ તને રૂપીયા હશે તો કામ લાગશે.'

'શું કામ લાગશે? મને શું કામ પડવાનું છે? હું તો અહીં તમારી પાસેજ રહેવાની છુંને? આટલા બધા રૂપીયાને જુદા રાખી મૂકવાથી મને શો લાભ છે? મને એ શા કામમાં આવવાના છે? ઉલટું એ લોકોનેજ રૂપીયાની જરૂર પડશે-જો હું અહીં રહું-ને જો તમે મને અહીં રાખો તો-કહો-તમે એમના રૂપીયા પાછા આપી દેશો ને?'

'વારૂ, પાછા આપી દઇશ' કિરણે એક નિઃશ્વાસો નાખ્યો ને કહ્યું-'વારૂ ત્યારે હવે હું જાઉં, વરૂણા! વડીલો પણ બહાર બેઠા છે, જાઉં ત્યારે? જઇને તમારા બધાને માટે ખાવાનું મોકલું.' કહી કિરણ ઉઠીને ઉભો થયો.

'ના, બેસો થોડી વાર, ખાવાની એવી કાંઇ ઉતાવળ નથી–' વરૂણાએ કિરણનો હાથ ઝાલી ખેંચીને તેને પાછો બેસાડયો. ને કહ્યું– "અમારે રાતની રાત આ લોંચમાંજ રહેવાનું છે?'

'હા, એ વધુ સુખ–સગવડભર્યું છે.'

'કેમ ઘરમાં–કેટલુંક છેટું હશે ઘર અહીંથી?'

'આ પાસેજ છે, સવાર પડતાં અહીંથી બરાબર સારી રીતે જોઇ શકાશે.'

'ત્યારે અમને ત્યાંજ શા માટે લઇ જતા નથી?'

'આ રાત ટાણે–? ના, ના, આજની રાત અહીંજ રહેવું સારૂં છે, વરૂણા! કાલ દિવસનાં આવજો. આવાં ઘરોમાં તમે કોઇ દિવસ રહ્યાં નથી તેથી, એકાએક રાત ટાણે જતાં બહુજ કઢંગું લાગશે.'

'લાગે તો ભલે લાગે, આખર તો અહીંજ–એ ઘરમાંજ રહેવું છે ને. એક રાતની આ લોંચની સગવડથી શું એવા રાજા થઇ જવાના છીએ? ના, ચાલો અમને ઘેરજ લઇ ચાલો.'

'આ વડીલો (વરૂણાના મા–બાપ) પણ સાથે છે, તેઓ કોઇ રીતે ત્યાં રહી શકશે નહીં.'

'એ લોકો છોકરાંઓને લઇને ભલે અહીં રહે. તમે મને તેડી જાવ.'

'વરૂણાની પીઠે હાથ ફેરવતો ફેરવતો જરા અચકાતો અચકાતો કિરણ બોલ્યો–'તું આવીશ એવી પ્રથમથી ખબર ન હોવાથી તારા માટે કાંઇ ખાસ ગોઠવણ કરી રાખી નથી–બધું વેરવિખેર–પડયું છે. ના, આજ રાતની રાત અહીંજ રહી જા, વરૂણા!–કાલે સવારના પહોરમાંજ–'

'ગોઠવણ?–તે એક રાતની રાતમાં એવી કઇ મોટી ગોઠવણ અહીં વન–વગડામાં તમે કરી શકવાના છો? ના, ના, મને કોઇ ચીજની જરૂરત નથી. તમે તો હશો ને; તમે ત્યાં રહી શકો છો તો હુંયે રહી શકીશ. ગોઠવણ–તજવીજ જે કાંઇ કરવી હશે તે કાલે સવારે હું મારી મેળેજ કરી લઇશ, ના, તમે મને તેડી જાઓ. હું એટલું જરૂર ચાલી શકીશ. તબીયત થોડીવાર પહેલાં જરા નરમ

લાગતી હતી,-હવે સારૂં જણાય છે, ચાલો હું હમણાંજ તમારી સાથે આવું છું' કહી વરૂણા ઉઠીને ઉભી થઇ ગઇ. વરૂણાનો હાથ ખેંચી તેને પાછી બેસાડી દેતો કિરણ બોલ્યો.

'ના, ના, એટલી બધી અધીરી શા માટે થાય છે, વરૂણા ? આ રાત ટાણે-તને ફાવશે નહીં-'

'શા માટે નહીં ફાવે ? એવી તે શી અગવડ હશે ? ને હોય તો ભલે હોય, આ આટઆટલા દિવસ પછી આપણે ભેગાં મળ્યાં-તમને છોડીને હું રહીશ નહીં-'

પતિની છાતીયે માથું ટેકવી રડી પડતાં વળી વરૂણાએ પોતાના બન્ને હાથ કિરણના ગળામાં વીંટાળ્યા.-કિરણ મહા આફતમાં આવી પડયો. એને મનમાં દુઃખ પણ ઘણું થયું. ધીમે મધુર હાથે વરૂણાને માથે ને શરીરે હાથ ફેરવતો તે બોલ્યો-'શું કહું ?-તું ડાહી છો ને, આજ રાતની રાત ધીરજ રાખી અહીં રહી જા. કાલે સવારના પહોરમાં તને તેડી જઇશ. ત્યાં આજ ઉભવાનીયે જગ્યા નથી ત્યાં ઘણુંયે જણાં છે-'

'ઘણુંયે જણાં ! કોણ કોણ-છે ?'

મનમાં કાંઇક વિચાર આવતાં ચમકીને વરૂણાએ કિરણ સામું જોયું. કડવો ઘુંટડો ગળી જતો હોય તેમ કિરણ બોલ્યો-'આ વિમલ અને સુપ્રકાશ તો છેજ-ને બીજાં પણ બેચાર જણ આવેલાં છે-આ જમીન જોવાને-તે આવતી કાલે સવારના પહોરમાં તેમને માટે કાર્યાલયમાં રહેવાની સગવડ કરી આપીશ. આજ રાત ટાણે આમ અચાનક અહીંથી જઇને એમને એમ તો કહી શકાય નહીં ને કે તમે નિકળો અમારા ઘરમાંથી-'

એક ઉંડો નિઃસાસો નાખી વરૂણા ચૂપ રહી. કિરણ પણ થોડીવાર નીરવ રહી પછી બોલ્યો-'ત્યારે હવે હું જાઉં, વરૂણા !'

'આવજો' કહી વરૂણાએ મોઢું ફેરવી લીધું. કિરણ ઉઠી ઉભો થઇ-ધીમે પગલે ત્યાંથી બહાર નીકળ્યો.

# પ્રકરણ ૩૦ મું

## કરણુ દાસી

બહુ ઉદાસ ચિત્તે કિરણ ઘેર પાછો ફર્યો. એને વરુણાને માટે બહુ દુઃખ થતું હતું, પણ આવા સંજોગોમાં તે વધુ શું કરી શકે એનો વિચાર કરતાં પણ તેને ક્યાંય કોઈ રસ્તો સુઝતો નહોતો. ઘરમાં દાખલ થતાંજ સૌદામિનીએ તેને પૂછ્યું 'શું થયું ? શું બંદોબસ્ત કરી આવ્યો ?'

'આજ રાતની રાત તો એ લોકો ત્યાં લૉયમાંજ રહેશે.'

'પણ રાત વીતીને સવાર તો પડવાનીજ છે ને, ત્યારે શું થશે ?'

'ત્યારે—એ લોકો બે ચાર દિવસ જેટલું રહેવું હોય તેટલું એ લૉયમાંજ રહેશે. પણ—'

'વહુને અહીં લાવવી પડશે એમને ? ત્યારે તે અહીં રહેવા રાજી થઇ ખરી ?'

'હા' કિરણે મોઢું બીજી તરફ ફેરવી લીધું. સૌદામિનીએ એક ઉંડો નિઃશ્વાસો નાખ્યો. થોડીવાર કાંઇક વિચાર કરીને કહ્યું—'તે અહીં રહી શકશે ?'

'જો રહેવાની મરજી હશે, તો રહેવુંજ પડશે.'

'ત્યારે શું સવારેજ એમને અહીં તેડી લાવવાં પડશે ?'

'ઘણું કરીને એમજ કરવું પડશે.'

'પછી ? અમારી શી દશા ?'

'એનોજ વિચાર કરૂં છું.'

'વિચાર કરે છે ? વિચાર કરીને હવે શું કરવાનો છે ? કાલે સાંજે તને ખબર મળી. કાલની સાંજ ગઇ. રાતની રાત ગઇ ને આજ આખો દિવસ પણ ગયો, હજુ સુધી કાંઇ વિચાર નથી કર્યો ? આટઆટલું અમે તને કહ્યું પણ અમારી કોઇ વાતજ તેં સાંભળી નહીં. ને હજુ તું વિચારજ કર્યાં કરે છે ? તું હંમેશાં વિચાર કરતો રહી આમ કર્યાંજ કરે છે, કિરણ ! ખરે વખતે સારાં નરસાંનો

વિચાર તરત કરી કોઇ નિર્ણય કરી વેળાસર ઉપાય ન કરતાં ફક્ત પોતાના મનના ખ્યાલ ઉપરજ આજ દિવસ સુધી તું ચાલ્યો-ને એમ કરી કરીને એક એવી જાળ વણી રાખી છે કે જેમાંથી છુટવાનો કોઇ રસ્તોજ આજે તને જણાતો નથી.'

'ખરી વાત છે.'

'ત્યારે હવે શું કરવું છે? હવે તો આ એક રાતજ હાથમાં છે, તું અમને ક્યાં સંતાડીશ? સવારે એ લોકો અહીં આવે, ને આવીને અમને જુએ. ના, ના, એ ઠીક નહીં, કિરણ! હા હું એકલી હોત તો કંઇ વાંધો નહોતો. પણ આ અભાગણી પણ સાથે છે-આવીને એને જોતાંજ નવી તો ઉભી ને ઉભી સળગીજ જશે, ગાળો ભાંડી મારપીટ કરી ચોટલો પકડી એને તો બહારજ કાઢી મૂકશે.'

'ગાંડી થઇ છો શું, મા! એવું પણ કોઇ દહાડો ક્યાંય બનતું હશે? મારી સામે-'

'તું શું કરી શકવાનો? શું કરીશ તું? જો તું કંઇ કરી શક્યો હોત તો તારીયે આજ આવી દશા હોત કે ના એનીયે આવી દશા હોત?'

માથા પર અરધો ઘુમટો તાણી બાજુના ઓરડાના બારણા પાસે આવી નીચી નજર રાખી સુરબાલા બોલી-'આજ રાતેજ આપણે ચાલ્યા ન જઇ શકીએ, સાસુજી? એકાદ નાનું હોડકું કે નાવડું મળે-જો હજુ તપાસ-તજવીજ કરી શકાય તો સારું નહીં ભલા?'

કિરણે માથું ખજવાળતાં ખજવાળતાં થોડીવાર વિચાર કર્યો પછી બોલ્યો.

'મને લાગે છે કે તમારે જવુંજ પડશે, મા! પણ હવે આ રાત ટાણે-અત્યારે હોડકું-નાવડું યે ક્યાં મળે, ને ભોગજોગે ઝાપટું પડે કે તોફાન થાય તો-'

સૌદામિની બોલી ઉઠી-'તો તો સોનાથી રૂડું શું! પછી અમને ઘરમાં લઇ આવજે. ને સુખેથી રહેજે. બહારનું તોફાન તો સારૂં. પણ આ તો ઘરમાંજ તોફાન થઇ પડશે-ત્યારે એનાથી કેમ બચીશ?'

સુરબાલા બોલી–'આપણે આટલામાં બીજે ક્યાંય જઇને રાતની રાત રહી શકીએ એવું નથી? પછી સવાર પડતાં એકાદ હોડકાંની કે વહાણની તજવીજ કરી–'

જરાવાર વિચાર કરીને કિરણ બોલ્યો–'રહેવાની એકાદ જગ્યા મળે ખરી આ અમારી કચેરી(ઓફીસ)માં, પણ–'

સુરબાલા–'વધુ વિચાર કરવાનો વખત નથી. ત્યારે ચાલો, સાસુજી આપણે ત્યાંજ ચાલ્યાં જઇએ'

'રાત ટાણે? એવી શી ઉતાવળ છે, મા! જવું જ હોય તો સવારે જશો તો પણ ચાલશે.'

'ને ઝાપટું કે તોફાન સાચેસાચ થઇ પડશે તો?'

'જો આવશે તો તે વખતે તેનો ઉપાય કરશું, તેની પહેલાં કચેરી–ઘર કાંઇ તોફાનમાં ઉડી જવાનું નથી.'

'હાયરે! આટ–આટલું દુઃખ પણ કપાળમાં લખ્યું હશે ને! શું ધાર્યું હતું, ને શું થયું?–ત્યારે હવે મહેમાનોને ખાવા–પીવાનું ત્યાં મોકલી આપશું ને?'

'હા, મોકલી આપો. કહી કિરણ પાટ ઉપર લાંબો થઇને સુઇ ગયો.

'તું નોકર સાથે નહીં જાય?'

'ના વિમલ અને સુપ્રકાશને બોલાવી એમને મોકલો.'

સુરબાલાએ રસોડામાં જઇ ઝડપથી ખાવાની વસ્તુઓ બધી સફાઇથી એક મોટા થાળમાં ગોઠવી. થાળ નોકર હરીઆ પાસે ઉપડાવી વિમલ અને સુપ્રકાશ લોંચ તરફ જવા રવાના થયા. થોડીવાર પછી કાંઇક વિચાર આવતાં સૌદામિનીએ હાક મારીઃ–

'વારૂ, કિરણ?'

'શું છે, મા?'

'હું વિચાર કરતી હતી કે–'

'કે, શું?'

'અહીંથી જતાં પહેલાં, બે છોકરા–મારા મને એક વાર દેખાડી શકીશ નહીં?'

કિરણ કાંઇ બોલ્યો નહીં. સૌદામિની બોલી–'તે દિવસે એ સુયોગ હતો જ્યારે અલાહબાદમાં તારે ઘેર હું પહેલ વહેલી આવી હતી–પણ ત્યારે મનમાં રીસ–ખીજ ભરી હતી–મારી નજરે એ છોકરાએ પડયા પણ મેં નિરખીને–આંખ ઠારીને જોયું'એ નહીં. આ તે દિવસની હું મનમાં ને મનમાં ઝંખ્યાજ કરૂં છું, એ મારૂં ગરીબનું ધન–આંધળાની લાકડી–મારી મુડીનું વ્યાજ હું હવે કોઇ દિવસ મારી આંખેએ નહીં જોઉં ? એમને એક વાર મારા ખોળામાંયે નહીં બેસાડી શકું ? આટ–આટલા મારી પાસે છે-નજીક છે તો પણ–હું એમને એમ ચાલી જઇશ–! એકવાર આંખ ઠારીને એમને હું જોઇ પણ ન શકું, એ મારાથી સહેવાતું નથી, દીકરા! મનમાં તો એમ થયાં કરે છે કે હમણાંજ દોડીને જોઉં ને એમને છાતી સરસા ચાંપી મારૂં હૈયું ઠારૂં. તે તું સવારે એકવાર ત્યાં જાય ત્યારે–ત્યારે–એ લોકો ઉંઘમાંથી ઉઠયા હશે. ત્યારે તું એમને એકવાર—'

સૌદામિની રડી પડી. પોતાની ભીની આંખો લુછતો લુછતો કિરણ બોલ્યો–

'ત્યારે–? ના, ત્યારે નહીં બની શકે, મા! પણ હું જોઇશ, કચેરી ઘરમાં તો તમે થોડા દિવસ રહેશો ને. ત્યારે જોઇશ જો કાંઇ લાગ ફાવ્યો તો મોકલીશ.'

'તું પોતે તારી સાથે તેડી લાવજે–તારા ખોળામાં એ બેયને બેઠેલા જોતાં મારા આ જનમના કોડ પૂરા થશે ને મારી આંખો ઠરશે!'

'જોઉં હવે,–તે એ માટે એટલી બધી વ્યાધિ શા માટે કરે છે! એ લોકો જો અહીં રહેશે તો આજ નહીં તો ચાર દિવસ પછી પણ તું છોકરાઓને જોઇ શકીશ.'

'પછી કાંઇ કોઇ દહાડો અવાય ખરૂં, ભાઇ!–હા–પણ કહેવાય નહીં–એનો સ્વભાવ સુધરે–વારૂ પણ હમણાં તો એકવાર દેખાડી દેજે,–આટલા પાસે છે ને હું એમને એકવાર જોયા વગર ચાલી જાઉં એ વિચારજ મને ધ્રૂજાવી મૂકે છે દીકરા!'

કિરણે એક ઉંડો નિસાસો નાંખ્યો.—જવાબમાં કાંઇ બોલ્યો નહીં.

સૌદામિનીએ આંખો લૂછીને કહ્યું—'વારૂ, તે હવે જમવું નથી શું? રાત પડી ગઇ—'

'એ લોકો લૉંચમાંથી પાછા આવે પછી વાત.'

સૌદામિની ઉઠીને બારણાં પાસે આવી ઉભી.

પેલી તરફ લૉંચમાં ખાવાનું પહોંચ્યું, જુદી જુદી પ્લેટોમાં જુદી જુદી વાનીઓ પીરસીને રાખવામાં આવી. માતાના અત્યંત આગ્રહથી વરૂણા ઉઠીને ટેબલ પાસે બેઠી; પણ કાંઇ ખાઇ શકી નહીં એમ કહીએ તો ચાલે. આખરે એક કપ દૂધ પીને તે પાછી સૂઇ ગઇ.

વિવિધ વાનીઓ, અત્યંત મીઠું ગાયનું ચોકખું દૂધ; ને બધી રસોઇ સર્વોત્તમ ને સ્વાદિષ્ટ બની હતી. આખીયે નદી પાર ઉતરતાં નદીની જલ-લહેરોને સ્પર્શીને આવતી શીતળ મંદ મંદ ખુલ્લી ને વિશુદ્ધ હવાનું સેવન થતાં ભૂખ પણ સારી લાગી હતી. પુત્રીની જમવાની અરૂચિથી જરા નારાજ થયા છતાં પણ તિલોત્તમા અને નીલાંબર બાબુએ સંતોષપૂર્વક જમતાં જમતાં ભોજનને સારો ઇન્સાફ આપ્યો.

'આટલી ભાતભાતની વસ્તુઓ રાંધી છે ! ને વળી સુંદર રીતે—સરસ રીતે રાંધી છે ! રસોયો સારો લાગે છે ખરું ?' કહી તિલોત્તમાએ ઉંચું જોયું, વિમલ ને સુપ્રકાશ પાસેજ ઉભા હતા. સુપ્રકાશ બોલ્યો 'જી, ના રસોયો—બસોયો કોઇ અહીં નથી.'

વિસ્મિત—ચકિત પ્રશ્નસૂચક નજરે વરૂણા જોઇ રહી. વિમલે સુપ્રકાશને ધીમો ધક્કો મારી એના શરીર પર છાનીમાની એક ચુંટી ખણી. પણ વરૂણાએ તે જોઇ લીધું. તિલોત્તમા બોલી—'ત્યારે આવા પાકા હાથથી આટલું રાંધ્યું કોણે? આ તમે રાંધ્યું હશે ખરું?—ના, તમે પણ આટલી વારમાં આટલું બધું કયાંથી રાંધી લાવી શકો!'

વિમલ બોલ્યો-'જી, અમારે ત્યાં જે માણસો છે તેમાં કોઇ કોઇ ઠીક ઠીક રાંધી જાણે છે.-વળી આ અમારી કચેરીના મેનેજર બાબુનું કુટુંબ અહીં છે. એ લોકો મોટાભાઇ ઉપર મમતા રાખે છે-ને માન પણ સારૂં રાખે છે.-'

'ઓહ! એમ કહોને ત્યારે! એ લોકોએજ ત્યારે આ બધું રાંધીને મોકલાવ્યું છે, ખરૂં? બહુજ સ્વાદીલી રસોઇ બની છે હો. પણ-ને અહીંનું દૂધ બહુજ સારૂં આવે છે હો!'

વરૂણા ઉઠીને બેઠી થઇ હતી, એક નિસાસો નાંખી વળી પાછી સૂઇ ગઇ. જમી પરવારીને નીલાંબર બાબુ સૂવા ગયા, ને થોડીવારમાંજ આરામથી નસકોરાં બોલાવી ધસધસાટ ઉંઘવા લાગ્યા પણ વરૂણાને બીલકુલ ઉંઘ આવી નહીં, આખી રાત ઉઠબેસ કરતાં ફડ-ફડાટ કરી તેણે વીતાવી, એક બે વાર બહાર આવીને પણ ઉભી. થોડે છેટે બત્તીનો પ્રકાશ દેખાતો હતો.-આજ શું ઘર હશે ત્યારે? એને મનમાં થવા લાગ્યું કે તે દોડીને ત્યાં પહોંચી જાય, ને જઇને જુએ કે પતિ શું કરે છે, ને ત્યાં કોણ કોણ છે, કોણ કોણ આવ્યું છે.

સવાર થતાં ન થતાંમાં તો વરૂણા વળી એક વાર બહાર નીકળી. હજુયે બત્તી બળતી હતી. કેટલીયે વાર તે ત્યાં ઉભી રહી. સીડી તો લૉંચને લાગેલીજ પડી હતી; ધીરે ધીરે તે ઉતરીને કાંઠે આવી ઉભી. શરીરમાં નબળાઇ તો હતીજ. પગ ધ્રૂજતા હતા; માથું ચક્કર ચક્કર ફરતું હતું, ને છાતીમાં જાણે હથોડાના ઘા પડતા હોય એમ જોરથી ધડકતી હતી. છાતી ઉપર જોરથી હાથ દબાવી રાખી વરૂણા ત્યાં રેતી ઉપર જ બેસી ગઇ. નદીના નિર્મળ સલિલને રંગતું પૂર્વ આકાશમાં તરૂણ અરૂણના આગમનનું નિશાન ફરકી ચૂકયું હતું. રમ્ય પ્રભાતની સુમધુર સ્ફૂર્તિદાયક હવા પણ વાવા લાગી હતી. વરૂણાને જરા શાંતિ વળી; વળી તે ઉઠીને ઉભી થઇ. સામેનાં ઘરોની હાર હવે ધીમે ધીમે સ્પષ્ટ દેખાવા લાગી હતી. એક ઘરની બારીમાંથી હજુ બત્તીનો પ્રકાશ પણ આવતો હતો. વરૂણાને લાગ્યું કે સામે એક બારણું પણ

ખુલ્લું હતું. વરૂણા ધીમે ધીમે તે બારણાં તરફ ચાલવા લાગી. પગ ધ્રૂજતા હતા, છાતી ધડકતી હતી છતાં તે તો ચાલી જ. આ તરફ તિલોત્તમાની ઉંઘ પણ ઉડી ગઇ, બાજુમાં પુત્રીને ન જોતાં તે ગભરાઇ ગઇ ને લાગલી જ હાંફળી ફાંફળી બની આમ તેમ જોઇ બારી પાસે આવી તેણે બહાર ડોકીયું કર્યું. વરૂણાને જોઇ તે મોટે સાદે બૂમ પાડી બોલી ઉઠી–'અરે વરૂણા! એકલી કયાં જાય છે દીકરી! ઉભી રહે ઉભી રહે, ઘેલી કયાંકની!'

વરૂણા પાછી ફરી ઉભી રહી. તિલોત્તમા કેબીનમાંથી બહાર નીકળી સીડી પરથી ઉતરીને કાંઠે આવી. અને પુત્રીની પાસે જઇ તેનો હાથ પકડીને બોલી–'અત્યારે સવારના પહોરમાં કયાં ચાલી, ગાંડી?'

'મને મનમાં કાંઇ કાંઇ થાય છે, માડી! જાઉં–એક વાર જઇને જોઉં. આ જોને આ સામે ખોરડાં દેખાય છે ને? એજ ઘર હશે.'

'તે હશે. પણ આમ એકલી સવારના પહોરમાં કયાં જઇને ઉભીશ? જરા દિવસ ચડવા દે, એ લોકો બધાંય ઉઠે, કિરણ આવે ચા–પાણી પી નિરાંતે—'

'એ લોકો કયારનાંય ઉઠયાં લાગે છે. આ જોને બારણાં ખુલ્લાં છે. ને ઘરમાં દીવો પણ બળે છે—'

'તે હશે–કદાચ કોઇ કોઇ ઉઠયું પણ હશે. એ લોકોને દાતણ–પાણી કરીને તૈયાર તો થવા દે. એટલી અધીરી શા માટે થાય છે. કિરણને ઉઠીને અહીં આવવા દે, તું પણ જરા ચા પાણી પી તાજી થા–રાતે તો કાંઇ મોઢાંને અડાડયું સુદ્ધાં નથી, ને ઉંઘ પણ બરાબર આવી જણાતી નથી. તારૂં મોં ઝાંખું પડી ગયું છે ને આંખો નીચે કાળાં કુંડાળાં પડયાં છે. તારા માથાના વાળ વેર વિખેર થઇ ગયા છે, જાણે સાત અવતારમાંયે દાંતીયો જ ન અડાડયો હોય ને. ઘરમાં કોણ જાણે કોણ આવીને ઉતર્યું હશે–ને ત્યાં તું આ વેશે કેમ કરીને જઇશ? આખાય ઘરમાં હજુ કોઇ કોઇ પથારી પાથરીને લાંબા થઇને સૂતા પડયા પણ હશે—'

'કોણ આવીને ઉતર્યાં હશે મા !'

'એની કાંઇ મને ખબર છે, દીકરી ? કિરણ તો તને જ કહી ગયોને. તું ચાલ, પાછી ચાલ. જરા હાથ મોઢું ધોઇ, વાસી કપડાં ઉતારી બીજાં પહેર; લખીયા વાળ હોળાવી આપે-એ લોકો આવીને ચા બનાવી આપે, તું ચા પીને જરા તાજી થા-કિરણ પોતે જ આવીને તને હમણાં તેડી જશે--'

માથું ધુણાવી વરૂણા બોલી-'ના, મા! હવે અહીં સુધી આવી છું, તો એક વાર મને જોઇ આવવા દે. તું યે ચાલને, માડી ?'

પોતાના વેષ તરફ પણ એક વાર ચકિત ભાવે નજર ફેરવી તિલોત્તમા બોલી-'અરરરર માડી ! હજુ હમણાં તો હું ઉંઘમાંથી ઉઠી-આમ આ ને આ વેશે ત્યાં જવાય ? તું શું બકે છે ? ને વળી ત્યાં કોઇ બીજાં બહારનાં માણસો હોય ત્યાં આમ જવાય જ કેમ ?'

'તેમાં શું થઇ ગયું ? હું જઇ શકું છું તો તું શા માટે ન જઇ શકે ? ના, ચાલ, ચાલ, એકવાર જઇ આવીએ. આ જો એ-પણ બારણામાં આવીને ઉભા છે. ચાલ,'

એક જાતની ઉત્તેજનાથી વરૂણાના અંગમાં અત્યારે જોર આવ્યું. માનો હાથ પકડી ધમાધમ ખેંચતી ખેંચતી તે આગળ ચાલી. કિરણ બારણાં આગળ જ ઉભો હતો, તે નીચે ઉતરી સામો આવ્યો.

# પ્રકરણ ૩૧ મું

## સ્ત્રી-બુદ્ધિઃ પ્રલયંકરી

'ઓહો, આવો આવો. આ સવારના પહોરમાંજ તમે આમ ચાલ્યાં આવ્યાં! હું અહીં બધું ઠીકઠાક કરી થોડાવારમાં જ તમને તેડવા આવત–'

તિલોત્તમા બોલી–'શું કરૂં, દીકરા? મારી ઉંઘ ઉડતાં મેં જોયું કે વરૂણા પથારીમાં નહોતી. બહાર નજર નાંખી જોયું તો એને આ તરફ એકલી આવતી દીઠી–ક્યારે ઉઠીને ચાલતી થઇ ગઇ તેની મને તો ખબર પણ પડી નહીં. શું કરૂં પછી? હું એની પાછળ દોડી આવી. માંદી છે. શરીર નબળું છે. ક્યાંક પડી–આખડી જાય–'

વરૂણા તરફ જોઇ જરા ફીક્કું હસી કિરણ બોલ્યો–'આટલી બધી અધીરી કેમ બની ગઇ છે, વરૂણ? અહીં બધું ઠીકઠાક કરી ગોઠવી હું તને તેડવા આવું એટલીવાર પણ તારાથી થોભાયું નહીં?'

વરૂણાનું શરીર પાછું ધ્રૂજવા લાગ્યું. માની સોડમાં ભરાઇ તેને બે હાથવડે મજબુત પકડી રાખી અભિમાનભર્યે રીસભર્યે ને કાંઇક ધ્રૂજતે સાદે એણે કહ્યું:–

'એટલીવાર મારાથી રહી શકાયું નહીં. હું તો રાતેજ આવવા માગતી હતી, તમે તેડી લાગ્યા નહીં. રાત વીતી ગઇ, પછી હું રહી શકી નહીં–'

વરૂણા લગભગ રડવા જેવી થઇ ગઇ. જરા શ્વાસ લઇ કિરણે પણ મનમાં કઠોર નિશ્ચય કરી લીધો. એની આંખો અને ચહેરા ઉપર પણ દ્રઢતાનો ભાવ દેખાઇ આવ્યો. એકી ટસે જોઇ રહી તે બોલ્યો–'આવી–તો ભલે આવી–આવ–ઘરમાં આવ,–મા એ–મા! જરા બહાર આવ તો!'

વરૂણા ચમકીને હાથ લાંબો કરી વળી માને બાઝી પડી. તિલોત્તમા પણ ક્ષણભર ચમકીને વિચારમાં પડી ગઇ. એનો ચહેરો

લાલચોળ થઇ ગયો. એનો હોઠ જરા જરા ફરક્યો, તે ફટારેલી આંખે જોઇ રહી.

સૌદામિનીએ બહાર નીકળી આવકાર આપ્યો-'આવો-આવો ! વેવાણ ! હું કિરણની મા થાઉં. આવો વહુ દીકરા, આવો ઘરમાં આવો.'

કહી એણે વહુનો હાથ ઝાલ્યો. તિલોત્તમા નિઃશબ્દે પુત્રી સાથે સૌદામિનીની પાછળ પાછળ ઘરમાં આવી.

'બેસો આ પાટ ઉપર બેસો. બેસ દીકરી, બેસ ! ધ્રૂજે છે કેમ ભલા ? મનમાં જરાપણ સંકોચ રાખ માં. આવ બેસ.'

સૌદામિનીએ ધ્રૂજતી વહુનો હાથ ઝાલી પાટ ઉપર બેસાડી. તિલોત્તમા પણ બાજુમાં બેઠી ને બે હાથ વડે પુત્રીને બાથમા લીધી. વરૂણાએ આંખો મીંચી માથું માના ખભા પર નાંખી દીધું. તિલોત્તમાએ ઉંચું જોઇ કહ્યું.-'તમેજ કિરણનાં મા ?'

'હા બ્હેન ! હું જ કિરણની મા.'

'ત્યારે તમે બધાં અહીં જ છો ખરૂં ?'

'ના, હાલ જ આવ્યાં. આ બે ત્રણ દિવસ થયા. સાંભળ્યું કે, કિરણ નોકરી છોડીને આ તરફ ચાલ્યો આવ્યો છે ને એકલો આ વન-વગડામાં રહે છે. તેથી તેને એકવાર મળવા આવી છું, ગમે તેમ તોય મા નો જીવ ને બ્હેન !'

તિલોત્તમા-'તે વારૂ ભલે તમે આવ્યાં-ત્યારે આ તમારા દીકરાનું ઘર તમારી ગામઠી રીતભાત મુજબ તમેજ વસાવ્યું જણાય છે ?-ત્યારે હવે તમે કાયમને માટે અહીંજ રહેવાનાં હશો ખરૂંને ?'

સૌદામિનીના કપાળ ઉપર ઝીણી કરચલીઓ પડતી જણાઇ. એનો ચહેરો પણ જરા કઠોર બન્યો. તે બોલી-'તે જેમ વસાવ્યું હોય તેમ-મારાદીકરાનું ઘર-હું એની મા-તે મારૂં જ ઘર ને. મારી જો અહીં રહેવાની મરજી હોય તો એ મને કાઢી તો ન જ મૂકી શકે ને'

'પણ દીકરો પ્રથમથી જુદું ઘર માંડી રહ્યો હતોને-'

'હા તે માંડયું હતું ખરૂં. પણ મેં ત્યાં જવાની ઇચ્છા નહોતી કરી ને રહેવાની ઇચ્છા પણ નહોતી કરી. જો કરી હોત તો મારૂં આવડું ઝાલીને કોઇ મને ઘરમાંથી કાઢી મૂકી શકત ખરૂં ?'

'આવડું ઝાલીને ભલે કોઇ કાઢી મૂકી ન શકે, પણ દીકરાનું ઘર છે એમ કહીને ગમે તેવા સંજોગોમાં માને જ એ ઘરની ધણી-રણી થવાનો હક છે કે નહીં, અથવા એવો હક ચાલી શકે કે નહીં. તે હું જાણુતી નથી. ને કોરટ-કાયદા પણ એ હકને કબુલ રાખે કે નહીં એ પણ સવાલ છે.'

જરા હસીને સૌદામિનીએ ઉત્તર વાળ્યો-'મને કોરટ-કાયદાની કોઇ સાડીબાર નથી પડી, બ્હેન! પણ દીકરા જેવો સાચો દીકરો હોય તો માતાઓનો આ હક્ક સર્વ સંજોગોમાં પૂરેપૂરો ચાલી શકે, ને ચાલે.'

'હા, દીકરો હવે સાચો દીકરો જ થયો છે, ને તેથી જ માનો આ હક્ક બજાવવા દોડી આવ્યાં લાગો છો એના ઘરમાં, ખરૂં ને?

વરૂણા જરા ઉંચી નીચી થવા લાગી. મા સામું જોઇ માને કંઇક કહેવા જતી હતી એટલામાં કિરણ બોલી ઉઠયો-'માનો દીકરો હું છું ને જો હુ સાચો દીકરો થઇ શકયો હોઉં તો તે મારા ગૌરવની-સારાં નસીબની નિશાની છે. કમનસીબીની નહીં. ને મારી માની જો ઇચ્છા હોય તો તે મારાં ઘર સંસારમાં કરતા-હરતા બનીને તે જરૂર રહી શકે છે.'

તિલોત્તમાએ જરા ક્રોધભર્યે અવાજે જવાબ વાળ્યો-'ના, કરતા હરતા થઇને નહીં, તમારા ઘરની કરતા હરતા, ધણીયાણી છે વરૂણા-જો તે અહીં રહે તો, ને તેથી તમારી માની અહીં રહેવાની ઇચ્છા થાય તો વરૂણાની રજા લઇને જ તે વચ્ચે વચ્ચે આવીને બે પાંચ દિવસ રહી જઇ શકે.'

જરા હસીને કિરણ બોલ્યો, 'એ રીત બીજા દેશમાં હશે, આ દેશમાં નથી. આ દેશમાં તો મા જ્યાં સુધી તે પોતાની મરજીથી

સંસારનો ભાર વહુના હાથમાં ન સોંપી દીએ ત્યાં સુધી તેજ ઘરની ખરી ધણીયાણી હોય છે. ને એમ વહુ પર ભાર નાખી દીધો હોય તો પણ વહુને હંમેશાં માનું માન રાખીને ચાલવું પડે, ને દરેક વાતમાં એમને પૂછીને એમને મોટપ આપવી પડે.'

તિલોત્તમા જરા વધુ મોટે સાદે બોલી-'તે હશે, પણ તમે જ્યારે વરૂણાને પરણ્યા ત્યારે એવો કરાર નહોતો કર્યો કે એની સાસુની ગોલી થઇને ઘરમાં રહેવું પડશે. ઉલટું અમે તો એમ સમજતાં હતાં કે-'

કિરણ કાંઇક કહેવા જતો હતો, તેને ઇસારતથી ચૂપ રહેવાનું કહી સૌદામિની બોલી-' હવે એ બધી વાતો કરીને નકામું પાણી આ માટે ડહોળો છો. બ્હેન ? ખાલી જીભાજોડીથી એક બીજાનાં મન ખાટાં પડે ને કલેશ થાય-કોઇ પણ જાતનો હક કે દાવો બજાવીને હું અહીં રહેવા આવી નથી. હું તો આવી હતી એકવાર મારા દીકરાને મારી આંખે જોવા, ને હવે વળી પાછી હું તો મારે દેશમાં જવાની છું, જવાની તૈયારી જ કરતી હતી, તમે આમ ઓચિંતા જો સવારનાં પહોરમાં ન આવી પડયાં હોત તો તમે અમને અહીં જોઇ પણ શકયાં નહોત.

'અમને ! અમને એટલે ?'

વિસ્મિત નજરે વરૂણાએ પણ ઉંચું જોયું. એનો ચહેરો લાલ થયો, થઇને અચાનક પાછો ફીકો પડી ગયો. કિરણ હોઠ કરડી કઠણ બનીને ઉભો રહ્યો. સહેજ થડકો ખાઇ સૌદામિની બોલી-'મારે નાનાં બે બાળકો, એક દીકરો ને એક દીકરી છે. ને આ વહુ પણ-એને યે દેશમાં એકલી મૂકીને તો ન અવાય ને-'

'ઓહોહો ! એમ છે ! એમ છે. ! ત્યારે વાત સાચી પડી ખરી ! તેથીજ મને વિચાર થયાં કરતો હતો ! તેથીજ રાત આખી હું વિચાર જ કરતી હતી ! તેથી જ રાતના જ્યારે હું અહીં આવવા માંગતી હતી-ત્યારે-ત્યારે-ઉઃ-મા-મા ! માડી રે માડી !' બોલતી બોલતી વરૂણા બન્ને હાથ છાતીએ ચાંપી મા ઉપર ઢળી પડી.

'વરૂણુ ! વરૂણુ ! દીકરી !'

તિલોત્તમા ચીસ પાડી ઉઠી. કિરણુ ગભરાઇને ઉતાવળો પાસે આવ્યો ને વરૂણુને પાટ ઉપર સુવાડી દીધી. સૌદામિની ઉતાવળે એક લોટો પાણી લઇ આવી ને વરૂણાને માથે અને આંખો પર થોડું થોડું પાણી છાંટવા લાગી, ને થોડી થોડી વારે પંખાવતી હવા નાંખવા લાગી.

બરાબર એજ વખતે નીલાંબર બાબુ આવી ઘરમાં દાખલ થયા. સૌદામિની માથા પરનું વસ્ત્ર જરા નીચું ઓઢી એક બાજુ સરકી ને ઉભી ઉભી પંખો કરવા લાગી. નીલાંબર બાબુ બોલ્યા– 'શું થયું છે ? કાંઇ કહ્યા કારવ્યા વગર તમે ઓચિંતાં અહીં ચાલ્યા આવ્યાં ! તે શું થયું છે ? વરૂણુ–વરૂણુ ! વરૂણુ !'

નીલાંબર બાબુ પુત્રીની પાસે આવીને બેઠા. બાજુમાં બારણાંની સામે સુરબાલા ઉભી હતી, જરા ડોકીયું કરી જોઇ લઇ વળી પાછી બારણાં પાછળ સરકી ગઇ. તિલોત્તમાએ આ જોયું. તે આગની પેઠે સળગી ઉઠી ને સૌદામિની સામું જોઇ બોલી 'આઘાં, આઘાં! આઘાં રહો–આઘાં રહો તમે ! આટલું બધું હેત દેખાડવાની જરૂર નથી ! એ મરી જાય એટલે તમે તો દૂધના વાટકા ભરીને પીજો ને ! જોયું તમારૂં હેત બધું–તમારી નજર લાગશે, તમારો શ્વાસ મારી દીકરીને અંગે લાગશે તો તે હમણાજ મરી જશે, જાઓ જાઓ ! આઘાં હટો અહીંથી !'

કિરણુના હાથમાં પંખો આપી સૌદામિની ઓરડાને એક ખૂણે જઇ ઉભી રહી.

અત્યંત વિસ્મિત નજરે એકવાર આ તરફ એકવાર પેલી તરફ જોતા જોતા નીલાંબર બાબુ બોલ્યા–'અરે ! તમે કોઇ મને કાંઇ કહો તો ખરાં કે આ બધું છે શું ? હજુ તો ઘરમાં આ બધું છાણું–વાણું પડયું છે. પહો ફાટતાં ન ફાટતાં તું ધાઇ ધાઇ કરી વરૂણાને અહીં લઇ આવી–મૂર્છા આવી ગઇ લાગે છે. તે આવી જાયજ તો.

પણ એમાં એટલી બધી ધમાલ શાની કરી મૂકી છે? આ બાઇ કોણ છે? આ બાઇ કોણ છે?'

'પૂછો તમારા જમાઇને. હું કાંઇ જાણતી નથી-' તિલોત્તમાએ છણકાથી ઉત્તર વાળ્યો.

'જો, જો, એને ભાન આવતું જણાય છે! પાણી-પાણી-આ જુઓ મોં ઉઘડ્યું. પાણી આપો તો બાઇ! થોડું થોડું પાણી ચમચા વડે એના મોંમાં-'

ચમચો હાજર નહોતો. હાથનાં ચાપવા વડે કિરણ થોડું થોડું પાણી વરૂણાનાં મોંમાં આપવા લાગ્યો.

'વરૂણ! વરૂણ! દીકરી વરૂણ!

માથું હલાવી વરૂણાએ હોંકારો ભણ્યો. મોઢેથી એક શબ્દ પણ બોલી શકાયો નહીં.

સૌદામિની તરફ જોઇ નીલામ્બર બાબુએ કિરણને પૂછ્યું-'આ બાઇ કોણ છે, બાપુ?'

'મારાં માતુશ્રી.'

'માતુશ્રી! તમારાં માતુશ્રી-એ! તે એ હમણાં-'

'જી, અહીં આવ્યાં છે, બે ત્રણ દિવસ થયા.'

'એ!'

તિલોત્તમા બોલી ઉઠી-'એ શું કાંઇ એકલાંજ આવ્યાં છે? જાન જોડીને વહુને પણ સાથે તેડી લાવ્યાં છે! વારૂ હું તમને પૂછું છું કે સાત સાત ગાડાં જોડી સાત સમુદર તેર નદી, પાર ઉતરી દીકરીને તો મોટે ઉપાડે અહીં જાણે લાવ્યા! ને અહીં તો જમાઇના ઘરના આ હાલ! ને તેમાં પણ વળી સોક પહેલેથી આવી બધું કબજે કરીને બેઠી છે એનો કાંઇ વિચાર કર્યો?'

'સોક!' હતાશ ચહેરે નીલાંબર બાબુ મોઢું ફાડીને જોઇ રહ્યા.

'હા, હા. સોક! સોક! કેમ દેશમાં તમારા જમાઇને એક બીજી બાયડી હતી, એ બધું ભૂલી ગયા? લાગ જોઇ માતાજી પહેલેથી જ

એને અહીં લઈ આવી રાજમહેલનો કબજો લઈ ખાસ્સાં મજાનાં પલાંઠી વાળીને બેસી ગયાં છે. હું તમને નહોતી કહેતી, કે આ બધી મતલબથી જ નોકરી છોડી અહીં આવવાના પેંતરા રચાયા છે? મા–ને એ બાયડી બન્ને ટાંપીને બેઠાં હતાં–લાગ મળતાં જ ઉડીને ક્યાંયથી આવી હાજર થઈ ગયાં! મા દીકરે પહેલેથી જ બધી બાજી ગોઠવીને આ બધું તૂત ઉભું નહીં કર્યું હોય તેની કોને ખબર છે?'

'કિરણ!'

'જી, ફરમાવો.'

કિરણ ખુરસી ઉપરથી ઉઠી ઉભો થઈ ગયો હતો; ક્રોધથી તે લાલચોળ બની ગયો હતો. મહા–મહેનતે ગુસ્સો ખાળી રાખી તેણે ઉપલા શબ્દો ઉચ્ચાર્યા.

'તે તમારી જો આવી જ મતલબ પહેલેથી હતી, તો પછી આટલે દૂરથી અમને બોલાવી અમારૂં આમ અપમાન કરવાની શી જરૂર હતી?'

કિરણે ઉત્તર વાળ્યો–'જી અમારી એવી કોઈ મતલબ નહોતી, જાણી જોઈને કારણ વગર કોઈનું અપમાન કરવાની ઇચ્છા પણ નહોતી. ઉલટું આજે તમેજ મારા પોતાના ઘરમાં આવી મારી જ માનું અપમાન મારી જ સામે ઘણું ઘણું કર્યું છે!'

તિલોત્તમા તડૂકી ઉઠી–'અપમાન! તમારે ઘેર આવી તમારી માનું એવું તે શું અપમાન કર્યું અમે? એવું શું અમે બોલ્યાં છીએ? એ પોતે જ અહીં સામે ઉભાં છે–એમને જ પૂછોને કે અમે એમનું શું અપમાન કર્યું?'

જરા ધીમે સાદે સૌદામિની બોલી–'ના રે ના. એમાં અપમાન વળી શાનું! આ તમે અહીં અમારે ઘેર આવ્યાં તે અમારાં ધન ભાગ ને ધન ઘડી. માફ કરજો બ્હેન! એ છોકરૂં છે એની વાત મનમાં આણશો નહીં.'

'અપમાન! ઉલટું તમે જ આવું બોલીને અમારું અપમાન કર્યું છે. સૌદામિનીની વાત તરફ કાંઇ પણ ધ્યાન ન આપતાં આમ બોલી તિલોત્તમા ડોળા કાઢી જમાઇ સામું જોઇ રહી ને બોલવા લાગી. 'અહીં અમને બોલાવીને જેટલું અપમાન કરવાનું હતું તે તો કર્યું ને વળી ઉપરથી આમ સામું 'ચોરી માથે શિરજોરી', 'દાઝયા ઉપર ડામ' જેવી આ બધી વાતો! અમે અપમાન કર્યું" એમ ને? ને કર્યું જ જો હોય તો સારું જ કર્યું છે! માન અપમાનનો આટલો બધો હિસાબ હતો તો પછી એમને અહીં બોલાવ્યાં શા માટે?'

કિરણ બોલ્યો–'એ મારી મા છે. મારું ઘર તે એનું જ ઘર છે. એને અહીં બોલાવવા ન બોલાવવાનો અધિકાર મારો નથી. એની જ્યારે ખુશી હોય ત્યારે એ અહીં આવી શકે છે, ને રહી પણ શકે છે.

'ભલા થયું, એ તમારાં મા છે, ને માની પણ લીધું, કે એ આવી પણ શકે ને રહી પણ શકે. પણ એ આ જેને સાથે લાવ્યાં તેનું શું?–'

'એ પણ મારી સ્ત્રી છે'

'સ્ત્રી!'

'હા, હું એને પરણેલો છું; સ્ત્રી તો ખરી જ વળી!'

'અને વરૂણા–?'

'એ પણ મારી સ્ત્રી, હું એને પણ પરણ્યો છું.'

'તમે એમ કહો છો કે તમને બે બાયડીઓ છે?'

'એ વાત તો ચોખ્ખી છે, દીવા જેવી. બોલી બતાવવાની કાંઇ જરૂર છે? હાથનાં કંકણને આરસીની શી જરૂર?'

'એ–એ–એ–મ! ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે, બે બાયડીઓને સાથે રાખીને તમે ઘરસંસાર ચલાવશો? ને આ વન વગડામાં આ કોળી વાઘરીના કુબા જેવા ઘરમાં વરૂણા આવીને રહેશે ને વળી સોકની ગોલી થઇને રહેશે? ને એટલા માટે જ તમે

એને અહીં બોલાવી છે? મારા પીટયા ભમરાળા, પાજી, નીચ! શું સમજે છે તું તારા મનમાં? વરૂણા શું તારી ખરીદેલ ગોલી છે એમ?'

ક્રોધના અતિ આવેગથી લાલચોળ ચહેરે તિલોત્તમા ઉઠીને ઉભી થઇ ગઇ. એનો હાથ પકડી ખેંચી પાછી બેસાડી દઇ નીલાંબર બાબુ બોલ્યા–'આ:! તું જરા ધીમી પડ–જરા સબુરી તો પકડ! બેસ!'

'ના! હવે મારાથી ધીરજ ધરાતી નથી! હવે મારાથી આ બધું કોઇ રીતે સહન નથી થતું. ચાલો–ઉઠો! હમણાં જ–આ ઘડીએજ અમને પાછાં તેડી જાઓ! સોનાની મૂર્તિ લઇને હું અહીં આવી હતી–એને નદીનાં પાણીમાં નાખી દઉં પણ–પણ આ વનવગડામાં સોકના હાથમાં એને–'

તિલોત્તમા ઠુઠવો મુકી રડી પડી. વરૂણા પણ હવે ઉઠીને બેઠી થઇ હતી તે બે હાથોવડે માને ગળે બાઝી પડી. મા–દીકરી એક બીજાને ગળે વીંટળાઇ કયારેક નિરવ ને કયારેક ડુસકાં ભરી રડવા લાગી.

નીલાંબર બાબુ બોલ્યા–'ત્યારે હવે તમારી શું ઇચ્છા છે બાપુ? હા–તમે બન્નેને પરણ્યા છો–એ સારૂં કર્યું છે કે બુરૂં કર્યું છે, જે હોય તે–પણ તમે બેઉને પરણ્યા છો એ સાચું જ છે. તે હવે તમે બેઉને તમારી સ્ત્રી તરીકે કબુલ રાખી બન્નેને એક સાથે તમારી સાથે રાખવા માંગો છો?'

'ના–કબુલ પણ કેમ કરી શકાય?'

'ના, કાયદેસર ના–કબુલ તો ન કરી શકાય. પણ તેથી બે બૈરીઓને એકી સાથે એકજ ઘરમાં રાખી સંસાર ચલાવી શકાય એ શું સંભવિત છે?'

'એકી સાથે એક ઘરમાં રાખી સંસાર ચલાવવો અસંભવિત જણાય તો બેઉને જુદા જુદા ઘરમાં રાખી બે સંસાર હું જરૂર ચલાવી શકીશ.'

'ત્યારે તમારો આ અભિપ્રાય છે ખરૂં? ને તમે એમ માનો છો કે વરૂણા મૂંગેમૂંગી તમારા આ પ્રબંધને માથે ચડાવી વધાવી લેશે?'

'ના, તે એ નહીં કરે એ હું જાણું છું. ને મારો ખરેખર એવો અભિપ્રાય પણ નથી.'

'ત્યારે ?'

'ત્યારે-તમે શું કહેવા માંગો છો ?'

'ત્યારે-એજ કે જો તમે વરૂણાને અહીં આવવાનું લખ્યું, તો પછી આ બધાંયને અહીં બોલાવ્યાં શા માટે ? હા-એ ખરૂં કે આ તમારાં મા, એમની અમે અવમાનના ન કરીએ. પણ વરૂણા ચોક્કસ આવશે એવું ધાર્યાં છતાંયે તમારી જુની સ્ત્રી સાથે એમને બધાંયને અહીં તેડાવી મંગાવ્યાં એ શું તમે વાજબી કર્યું છે ?'

'મેં તો તમને પ્રથમથીજ કહી દીધું છે કે-'મેં એમને અહીં તેડાવ્યાં નથી. એમની મેળેજ-એમની ઇચ્છાથીજ અકસ્માત એ અહીં આવ્યાં છે ને તે આવી પણ શકે છે.'

'હા. તમારાં મા આવી શકે છે. પણ એ વહુ-'

'એની મરજી હોય તો એ પણ આવી શકે છે. એ પણ મારી પરણેતર છે.'

નીલાંબર બાબુએ ભવાં ચડાવ્યાં, ને બોલ્યા-'વારૂ, બધાં અહીં આવ્યાં છે તો ભલે આવ્યાં. ભલે એ બધાં અત્રે રહે. અમે ત્યારે પાછા ચાલ્યા જઇએ છીએ. નકામો આવો કલેશ ન કરાવ્યો હોત તો સારૂં હતું-'

સૌદામિની બોલી-'રહેવાની મતલબથી અમે અહીં આવેલાં નથી. ને મારી એ વહુ પણ અહીં રહેશે નહી. રહેવા ઇચ્છતીયે નથી. એ તો આવતી પણ નહોતી. હું એને પરાણે તેડી લાવી. એ એકલી અટુલી ઘેર કોની પાસે રહે એમ સમજીને મેં સાથે લીધી હતી. ને હવે અમે તો હમણાં જ ચાલ્યાં જઇએ છીએ. અમે જવાની તૈયારી જ કરતાં હતાં એટલામાં તમે બધાંય અહીં આવી ચડયાં.'

સૌદામિની તરફ આંખો ઉંચી કરી તિલોત્તમા બોલી-'અમે તો ગઇ કાલનાં જ અત્રે આવેલાં છીએ. આવીએ છીએ તેના ખબર

પણ ગઈ પરમે તમને મળી ચૂકયા હતા. જો જવું.જ હતું તો ખબર મળતાં જ ચાલ્યાં કેમ ન ગયાં? ને જમાઈએ પણ તમને મોકલી આપવાનો બંદોબસ્ત કેમ ન કર્યો? અમારે આવીને શા માટે જોવું પડે કે તમે જુની વહુને સાથે તેડી લાવી અહીં આવીને રહ્યાં છો?–મોઢેથી બધું મીઠું મીઠું બોલવું ને સાર માણસાઈ દેખાડવી એ જ કે બીજું કાંઈ?! મૂળ મતલબ તો એ કે અમે આવીને આ બધું જોઈએ ને જોતાં જ રીસે ભરાઈ ખીજે બળીને પાછાં ચાલ્યાં જઈએ ને તમારો રસ્તો સાફ કરી દઈએ! એજ ને?'

'ના, બહેન! અમારી એવી કોઈ પણ મતલબ નહોતી. જઈએ જઈએ કરતાં જવાયું નહીં–શું કરીએ કહો?'

'જવાયું નહીં?–કેમ ન જવાયું? શા માટે ન જવાયું? વારૂ, ન જવાયું તો ખેર હવે જાઓ. ચાલો નીકળો ઘરમાંથી. જશો? જતાં હતાં ખરૂં ને? વારૂ, ત્યારે જાઓ:–હમણાં આ ઘડીએ અમારી નજર સામે આ ઘરમાંથી બહાર નીકળો!'

સૌદામિનીનો ચહેરો ક્રોધની લાગણીથી લાલચોળ થઈ ગયો. કિરણે પણ કઠોર ભવાં ચડાવ્યાં ને દૃઢ–ગંભીર સાદે બોલ્યો–'મારી સામે મારી મા ને મારાં જ ઘરમાંથી આ પ્રમાણે ચાલ્યા જવાનું કહેવા વાળાં તમે કોણ?–ના એવો કોઈ અધિકાર તમને નથી! જરા ગે નથી. ત્યારે હવે હું કહું છું તે પણ સાંભળી લ્યો. એ લોકો જશે નહીં, ને હું એમને જવા દઈશ પણ નહીં! એમને જવું જ હશે તો પછીથી જ્યારે એમને જવાની હું રજા આપું ત્યારે કે એમની મરજી પડશે ત્યારે એ જશે પણ આજ તો નહીં જ જાય!'

હવે વરૂણા આંખો લૂછતી લૂછતી બોલી–'માફ કરો. ખીજમાં ને ખીજમાં મારી મા ન બોલવાનું ઘણું યે બોલી છે. પણ હું–હું જાણવા માગું છું કે તમારી ખરેખર શી ઇચ્છા છે?'

'શી ઇચ્છા છે–એટલે?'

વરૂણાના કપાળ ઉપર એક નાની કરચલી દેખાઇ, ને પાછી તુરત અદશ્ય થઇ ગઇ. કડવો ઘુંટડો ગળી જઇ આંખો નીચી ઢાળી તે બોલી-'નોકરી શા માટે છોડી, ને શું મતલબથી તમે અહીં આવ્યા તે તમે જ જાણો. પણ તમે મને લખ્યું હતું કે જો હું અહીં આવીને રહેવા ઇચ્છતી હોઉં તો આવીને રહી શકું છું—'

તેનો અવાજ જરા ધ્રૂજ્યો. બોલતાં બોલતાં તે ચૂપ રહી ગઇ. એક ઉંડો નિઃશ્વાસ દાબી રાખી કિરણે જવાબ વાળ્યો-'હા. એ મેં લખ્યું હતું ખરૂં.'

વરૂણાના હ્રદયમાં એક જાતની તીવ્ર વેદના ઉભરાઇ ઉઠતી હતી. મહામહેનતે સમતા જાળવી રાખી વરૂણા બોલી-'તમે એમ લખ્યું હતું તેથી જ હું આવી. તમને અહીંથી પાછા લઇ જઇ શકીશ એવી આશા તો મેં રાખી જ નહોતી. પણ એટલી આશા તો જરૂર રાખી હતી કે હું જો અહીં આવું ને રહી શકું-રહેવા ઇચ્છું તો આ ઘરમાંના એક ખૂણામાં મને સ્થાન તો જરૂર મળશે.'

'તે જરૂર મળશે-આવી છો-ને જો રહે-રહી શકે તો મારા આ ગૃહ-સંસારમાં તને સ્થાન જરૂર મળશે.'

'પણ—'

ધ્રૂજતે સાદે આટલુંજ માત્ર બોલી વરૂણાએ પોતાનું લાલચોળ મોઢું બીજી તરફ ફેરવી લીધું, એની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.'

કિરણ બોલ્યો-'બધી વાત તો તેં સાંભળી વરૂણા-પણ તો માનીશ કે નહીં-માને છે કે નહીં-તે તું જાણે. મેં-એ લોકોને તેડાવ્યાં નથી. એ પોતાની મેળેજ આવ્યાં છે, અહીં કાયમનાં રહેવાની મતલબથી પણ એ નથી આવ્યાં, હજુ કદાચ બે-ચાર દિવસ રહેત ખરાં. પણ તમે બધાં આવ્યાં તેથી આજ-આ ઘડીયેજ એ બધાં ચાલ્યાં જતાં હતાં. એ લોકો પણ સમજે છે ને હું પણ સમજું છું કે એ લોકો અહીં રહી શકશે નહીં, ને, જો-જો તું અહીં રહે તો હું પણ એમને પરાણે અહીં રોકી રાખવા ઇચ્છું નહીં.'

'ને-ને-જો ન રહું-ન રહી શકું તો—'

'તો શું થાય, શું સંભવિત છે, એનો વિચાર હમણાંજ કરવાની કાંઇ જરૂર હું જોતો નથી. તું અહીં ખુશીથી રહે-શા માટે ન રહી શકે?-તું રહે. તને બની શકતી સગવડમાં રાખવા હું પ્રયત્ન કરીશ.'

'પણ તમે શું તમારા ખરા દીલથી એવુંજ ઇચ્છો છો?'

'એવું શા માટે પૂછે છે વરૂણા?-હું શું ઇચ્છું છું, શું નથી ઇચ્છતો, એ વાત કરવામાં કાંઇ સાર નથી. મારે એક જણીનો ત્યાગ તો કરવો જ પડશે. સુરબાલાને હું તજી શકીશ પણ તને નહીં. કારણ કે હું જાણું છું કે મારા આ ગૃહ-સંસારમાં તારોજ હક્ક-દાવો એના હક્ક-દાવા કરતાં ઘણો વધારે છે.'

'હક્ક અને દાવો-? ફક્ત હક્ક અને દાવોજ બીજું કાંઇ—?'

રડી પડીને વરૂણાએ અશ્રુસિક્ત મોઢું પોતાના ગોઠણ ઉપર રાખ્યું, એ જોઇને કિરણે એક નિઃસાસો નાખ્યો. તે સમજી શકયો કે વરૂણાને અસહ્ય-દુઃખ થાય છે-થઇ રહ્યું છે. મનમાં વિચાર આવ્યો કે એની પાસે જઇ બેસીને એને છાતી સરસી ચાંપી સ્નેહ-વારિ-સિંચનથી એના હૃદયની જવાળાને બુઝાવવા તે પ્રયત્ન કરે પણ વડીલોની સમક્ષ એ બનવું સંભવિત નહોતું. જરા આગળ વધી તે કાંઇક કહેવા જતો હતો એટલામાં ભવાં ચડાવેલ ક્રોધાવેશભર્યે ચહેરે તિલોત્તમા નીલાંબર બાબુ સામે જોઇ બોલી ઉઠી-'ના, અહીં રહેવાનું કામ નથી. ચાલો આપણે પાછાં ચાલ્યાં જઇએ. એની ઇચ્છાજ નથી કે વરૂણા અહીં રહે. સુખ સગવડ આપશે! એ શાં સુખ ને સગવડ આપવાનો હતો? કેવી સુખ સગવડ આ વનવગડામાં આપી પણ શકવાનો છે? વરૂણા અહીં બે દિવસમાંજ મરી જશે ને એમના રસ્તામાંનો કાંટો દૂર થશે. 'ભલું થયું ભાંગી જંજાળ' એ જ તો એમની ઇચ્છા છે. ના, વરૂણાને અહીં રાખવાની

જરૂર નથી. ચાલો આપણે હમણાંજ-આ ઘડીયેજ અહીંથી ચાલ્યાં જઈએ. તું શું કહે છે વરૂણુ? જવું છે ને?'

રૂંધાયેલે સાદે વરૂણા બોલી-'ચાલો.'

નીલાંબર બાબુ ખગાકાર બનીને બેસી રહ્યા હતા. હવે એ મોં ઉંચું કરીને બોલ્યા-'ત્યારે તમે શું કહો છો ભાઇ કિરણ? અમે વરૂણાને લઇને પાછા જઇએ?'

કિરણ-'તમે શા માટે વરૂણાને પાછી લઇ જાઓ છો એજ હું તો સમજી શકતો નથી. હું તો વરૂણાને અહીં રાખવાજ માંગું છું.'

તિલોત્તમા બોલી ઉઠી-'રાખવા માંગો છો? આ રાખવા માંગવાનાં તમારાં લક્ષણ છે? આને શું રાખવા માંગવું કહેવાય?' એવું ઇચ્છતા હોત તો આવી સોનાની નોકરી છોડી દઇ આ વનવગડામાં કોળી વાઘરી જેવા કુબામાં આવીને રહેત નહીં. રાખવા માંગો છો! આમ રાખવા માંગો છો તમે? છૂટવાનો બીજો કોઇ રસ્તો નથી, સારૂં ના દેખાય ને વળી આટલે સુધી ચાહી ચાલીને આવી છે-તેથી મને-કમને વેઠીયાની વેઠની પેઠે માથા ઉપર ભાર ઉપાડવો પડતો હોય એમ રાખવા માંગો છો, ખરૂં ને? તે અમારી દીકરી એવી રસ્તે રઝળતા ને ઠેંસમાં આવતા પાણા જેવી નથી. આજે તમને એ ગમે તેવી ભારરૂપ જણાતી હોય પણ અમને એ જરાયે ભારરૂપ નથી. ના, ના, હું એને અહીં રાખી જવાની નથી! આ અનાદર, અપમાન, તિરસ્કાર, ને તમારા ઠુંબા ખમવા ને તેમાં વળી તમારા આ વનવગડાના કુબામાં અમે એને રાખી જઇ શકીએ તેમ નથી!'

ધીર દૃઢ અવાજે કિરણે જવાબ આપ્યો-'પણ હું જો એને ન જવા દઉં તો તમારી તાકાત નથી કે તમે એને લઇ જઇ શકો!'

'શું! શું!? શું બોલ્યા?!! એને ન લઇ જઇ શકીએ? છેતરપીંડી કરીને પરણી ગયા એટલે ખરેખર તમે શું એમ ધારો

છો કે એ તમારી વેચાતી લીધેલ ગોલી થઇ ગઇ? તમારી જ્યાં મરજી પડે ત્યાં તેને રાખી શકો ને મરજીમાં આવે તેમ દડાની જેમ એને અહીંથી તહીં ઉછાળ્યા કરો? ને અમે એના મા-બાપ થઇ અક્ષર સરખો પણ ન બોલી શકીએ? તમારા હુકમ સિવાય એની આ બેડી છોડી નાંખી આ જેલખાનામાંથી છોડાવી એને ન લઇ જઇ શકીએ?' નીલાંબર બાબુ તરફ ફરીને વળી તિલોત્તમા બોલી-'આ બધું તમે સાંભળ્યું? આમ ઘુવડ પંખીની પેઠે ચૂપચાપ બેઠા છો શું? તમે શું વિચાર કરો છો હવે? તમારામાં કાંઇ માણસાઇ છે કે નહીં? ખોળીયામાં પ્રાણ છે કે નહીં? ઉઠો! ઉઠો!! ચાલો હમણાં ને હમણાં! ચાલો હમણાંજ આપણે દીકરીને સાથે લઇને ચાલ્યા જઇએ. જોઉં તો ખરી કે એ આપણને કેમ રોકી શકે છે? ચાલ વરૂણ ઉઠ, ઉઠ, જોઉં! કહી ક્રોધાવેશમાં હુશ હુશ કરતી વરૂણાનો હાથ પકડી તિલોત્તમા તેને ઘરની બહાર ખેંચી ગઇ, નીલાંબર બાબુએ દોડી જઇને અત્યંત દુર્બળ શરીરવાળી અરધી મૂર્છિત વરૂણાને બે હાથવડે પકડી લઇ પોતાના શરીરનો ટેકો આપી તેને લથડીને પડી જતી બચાવી. કિરણ બહાર આવી કઠોર અવાજે બોલ્યો-'તમે આ શું કરી રહ્યાં છો? ગાંડાં થયાં છો કે શું? આવી માંદી ને નબળી વરૂણાને તમે આમ ખેંચતાણ કરી મારી નજર સામે અહીંથી નહીં લઇ જઇ શકો!

'નહીં લઇ જઇ શકું? તમે કોણ મને રોકનારા ને કહેનારા? મારી દીકરીને આ અપમાન કરનારા આ ઘરમાંથી હું જરૂર પાછી લઇ જઇશ. તમે કોણ ના કહેવાવાળા? કયા અધિકારને જોરે તમે ના કહો છો?'

પોતે કોણ છે અને પોતાનો શો અધિકાર છે એ પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર ન આપતાં કિરણ બોલ્યો-'તમે એટલાં અધીરાં શા માટે થાઓ છો? હમણાં તો ઘરમાં પાછાં આવો, જરા બેસો, એના શરીરને, મનને જરા શાંતિ મળવા દો પછી એ એની પોતાની મરજીથી તમારી સાથે આવવા માંગે તો ભલે તેડી જજો. એની તમારી સાથે પાછાં આવવાની ઇચ્છા હશે તો હું એને પરાણે રોકી રાખીશ નહીં.''

'ના, એ કાંઇ બનવાનું નથી! હવે અહીં એક મિનીટ પણ અમારે રહેવું નથી! તમારાં આ પાપી ઘરમાં મારી આ સોનાની દીકરીને લઇને હવે હું પાછી આવવાની નથી! વરૂણાની પોતાની મરજી? એને વળી મરજી ના-મરજી જેવું એની આ હાલતમાં હોઇ શકે ખરૂં? એનું મગજ કાંઇ ઠેકાણે છે ખરૂં? એને આ કેવો ભયંકર દગો દઇ તમે આજ એની આવી હાલત કરી મૂકી છે, એનો તમને જરાયે ખ્યાલ નથી આવતો? ના, હવે એ કાંઇ બનવાનું નથી. એક મિનીટ પણ હવે અમારે અહીં થોભવું નથી!'

પછી નીલાંબર બાબુ તરફ ફરીને તિલોત્તમા બોલી—'તમે કાંઇ સાંભળો છો કે નહીં? વરૂણાને તમે તેડી લીઓ. તે ચાલી શકે તેમ નથી. તમે ભાયડાની જાત. શરીરમાં એટલુંયે જોર નથી શું?'

વરૂણા અત્યંત અશક્ત થઇ ગઇ હતી. એનું શરીર લથડીમાં ખાતું હતું. સ્ત્રીનો આવો પ્રચંડ હુકમ સાંભળી આખરે લાચારીએ નીલાંબર બાબુ ઉઠીને ઉભા થયા ને જેમ તેમ કરી વરૂણાને પોતાના બન્ને હાથમાં ઉંચકી લીધી.

તિલોત્તમાએ એકવાર આમ તેમ ચોતરફ નજર ફેરવી. સતીશ નજીકમાં જ ઉભો હતો. તેને સંબોધીને તે બોલી—'અરે અલ્યા! એ કોણ છો તું? જરા આમ આવને ભાઇ? એ એકલા વરૂણાને ઉંચકી નહીં શકે, જરા મદદ કર ને ભાઇ! બે જણા બે હથેલી મેળવી એને ઉંચકીને કે એના હાથ ખભે રખાવી ધીમે ધીમે ટેકો આપી થોડીવાર ઉંચકી અને થોડીવાર ચલાવીને લઇ ચાલોને!'

સતીશે આવી વરૂણાનો એક હાથ પોતાના ખભા ઉપર મૂકી એના શરીરને ટેકો આપ્યો, ને બેય જણ હથેલી મેળવી તેના પર વરૂણાને બેસાડી નદી તરફ ચાલવા લાગ્યા. લાચારીથી કિરણ પણ પાછળ પાછળ ચાલ્યો. બધાંય આવીને લોંચમાં ચડયાં, ને વરૂણાને સાવધાનીથી બાંકડા પર સુવાડી દીધી. વરૂણા બેભાન હાલતમાં જ પડી રહી.

કિરણ બોલ્યો–'ત્યારે ખરેખર જ શું એને આવી હાલતમાં તમે અહીંથી લઇ જશો ?'

'હા, જરૂર !'

હું જાણતો નથી કે વરૂણા શુદ્ધિમાં છે કે નહીં. પણ આટલું' યાદ રાખજો કે, 'એ જ્યારે શુદ્ધિમાં આવશે–ને જ્યારે જાણશે કે તમે એને પાછી લઇ ચાલ્યા છો–ત્યારે એ જરા પણ ખુશી નહીં થાય.

'જરૂર ખુશી થશે ! ઉલટી એ તો છુટકારાનો દમ ખેંચશે કે, આ નરકમાંથી અમે એને આમ છોડવી લઇ જઇએ છીએ.'

'હજુયે જરાવાર થોભો. એને જરા શુદ્ધિ આવવા દો. હું એની સાથે થોડી વાતચીત પણ કરૂં.'

'ના, એવી કાંઇ જરૂર નથી. અમે હમણાં જ આ–ઘડીયે જ જવા માંગીએ છીએ ! જો કાંઇ મદદ કરવાની ઇચ્છા હોય તો અમને અહીંથી તુરત રવાના થવાનો બંદોબસ્ત કરી આપો. નહીં તો હું તમને સોગનપૂર્વક કહું છું કે, વરૂણાને સાથે લઇ હું આ નદીમાં કૂદી પડીશ.'

નિરૂપાય ! લાચારીથી કિરણે વિમલ અને સુપ્રકાશને બોલાવી મંગાવ્યા. રસ્તામાં બધાંયને જરૂર પડે એટલું ખાવાપીવાનું સાથે આપી એમને સર્વેને રવાના કર્યાં.

તેજ દિવસે બપોરે જમીને સતીશની સાથે સૌદામિની અને સુરબાલા પણ દેશમાં પાછા જવા રવાના થયાં. કિરણે એમને રોક્યાં નહીં કે સુરબાલાને એકાંતમાં બોલાવીને કાંઇ વાત પણ કરી નહીં.

---

# પ્રકરણ ૩૨ મું

## પ્રતિ-ગમન

કલકત્તામાં નીલાંબર બાબુનું પૈતૃક ઘર હતું. એમના પિતા પણ ઉચ્ચ પદસ્થ રાજકર્મચારી હતા અને તેઓએ જ્યારથી કલકત્તામાં ઘર ખોરડાં કરી ત્યાંજ કાયમનો વસવાટ કર્યો ત્યારથી બાપદાદાનાં ગામડામાંનાં મૂળ વસવાટનાં ઘર, ગ્રામ્ય સમાજ, અને સગાં વહાલાં વિગેરે કોઇની સાથે એમનો કશોયે સંબંધ રહ્યો નહોતો. એ તરફની સાંકળની કડી તુટી ગઇ હતી. આવી પરિસ્થિતિમાં બીજાં કુટુંબોની જે ગતિ થાય છે તેવી જ આ કુટુંબની પણ એક સ્વતંત્ર ઇંગ-બંગ અથવા નહીં ઇંગ કે નહીં બંગ—નહીં ઘરના નહીં ઘાટના જેવી ગતિ થઇ હતી. દેશની માટીમાં જેમનાં મૂળીયાં હોય, દેશના પ્રાણ સાથે જેમના પ્રાણનો યોગ હોય, એમાંનું કશુંયે એમની પાસે રહ્યું નહોતું. નીલાંબર બાબુ ભારત સરકારની કચેરીમાં એક મોટા હોદ્દા-ધારી કર્મચારી હતા. કયારેક દિલ્હી ને કયારેક સિમલા રહેતા—ને રજા અથવા તહેવારોની છુટ્ટીઓમાં વચ્ચે વચ્ચે કલકત્તે પણ આંટો મારી જતા—એમને નોકરી પરથી નિવૃત્ત થવાનો સમય નજીક આવી પહોંચ્યો હતો. એમની એવી ઇચ્છા હતી કે નોકરીપરથી નિવૃત્ત થઇ કલકત્તાના રહેણાક ઘરમાં જ કાયમી વસવાટ કરવો. નાની ઉંમરમાં માતાપિતાને મોઢે સાંભળ્યું હતું કે આ એમનું પ્રથમ પૈતૃક રહેણાક ઘર હતું પણ પૈતૃક રહેણાક ઘર કહેતાં સાધારણ બંગાલી સમાજ—એનો જે અર્થ કરે ને સમજે—પોતાના સામાજિક જીવનની જે ખાસ જવાબદારી ને કર્તવ્યો—તેનો આ પૈતૃક ઘર નામના શબ્દ સાથે ખુબ નિકટનો અવિચ્છિન્ન સંબંધ રહ્યો છે એમ માને ને સમજે એવું કશું નીલાંબર બાબુ સમજતા હતા કે નહીં તે અમે જાણતા નથી.

કલકત્તાનાં આ એમના રહેણાક ઘરમાં એમનો જ્યેષ્ઠ પુત્ર ભૂપેન્દ્ર સહકુટુંબ રહેતો હતો. પોલીસ વિભાગમાં કોઇ ઉચ્ચ હોદ્દો તે ધરાવતો હતો. આઇ.સી.એસ.ની પરીક્ષા આપવા પિતાએ એને વિલાયત મોકલ્યો

હતો. પરીક્ષામાં નિષ્ફળ જતાં છેવટે તેણે બારીસ્ટરીનો અભ્યાસ શરૂ કરી દીધો કે જેમ બીજા ઘણાયે કરે છે. દેશમાં પાછા આવ્યા પછી જ્યારે તેને સમજાયું કે વેપાર-રોજગારમાં તે કાંઇ ખાસ ઉકાળી શકે તેમ નથી ત્યારે ઘણી લાગવગ ને સિફારસ લગાડી નીલાંબર બાબુએ તેને આ નોકરીએ લગાડી દીધો હતો. હાલમાં તે 'ગુપ્તચર' પોલીસ ખાતાંનો એક ઉચ્ચ હોદ્દાનો કર્મચારી હતો.

યથા સમયે નીલાંબર બાબુ અને તિલોત્તમા વરૂણાને લઇ કલકત્તે પહોંચ્યાં. આખીયે વાટ વરૂણાએ આંખો ઉઘાડી જોયું નહોતું. એક શબ્દ પણ તે મોઢેથી બોલી શકી નહોતી. વચ્ચે વચ્ચે બે-એક ચમચા પાણી સિવાય એના મોંમાં પણ કાંઇ આપવામાં આવ્યું નહોતું; મૂર્છિત થઇ ગઇ હોય તેમ એની એજ હાલતમાં બેભાન-જડવત્ પડી રહી હતી. લૉંચમાંથી રેલ ગાડીમાં ને કલકત્તે રેલ ગાડી પહોંચ્યા પછી રેલ ગાડીમાંથી ટેકસીમાં એને ઉંચકીનેજ સુવાડવામાં આવી હતી. કલકત્તે ઘેર આવ્યા પછી એને નવડાવી થોડું દુધ પાવામાં આવ્યું. ત્યારે એની તબીયત કાંઇક સુધરતી જણાઇ ને ભાન પણ દેખીતી રીતે આવ્યું.

આંખો ખોલી વરૂણાએ એકવાર જોયું, ચોતરફ નજર ફેરવી તે બોલી-'આ મને કયાં લઇ આવ્યા તમે? કયાં-આ-તો-આ-તો-'

તિલોત્તમા બોલી-'આ આપણું કલકત્તાનું ઘર છે-'

'કલકત્તાનું ઘર? ક-લ-કત્તાનું ઘર! હા, ખરેખર-આ ઉભાં ભાભી, ભાભી!'

ઉપેન્દ્રની સ્ત્રી સુષમા પાસે આવીને ઉભી. વરૂણાએ તેનો હાથ પોતાના હાથમાં લઇ પોતાના કપાળ ઉપર મૂકયો. સુષમા ચમકી ઉઠી.

'અરરરર માડી! આ તો તાવની ભઠ્ઠી બળે છે ને! કપાળ તો જાણે ધીખતી આગ!' કહી માથાપર-છાતીપર-તે હાથ મૂકીને જોવા લાગી.

'તાવ આવ્યો છે!' તિલોત્તમાએ પણ શરીર પર હાથ લગાડી કહ્યું-'હા, ભારે તાવ આવ્યો છે. આ શરીરમાં એક તો હાડકાં ને ચામડાંજ રહ્યાં છે. તેમાં વળી આવો ભારે તાવ આવ્યો-'

સુષમા બોલી-'હા, એક તો એમનું નબળું શરીર તેમાં રસ્તાનો થાક લાગ્યો ને આખા દિવસ ખાવાનું ન મળ્યું, આ સાંઝ ટાણે એમને ઠંડે પાણીએ નવડાવ્યાં એ ઠીક ન કર્યું સાસુજી!'

વરૂણા બોલી-'ન્હાતી વખતે ઠંડી લાગતી હતી, તે પછી તરતજ તાવ ચડયો. મને શરીર ઉપર સારી રીતે ઓઢવાનાં ઓઢાડોને ભાભી? બહુ ટાઢ વાય છે-'

સુષમા લાગલીજ બીજા ઓરડામાં દોડી જઇ ત્યાંથી ગરમ ધાબળો ગોદડાં વગેરે લઇ આવી ને વરૂણાના શરીરપર ઓઢાડી દીધાં. એક નોકરે એક 'ટ્રે'માં થોડું ખાવાનું અને ચા લઇ આવી બાજુમાં પડેલા એક નાનાં ટેબલ પર રાખ્યાં.

સુષમાએ નોકરને પૂછ્યું-'સસરાજી ક્યાં ગયા?'

'જી, હમણાંજ નાહીને નીચે દિવાનખાનામાં ગયા, હું એમને ચા અને નાસ્તો હમણાંજ આપી આવ્યો.'

'રસોઇ પાણીનો સામાન બધો તૈયાર કર્યો?'

'જી, હા, સગડી પેટાવી દીધી છે, ને રસોયાને સામાન કાઢી આપ્યો છે.'

તિલોત્તમા બોલી-'અત્યારે રસોઇની ખટપટ કરવાની શી જરૂર છે, વહુ? આ દિવસ તો નમવા આવ્યો. હવે સાંજેજ રસોઇ ચડાવવાનું કહોને. હવે તો રાતેજ જમશું. હાલ તુરત આ નાસ્તોજ બસ છે. હા. પણ એમને જો હમણાં ભાત દાળ જમવાં હોય તો-'

સુષમા નોકર તરફ ફરીને બોલી-'ત્યારે જા સસરાજીને પૂછ, એમને હાલ ભાત દાળ જમવાં હોય તો ભટને રસોઇ ચડાવી દેવાનું કહે, નહીં તો મોડી ચડાવે.'

નોકર ચાલ્યો ગયો. ચીવડો ખાતાં ખાતાં ચાનો એક ઘુંટડો ભરી તિલોત્તમાએ પુત્રી તરફ જોયું ને પોતાનો ડાબો હાથ એના કપાળ ઉપર મૂકીને કહ્યું–'હા–તાવ તો બહુ જોરનોજ ચડ્યો છે.–વરુણ!'

'ઉં-ઉં–!'

'બહુ પીડા થાય છે ખરૂં?'

'ના.'

'ત્યારે માથું ચડયું નહીં હોય ખરૂં?'

'હું–ચડયું છે! રોજ ચડે છે, ને ઘણું કરીને ઝીણો તાવ પણ રોજ આવી જાય છે–'

'તાવ ચડે છે! રોજ ઝીણો તાવ ચડે છે? ને માથું પણ ચડે છે? ક્યારે? સાંઝ ટાણે?'

'હા,'

ચિંતા ભરેલી શંકિત નજરે જોતી તિલોત્તમા બોલી. 'સત્યા-નાશની પાટી! ને એમ રોજ તાવ ને માથું ચડે છે છતાં અમને તો આજ દિવસ સુધી કાંઇ કહ્યું પણ નહીં? ડાકટરને દેખાડી કાંઇ ચાંપતા ઉપાય તુરત લઇ શકાત ને!' કહી ચાના બે ચાર ઘુંટડા ભર્યા.

વરુણા ધીમે સાદે બોલી–'કાલે તો તબીયત ઘણી સારી લાગતી હતી, કેવડી મોટી દરીયા જેવડી નદી–ને તેની મધુરી હવા–માથું પણ ચડયું નહોતું, તાવ પણ નહોતો જણાયો—'

સુષમા–'સાસુજી! આવતી કાલે જ કોઇ મોટા સારા ડાકટરને દેખાડો ને.'

'હા, એમ જ કરવું પડશે.' કહી તિલોત્તમાએ વળી ચાનો એક ઘુંટડો ભર્યો.

સુષમા–'આ ચીવરો તો એમનો એમ પડી રહ્યો છે, સાસુજી.'

'કાંઇ યે ગમતું નથી, વહુ દીકરા! એના કરતાં એક બીજો પ્યાલો ચા મંગાવ ને.'

વરુણા તું જરા ચા પીશને દીકરી?'

૧૮

'ના, ના, મારે ચા પીવી નથી. મને થોડું પાણી આપો. મારૂં ગળું સૂકાઇ જાય છે—'

નોકરને બોલાવી એક પ્યાલો પાણીનો મંગાવી સુષમાએ વરૂણાના મોં પાસે ધર્યો. થોડાક ઘુંટડા પી વરૂણાએ મોં ફેરવી લીધું. જરા વાર વિસામો ખાઇ વળી ને બોલી–'કાલ તો બહુ જ સારૂં લાગતું હતું–નદીની ખાસી હવા–બહુ સારૂં લાગતું હતું, માથું યે નહોતું ચડયું–તાવ પણ—'

'હું'

'મને ત્યાંથી અહીં પાછી કેમ લઇ આવી માડી?'

'કેમ લઇ આવી? તું શું ત્યાં રહી શકત ખરી?'

'ન રહી શકત? જરૂર રહી શકત વળી. કેમ નહીં? ત્યાં રહેવું છે એમ મનમાં નક્કી કરીને તો ત્યાં ગયેલી...'

'હમણાં એ બધી વાત જવા દે દીકરી! નકામી લમણા ઝીકથી શો ફાયદો? તાવથી તો આ આખું શરીર ધખી રહ્યું છે–માથું પણ ચડયું છે...'

બોલતાં બોલતાં પ્યાલામાં બાકી રહેલી ચા તિલોત્તમા ગટ-ગટાવી ગઇ. નોકર એક બીજો પ્યાલો લાવીને ટેબલ પર મૂકી ગયો.

વરૂણા બોલી-'બા, મને શા માટે અહીં લઇ આવી? મારી તો આવવાની મરજી નહોતી. કયારે તું મને પાછી લઇ ચાલી? ત્યાં ઘરમાં આપણે ગયાં ને...?'

તિલોત્તમા સમજી ગઇ કે બધો બનાવ વરૂણાને બરાબર યાદ આવતો નથી. તેથી મૂળ વાત હાલ તુરતને માટે દાબી દેવાની મત-લબથી તે બોલી-'ઘર! ભારી ઘર! આ બે કોળી–વાઘરીના કુબા, ને માટીની કાચી ભીંત...એ તે વળી ઘર કહેવાતાં હશે?'

'ભલે હતા કોળી વાઘરીના કુબા–ને માટીની કાચી ભીંત. એ પોતે પણ એમાં રહે છે ને......'

'એ રહે છે ખરા—તેએ રહી શકે. એ પોતે ગામડા ગામમાં જ જન્મી ત્યાં ઉછરીને મોટા થયા છે ખરા કેની?'

'હૂં—હવે યાદ આવે છે, યાદ આવે છે—દેશમાંથી એ લોકો આવ્યાં હતાં—એમની મા—ને—ને......'

વરૂણાની આંખો આંસુથી છલોછલ ભરાઇ ગઇ ને ઝીણી બે આંસુડાની ધારો ગાલ ઉપર ઉતરી ટપટપ ઓઢેલી ધાબળી ઉપર પડવા લાગી. પોતાના પાલવ વડે તે લૂછતી લૂછતી તિલોત્તમા બોલી-'છાની રહે, છાની રહે દીકરી! એ બધી વાતો જવા દે હમણાં......'

'હૂં—એમની સાથે તારે ખૂબ બોલા ચાલી થતી હતી, તું ખૂબ ચીડાઇ ગઇ હતી, ને કુહાડાની ધાર જેવાં વચનો બોલતી હતી.'

'ને કુહાડાની ધાર જેવાં વચનો એ લોકો પણ કયાં ઓછાં બોલતા હતા?' જરા ભ્રુકુટી ચડાવી ઉપર પ્રમાણે બોલી તિલોત્તમાએ ચાનો બીજો પ્યાલો ઉપાડી મોએ માંડી બે ત્રણ ઘુંટડા ભર્યાં.

વરૂણા બોલી—'તે કડવાં વેણ કહીએ તો સામાં સાંભળવાં પણ પડે જ તો? ને એમનો સ્વભાવ તું કયાં નથી જાણતી? પણ વારૂ તું મને ત્યાંથી અહીં લઇ આવી શા માટે? કયારે તું મને ત્યાંથી લઇ આવી? હૂં—હા હવે યાદ આવે છે મને મૂર્છા આવી ગઇ હતી ત્યારે તું મને જોરથી પકડી ધક્કા મારીને બહાર ખેંચી લાવી......'

વરૂણા બોલતી બોલતી અટકી ગઇ, તિલોત્તમાએ પણ કાંઇ બોલ્યા ચાલ્યા વગર ચાના થોડાક ઘુંટડા ભર્યાં. સુષમાએ બીજી તરફ મોંઢું ફેરવી આંખમાંનાં આંસુ લૂછયાં.

'હું બરાબર ભાનમાં નહોતી તેથી મને કાંઇ બરાબર સમજાયું નહીં. મારૂં ચિત્ત ઠેકાણે નહોતું. નહીં તો—નહીં તો હું તારી સાથે ચાલી આવત નહીં......'

તિલોત્તમા બોલી—'તું ત્યાં કેમ રહી શકત દીકરી? તારી સોક ને સાસુ એ ઘરમાંજ રહે છે—એ એકજ ઘરમાં......'

'એ લોકો તો રહેવાનાં નહોતાં. એ લોકો તો પાછાં જવાનાંજ હતાં. પણ આવ્યાં હતાં એટલે કદાચ બે દિવસ વધારે... ...'

'તારા વરે જુદીજ મતલબથી એને તેડાવેલાં હતાં!'

'ના, ના, માડી! કોઇ ખાસ મતલબથી એમણે તેડાવ્યાં નહોતાં! એમણે તો બધી વાત સાફ સાફ કહી દીધી...કે એ પોતાની મેળેજ આવેલાં હતાં. એમણે એમને બોલાવ્યાં નહોતાં. એમનામાં બીજા ગમે તે દોષો હશે પણ જુઠ્ઠું બોલીને એમણે મને કોઇ વખત છેતરી નથી.'

'હા, માની લીધું કે તે બહુ ભલા માણસ છે. એ પણ ભલા, એમની મા પણ ભલી, બધાંય ભલાંજ તો! ભૂંડાં છીએ ફક્ત આપણે! તે વારૂ તું હવે જરા વાર જંપીને બેસ ને, દીકરી! આ આંખો-માંથી દડ દડ આંસુ ખેરવાં માંડયાં એનાથી માથું વધુ ચડશે ને સાથે સાથે તાવ પણ વધતો જશે. ઘણું થયું-ઘણું થયું, હવે જરા ટાઢી પડ આમ આંસુ ખેરમાં. હવે એ બધું યાદ કરવાથી શો ફાયદો છે? જે બનવાનું હતું તે તો બની ગયું-'

'બની ગયું-? શા માટે બની ગયું? શા માટે તું મને ધક્કા મારી ખેંચીને જબરદસ્તીથી આમ ઢરડી લાવી? એમણે પણ આવીને-હા-હવે મને યાદ આવે છે-આમ તું મને પાછી લઇ જાય છે તે ઠીક નથી કરતી એમ કહી તને ઘણીયે વારી છતાં તું મને શા માટે પાછી લઇ આવી?'

તિલોત્તમાએ કાંઇ પણ જવાબ આપ્યા વગર પ્યાલામાંની ચા પૂરી કરી-કાંઇ પણ બોલી નહીં.

'એમની વાત મારા કાનના પડદાને અથડાઇ, પણ મારા મગ-જમાં તે ઉતરી નહીં. આંખો ખોલીને એક વાર સરખી રીતે જોઇ પણ શકી નહીં. મોંમાંથી એક વચન સરખુંયે ન નીકળી શક્યું......'

વરૂણા ડુસકે ડુસકે રડી પડી.

'આ:! આ વ્યાધિ મારે કોને કહેવી! હું કહું છું કે હવે આમ રડવાથી શો દહાડો વળવાનો છે? વહુ, બચ્ચા! બે બીડાં પાનનાં મંગાવી આપોને!' કહી તિલોત્તમાએ કેડે ખોસેલ જરદાનો બટવો બહાર કાઢયો. સુષમાએ ઉઠી ઉભી થઇ બારણા પાસે જઇ ચાકરડીને

બોલાવી. પાનનાં બીડાં તૈયારજ હતાં; ચાકરડી આવીને ટેબલ ઉપર પાનનો ડાબલો ને એક થુંકદાની ટેબલ પાસે નીચે રાખી ગઇ.

બે ત્રણ પાનના બીડાંનો ડુચો ને સાથે સાથે થોડોક જરદો મોંમાં મૂકી તિલોત્તમાએ ચર્વણ શરૂ કર્યું.

જરાવાર વિસામો ખાઇ વરૂણા બોલી—'હવે પાછું ત્યાં જઇ શકાય નહીં શું માડી?'

'પાછું જવું છે? હવે શું મોઢું લઇને તું જઇશ? તને આવું હડહડતું અપમાન કરીને તો કાઢી મેલી, તોય—'

'કાઢી તો મેલી નથી એમણે—તમેજ મને પરાણે ખેંચી ઢરડીને અહીં લઇ આવ્યાં. ના, હું પાછી જઇશ, ફરીથી પાછી જઇશ, હું અહીં રહી શકીશ નહીં!'

થુંકદાનીમાં એક પિચકારી થુંકની નાંખી તિલોત્તમા બોલી—'ગાંડી થઇ છો શું વરૂણ? હવે તું ત્યાં જઇને શું કરીશ? તું તો તારે હાથેજ રસ્તો સાફ કરીને આવી છો—જુની વહુ હવે ત્યાં થાણું જમાવીને બેસી ગઇ છે........'

'ના, એ થાણું જમાવીને બેઠી નથી, તે—તે પણ ચાલી ગઇ હશે. મારે આ પ્રમાણે ચાલ્યું આવવું પડયું—એટલે—ના, એ ત્યાં જરૂર નહીં રહી હોય,—રહી શકેજ નહીં. જરૂર ચાલી ગઇ હશે. ને—ને—એકદમ હતાશ-ઉદાસ બની એકલા એ જ ફકત એ કુબામાં પડયા રહ્યા હશે—'

'હા—બેસ બેસ હવે, એ એકલાજ એ કુબામાં પડયા રહ્યા હશે! 'ભારી ખબર છે ને તને? તું ચાલી આવી તે એમને મન તો પાપ ગયું. અને એ જુની વહુ! હજુ તો સવારના આપણે રવાના થઇ આ તરફ આવ્યાં ન આવ્યાં—એટલામાં એ ચાલી પણ ગઇ હશે? એ તો બધા ઢોંગ ને ફિતુર. દીકરી! એ ઢોંગ ને ફીતુર! ને વળી તારી સાસુ, એ કેવી ચાલાક બાયડી છે ખબર છે?—જેટલી બહાર નથી તેટલી ભોંયમાં છે.—એકલા રહેવાનો આવો લાગ મળ્યો છે તે છોડીને વહુને તેડીને એ

ચાલી જાય? અરે રામ-રામ કરને તું.-કોઇ કાળે પણ એ ન બને! એ કમજાત બાયડી! શું એની વાત કરવાની છટા ને શું એનો છણકો!! ને બોલે બોલે એની વાતમાં કેટલો મરમ-! જાણે કોઇ મોટા શહેરના હુશીયાર વકીલની-બાલીસ્ટરની બાયડી! કોણ કહે એને જુનાં જમાનાની ગામડાની ભોળી બાયડી?'

'મેં સાંભળ્યું છે કે મારા સસરાજી શહેરમાંજ વકીલાત કરતા હતા. તે તું નકામી ચીડાઇને ગાળો શા માટે ભાંડે છે? મારાં સાસુજી એવાં શું ખરાબ હતાં? મને તો લાગે છે કે થોડું ઘણું ભણ્યાં પણ હશે, ને એમનામાં અક્કલ પણ છે.'

'એ અક્કલને જોરે તો આવો લાગ મળ્યો છે તે જતો કરીને ચાલી નહીં જાય, હવે સમજી? તારી જગ્યાએ પેલી વહુને બેસાડીને પછી જ એ નિરાંતે બેસશે, ને આ તરફ દીકરાનું મન તો ઢળેલું છેજ. હું બોલીશ તો તને દુઃખ થશે દીકરી-પણ તે તને છોડી દઇ-તારી તરફ બેપરવા બની પેલી સાથે ઘર માંડવા માગે છે એ હજુયે તું સમજી શકતી નથી?'

'ના! હું જાણું છું માડી! બધુંય જાણું છું! બધુંય સમજી શકું છું. એમનું મન મારા ઉપરથી ઉતરીને એના ઉપર ખેંચાયું છે ખરૂં, ને તેથીજ તો હું એ અદેખાઇની આગમાં તલ તલ કરીને બળી રહી છું! પણ હું શું કરૂં? હું એમના વગર રહી શકું તેમ નથી માડી! ને એ પણ-એ વાત હું ચોક્કસ જાણું છું-કે જો હું ત્યાં રહી હોત-હજુ પણ જો પાછી જઇને ત્યાં એમની પાસે રહું, તો એ મને કોઇ કાળે તજી કે તરછોડી શકશે નહીં. ને એ મારી સોક પણ-ના, હજુ તે એમને છોડીને નહીં ચાલી ગઇ હોય તો હવે ચાલી જશેજ. તે મારી જગ્યા ઉપર કોઇ કાળે પણ થાણું જમાવી બેસવા રાજી નહીં થાય, ને સાસુજી પણ એને ત્યાં રાખી શકશે નહીં.'

'કરમ ભમરાળી! ઓય તારૂં નસીબ!' તિલોત્તમા, પોતાના કપાળ ઉપર હાથની હથેળી પટકતી બોલી-'ઓય તારૂં નસીબ! તે

એ જગ્યા તો તું રાજીખુશીથી છોડીને આવી ને? હવે તારી એ જગ્યા ઉપર તે શા માટે પોતાનું થાણું ન જમાવે?'

'ના! નહીં જમાવે. એણે બધુંય નીરખીને જોયું છે. તમે જે રીતે મને મરડી ઢરડીને અહીં ખેંચી લાવ્યા-તે એણે એની સગી આંખોથી જોયું છે. તે સમજી શકી છે કે હું રાજીપાથી ચાલી આવી નથી-ને આવત પણ નહીં.'

તિલોત્તમા કાંઇક જવાબ આપવા જતી હતી, પણ સુષમાએ એને તેમ કરતી રોકી અને કહ્યું:-'તમે હવે ચૂપ રહોને સાસુજી! શા માટે લમણાઝીક કરો છો, એક તો એનું આવું નબળું શરીર છે-ને આગની ભઠ્ઠી જેવો તાવ ધખી રહ્યો છે, તેમાં આવી વાતો કરવાનું આ કાંઇ ટાણું કહેવાય? વરૂણા બહેન! તમે પણ હવે મુંગાં રહોને. જરા મનને ટાઢું પાડી શ્વાસ હેઠો પાડો જોઉં. આવું નબળું શરીર-ને-'...'

'કહો-કહો ત્યારે ભાભી કે તમે મને પાછી મોકલી આપશો?'

'તે તમારી તબીયત તો જરા સુધરવા દીઓ પહેલાં. હમણાં ને હમણાં આવાં નબળાં શરીરે આવડી મોટી મુસાફરી વળી પાછી કાંઇ થઇ શકે?'

'તો-તો-પિતાજીને કહો ભાભી, કે એક પત્ર આજેજ એમને લખી નાંખે. એક વાર-એ પોતે અહીં આવી જાય. એ જરૂર આવશે, એમને હું મારી આ આંખો વડે જોઇશ એટલે સારી થઇ જઇશ. પછી એ એમની સાથેજ ભલે મને તેડી જાય. હા-ચાલો હું પણ ચાર લીટી લખી દઉં, લાવો જોઉં ખડીયો, કલમ ને કાગળ—'

કહી વરૂણા પથારીમાં ઉઠીને બેઠી થવા ગઇ; પણ તરતજ તેને ચક્કર આવી ગયાં ને તે મૂર્છા ખાઇ પાછી પથારીમાં ઢળી પડી.

બન્ને જણીઓ હાંફળી ફાંફળી બની એના માથા પર પાણી છાંટી પંખો કરવા લાગી, વરૂણા આંખો મીંચી જડવત્ પડી રહી. કાંઇ પણ બોલી શકી નહીં, બોલવાની શક્તિ પણ તેનામાં હવે નહોતી.

# પ્રકરણ ૩૩ મું

## નવું ષડ્યંત્ર?

સાંજ પડતાં ભૂપેન્દ્ર ઘેર આવ્યો. બધી વાત સાંભળી લઇ અને વરૂણાની તબીયત જોઇ તે ભારેખમ ચહેરે નીચે ઉતરી દિવાનખાનામાં આવી બેઠો. નીલાંબર બાબુ ત્યાં બેઠા બેઠા કોઇને એકાદ પત્ર લખી રહ્યા હતા. ભૂપેન્દ્રે કહ્યું–

'એને (વરૂણાને) તો તમે એકદમ મરણતોલ કરીનેજ પાછી લઇ આવ્યા છો. આમ જ હતું તો લઇ શા માટે ગયા હતા તેજ મને તો સમજાતું નથી. તમે કોઇ દિવસ કોઇની વાત કાન દઇને સાંભળી નથી, સાંભળતા નથી ને સાંભળવાનાયે નથી.'

'શું કરૂં કહે? મને લાગ્યું કે કિરણને પાછો ફેરવવો સંભવિત હોય તો ફકત વરૂણાજ એને પાછો ફેરવી શકશે, બીજું કોઇ નહીં– કોઇ પણ રીતે નહીં, ને વરૂણા પોતે પણ ખૂબ અધીરી થઇ ગઇ...'

'એજ એનો દોષ છે ને–ધીરજનો છાંટોયે એનામાં નથી, ગમે ત્યારે ગમે તે ખ્યાલ મગજમાં ભરાય એટલે પછી બસ થયું–પછી પૂછવુંજ શું! એકદમ એ ખ્યાલ પાછળ તે ગાંડીતુર બની જાય છે, એને નાનપણથીજ તમે બહુ અણઘટતા લાડ લડાવી તમે ઉછેરી છે ને તેથીજ તે આવી અવિચારી અને તુંડ-મિજાજી બની છે. હવે પોતે પોતાને 'કંટ્રોલ' (control) કોઇ પણ રીતે કરી શકતી નથી, ને બીજા કોઇનો કોઇ પણ જાતનો 'કંટ્રોલ' (અંકુશ) જરા પણ સ્વીકારવા કે માનવા પણ તૈયાર નથી.'

'હા એ તો ખરૂં,–એ તો ખરૂં–પણ વાત એમ છે કે—'

ભૂપેન્દ્ર બોલ્યો:–'આ જે કમનસીબ બનાવો બન્યા તે એના પોતાના તુંડમિજાજી ખ્યાલનુંજ પરિણામ છે. પુરૂષની જાત–પહેલાં એક લગ્ન કરી આવ્યો હતો–ને જુની સાથે ઘરવાસ માંડવાનો વિચાર સરખો પણ નહોતો. લગ્ન કર્યાં હોય કે ન કર્યાં હોય–દશ લગ્ન કાં ન કર્યાં હોય–મૂળ જે જોવાનું હતું તે તો એની 'ફેમીલી'માં વરૂણાનું

'પોઝીશન' (Position) શું છે, એ હતું ને એ જો સંપૂર્ણ જળવાયું હતું તો પછી બીજી વસ્તુઓની માથાફોડમાં ઉતરવાની જરૂર શી હતી ભલા? હા! એવી બાબતો છેડી વાત વાતમાં છીંડાં શોધવા જતાં કોઇ પણ સ્ત્રી પતિ સાથે ઘરવાસ ન ચલાવી શકે, વરૂણાનું માથું જ ઠેકાણે નથી, ને તમે લોકોએ પણ એને કયારેય પણ સારી શિખામણ આપી સુખી થવાનો સાચો રસ્તો બતાવ્યો નથી.'

'શિખામણ તો આપી જ હતી ને—જરૂર આપી હતી દીકરા! તેથી તો તે ગઇ ગુજરી ભૂલી જઇ પાછી પણ કિરણ પાસે આવવા રાજી થઇ હતી ને પણ—પણ—બાબત એમ છે કે એ (કિરણ) મહિને મહિને ઘણી વધુ પડતી રકમ દેશમાં એની મા અને જુની સ્ત્રીને મોકલવાની હઠ લઇને બેઠો—'

'—ને તમારી આ ડાહી દીકરીએ સામી હઠ પકડીને મહિને મહિને બરાબર એટલી જ રકમનાં બીલો નિયમિત રીતે કિરણને મોકલવા માંડયાં એ પણ સાથે સાથે કહી નાંખો ને!'

'હા—એ જરૂર વરૂણાનું છોકરવાદીપણું હતું.'

'ને એવું છોકરવાદીપણું કોણ કેટલો વખત ચલાવી લઇ શકે? કોઇ પણ પુરૂષ જો તે સાચે સાચો પુરૂષ હોય—તો તે આવું વર્તન નજ ચલાવી લઇ શકે, ને તે રૂપીયા મોકલતો હતો. ને એ ખરચી એને મોકલ્યા વગર શું ચાલે તેમ હતું? હું પૂછું છું કે આટલા દિવસ છુપો રહેતો હતો (મા—અને જુની સ્ત્રીની જાણ બહાર) હવે છતો થયો.' મા—એ આવીને એને મુદ્દા માલ સાથે જ્યારે પકડયો—ત્યારે હવે તો એ ખરચી મોકલવાને કાયદેસર બંધાયલો જ હતો. નહીં તો એ લોકો ફરીયાદ કરી દાવો માંડી ન્યાયની અદાલતનો આસરો લઇ પણ ભરણ પોષણની રકમનું હુકમનામું લઇ શકત ને તેથી એક 'પબ્લીક સ્કેન્ડલ' થાત તે વળી વધારામાં,—એથી આપણે જ મોઢે મસ ચોપડાત. ખરચી મોકલવાનું પગલું પ્રથમથી જ ભરી કિરણે આ બધું અટકાવ્યું તે ડહાપણનું જ કામ કર્યું છે. આમ ખરચી મોકલવી ચાલુ કરી એણે એમનું મોઢું બંધ કરી દીધું છે.'

'-પણ તે ધણી વધુ પડતી ખરચી મોકલતો હતો-ને તેથી વરૂણાના ઘરસંસારનો ખર્ચ પુરો થવો મુશ્કેલ થઈ પડતો—'

મોં મરડી એક જાતની વિચિત્ર ભંગી કરતો ભૂપેન્દ્ર બોલ્યોઃ 'ઓ હો હો હો-બહુ જ મુશ્કેલ થઈ પડતો હશે! આ હું મહિને પાંચસો રૂપીયા કમાઉં છું તો શું કલકત્તા જેવા શહેરમાં મારો ઘર-સંસાર ચાલતો નથી? એ બધી વરૂણાની મનતોરી હઠ છે. એણે ધાર્યું હતું કે આમ કરવાથી ધણી કાબુમાં આવશે પણ આ તો 'બકરૂં કાઢતાં ઉંટ પેઠું' ઉલટી પોતે જ ફસાણી. ઠીક થયું! 'જેવી કરણી તેવી પાર ઉતરણી!'

નીલાંબર બાબુ બોલ્યા-' તે ગમે તેમ, પણ એક ભૂલ તો એણે જરૂર કરી છે. દીકરા! ને હવે એ પસ્તાય છે પણ ખરી. દુઃખ પણ પામે છે. હવે ગુસ્સે થઈ-ક્રોધે ભરાઇ એને ગાળો ભાંડી ઠપકો આપવાથી તો કાંઇ વળવાનું નહોતું ને-આપણે એ વાતનો કાંઈ નિવેડો તો લાવવો જ જોઇએને!'

બહુ જ સુંદર નિવેડો કરી લાવ્યા તમે? શરીરની આવી બિમાર હાલતમાં એને પરાણે ખેંચી-ઢરડીને સુંદરવન સુધી ઉપાડી જ ગયા, તો પછી ઝગડો કરી કલેશ કરી કિરણને વધુ ગુસ્સે કરી વરૂણાને પાછી તેડી લાવવાની શી જરૂર હતી?-એનો અપરાધ માત્ર એટલો જ કે,-પેલી જુની વહુ ત્યાં આવી હતી. તે આવી હતી-હાજર હતી. તો એમાં એવડું બધું શું ખારૂં મોળું થઇ જતું હતું? એ જુની વહુની હસ્તી નકારી શકાય તેમ તો નથી જ ને! અને વળી આવો લાગ મળતાં એ આવે જ અથવા આવી શકે એ વાતનો ખ્યાલ તમને આવવો જોઇતો હતો. તમે તો ઝગડો કરીને ચાલ્યા આવ્યા. હવે જો કિરણ એ જુની સ્ત્રી સાથે ઘર-વાસ શરૂ કરી દીએ તો તમે શું કરી શકવાના છો? એ શું કરશે તે હું નથી કહી શકતો પણ એની જગ્યાએ હું હોઉં તો એમ જ કરૂં-ને દેખાડી આપું કે અમે ભાયડાની જાત મોટી કે આ સ્ત્રીઓની! હું એમને દેખાડી આપત કે અમારૂં જ ખાઇ અમારૂં જ પહેરી ઓઢી ને વળી અમારી સાથે ટક્કર લગાવી સમા-

નતાનો દાવો કરી ચાલવામાં કેવી મજા છે! હા—સમાનતા—! સમાનતા—! આ હક્ક ને પેલો હક્ક—! ફક્ત મોઢેથી બોલ્યા એટલે બસ બધું થઈ ગયું? સમાનતાનો દાવો કરતાં પહેલાં અમારા જેટલું પ્રથમ કમાવ તો ખરાં, ને કમાવા જતાં કરવી પડતી લમણાઝીક, માથાફોડ, ને વેઠવી પડતી અસહ્ય હાડમારી એ બધાંનો બોજો પ્રથમ સરખે હિસ્સે ભાગ પાડી ઉપાડો તો ખરાં ને પછી તમારા હક્કનો દાવો કરવા આવો! લોહીનું પાણી કરી અનેક યંત્રણાઓ, મુશ્કેલીઓ અને હાડમારીઓ સહન કરી રૂપીયા ઘરમાં લાવી શેઠાણીઓના નવાબશાહી ખર્ચ ઉપાડીએ,—એમની જેમ મરજી હોય તેમ વાપરે એ બધું આંખો મીંચી અમે સહન કર્યે જઈએ—ને વળી એમને માથા ઉપર ઉપાડી થન થન નચાવીએ ખરૂં ને? બહુ પોલ જોઈ લીધી ખરી ને!'

'તે શું કરીએ ભાઈ, જમાનો એવો આવ્યો છે—'

'જમાનો આપણે સર્જીએ તેવો સર્જાય. અનુચિત લાડ લડાવી તમે બધાએ જ એને માથે ચડાવી મૂકી છે. નહીં તો વળી બાયડીની જાત, મગદૂર શી છે એની કે ભાયડાની સામે આંખ પણ ઉંચી કરી શકે? તાકાત છે એમની એવી? શરીરમાં એટલું બધું બળ છે? મગજમાં એટલું બુદ્ધિબળ છે? અવનિ પરનાં મહાન અખૂટ કાર્યો ને તેની સિદ્ધિ સાધવા જતાં વેઠવી પડતી મુસીબતો, કરવી પડતી માથાફોડ—આમાંનું કેટલુંક એ કરી શકે છે? ગણીગાંઠી બે ચાર જણીઓ કરી શકતી હશે તે પણ દશ પુરૂષોની છૂપી સહાયથી. નહીં તો ફક્ત એમના ઉપર જ બધો ભાર મૂકવામાં આવે તો એક જોસીલા પવનનો ઝપાટો લાગતાં પતંગીયાં જેમ કયાંય ઉડીને વહી જાય તેમ ક્યાંની ક્યાં ઘસડાઈ જાય. ચોક્કસ માનજો!'

'પણ ત્યારે હવે—'

'હવે તમે મને શું કરવાનું કહો છો? પ્રથમથી જ મારૂં કહ્યું તો માન્યું જ નહીં. મારી વાત સાંભળી જ નહીં. મેં તો તમને ત્યારે જ કહ્યું હતું કે—એને લઈને હાલમાં જશો નહીં, જવાથી કાંઈ શુકરવાર વળવાનો નથી. વરૂણા ત્યાં રહી શકવાની જ નહીં ને

ખાસ કરીને એના શરીરની આવી હાલતમાં. તમે કિરણને પાછો પણ નહીં આણી શકો. એના માથામાં એક ભૂત ભરાયું છે-તે કાઢી નાંખી તે એમ જલદી આવશે પણ નહીં, ને ખાસ કરીને આ વરૂણાની ખાતર. હા પોલીસની નજર એ તરફ ખેંચાણી છે ખરી, ને બધી વાતની તપાસ સાવચેતીપૂર્વક થાય છે. બે યુવકો ત્યાં ગયા છે-ને પાંચ પંદર બીજા પણ હજુ જઈ શકે, જે બે યુવકો ત્યાં ગયા છે તેઓ પ્રથમ કલકત્તે હતા તે અરસામાં બેકાર હોવાથી રોજી મળવાની લાલચે (મહાસભાના સ્વયંસેવકો બનીને) પીકેટીંગ-પીકેટીંગ થોડો વખત એમણે કરી છે-એ સિવાય કાંઇ ખાસ નોંધવા લાયક હકીકત એમની વિરૂદ્ધમાં મળતી નથી. પણ હજુ તપાસ ચાલુ છે, ને આગળ ઉપર કદાચ એવું કાંઇ મળી પણ આવે. બીજા પણ કોઇ કોઇ ત્યાં જવાના જ-ને એમનો દરેકનો 'રેકર્ડ' શું નીકળશે તે હાલ કોણ કહી શકે? ને એવા કોઇ રેકર્ડ હાથ લાગે કે ન પણ લાગે. આ આવા બેકાર યુવકોને એકઠા કરી આવી નવી પદ્ધતિની એકાદ 'કોલોની' એવા વન-વગડામાં વસાવવાની એની મુરાદ છે-એજ પોલીસને માટે તો એક સારૂં અને પૂરતું પ્રમાણ છે. કોને ખબર છે કે, કદાચ એમનો આ અડ્ડો વેર-વિખેર થઇ જશે, ને એમ થયું તો એને એ વન-વગડો છોડી બહાર નીકળવું પડશે. ને પ્રથમની પેઠે કોઇ નોકરી કે ધંધાની શોધ તેને કરવી જ પડશે.'

'હા, એ વાત ખરી! પણ તેં મને આવો કાંઇ ખુલાસો કરીને ખુલ્લે ખુલ્લી વાત કરી નહોતી. કરી હોત તો ત્યાં વરૂણાને લઇ જવા કરતાં કદાચ—'

'મેં તમને મોઘમમાં બધુંય કહ્યું હતું. જરા વધુ વિચાર કર્યો હોત તો જરૂર સમજી શકત, ને તમને બધી વાત ખુલ્લે ખુલ્લી અમે કહી પણ ન શકીએ. આજ વાત વાતમાં જરા ગુસ્સાના આવેશમાં તમને આટલું પણ જે મેં કહ્યું છે તે પણ વાજબી નથી કર્યું. તે ગમે તે હો, હવે તમે જ્યાં ત્યાં આ વાત વાવલશોમાં સમજ્યા-ખાસ કરીને ઘરમાં બૈરાંઓ પાસે સમજ્યા?'

'અરે ના રે ના ભાઇ! આવી વાતો જ્યાં ત્યાં કહેતાં ફરાય કાંઇ? હુંયે સરકારી નોકરી કરૂં છું ને, હૂં-ત્યારે તેં કહ્યું તેમ બનવું શું સંભવિત છે, ભુપેન?'

'જરા ચતુરાઇથી ને યુક્તિથી સુકાન ફેરવતાં આવડે તો શા માટે ન બને? પણ હવે એમનો કાર્યક્રમ કેવી રીતે ડેવેલપ (develope) થાય છે તે જાણ્યા સિવાય કાંઇ ચોક્કસ કહી શકાય નહીં.'

'જો ભાઇ કોઇ પ્રયત્ન કર ને ભગવાનની દયા થાય તો સારૂં. નહીં તો મને તો આનો બીજો કોઇ ઉપાયજ જણાતો નથી.'

મનોગત કાંઇક વિચાર કરતો કરતો ભૂપેન્દ્ર બોલ્યો: 'વખત તો જરૂર થોડો લાગશે, હાલ તુરત તો હું પેલા બે છોકરાઓનો વિચાર કરૂં છું કે એમને કોઇ રીતે ત્યાંથી ખસેડી શકાય એમ છે કે નહીં?'

નીલાંબર બાબુ બોલ્યા-'બીજો તો કશો વાંધો નથી ભાઇ! પણ લાંબો સમય વીતે એમ હોય, ને ત્યાં સુધી વરૂણા જો ત્યાં ન જઇ શકે તો પેલી મોટી વહુ ત્યાં કાયમનું થાણું જમાવી બેસશે. ને એમ થયું તો-'

'તો શું થાય? વરૂણાના રીસાવા ફુલાવાથી કાંઇ એ દાળ સીજવાની નથી. એણે કઠણ બનવું પડશે ને પોતાનો અધિકાર ને હક બજાવીને-લડીને વસુલ કરવો પડશે. વારૂ ત્યારે હમણાં તો હું જાઉં છું. કલબમાં એક આંટો મારી આવું.'

ભૂપેન્દ્ર ઉઠીને ઉભો થયો. નીલાંબર બાબુ બોલ્યા-'હા. જો ભાઇ સાંભળ, વરૂણાને એક સારા નામાંકિત ડાકટરને બોલાવીને દેખાડવાની જરૂર છે.'

'તે આવતી કાલે જોયું જશે. હું ઉપર જઇને જોઇ આવ્યો ત્યારે તાવ ઉતરતો જણાતો હતો. શરીર એકદમ લથડી પડયું છે, ને વળી મેં એમ પણ સાંભળ્યું કે ઝીણો ઝીણો તાવ રોજ સાંજના ચડે છે. 'ટયુબર કયુલર એફેકશન (Tubercular affection) ન થઇ ગયું હોય તો સારૂં. થયું હોય તો સત્યાનાશની પાટી! મહા આફતમાં ઉતરવું પડશે એમ લાગે છે.'

આમ બોલતો બોલતો ભૂપેન્દ્ર દિવાનખાનાની બહાર નીકળી ગયો.

---

## પ્રકરણ ૩૪ સું

## મતલબી દુનિયા,–કોણ કોનું ?

બીજે દિવસે એક નામાંકિત ડૉક્ટરે આવીને વરૂણાને તપાસી. તપાસી લીધા પછી નીલાંબર બાબુને અને ઉપેન્દ્રને એક ઓરડામાં એકાંતમાં બોલાવીને તેણે કહ્યું–'તબીયત ઘણા દિવસથી બગડી જણાય છે. તે પછી ગઇ કાલે આવડો મોટો 'નર્વસ શોક' ( nervous Shock ) અનુભવ્યો છે; તે પછી વળી આવડી 'લૉંગ જર્ની' (long journey )' ને અહીં આવીને તરતજ ઠંડા પાણીએ નહાવું,–ગઇ કાલનો તાવ આ કારણથીજ આવ્યો હોય એમ જણાય છે. હમણાં તાવ નથી પણ પાછો આવી શકે છે. જરા નર્વસ બ્રેક ડાઉન ( Nervous Break-down ) થઇ ગયું છે. તાવ પણ ઘણા દિવસ થયા રોજ સાંજ ટાણે ઝીણો ઝીણો ચડી આવે છે. જો કે ડેફીનેટ સીમ્પટમ ( definite Symptom ) હજુ કાંઇ ખાસ જોવામાં નથી આવતું પણ સામાન્ય પરિસ્થિતિ જોતાં લાગે છે કે 'ટયુબર ક્યુલોસીસ'જ છે. 'બ્લડ' 'યુરીન' 'સ્પુટમ' (blood, Urine, Sputum ) એ બધાં બારીકાઇથી તપાસવાં પડશે. હું મારો માણસ મોકલી આપીશ. આવતી કાલ સુધીમાં આપણે આ બધું કામ આટોપી લેશું. 'રીપોર્ટ' જોયા વગર હું આજે કોઇ જાતનો 'ડેફીનેટ ઓપીનીઅન' ( definite opinion ) આપી શકતો નથી. આ દવા લખી આપું છું તે એને આજે આપજો.'

પાસે જ ટેબલ ઉપર કાગળ, કલમ પડેલાં હતાં; ડૉક્ટરે દવાનું વિધાન લખી આપ્યું ને બત્રીસ રૂપીયા ફી લઇને વિદાય થયો.

લોહી, પેસાબ, થુંકની તપાસણી થઇ ગઇ; બીજે દિવસે વળી પાછો ડાક્ટર આવ્યો. લોહી વિગેરેનાં પૃથક્કરણનો રીપોર્ટ વાંચ્યો; વરૂણાને પણ ફરીથી તપાસી ડૉક્ટર વળી પેલા ઓરડામાં આવ્યો, ને જરા ખોંખારો ખાઇ ખુરસી પર બેઠો. નીલાંબર બાબુ અત્યંત

ઉદાસ ચિત્તે બોલ્યા–‘ કહો ડૉકટર સાહેબ ! તમે શું ધારો છો ? રીપોર્ટ પણ બધા તમે જોયા—’

બીજી વાર એક નાનો ખોંખારો ખાઇ ડૉકટર બોલ્યો–‘હૂં-જો કે આ રીપોર્ટ ઉપરથી પણ કાંઇ પોઝીટીવ (Positive) ધારણા બાંધી શકાતી નથી. પણ એટલું તો સમજી શકાયું છે કે મેલેરીયા ઇન્ફ્લ્યુએન્ઝા, કે એવા કોઇ સ્પેસીફીક ફીવર (Specific ferer)નું કોઇ લક્ષણ નથી. ને તેથી એવું અનુમાન કરી શકાય કે ટયુબર ક્યુલોસીસજ શરૂ થયો છે. પેશન્ટ (Patient)ની બાહ્ય સ્થિતિ જોતાં પણ એજ અનુમાન દૃઢ થાય છે. દરદી પોતે પણ એમ કહે છે કે રોજ સાંજે ઝીણો તાવ શરીરમાં રહે છે—’

ભૂપેન્દ્ર બોલ્યો–‘ત્યારે તો હવે પૂછવુંજ શું ? ટયુબર ક્યુલોસીસ જ લાગુ પડયો જણાય છે ! ત્યારે હવે તમારી શું સલાહ છે ડાકટર સાહેબ ?’

ડાકટર–‘આવી પરિસ્થિતિમાં સાધારણ રીતે જે કરવામાં આવે તેજ તો વળી. ‘કેલશીયમ’નું ઇન્જેક્શન–પૌષ્ટિક પદાર્થો ખાવાના—’

‘પણ કલકત્તામાં એને રાખવી વાજબી છે ?’

‘બહાર ગામ કયાંય લઇ જવાનો પ્રબંધ થઇ શકે તો વધુ સારૂં–‘ડ્રાય ફ્રેશ એર’ (dry fresh air) જ્યાં પુષ્કળ પ્રમાણમાં મળી શકે તેમ હોય–‘એવણ તો સીમલાજ રહે છે ને ?’ કહી ડાકટરે નીલાંબર બાબુ સામું જોયું.’

‘હા.’

‘તો પછી બનતી ત્વરાએ–દરદીને ત્યાંજ લઇ જવાય તો સારૂં. થોડા દિવસ વધુ અશક્તિ છે ત્યાં સુધીમાં ઈન્જેકશનોથી કામ લેશું. આજેજ એક આપી શકાય, દવા વિગેરે લાવી રાખજો; સાંજના હું માણસ મોકલીશ.’

‘દવા લખી આપી ડાકટર ઉઠી ઉભો થયો ને ફી લઇને વિદાય થયો. લગભગ બે વાગવા આવ્યા હતા; ભોજન વિગેરેનું

કાર્ય ભૂપેન્દ્રે પ્રથમથીજ પતાવી લીધું હતું તેથી તે પણ તરતજ ડાકટરની સાથે સાથેજ ઓફીસ ચાલ્યો ગયો. સાંઝે ઓફીસમાંથી ઘેર આવી તેણે પિતાને પૂછ્યું–'ત્યારે હવે શું નક્કી કર્યું તમે?'

નીલાંબર બાબુ બોલ્યા–'આ આજે એક ઇન્જેકશન પણ અપાઇ ગયું, ડાકટરે એમના મદદનીશને મોકલ્યો હતો.'

'એ તો હું જાણું છું, ડાકટર કહી જ ગયો હતો કે આજ એક ઇંજેકશન આપવું છે ને માણસ તે માટે મોકલશે. હું તો એ પૂછું છું કે સીમલા જવાનું શું નક્કી કર્યું?'

'સીમલા તો જવુંજ છે, પણ મારી રજાના દિવસો હજુ પુરા થયા નથી ને તારી બાની ઇચ્છા પણ થોડા દિવસ અહીં રહેવાની છે–'

'અહીં રહેવાની? કેમ અહીં રહીને શું કરવું છે?'

'એ ખરૂં કે દવાદારૂ ને સારવારનો પ્રબંધ સીમલામાંજ ઠીક ચાલી શકશે પણ તારી બા કિરણને એક પત્ર લખવાનું કહે છે, તે અહીં આવે—'

ભવાં ચડાવી ભૂપેન બોલ્યો–'એ આવીને શું કરશે?' શું થવાનું છે એના આવવાથી?'

નીલાંબર બાબુ–'તારી બાનો એવો મત છે કે તે જો તેડી જાય તો એની પાસેજ દરદી ભલે રહે—'

'ગાંડા થયા છો! પાગલ થયા છો! તે ત્યાં જશે તો તરત મરી જ જવાની, ત્યાં દવાદારૂનો પ્રબંધ તો કાંઇ થોડોજ થવાનો છે? ને વળી ત્યાંની 'ડેમ્પ' હવા–ને ચોતરફ વન–વગડો જંગલ–ને પાણી, પાણી ને પાણી, વળી ત્યાં એની સારવાર કરવાવાળું કોણ? મારી બા તો ત્યાં જઇને રહી શકશે નહીં ને!'

'ના તે નહીં બની શકે. પણ એ જગ્યા આવી જાતના દરદીઓને માટે ખરાબ તો નજ કહેવાય. જંગલફંગલ જેવું કાંઇ નથી, ને નદી–એ કાંઇ નદી કહેવાય? એ તો દરીયો છે દરીયો. પણ હાં ત્યાં દવા

કે સારવાર કાંઇ થાય તેમ નથી ને ઘરબાર વિગેરેનો જે પ્રબંધ ત્યાં જોયો તે જોતાં-ના એને ત્યાં મોકલી શકાય નહીં.'

'ત્યારે હવે ઢીલ શાની ?'

'કિરણને આવવા તો દઇએ ? વરૂણાને એ મળે, વરૂણા બહુજ અધીરી-થઇ ગઇ છે. એને એક વાર મળ્યા વગર તે જવા જ માંગતી નથી.'

અસહિષ્ણુ ભાવે ભુપેન્દ્ર બોલી ઉઠયો; 'ના, ના એ બનીજ ન શકે! તમે આવતી કાલે પત્ર લખો, તે કેટલા દિવસે એને મળે? ને તે પછી તે આવે. કેટલે દિવસે? તે આવે એનું પણ શું ઠેકાણું! વળી તમે એની સાથે બહુ મીઠો સંબંધ પણ રાખી આવ્યા છો ખરા ને કે 'તું' 'તું' કરીને તમે બોલાવો કે તરતજ એ પૂછડી હલાવતો ચાલ્યો આવે!' આવશે તો પણ પોતાની સગવડે ને ફુરસદે કદાચ આવશે, ને તે ફુરસદ કે અવકાશ મળતાં કદાચ વાર પણ લાગે. કોઇ કેવી એક 'સ્કીમ' (Schone) શીમ એમણે ઘડી છે-એક બેંક પણ ખોલવાનો છે, ને અહીંથી જમીનદારી કંપનીના બે ત્રણ મોટા શેઠીયાઓ પણ ત્યાં જાય છે. કિરણ આવે તો પણ આ લોકો ત્યાં જઇ આવે ને કલકત્તે પાછા ફરે ત્યારે એમની સાથેજ તે આવી શકે. એમાં તો ઘણા દિવસો વહી જાય-બાર-ચૌદ પંદર દિવસનો ધક્કો! ઓછો તો નહીં જ. એટલા દિવસ આ 'ટયુબર કુલો'નો દરદી ઘરમાં રહે તે હું કોઇ કાળે એલાઉ (allow) ન કરી શકું.'

'ટયુબર કુલો'નો રોગી! તું શું કહે છે ભુપેન! ડાકટરે તો હજુ કાંઇ ચોખ્ખે ચોખ્ખું ભાંગી તોડીને એમ નથી કહ્યું કે એનો રોગ ચોકસ ટયુબર કલોસીસ જ છે.'

'કહેવામાં વળી બાકી પણ શું રાખ્યું છે? બહારનાં ચિહ્નો હજુ ચોખે ચોખાં ન જણાયાં છતાં, એજ રોગ છે એવું તે ઇસારામાં સાફ સાફ કહી ગયો છે, ને તે આપણે પણ શું નથી સમજી શકતા? ચોક્કસ એને અંદરથી એજ રોગ થયો છે. એના એકે એક શ્વાસો-

રહેવાથી ઘરની હવા ઝેરી થતી જાય છે. ના, ના એ બનીજ નહીં શકે! એટલા બધા દિવસ આવો દરદી આ ઘરમાં રહે તે હું કોઈ કાળે પણ 'એલાઉ' કરી શકીશ નહીં. સુષમાની 'હેલ્થ' (health) 'ડેલીકેટ' (delicate), છોકરાં છૈયાં બધાં મોટાં થયાં છે, 'ફેમીલીની સેફ્ટી' (safety) તો મારે જોવી જોઇએ ને.'

નીલાંબર બાબુ આભા બની જઇ અત્યંત વિસ્મયપૂર્વક ભુપેન તરફ મોં ફાડીને જોઇ રહ્યા. થોડી વારે ચિત્ત જરા ઠેકાણે લાવી છેવટે બોલ્યા–'તે આ પણ તારી પોતાની જ બ્હેન તો ખરીને–તારાં ફેમીલીમાંની એ પણ એક ખરીને––'

'ના, ઠીક મારા ફેમીલીમાંની એક એને કહી–માની શકાય નહીં. કોઇ એમ કહેતા માનતા પણ નથી. તમે એમ કોઇ દિવસ કહ્યું છે? તમારે પણ એક બ્હેન તો હતી ને? હા, બ્હેન તો ખરી–એકદમ પારકી તો ન કહી શકાય. પણ તે જ્યારે અસાધ્ય રોગનો ભોગ થઇ પડી છે તો હવે–એની સારવારનો પ્રબંધ જે કરવો હોય તે તમે કરો–તેમાં હું પણ મારાથી બનતી આર્થિક મદદ કરીશ, પણ મારા આ ઘરમાં હું એને હવે વધુ દિવસ રહેવા દઇશ નહીં.'

નીલાંબર બાબુને હોઠે વાકય આવ્યું 'પણ આ ઘર તારૂં તો નથીને ભાઇ, હજુ તો મારૂં છે,' પણ તે બોલ્યા નહીં ને કડવો ઘુંટડો ગળી ગયા. ઉમર લાયક અને કમાઇ લાવતા પુત્રને મોઢે સાફ સાફ આવી વાત કહી દેવાની હિંમત પોતાના હૃદયમાં તે ન લાવી શકયા. પણ ત્યાં તો ભુપેન પોતે જ બોલી ઉઠયો, 'હા, તમે કહી પણ શકો કે ઘર તમારૂં છે, હજુ મારૂં થયું નથી. પણ આજ જે તમારૂં છે તે કાલ મારૂં થશે. બાપદાદાના વખતનું ઘર–વંશ વારસાને હિસાબે તમે મારો એ હક્ક બાતલ નથી કરી શકતા. તે જવા દો એ વાત, એ ગમે તેમ હોય, એ બધા હક્ક–દાવા હું હાલ બજાવવા માંગતો નથી. ઠીક છે તમારી દીકરી છે, તમે એની સાથે રહો આ ઘરમાં. હું આવતી કાલેજ મારે માટે કોઇ એક

બીજું ઘર ભાડે લઇ મારૂં ફેમીલી ત્યાં લઇ જઇશ. તમે દરદીને લઇને આ ઘરમાં રહેજો.'

જરા વધુ અકળાઇ સ્હેજ ગુસ્સાભર્યે અવાજે નીલાંબર બાબુ બોલ્યા–'આવી બધી વાતો શા માટે કરે છે ભુપેન! ઘરમાંથી તમે ચાલ્યા જાઓ એમ તો હું કાંઇ કહેતો નથી. પણ વરૂણાનો પણ મારે કાંઇક વિચાર તો કરવો જોઇએજ ને? વારૂ ત્યારે એક કામ કરીએ તો? એક જરૂરી પત્ર (urgent) કાલજ કિરણને લખી નાંખું, ને તેનો તે શું જવાબ આપે છે તે જોઉં. આ બહુ બહુ તો ચાર–પાંચ દિવસ લાગે–વધુ નહીં–એટલા વખતમાં જો એ ન આવે કે બીજો કોઇ પ્રબંધ ન થાય તો—'

'ચાર–પાંચ દિવસ! એ શું ઓછા છે? ના, ના એ બનીજ ન શકે! કાં તો આવતી કાલેજ તમે એને તેડીને સીમલા જાઓ, ને નહીં તો હું ઘર છોડીને ચાલ્યો જાઉં.'

'તું મને મુસ્કેલીમાં ઉતારી મૂકે છે, ભુપેન! પણ ધાર કે વરૂણા જો અહીંથી ક્યાંય જવા ન ઇચ્છતી હોય તો—'

'ઇચ્છતી ન હોય? શા માટે ન ઇચ્છે? એટલી અક્કલ પણ એનામાં નહીં હોય? આવું જીવલેણ દરદ થયું છે છતાં કોઇની સલાહ નહીં માને–ને માત્ર પોતાના જ ખ્યાલ ઉપર ચાલશે? ને તેમ કરીને એક આખા કુટુંબને આફતમાં મૂકી દેશે–મારી નાંખશે?'

'તે એ દરદ–ખરેખર ક્ષયનું દરદ હોય તોપણ એને એવો રોગ લાગુ પડ્યો છે–એવું એને મોઢે તો ન કહી શકાયને?'

'કહી દેવું તો જોઇએ જ. છતાં તમારે ન કહેવું હોય તો ન કહેતા. બીજું કોઇ બ્હાનું કાઢી એને અહીંથી ખસેડી જાઓ.'

'બ્હાનું શું ચૂલાની રાખનું કાઢું? કાંઇ ખબર પડતી નથી. એને મારે ચોખ્ખે ચોખ્ખું કહી દેવું પડશે કે તારો ભાઇ તને આ ઘરમાં રહેવા દેવા માંગતો નથી.'

'એમ કહેવું હોય તો ભલે એમ કહો. 'ફેમીલીની સેફ્ટીને' માટે જે વસ્તુ જરૂરની લાગે તે મારે કરવી જ જોઇએ. એટલી સાદી વાત તે ન સમજી શકે ને માઠું લગાડે કે ગુસ્સે થાય તો ભલે થાય! મારો એમાં શો ઉપાય? ત્યારે ટેલીફોન કરી કાલકા મેલમાં કે એકસપ્રેસમાં તમારી ત્રણેની 'બર્થ રીઝર્વ' કરાવું?' કહી ભૂપેને 'ફોન'નું રીસીવર હાથમાં પકડી હાંકયું-'હલ્લો!'

'જરા સબુર કર હમણાં! હમણાં ને હમણાં 'બર્થ' રીઝર્વ કરવાની જરૂર નથી.'

'વારૂ ત્યારે જે કરવું ઘટે તે તમે પોતે જ આવતી કાલે કરી લેજો. હું હવે કાંઇ કરી શકીશ નહીં. બીજું કાંઇ પણ કહેવાનું યે મારે નથી. જે હોય તે તમે આજ રાતે જ 'ડીસાઇડ' (decide) કરી નાંખજો. તમારો નિર્ણય જાણ્યા પછી મારે પણ મારો કાંઇક પ્રબંધ કરવો પડશે ને' કહી ભૂપેન ઉઠીને બહાર ચાલ્યો ગયો.

× × × ×

બધી વાત સાંભળી તિલોત્તમા ક્રોધથી રાતી પીળી થઇ ગઇ. મોટે સાદે પુત્રને જેમ ફાવે તેમ ગાળો ભાંડવા માંડી. પતિ સાથે પણ ઘણાયે તર્ક વિતર્ક વાદ પ્રતિવાદ કર્યા, ને આખરે એક હઠ પકડીને બેઠી કે, ઘર ભૂપેનનું નથી પણ તેનું પોતાનું છે. ને પુત્રી સાથે તે પોતે પોતાની મરજી પડે તેટલો વખત આ ઘરમાં રહી શકે છે. એ ભમરાળો એનાં બાયડી છોકરાં લઇને જ્યાં મરજી હોય ત્યાં ભલે ચાલ્યો જાય! એવા અક્કરમી ચંડાળ દીકરાનું મોં પણ જોવા તે રાજી નથી! વિગેરે

વરૂણાને કાને પણ આ વાત પહોંચી. સુષમા એની પાસે બેઠીબેઠી પોતાની આંખમાંના આંસુ પાલવ વડે લૂછતી હતી. વરૂણાએ પૂછ્યું-'શું થયું છે? મોટાભાઇ મને અહીં રહેવા દેવા માંગતા નથી, ભાભી?'

સુષમાએ પોતાનું મોઢું ફેરવી ઘુંટણ ઉપર રાખ્યું. વરૂણાએ પૂછ્યું-'ડાકટરે શું કહ્યું? આ મારો રોગ ક્ષય, તે હોય તોપણ—?'

વરૂણા તરફ મોઢું ફેરવી સુષમા બોલી–'ના, ના કાંઈ ચિંતા કરવા જેવું નથી બ્હેન. ડોકટરે ચોખ્ખે ચોખ્ખું હજુ કાંઈ કહ્યું નથી પણ શરીરની હાલત—'

'હૂં ! ડાકટરને વહેમ પડયો છે કે ક્ષય રોગ થયો છે કે, થશે. તે થયો પણ હોય. વારૂ તો પણ શું થયું ? ભલે મારા બાપુ મને કાલે જ સિમલા લઈ જાય—'

બોલતાં બોલતાં વરૂણાના હૃદયના બંધ જાણે તુટી ગયા. આંખો ઝળઝળીયાથી છલોછલ ભરાઈ આવી ને છાતી શ્વાસથી ભરાઈ આવી. પ્રેમથી એના આંસુઓ પોતાના હાથ વડે લુછની સુષમા બોલી–'છીઃ છીઃ રડોમાં બ્હેન ! રડોમાં. શા માટે તમારે સિમલા જવું પડે ? ને બાપુ પણ શા માટે તમને તેડી જાય ? ઘર તો કાંઈ સાચે સાચ તમારા મોટા ભાઈનું નથીને !'

'ને તો પણ જો મોટાભાઈ પોતે આવતી કાલે સાચે સાચ ઘર છોડીને ચાલ્યા જાય, તમને બધાંને લઈને તો—'

'જવું હોય તો એ ભલે એકલા જાય. હું ક્યાંય જવાની નથી.'

ભાભીનો હાથ પોતાના હાથમાં લઈ વરૂણા બોલી–'ના, ના, ભાભી ! તમે એવી હઠ કરશો માં, ભાભી ! મારા ભાઈ જે કહે તે કરજો.–વાદીલાં થશો માં !'

સુષમા–'હું કયાંય પણ જવાની નથી બ્હેન ! સાસુજી સસરાજી ઘેર આવ્યાં છે ત્યારે, ને વળી તમને આમ માંદા મૂકી ! ના, ના હું કોઈ કાળે પણ જઈ શકું નહીં બ્હેન !'

'નહીં જઈ શકો ?—કદાચ જો હું અહીં રહું તો તમે કદાચ સાચેસાચ નહીં જાઓ. પણ હું અહીં રહેવાની નથી. કોઈ રીતે રહેવાની નથી. રહું પણ શા માટે ?'

'તે હમણાં બાપુજીને કાગળ તો લખવા દીઓ–કિરણ બાબુ એકવાર અહીં આવી જાય પછી—'

વળી પાછી વરૂણાની આંખો ઝળઝળીયાથી ભરાઇ આવી. થોથરાતે સાદે વળી તેણે ધીરે ધીરે કહ્યું-'જો એ આવે-ને મને એમની સાથે તેડી જાય-ના, ના એ હવે ક્યાંથી બને ભાભી! ક્યારે આવશે. આવશે કે નહીં-તે પણ કોણ જાણે છે?'

'શા માટે નહીં આવે?-હજુ તો ઘણું કરીને ગઇ કાલે જ કાગળ લખ્યો ને બાપુજીએ. જવાબ ફરી વળતાં ચાર પાંચ દિવસો તો સહેજે નીકળી જશે. જુઓ તો ખરાં એ શું લખે છે તે!'

'ના, ના! એ બધું હવે કાંઇ બનવાનું નથી! લખવાથી કદાચ આવશે પણ ખરા-ને હું એમની સાથે જવા માગીશ તો મને સાથે તેડી પણ જશે, પણ સાથે જઇને હું એમને દુ:ખ રૂપ થઇ પડું-એમને દુ:ખનું કારણ થઇ પડું એવું શા માટે કરૂં? એના કરતાં સિમલાજ ન જાઉં! પણ ત્યાં જતાં પહેલાં એક વાર જો એમને મળી શકાયું હોત—'

ભીની આંખે વરૂણાનાં આંસુડાં લૂછતી લૂછતી સુષમા બોલી--'સિમલા જવું હોય તો ભલે સિમલા જજો. પણ એમને આવવા તો દીઓ એકવાર-તમને મળે-પછી—'

'ના, મોટા ભાઇ ખીજાશે. અથવા ઘર છોડીને બીજે ક્યાંક રહેવા ચાલ્યા જશે. ને તમને નકામી વ્યાધિ થઇ પડશે. એટલું બધું શા માટે કરવું? એના કરતાં હું જ ચાલી જાઉં એ સારૂં છે. હવે એ શું મને મળવા આવશે ખરા? જોઉં શું થાય છે? હું તો સિમલે જ જઇશ. જોઉં-આવે તો મળું-નહીં તો સિમલે જઇને એમને લખીશ કે જો અવકાશ હોય-તો મેહેરબાની કરી એક વાર આવી જાવ-ના, પણ શી જરૂર છે? સાચે સાચે જો આ પેલો જીવલેણ રોગજ હોય-હેં-ભાભી સાચેસાચ શું એજ રોગ છે? ડાક્ટરે શું એમ જ કહ્યું છે?

'ના, ના, એવું કાંઇ કહ્યું નથી. નકામો જીવ શા માટે બાળો છો બ્હેન?'

'હું-આંખોમાં ઉંઘ ભરાય છે, ભાભી! હવે તો વધુ બોલવાની શક્તિ નથી. જરા ઉંઘી જાઉં.' કહી હાંફતી હાંફતી વરૂણા પથારીમાં મહા મુશ્કેલીએ પડખું ફેરવી આંખો મીંચી સૂતી. સુષમા પાસે બેસી એના શરીર ઉપર સ્નેહભર્યો હાથ ફેરવવા લાગી.

બીજે દિવસે વરૂણા પણ એના મોટા ભાઇની પેઠે એકજ જીદ પકડીને બેઠી કે 'મારે આજે જ સિમલા જવું છે અહીં રહેવું નથી.'

લાચારીથી નીલાંબર બાબુ અને તિલોત્તમા તેને લઇને તે જ દિવસના મેલમાં સિમલા જવા રવાના થયા.

---

## પ્રકરણ ૩૫ મું

## કિરણનું મનોરાજ્ય

'ત્યારે આખરે બેય જણીઓ ચાલી ગઇ, ભાઇ?'

'હા.'

સાંઝે ઘરની સામે ખુલ્લી જગ્યામાં એક ઝાડને છાંયડે કિરણ એકલો બેઠો બેઠો હોકો ગડગડાવતો હતો; સુખમય બાબુ આવીને પાસે બેઠા.

'લ્યો હોકો તૈયાર—'

હોકા ઉપરની નળી કાઢી નાંખી કિરણે હોકો સુખમય બાબુના હાથમાં આપ્યો.* એક બે દમ ખેંચી જરા ખાંસી ખાતા ખાતા સુખમય બાબુ બોલ્યા—'હું તો ધારતો હતો કે લક્ષ્મી મા (જુની વહુ) કદાચ અહીં રહી પણ જાય—'

કિરણે જવાબ વાળ્યો—'રહી જવું હોત તો તમારી બીબી મા જ (નવી વહુ) રહી જાત. લક્ષ્મી મા કોઇ કાળે પણ ન રહેત.'

---

* અનુવાદકની નોંધઃ—ગુજરાત, કચ્છ કાઠિયાવાડ તરફ જુદી જુદી જાતવાળા ભેળા થઇ ચલમ પીતા હોય છે ત્યારે જેમ ચલમ નીચેની સાફી બદલવાનો રિવાજ છે તેમ બંગાલમાં આમ હોકાની નળી બદલવાનો રિવાજ છે.

'હું–! પણ બીજી મા નો રસ્તો તો તમે પ્રથમથીજ અવરોધી રાખ્યો હતો ને! લક્ષ્મી માતાજીની હાજરી એ કોઇ કાળે ન પણ સહન કરી શકે તેમ નહોતું એ તો જાણીતી વાત હતી.'

'હાજરી ગમે તેમ પણ અનાયાસે યોગાયોગથી ઘટી ગઇ હતી, પણ એ હાજરી વધુ વખત રહેવાની નથી એ વાત એને કહી દેવામાં આવી હતી. એ કદાચ એની હાજરી સહી પણ શકત પણ એનાં પૂજ્ય માતુશ્રીએ એને એવો અવકાશ આપ્યો નહીં.'

'હું–ત્યારે હવે શું કરવું છે, કાંઇ વિચાર કર્યો ?'

'જે કામ હાથમાં ઉપાડયું છે, તેજ'.

'તે તો કરવાનુંજ છે ને, કરવુંજ પડશે. પણ સાથે સાથે પોતાનો સંસાર ધર્મ પણ ચલાવવો જોઇએ ને! હજુ તમે વાનપ્રસ્થ આશ્રમ સ્વીકારવા જેવડા મોટા થઇ ગયા નથી—'

જરા હસીને કિરણ બોલ્યો–'હું કાંઇ વાનપ્રસ્થાશ્રમનું અવલંબન કરતો નથી ઘોષ મહાશય, આ જગ્યા થોડે ઘણે અંશે વાનપ્રસ્થાશ્રમને અનુકૂળ આવે એવી હોવા છતાં હું વાનપ્રસ્થી થઇને અહીં આવ્યો નથી, ને એકાદાં તપોવનનું સર્જન પણ કરતો નથી. એથી ઉલટું એક જબરદસ્ત સંસાર વૃક્ષ સર્જી રહ્યો છું અથવા સર્જવા માંગુ છું.'

'તેથીજ તો હું કહું છું મોટાભાઇ, કે આવાં કામની ઝુંબેશમાં પોતાને પણ ઠરી ઠામ થવાનું કોઇ એક સ્થાન નક્કી તો જોઇએ ને?'

'એ–એ–મોટા સંસારના ભાગલા પાડી બીજા દશ જણનો સુખમય સંસાર સરજાશે. મારો પોતાનો એકાદ જુદો સંસાર—ન રચાયો તો શું બગડી જવાનું હતું?'—

'શું બગડી જવાનું હતું! મોઢેથી બે વચન સહજમાં કહી નાખ્યા મોટાભાઇ—'

'કાર્ય પણ એવા સહજ ભાવેજ કરવું જોઇએ, હું બેઠો બેઠો વિચાર કરતો હતો કે—'

'કરી શકશો ને છેવટ સુધી નિભાવી શકશો ને મોટાભાઇ?'

'નિભાવી લેવુંજ પડશે; હવે ત્રીજી સ્ત્રી કરવી એ કાંઇ બુદ્ધિમાનનું કામ તો નજ ગણાયને, ઘોષ મહાશય.'

'સત્યાનાશની પાટી! હવે વળી ત્રીજી! એ કાંઇ બને ખરું કોઇ દહાડો?'

'ત્યારે?'

હું તો વિચાર કરતો હતો મોટાભાઇ, કે આજે તો હોંસાતોંસીમાં આ ગડબડાધ્યાય બની ગયો, પણ જરા વાત ટાઢી પડયા પછી એ કોયડાનો કાંઇ ઉકેલ પણ નિકળે ને એ બેમાંથી એક જણી જો—'

'જવાદો, ઘોષ મહાશય, જવાદો એ વાત!—એ બનવું હવે અસંભવિત છે.'

'ત્યારે બે બાયડીઓ જીવતી છતાં તમે તેમને તજી દઇને જીંદગીભર આમ એકલા અટુલા રહેશો?'

જરા હસીને કિરણ બોલ્યો—'મેં તો બેમાંથી એકને તજી દીધી નથી એ બે જણીયો જ મને તજી ગઇ છે.'

'હૂં—એ તો ખરું દાદા, એ ખરું છે—! તો પણ—'

'હવે એ વાત ઉખેડવામાં કાંઇ સાર નથી, ઘોષ મહાશય! એ વાત હવે જવા દીઓ, તમારો પાડ. ગઇ તો ભલે ગઇ બેય જણીઓ. બબ્બે બાયડીઓ! મારે કયાં સુધી આ તોક ગળામાં ઓળવીને દુ:ખી થઇ ફર્યા કરવું, કહો? હું તો ત્રાસી ગયો છું ઘોષ મહાશય, બેય પોતપોતાના ખ્યાલ ને ખુશી મુજબ ફાવે તેમ વર્તે, ને મારે આજ આના તો કાલ પેલીના પગ પાસે હાથ જોડી લોટયા કરવું શા માટે? એ બે જણીઓ મારી પાસે આવીને ન રહે તો શું મારું જીવન કાંઇ બગડી જવાનું હતું? ઉલટું સુધરશે એમ મારું માનવું છે'—

'જીવન બગડે શા માટે દાદા? એમ શા માટે કહેવું પડે છે? જીવન તો કોઇ રીતે વીતવાનું છે તે તો વીતશેજ. પણ સારું વીતશે—

સુધરશે એ વાત આજેજ ભારે મૂકીને તમે કહી શકો કે નહીં એ વાતનોજ હું વિચાર કરૂં છું.'

'જરૂર સારૂં વીતશે. એમની સાથે રહેવાથી કે એમની પાછળ પાછળ ભમતો રહેતો હતો ત્યારે જેવું જીવન વીતતું હતું તે કરતાં તો જરૂર સારૂંજ વીતશે. ના, ઘોષ મહાશય, મારો મોહ હવે નાશ પામ્યો છે. આ બાયડીઓની જાત–ને આપણે આ પુરૂષો એમના માટે શા માટે મરી પડતા હશું? એમાં કંઇ ખાસ સુખ સગવડ તો જણાતી નથી. ઉલટું વ્યાધિ–ઉપાધિ દુઃખ, કલેશ, હાયવોય ને હૈયા–પીટ! મારૂં જીવન તો ધુળમાંજ મળી જવા બેઠું હતું! તમે તો કહેતા હતા ને કે એ સ્ત્રી જાતિ આપણી શક્તિ છે? પણ મને એ વાત સાચી જણાતી નથી, એ શક્તિ નથી ઘોષ મહાશય, એ છે અ–શક્તિ, એ છે અપશક્તિ–પુરૂષના પગની બેડી.'

'હા, ખરૂં છે. અપશક્તિ કહી શકો છો, અ–શક્તિ નહીં. શક્તિ તો ખરીજ વળી અને એ શક્તિ છે માટે જ એને 'અપ'– 'ઉપ' વિગેરે ઉપસર્ગ લગાડાય છે. અશક્તિ હોત તો તો કાંઇ વ્યાધિજ નહોતી ને, તો તો આટલી બધી લમણા ઝીક પણ ન કરવી પડત ને આટલો વાદવિવાદ પણ ન કરવો પડત.'

'હા. એ વાત ખરી કહી તમે દાદા! વારૂ. હું સ્ત્રી જાતિને અપશક્તિ માની લેવાને રાજી છું.'

સુખમય–'અપ જો માનો, તો એથી ઉલટું પણ તમારે માનવું પડશે. એક ઉપસર્ગ લગાડી ખાસ વિશેષણ એને આપી ઓળખાવો કે ન ઓળખાવો, પણ એ વાત માનવીજ પડશે. ખરી વાત શું છે તમે જાણો છો દાદા? શકિત જેમ એક તરફ સુખદા, શુભંકરી તેમ બીજી તરફ મહાભીમા; પ્રલયંકરી પણ ખરી. જુગ જુગથી એમ ચાલ્યુંજ આવે છે ને. ને વળી આ ઘોર કળીયુગમાં તો પુછવુંજ શું? મારા ગુરૂદેવ એકવાર કહેતા હતા કે કોઇ શાસ્ત્રમાં લખ્યું છે કે 'कलौं कृत्या गृहे गृहे'—'

'એટલે ? એનો અર્થ શું ?–'

'અર્થ એ કે–આ કૃત્યા એટલે શું સમજ્યા ? હજારો વજ્રની આગ જેવી ભયંકરી રાક્ષસી મૂર્તિ–ઋષિ મુનિ યોગીઓના યજ્ઞકુંડ-માંથી ઘોર હું=કાર કરતી જે નિકળતી, ને જેટલા દૈત્ય–દાનવ રાક્ષસ, શત્રુ હોય તે સર્વને ચપટીમાં ચોળી નાખતી તે કૃત્યા ! જે સ્ત્રીઓ નિમિત્તે સૃષ્ટિ ઉપર ભયંકર યુદ્ધ વિગ્રહ જામી પડે ને મારા મારી ને રક્તસ્નાનથી પૃથિવી એક નાના પ્રલયનું સ્વરૂપ ધારણ કરે એવી સ્ત્રીઓને પણ પંડિતો 'કૃત્યા' કહે છે. એ આખો શ્લોક–હાં–હાં યાદ આવ્યું જુઓ આખો શ્લોક આમ છે–'

कृते कृत्या तिलोत्तमा त्रेतायां जानकी तथा
द्वापरे द्रौपदी कृत्या कलौ कृत्या गृहे गृहे.

કિરણ–'હા, એ વાત ખરી છે, ઘેર ઘેર આ સ્ત્રીઓ એક એક નાનો પ્રલયજ રચી મુકે છે જરૂર. પણ વારૂ, સીતા–દ્રૌપદી જેવી સ્ત્રીઓનો પણ આવી 'કૃત્યાઓ'ના વર્ગમાં સમાવેશ કેમ કરવામાં આવ્યો છે ?'

'સુખમય–'તે એમાં એમનો પોતાનો કાંઇ ખાસ દોષ નહીં હોય, પણ એમના નિમિત્તેજ આવડા મોટા બે ખંડ–પ્રલય ત્રેતા અને દ્વાપર યુગમાં ખેલાઇ ગયાને ! ને આ ઘટના ઘટાવવા માટેજ વિધાતાએ એમને આ સૃષ્ટિમાં સરજી હશે. ને વળી જુઓને, સીતાનો જન્મ થયો યજ્ઞભૂમિમાં હળ ફેરવતાં ને વળી દ્રૌપદી તો ખાસ યજ્ઞ કુંડમાંથીજ નિકળી હતી ને તેથીજ તેનું એક નામ યાજ્ઞ–સેની પણ છે. ને તિલોત્તમા ? ખુદ બ્રહ્માએ આ પૃથિવી ઉપર જે કાંઇ સુંદરમાં સુંદર હતું તેમાંથી તલ તલ વીણી લઇ તિલોત્તમાને સરજી હતી.'

જરા સ્મિત કરીને કિરણ બોલ્યો–'ત્યારે હવે તમે જરૂર સમજી શકયા હશો કે બે કૃત્યાઓના ખંડ–પ્રલયથી મારો સંસાર ભાંગીને ભુક્કો થઇ ગયો છે. હવે ત્યારે બીજી ખટપટ શા માટે લોષ મહાશયદ

હવે જો એ બે અંતર્ધાન થઇ ગઇ છે તો ભલે અંતર્ધાનજ રહે. એમની આરાધના કરી પ્રત્યક્ષ દર્શન કરવાના લોભમાં વળી પાછો બીજો પ્રલય શા માટે ધટાવવા ઇચ્છો છો ?'

'હૂં-હૂં પોતેજ મારી પોતાની શબ્દજાળમાં ફસાઇ ગયો-હવે તમને શું કહું, દાદા ? ને મારા કહેવાથી હાલ કશું વળવાનું પણ નથી-તમારૂં મન પણ હાલ બહુજ રાગ-દ્વેષની લાગણીઓથી કલુષિત થઇ ગયું છે, વારૂ ત્યારે જવા દીઓ, દાદા, હાલ તુરતને માટે તો-જવાજ દીઓ એ વાત. સમય જેવું કોઇ ઔષધ નથી. એવો સમય પણ આવશે કે જ્યારે તમે પોતેજ એક દિવસ કદાચ એમને આરાધના કરીને બોલાવશો,-ને એમ કરશો ત્યારે એ કાર્યનું આખરી પરિણામ શું આવશે તેનો વિચાર કરીને કરી શકશો ખરા કે ? કોઇ કયારે પણ એમ કરે છે ખરૂં, દાદા ? ને આ જે કૃત્યા-તે તો આપણેજ સર્જીએ છીએ ને ! જેવી ભાવના કરી આપણે આરાધના કરીએ કે તરતજ મંત્ર પ્રમાણે મૂર્તિમંત બની આપણે ઇચ્છીએ તે રૂપમાં પ્રકટ થાયજ.

'હૂં-ગીતામાં પણ શ્રીકૃષ્ણે કહ્યું છે કે 'ये यथा मां प्रपद्यन्ते, तांस्तथैव भजाम्यहम्' કહી કિરણ ફિકકું હસ્યો.

'એ વાત ખરી છે દાદા ! ને ચાલુ કહેતી પણ એક છે ને-याद्दशी भावना यस्य-'

'ચાલો મુકો એ વાતને હાલ. હવે કામની વાત કરીએ, તમે કહેતા હતા ને કે કંપનીના એક બે શેઠીયાઓ આવવાના છે ? તમે મારી યોજનાની વાત એમને લખી જણાવી છે ?—'

'હા.'

'એ લોકો અત્રે કયારે આવવાના છે ?'

'કોઇ ચોક્કસ દિવસ તો એમણે લખી જણાવ્યો નથી, પણ ચાર પાંચ દિવસમાં કદાચ આવી પડે તો કંઇ કહેવાય નહીં.'

'ત્યારે એક કામ કરીએ તો ? મારે તો કલકત્તે જવાનુંજ છે. નકામો વખત બગાડવાથી શો લાભ છે ? હુંજ કલકત્તે જઇ એમને

મળી આવું તો ? ને મળીને આ બેંક ઉભી કરી કામકાજ કરવાનું બંધારણ ધારાધોરણ વિગેરે નક્કી કરી નાંખું તો ! ત્યાં હું થોડાક દિવસ રહીશ. કલકત્તામાં પ્રત્યેક કૉલેજની મેસોમાં અને ખાનગી મેસોમાં બેકાર યુવકોની સંખ્યા પણ ઘણી છે. એમાંથી થોડાકને આ તરફ ખેંચી લાવવાનો પણ પ્રયત્ન કરી જોઉં. સાંભળ્યું છે કે કલકત્તામાં એક બેકાર સમિતિ પણ સ્થપાઇ છે—'

'હા, છાપામાં વાંચ્યું હતું ખરૂં. સભાઓ ભરાય છે. ભાષણો કરી કેટ–કેટલા 'રેઝોલ્યુશન્સ' પાસ કરે છે–વચ્ચે વચ્ચે વળી ગામમાં સરઘસ પણ કાઢે છે–ને બુમબરાડા મારે છે–'બેકાર સમિતિ કી જય !' જાણે કે એમ કરવાથીજ બેકાર–સમસ્યાનો કોયડો ઉકેલાઇ જતો હશે ! મૂર્ખાઓ–ગાંડા છે ગાંડા ! ને વળી હઠ પકડીને બેઠા છે કે–ગવર્નમેન્ટ એક બેકાર ફંડ ખોલે, ને આ બેકારોને એમાંથી થોડો થોડો માસિક પગાર આપી નિભાવે. ગવર્નમેન્ટની 'આંગળી ચીચોડે' આવી છે ખરીને !'

'ગવર્નમેન્ટની આંગળી ચીચોડે' આવવી ઉચિત છે ઘોષ મહાશય ! ફંડ કરીને પગાર ભલે ન આપે, પણ જો એને શાંતિથી રાજ કરવુંજ હોય તો એણે એવું કાંઇક કરવું તો જરૂર પડશે. આજે જે આ ક્રાંતિકારી–વિપ્લવવાદી સંઘ ઉભો થયેલો દેખાય છે–તે જો આ બેકાર યુવકોને પેટ પુરતું ખાવાનું મળતું હોત ને એ લોકો સુખશાંતિથી પોતાના દેશમાં રહી શકતા હોત તો આવો સંઘ–નિર્માણ થાત ખરો ?'

'તે–તો–હા, તમારી વાત સાચી છે દાદા ! 'बुभुक्षितः किं न करोति पापं' આ અક્કલ રાજકર્તાઓના મગજમાં કેમ નહીં આવતી હોય–?'

સારી વસ્તુની ને સુખ શાંતિની ઇચ્છા કરતી હોય તો સરકારે આવી અક્કલ મગજમાં લાવવી જ પડશે. રાજકર્તાની જાત વાણીઆની છે બુદ્ધિમાનની છે ને.

'એવું કાંઇક અક્કલવાળું કરી બતાવે, ત્યારે એમ કહેવાય ને! વારૂ જવાદો એ વાત. આપણે જે ગામ નથી જવું તેનો માર્ગ શા માટે પુછવો? શાકભાજીના વેપારીને સ્ટીમર કયારે આવે જાય છે, એની ખબર રાખવાની જરૂર શું? ત્યારે હવે તમે કયારે જવા માગો છો?'

'વિચાર કરૂં છું. સુવિમલ ને સુપ્રકાશ ને પાછા આવવા દો. આવતી કાલે સવારે જ કદાચ આવી પહોંચશે. તે પછી મારે અહીં થોડા દિવસ તો રોકાવાની જરૂર છે જ; આ તરફની કંઇક વ્યવસ્થા કરી આ પરમ દહાડે અથવા ચોથે દહાડે હું અહીંથી જઇ શકીશ'.

'વારૂ, ત્યારે એમજ કરો, ચાલો જરા ત્યારે હવે રજા લઉં. સાંજ પણ પડવા આવી, અરે હરીયા! આ હોકાની ચલમ જરા બદલાવી આ-પો હરીયા!'

---

## પ્રકરણ ૩૬ મું

### આરંભ અને વિઘ્ન

બીજે દિવસે વિમલ અને સુપ્રકાશ નીલાંબર બાબુને વળાવી પાછા આવી પહોંચ્યા. વરૂણા અથવા સાસુ સસરા સંબંધી કોઇ વાત સરખી યે કિરણે એમને પૂછી નહીં. એમણે પણ પોતાની મેળે કાંઇ કહ્યું નહીં. પોતે બે ત્રણ દિવસમાં કલકત્તા જવાનો છે, જઇને ત્યાં શું કામ કરવાનો છે, કેટલા દિવસ પોતે ત્યાં રોકાશે વિગેરે બાબતોની વાતો કરી કિરણે એમની સાથે ઘણી વાર સુધી ચર્ચા કરી. પછી પોતાની ગેરહાજરીમાં તેમણે અહીં કેવી રીતે રહેવું, કામકાજ કેમ ચલાવવું વિગેરે બાબતો એણે વિમલ અને સુપ્રકાશને ચોતરફ ફરી ફરી બતાવી ને જે જે બાબતની એમને સમજણ પાડવા જેવી જણાઇ તે તે બધી પાડી, ખર્ચ ખૂંટણ માટે જેટલી રકમની જરૂર પડે તેટલી હિસાબ કરી એમને સોંપી, બે દિવસ પછી પોતે કલકત્તા જવા રવાના થયો. જે દિવસે સાંજે તે કલકત્તા પહોંચ્યો, તેજ દિવસના

રાતના મેલમાં વરૂણાને લઇને એના માતાપિતા સિમલા જવા રવાના થયાં. વરૂણા કલકત્તામાં છે કે નહીં, હોઇ શકે નહીં, તે બાબતની કાંઇ ખબર કે શોધ ભાળ પણ કિરણે કરી નહીં ને એ બાબતનો કોઇ વિચાર પણ તેના મગજમાં ન આવ્યો. ને આ તરફ પતિને એક વાર મળવા આતુર–પ્રાણ–આકુળ–વ્યાકુળ થઇ તરફડતી, ભાઇને ઘેરથી આમ અપમાનિત સ્થિતિમાં હાંકી કઢાયેલી ભગ્ન–હૃદય વરૂણા,–એને બિચારીને જરા સરખી ખબર પણ ન પડી કે તે વખતે એનો પતિ કલકત્તામાં હાજર હતો.

બીજે દિવસેજ કિરણ કંપનીની ઓફીસમાં ગયો અને શેઠીઆ-ઓને મળ્યો. દશ–બાર દિવસ મહેનત કરી ઓચરીયાં ખત પત્રો બધું ઠીક ઠાક કરી બેંક રજીસ્ટર કરાવી. કિરણ પોતાની સાથે સાત હજાર રૂપીયા લઇ ગયો હતો. ને શેઠીયાઓએ પણ આ દશ બાર દિવસમાં બીજા તેર હજાર રૂપીયા લાવીને એકઠા કર્યા. ને આ પ્રમાણે વીસ હજાર રૂપીયાના મૂળ ધન (મુડીથી) બેંક ચાલુ થઇ. બેંકની મુખ્ય કચેરી કલકત્તામાં રહે અને કિરણની દેખરેખ ને વ્યવસ્થા હેઠળ આશાપુરમાં તેની એક શાખા ખોલવી એમ નક્કી થયું. તે પછી કાર્ય–પ્રણાલી ને ધારાધોરણ બધાં ઘડાઇને નક્કી થયાં. વર્તમાન પત્રોમાં બેંકની કાર્ય પ્રણાલી અને ઉદ્દેશની જાહેરાત કરવામાં આવી ને કલકત્તાના અગ્રગણ્ય સમાજ નેતાઓની સહીથી શિક્ષિત યુવકોને ઉદ્દેશીને એક ચિત્ત–આહી આવાહન પણ છપાવવામાં આવ્યું. અથાગ પરિશ્રમ કરી પંદર સોળ દિવસમાં કિરણે કામ આટલું આગળ ધપાવ્યું. હવે તેણે યુવકોને આકર્ષવાનું કામ હાથમાં લીધું. તે બેકાર સમિતિની કચેરીમાં ગયો; ઘણી ઘણી મેસો ને ભોજન–ગૃહોમાં ફર્યો. કલકત્તામાં એક જબરદસ્ત આંદોલન ચાલુ થઇ ગયું. કેટલાયે યુવકો આશાપુરમાં જમીન લઇ ત્યાં કાયમનો વસવાટ કરી કામ કરવાની પોતાની ઇચ્છા દર્શાવતા વિનંતિ પત્રો લઇને કિરણ પાસે આવવા લાગ્યા. કંપનીના શેઠીઆઓમાંના એક બે જણને સાથે રાખી આવા ઉમેદવાર યુવકો સાથે વાતચીત કરી એમની કામ કરવાની

યોગ્યતા ને ક્ષમતા કેટલી છે તેનું તુલનાત્મક માપ કાઢી હાલ તુરતને માટે ફિરણે વીસ યુવકોને ચુંટી કાઢયા. બીજા અરજદારોને મીઠી નમ્ર ભાષામાં સમજાવ્યું કે હજુ તો શરૂઆત જ થાય છે તેથી વધારે ઉમેદવારોને લઇ જવાની સગવડતા ન હોતાં ઉલટી ગડબડ અને અવ્યવસ્થા જ થવાનો સંભવ વધારે રહે. ગમે તેમ તો પણ આ નવા કાર્યનો એક અખતરો માત્ર છે. એ સફળ થશે કે નિષ્ફળ જશે એ ફકત પ્રભુ જ જાણે છે. સફળતા મળશે તો બીજા યુવકોને લઇ જવામાં આવશે. જ્યારે જ્યારે જેટલા જેટલા યુવકોની જરૂરત જણાશે ત્યારે ત્યારે તે બાબતની જાહેરાત પણ યોગ્ય સમયે કરવામાં આવશે. ને અરજી કરી ચુકેલા ઉમેદવારોની અરજીઓ દફતર પર રાખી એમને અનુકૂળતા મુજબ પ્રથમ તક આપવામાં આવશે.

આ બધાં કામ પાર પાડવામાં બીજા પંદર વીસ દિવસ વીતી ગયા. હવે મુડી માટે વધારે રૂપિયા જોઇએ તો તે આપવા માટે કેટલાકોએ ઇચ્છા દર્શાવી. કેટલાકોએ વળી ખાત્રી આપી કે કામ શરૂ કરી દીઓ, જો પ્રયોગમાં સફળતા મળે ને યુવકો કામ કરી દેખાડી શકે કે દેશની આ દારૂણ અન્ન–સમસ્યાનો ઉકેલ આ રસ્તે થઇ શકે તેમ છે તો રૂપિયા માટે અટકયું નહીં રહે. ખરેખર દેશનું કલ્યાણ થાય એવું મન વચન કર્મથી ઇચ્છનારા પણ ઘણા છે અને એવું કેટલુંયે ધન–બળ દેશમાં છે પણ ખરૂં કે જે બળ તેઓ આવાં કામમાં સમર્પણ કરવા તૈયાર છે; ને ખાસ કરીને આવું સમર્પણ એ ફકત દાન જેવું ન હોય પણ મુડી રોકાણ જેવું હોય ને ભવિષ્યમાં એ રોકાણનું યોગ્ય વળતર મળતું હોય તો તો પછી પુછવું જ નહીં. મૂળ વાત એ છે કે દેશનાં સાચાં હિતનો સુયોગ્ય માર્ગ પણ હંમેશાં ચોક્કસપણે નિર્ધારિત થયેલો હોતો નથી, ને હોય છે–તોપણ એવાં કાર્યને ઉપાડી લઇ સફળ પરિણામ લાવનાર પ્રામાણિક ને શકિતશાળી કાર્યકર્તાઓ બહુ ઝાઝા જોવામાં આવતા નથી, કે જેઓ આવા કાર્યમાં સંપૂર્ણ મનોયોગ અને ઉત્સાહપૂર્વક જોડાઇ કાર્યને

ઉપાડી લઇ સફળ બનાવે. જ્યાં જ્યાં આવી વસ્તુનો અખતરો કરી જોવામાં આવ્યો છે ત્યાં ત્યાં જણાયું છે કાંતો કાર્યની પરિકલ્પના ક્રિયા-સિદ્ધિને અનુકૂળ હોતી નથી, અથવા બુદ્ધિ કૌશલ્યમાં કે કાર્યને વ્યવસ્થાપૂર્વક આગળ ધપાવવાની સંપૂર્ણ યોગ્યતાવાળી વ્યક્તિના હાથમાં કાર્યનો ભાર સોંપવામાં આવ્યો હોતો નથી; તેથી લગભગ સર્વ સ્થળે પરિણામ નિરાશામાં ને નિષ્ફળતામાં જ આવ્યું હોય છે. કહેતાં દિલમાં દુઃખ થાય છે છતાં સખેદ કહેવું પડે છે કે અત્યંત સ્વાર્થી અને અપ્રામાણિક લુચ્ચાઓના હાથમાં આવાં કાર્યો આવી પડતાં ઘણાં સાહસો નિષ્ફળ ગયાં છે. આવાં કારણોને લઇને અને ખાસ કરીને નિષ્ફળતાના આવા દાખલાઓને કારણે માત્ર યોજના રજુ થતાં જ કોઇ રૂપિયા ધીરવા બહાર પડતું નથી. પણ અત્રે કિરણે પોતાને સહકાર આપતા કંપનીના શેઠીઆઓ સાથે વિચારણા ચલાવી જે કાર્ય–પદ્ધતિની યોજના રજુ કરી હતી, તેનો ઉંડો અભ્યાસ કરતાં ઘણાઓને લાગ્યું કે આ યોજના સફળ થવી સંભવિત છે, ને આ કાર્યને સફળતાને પંથે પહોંચાડવાનો ભાર જે વ્યક્તિ ગ્રહણ કરે છે, તે પણ સંપૂર્ણ યોગ્યતાવાળો–બુદ્ધિશાળી, શક્તિશાળી, અત્યંત ઉત્સાહ-વાળો ને શુભનિષ્ઠાવાળો છે; તેથી ઘણાયે સહાય કરવા તૈયાર થયા. તેઓ ફક્ત એટલું જ જોવા માંગતા હતા કે આ પ્રથમ અખતરાનું પરિણામ શું આવે છે. ને તેમાં પણ સફળતા જ મળશે નિષ્ફળતા નહીં જ મળે એવું મંતવ્ય સર્વ સ્થળે દર્શાવવામાં આવતું હતું

આ બધું કામકાજ પતાવીને ભવિષ્યમાં સહાય મળવાની આશા અને ભરોસો મેળવી ખૂબ ખુશખુશાલ બની કિરણ ચુંટી કાઢેલા યુવકોને લઇને આશાપુર પાછો ફર્યો. સુખમય બાબુને પણ પ્રથમથી જ ખબર આપી દેવામાં આવી હતી. તેથી તેમણે આ યુવકો આશા-પુર આવતાં એમને તુરતને માટે રહેવા ખાવાની સગવડ માટે કામ-ચલાઉ ઝુંપડાં તૈયાર કરાવી રાખ્યાં હતાં.

તુરતને માટે એમ નક્કી કરવામાં આવ્યું કે પ્રત્યેક યુવકને ૩૦ વીઘા જમીન અને પહેલા વર્ષમાં જેમ જેમ જરૂરત પડતી જાય તેમ તેમ

કુલ ૫૦૦ રૂપીયા સુધીની રકમ ધીરવી. એક બીજા એક બીજાને સહાય અને સહકાર આપી કામ શરૂ કરે અને મજુરોની કે રોજીંદા માણસોની સહાય બની શકે તેટલી ઓછી લીએ. એમ કરી કાંઇક સ્થિતિ-સ્થાપકતા થતાં પછી સૌ સૌની મરજી પ્રમાણે કરે. કોઇને વધુ જમીન જોઇતી હોય તો ને જો તેઓ પોતે પોતાની આવકમાંથી પોતાને જોખમે એવી વધુ જમીન ખેડીને લાભ ઉઠાવી શકશે એમ લાગે તે પણ આપવી પણ વધુમાં વધુ પચાસ વિઘાથી વધુ જમીન કોઇને ન આપવી એવું ઠરાવવામાં આવ્યું.

આમ પ્રબંધ કરી કિરણે બીજા પંદર વીશ દિવસમાં જ્યારે કાર્યનો આરંભ કરી દીધો ત્યારે એક દિવસ અચાનક પોલીસ આવીને હાજર થઇ. ઇન્સ્પેકટર સાહેબ યુવકોનાં નામ ઠામ, ઓળખ તથા દેશના ગામ ઠામ ઠેકાણાં, વડીલ મુરબ્બીઓ ક્યાં ક્યાં રહે છે, શું નામ છે, શું કામ કરે છે, યુવકો સોળમા વર્ષ પછી ક્યાં ક્યાં, શું શું ભણ્યા છે, અગાઉ ક્યાંય નોકરી વેપાર ધંધો કાંઇ કરતા હતા કે નહીં વગેરે બાબતો પૂછી પૂછીને નોંધવા લાગ્યો. તે પછી વિમલાંશુ, સુપ્રકાશ અને નવા આવેલા યુવકોમાંથી પણ ચાર પાંચ જણને ગીરફ્તાર કર્યા.

કિરણે પૂછ્યું-'કયા ગુન્હા બદલ એમને ગિરફ્તાર કરવામાં આવે છે?'

દારોગા (ઇન્સ્પેકટર) બાબુએ ગંભીર ભાવે જણાવ્યું:— 'એમનો કોઇ ગુન્હો હજુ સુધી સાબીત થયો નથી.'

'ત્યારે એમની વિરૂદ્ધ શો આરોપ છે?'

'Bengal Criminal Law Amendment Act એટલે જેને સાધારણ પ્રજા 'બેંગાલ ઓરડીનાન્સ'ના નામથી ઓળખે છે, એ વટહુકમની રૂએ એમને ગીરફ્તાર કરવામાં આવ્યા છે. એ ફરમાનની રૂએ કોઇ પણ વ્યક્તિને પકડવા માટે કોઇ ખાસ આરોપની જરૂરત પડતી નથી. પણ અહીં અમને 'ટેરરીસ્ટ મુવમેન્ટ' (Terrorist movement) સાથે આ યુવકોને કાંઇ સંબંધ હોય એવી શંકાનું કાંઇક કારણ મળ્યું છે.'

'શંકા ! માત્ર શંકા જ ?'

'હા—આ ફરમાન મુજબ ગીરફતાર કરવા માટે આટલું કારણ પૂરતું છે. કેમ તમે શું આજ સુધી આ વાત જાણતા નહોતા ?'

અત્યંત શંકિત નજરે જોતો જોતો કિરણ બોલ્યો:—'ત્યારે શું આ લોકોને 'ડેટીનુ' થઇને રહેવું પડશે ?'

'હાલ તુરતને માટે તો 'ડીટેન્ડ' ( detained ) થઇને જ રહેશે, જો કે છેક 'ડેટીનુ'ની જેમ નહીં. ઘટતી તપાસ કરવામાં આવશે ને તેમાં એમ માલુમ પડશે કે આવી કોઇ ગેરકાયદેસર સંસ્થા સાથે એમનો કાંઇ સંબંધ નથી; ને શંકા લાવવાનું કારણ વજુદ વિનાનું હતું; તો તેમને છોડી મૂકવામાં આવશે. અને જો એવું કોઇ કારણ પ્રમાણ સાબિત થશે તો ઘણું કરીને 'ડેટીનુ' થઇને જ એમને રહેવું પડશે.

'ત્યારે એવાં પ્રમાણો મેળવી ખાત્રી કર્યા પછીજ ગીરફતારી કરવી ઠીક ન ગણાત ?'

'એટલા સમયમાં તો શુંનું શું થઇ જઇ શકે. કાંઇ mischief પણ થઇ જાય, જેને દાબી દેવાને માટે આખરે કોઇ ભારી કડક પગલાં લેવાની જરૂર પડે. રોગને મૂળમાંથી દાબી દેવો એ રાજનીતિ છે. Prevention is better than cure. તેથી શક પડતાંજ ગીરફતાર કરવામાં આવે છે ને તપાસ પૂરી થાય તેટલો વખત એમ 'ડેટીનુ' તરીકે રહેવું પડે છે, એવો સામાન્ય નિયમ છે. તમે આવડું મોટું જબરદસ્ત એક કોલોની વસાવવાની યોજના કરી છે તે આગળ ઉપર એકાદ મોટું Centre of trouble ( સેન્ટર ઓફ ટ્રબલ ) બની જાય. તમે આ કાયદા વગેરેનો પ્રથમથી વિચાર નહીં કર્યો હોય એની મને તો નવાઇ લાગે છે. તે ગમે તેમ હોય, તમે આવડું મહાભારત કામ માથે ઉપાડયું છે, ને તમારૂં નામ પ્રખ્યાતિમાં પણ ખૂબ આવ્યું છે. તેથી ખાસ તમારી ખાતર out of respect for you મેં તમને સત્ય વસ્તુસ્થિતિ જરા વિગતથી સમજાવી.'

એક મોટો નિઃશ્વાસો નાંખી કિરણ બોલ્યો–'ત્યારે આ લોકોને હમણાંજ આપની સાથે લઇ જશો ?'

'હા, પણ એમને તૈયાર થઇ જવાને માટે એકાદ કલાકનો સમય હું આપી શકીશ.'

'તમે એમના વિષેની તપાસ ને પૂછપરછ પૂરી કરો ત્યાં સુધી હાલ તુરતને માટે આ લોકોને કયાં રાખવામાં આવશે ?'

'ઘણું કરીને અલીપુરની જેલમાં. તપાસ ને પૂછપરછ તો ચાલુ છે જ. કદાચ થોડાજ વખતમાં એ વાતનો નિવેડો પણ આવી જશે.'

'વારૂ, ત્યારે લઇ જાઓ.' પછી પેલા યુવકો તરફ ફરીને કિરણ બોલ્યોઃ 'તમે બધાય તૈયાર થઇ જાઓ; ને સાંભળો ભાઇ ! વિનોદ, વિપિન, અનિલ, તારક, હરીદાસ–તમે હજુ થોડા દિવસ થયાંજ અત્રે આવીને વસેલા છો, તેથી તમારા બધાના સંબંધમાં હું કાંઇ નિશ્ચય-પૂર્વક કાંઇ કહી શકતો નથી. પણ વિમલ અને સુપ્રકાશ ! છેલ્લા ત્રણ મહીનાથી તમે અહીં આવ્યા છો ને મારી સાથે કામ કરો છો તેથી હું ચોક્કસ સમજી શકયો છું કે તમે ઘણી લીલી સુકી જોઇ દુઃખનો અનુભવ કરી અત્રે આવેલા છો ને આ કામમાં મન લગાડી ઠરી-ઠામ થઇ સંસારમાં કાંઇ ઉન્નતિ પ્રાપ્ત કરવાનો તમારો મૂળ ઉદ્દેશ છે. હું ધારૂં છું, ત્યાં સુધી વિપ્લવવાદી ક્રાંતિકારી કે 'ટેરરીસ્ટ' નો આવો કોઇ ઉદ્દેશ હોયજ નહીં. એ અહીં આવેજ નહીં ને આવે તો એમની કાર્યપદ્ધતિ જુદી જાતની મૂળથી જ જણાઇ આવે એવી હોય છે. એ લોકોને અત્રે આવીને રહેવાનું માત્ર બહાનુંજ હોય છે, ને એમની એ છળ–વિદ્યા પગલે પગલે પકડાઇ જાય છે. તમને હું એ બાબત કાંઇ પૂછતો નથી. પૂછવાથી કાંઇ લાભ પણ નથી. આવી જાતની કોઇ પણ ટોળકી સાથે તમારો કાંઇ સંબંધ હોય અથવા કોઇ વખત હતો એવું હોય તો તમે તે અહીં ખુલ્લે ખુલ્લું જણાવી શકશો નહીં, પણ મને સંપૂર્ણ ખાત્રી છે કે એવી કોઇ ત્રુટી તમા-રામાંના કોઇમાં નથી; વિપ્લવ જગાવવાનું કોઇ ષડયંત્ર રચીને તમે

અત્રે આવ્યા નથીજ. અહીં તમે આવ્યા છો તમારી બેકારી ટાળવા અને ઠરીઠામ થવાને.'

એકી સાથે બધા યુવકો બોલી ઉઠયા: 'અમે તો ખરેખર ઠરીઠામ થવાને જ આવ્યા છીએ, મોટાભાઇ! કોઇ વાતે કયાંય ચાર પૈસા ઇજ્જત આબરૂથી કમાઇ ખાવાનો રસ્તો રહ્યો નથી, તેથી જ અહીં આવ્યા છીએ. અમે ક્રાંતિકારી કે વિપ્લવવાદી નથી.'

'એ બહુ જ સારી વાત છે છતાં વિમલ અને સુપ્રકાશને માટે જેટલી ખાત્રીથી હું કહી શકું-તેટલી ખાત્રીથી તમારે માટે ન કહી શકું એ તમે સહજ સમજી શકશો, છતાં પણ હું તમારી વાતને સાચી માનું છું.'

'એટલું પણ હાલમાં તો ઘણું છે, દાદા!'

આંસુ ભરી આંખે અને ધ્રુજતે સાદે કિરણ બોલ્યો: 'તમે બેધડક જાઓ, ભગવાન ઉપર ભરોસો રાખીને જાઓ. જો નિર્દોષ હશો-ને મારૂં અંતર મન પોકાર કરીને કહી રહ્યું છે કે તમે નિર્દોષ છો જ-તો તમે જલદી છુટીને અત્રે પાછા આવશો જ. કદાચ-કદાચ આ કોઇનું કાવતરૂંજ હશે. તે ગમે તે હો, પણ હું કલકત્તે મોટા સાહેબને (પોલીશ કમીશનરને) મળવા આવીશ, તેને બધી વાત અથ-ઇતિ સમજાવીને કહીશ ને મને આશા છે કે હું તમને તરતમાંજ પાછા છોડાવી લાવીશ.'

દરોગા(ઇન્સ્પેકટર)ની આંખોમાં પણ ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. ગળગળો સાદ જરા ઠીક કરી ખોંખારો ખાઇ તે બોલ્યો: 'જરૂર કલકત્તે આવજો ને મોટા સાહેબને મળજો મી૦ રાય. કદાચ-કદાચ-તમે સાહેબને બધી વસ્તુસ્થિતિ ખરા રૂપમાં સમજાવી શકશો ને આ લોકો છૂટી જશે, છતાં મારે તમને એટલું જણાવી દેવું જોઇએ કે આ બાબતની પૂછપરછ અને તપાસ મારા હાથમાં નથી. હું તો ફકત ઉપરી અમલદારનો હુકમ બજાવવા જ આવ્યો છું.'

'ધન્યવાદ તમને ભાઇ! તમે નોકરી કરો છો. હુકમની તામીલ તો તમારે કરવી જ પડેને. ને પૂછપરછ ને તપાસની તમે વાત કરી, તે વારૂ એ તમારા હાથમાં હોત, તો પણ શો શુકકરવાર વળવાનો હતો? તમે રહ્યા સરકારી નોકર. સરકાર તરફનું તમારૂં કર્તવ્ય હોય તેનું પાલન કર્યાં વગર તમે થોડા જ રહેવાના હતા!'

જરા શરમાઇ જઇને દારોગો બોલ્યો: 'હા, એ વાત ખરી છે, તે ગમે તેમ હો, ત્યારે હવે તમે એમને તયાર થવાનું કહી દીઓ.'

'હા, જાઓ તમે બધા તૈયાર થઇ જાવ ભાઇ.'

એકાદ કલાકમાં જ બધા તૈયાર થઇને આવ્યા. દારોગો એમને લઇને ચાલ્યો ગયો.

જેઓ બાકી રહ્યા તેમનામાંના કોઇ કોઇમાં સળવળાટ જાગ્યો. કિરણ હેબતાઇ જઇ વિચારમાં પડી ગયો, હવે શું થાય? એની મોટી આશાનું–શુભ મનોરથોનું કેન્દ્ર આ 'કોલોની'ની આમ શરૂઆત થતાં ન થતાંમાં ભાંગીને ભુકકો થઇ જશે? તેણે ધીરજ ધરી સર્વેને સમજાવીને કહ્યું,–'તમે કોઇ ડરતા નહીં. ફકત થોડા દિવસ મનનો ભય મૂકી દઇ મારી વાતમાં વિશ્વાસ રાખો. આ સુખમય બાબુ તમારી દેખભાળ કરશે. હું કલકત્તે જાઉં છું ને આશા રાખું છું કે થોડા દિવસમાં જ આ બાબતનો સુખરૂપ નીવેડો લાવીને પાછો ફરીશ. એ કાર્યમાં જો હું સફળ ન થાઉં ને કાંઇ વિપરીત પરિણામ આવે તો પછી તમે સર્વે સૌ સૌની મરજીમાં આવે તેમ કરજો. તો પછી હું તમને કોઇને રોકીશ નહીં. કહો, તમે બધા થોડા દિવસ ધીરજ ધરીને અહીં રહી શકશો ને?'

એક અવાજે સર્વે બોલી ઉઠયા–'રહેશું દાદા, જરૂર રહેશું!'

સુખમય બાબુ આટલી વાર આભા બની બેઠા બેઠા બધું જોયા જ કરતા હતા. હવે એમના ધૈર્યનો બંધ તુટી ગયો. તેઓ મોટે સાદે હો–હો કરતા રડતા રડતા કિરણને વળગી પડયા: 'દાદા–દાદા–દાદા.'

# પ્રકરણ ૩૭ મું

## શંકા–નિવારણ

કલકત્તા પહોંચતાં વેંતજ કિરણ સીધો કંપનીની ઓફીસમાં ગયો ને શેઠીઆઓને પોલીસે કરેલી ધરપકડના ખબર આપ્યા. પાંચસાત મુખ્ય શેઠીઆઓ ભેગા મળીને વિચાર કરવા બેઠા. એક બે જણ તો ખૂબ ગભરાઇ ગયા. એક જણ બોલી ઉઠયો–'હવે વધુ આગળ વધવામાં સાર નથી. આ યોજના–ફોજના બધું છોડી દીઓ ને ગામડીયા ખેડુતોનેજ ત્યાં વસાવો. આ 'કોલોની' તો હવે ધુળધાણી જ થયું સમજો. હવે વળી નવા ઝઘડામાં પડવા જશું તો આપણા પોતાના જાનમાલ ઉપર આફત ખેંચી લાવશું. આ પરાધીન દેશમાં એવી યોજના–ફોજના કાંઇ પાર પડે નહીં!'

કિરણ બોલ્યો–'પાર પાડવી જ જોઇએ સનત્ બાબુ. જો દેશનો ઉદ્ધાર કરવો હોય તો.'

'કર્યો હવે દેશનો ઉદ્ધાર! પોતે જીવતા હોઇએ તો બાપના નામની કિંમત છે!–ક્યારે હાથમાં હાથ–કડી પડશે, ને બાપિકી મિલ્કત બધી જપ્ત થઇ જશે તે કોણ જાણે—'

'અત્યારથી આટલી બધી બીક શા માટે રાખો છો સનત્ બાબુ? બહુ બહુ થશે તો આપણું 'કોલોની' વસશે નહીં, એજ કે કાંઇ બીજું? આટલી બધી બીક રાખવાનું કોઇ પણ કારણ હું તો જોઇ શકતો નથી, છતાં કાંઇ આફત આવવાની હશે તો આવશે મારા ઉપર–યોજના ઘડી છે મેં ને એ યુવકો લઇને કામ કરવાનો છું હું–તમને કાંઇ થવાનું નથી—'

'પણ દોરી સંચાલન તો અમારૂંજ કહેવાય ને! તમારી યોજના સ્વીકારી કાર્ય કરવાનો ભાર અમે તમારાપર નાંખ્યો છે. મતલબ કે Primary Responsibiliy (મૂળ જવાબદારી) તો અમારીજ કહેવાયને!'

'એ તો ખરૂં', હું પણ એ વાતનો અસ્વીકાર કરતો નથી. પણ આફતનું કાંઇ નામ નિશાન જણાય ત્યારે તમે બધું વીંટી ગુટીને

બંધ કરી શકશો,-ને સંતોષકારક ખુલાસો પણ આપી શકશો. કારણ કે આ કામ સાથે સીધો સાક્ષાત્ સંબંધ તો મારો છે. આપનો કોઇનો નથી.'

'પણ આ પોલીસની જાળ કેટલે દૂર સુધી ફેલાશે તેનું કાંઇ—'

'ગમે તેટલી લાંબી ફેલાય પણ એની યે કાંઇક સીમા-મર્યાદા તો જરૂર છેજ. હું ધારૂં છું ત્યાં સુધી તમે એ સીમાની બહારજ રહેવાના; ને ખરેખર જો દેશની ઉન્નતિને માટે-બેકાર યુવકોને ઠેકાણે પાડવા માટે આવો જાતીય પ્રયત્ન જેઓ જેઓ જ્યાં જ્યાં કરતા હોય કે ભવિષ્યમાં કરે તે બધાય જો જરા દૃઢતા રાખે, તો તેવા બધાયને આ જાળમાં ફસાવી મારી શકાશે નહીં. ને સમજાવી શકવાની શક્તિ જો આપણામાં હોય તો આપણે જરૂર સરકારી સત્તાને સમજાવી શકીએ કે આ કાર્ય જેઓ કરે છે તેઓ દેશની સાથે સાથે સરકારનું પણ કલ્યાણ કરે છે. ને તે વસ્તુ જ હું એમને સમજાવવા માગું છું.'—

'એમ કરી શકો તો જરૂર સારૂં કહેવાય....પણ—'

બીજા એક સદ્‌ગૃહસ્થ-જેમનું નામ અમૂલ્ય બાબુ હતું-તેઓ-વચ્ચે બોલી ઉઠયા-'એ બધું પણ-બણ બાજુએ મૂકી રાખ, ભાઇ સનત્! આ આખરા પ્રયત્નનું પરિણામ તો આપણે જોઇ જાણી લેવું જ જોઇએ. તેમ કર્યા વિના સુકાન છોડી દેવું ઠીક નથી. આ તો પેલી કહેવત જેવું થાય કે, 'પાટી તુટે, પેટી ભાંગે ને અંદરથી છરી ઉભી થાય તો વાણીયાનો જીવ જાય ને?' લોકો પણ આપણને શું કહેશે તેનો જરા વિચાર કર્યો? આ ઢોલ શરણાઇ વગાડી મોટી મોટી જાહેરાતો આપીને કામ શરૂ કર્યું, ને જેવી પોલીસે ત્યાં જઇ બે એક જણની ધરપકડ કરી કે બસ બધું ગંજીફાના બંગલાની જેમ ભાંગી તૂટીને ભૂક્કો થઇ ગયું! અરે છિઃ છિઃ છિઃ એ તે કાંઇ બને? હવે તો કાં ઇસપાર ને કાં ઉસપાર.'

સુરેશ્વર બાબુ બોલ્યા-'ને બંધ કરવાનું કાંઇ બહાનું પણ આપણે આપવું તો જોઇએજ ને, કાંઇ ખુલાસો પણ કરવો પડે ને.

તે ન કરતાં આપણે પૂછડી નીચી કરી બધું વીંટી ગુટીને ઘરમાં ભરાઈ બેસશું તો તો એ લોકો ઠોકી વગાડીને કહેશે કે આ કાર્ય ઉપાડવામાં આપણી મૂળ મતલબ જ ખરાબ હતી, એ ચોક્કસ રીતે પુરવાર થઈ ચૂક્યું.'

સુધીર બાબુ બોલ્યા-'એ વાત તમારી ખરી છે દાદા ! જો પોલીસને વહેમ પડયો હશે ને આપણી પાછળ જ લાગતું હશે તો કામ બંધ કર્યા છતાંયે ઉપલે બહાને આપણી પાછળ એ લાગવાનીજ.'

અમૂલ્ય બાબુ બોલ્યા-'હા, હું પણ એજ કહેતો હતો. કિરણ બાબુએ જે કામ ઉપાડયું છે તેમાં કંઈ નહીં તો ખુલાસો આપવાનું કારણ તો આપણા હાથમાં છે જ, ને તે ખુલાસાથી માને તો ઠીક છે, નહીં તો પછી જે થવાનું હશે તે થશે. તું શું કહે છે ભાઈ સનત્ ?'

'વારૂ, ત્યારે કિરણ બાબુ પોલીસના મુખ્ય અમલદારને એક વાર મળી આવે તે પછી પાકા નિર્ણય પર આવીએ. પણ એમને મળવા જવા માટે લાગવગ કેમ લગાડવી ?'

કિરણ-'આપણી કંપનીના જે મોટા નામધારી 'પેટ્રનો' છે તેમાંના કોઈ કોઈ એવા પણ જરૂર હશે કે જેઓની લાગવગ સરકારી ખાતાઓમાં હોય.-એમનામાંના કોઈને સમજાવીને પોલીસના મુખ્ય સાહેબ સાથે એક 'ઇન્ટરવ્યુ' (Interview)નો પ્રબંધ કરવો પડશે. 'ઇન્ટરવ્યુ' મળતાં જે કાંઈ કહેવાનું હશે તે બધું હું કહી શકીશ. મારો પરિચય આપતા કાગળ પત્રો ને પ્રમાણપત્રો જે મારી પાસે છે તે બધા જોઈને તેઓ મને એકદમ ફૂંક મારીને ઉડાડી પણ નહીં શકે. આ હમણાં જ છાપામાં આપણી આ યોજનાની જાહેરાત સાથે આવેલું મારૂં નામ વાંચી અલ્હાબાદના કારખાનાના મોટા સાહેબે જે પત્ર મને લખ્યો છે તે પણ હું સાથે લાવ્યો છું.'

સવે એકી અવાજે બોલી ઉઠયા કે-ત્યારે પોલીસના મોટા સાહેબ સાથે મુલાકાત તો જરૂર ગોઠવવી. જો બધું સમાધાનીથી

પતી જાય તે ઠીક છે, નહીં તે આ મુલાકાત પછી સંજોગે જોઇ જે કર્તવ્ય નક્કી કરવું ઘટે તે મુલાકાતનું પરિણામ જાણી નક્કી કરશું.'

રાજા બહાદુરની પદવી ધરાવતા કલકત્તાના એક ગૃહસ્થ અને મોટા જમીનદાર આ કંપનીની નવી કાર્ય પદ્ધતિમાં શ્રદ્ધા ધરાવતા હતા અને કામ શરૂ થતાં આર્થિક સહાય આપવાનું પણ જેમણે વચન આપેલું હતું, તેમની સરકારી ખાતાંઓમાં સારી લાગવગ હતી. કિરણ સાથેની વાતચીતથી તેમજ તેના પ્રમાણપત્રો વગેરે વાંચી એમને સંપૂર્ણ સંતોષ થયો. એમણે પોલીસના મોટા સાહેબ (કમીશનર) સાથે કિરણની મુલાકાત ગોઠવી આપી. એમણે કિરણનાં કાગળ પત્રો તથા પ્રમાણ પત્રો સર્વે સાહેબને બતાવ્યાં. સાહેબે કોઇ ચોક્કસ વચન આપ્યું નહિ પણ એટલું કહ્યું કે, કિરણ સાથે વાતચીત કરી બધી હકીકત વિગતવાર જાણી લઇ પછી શું કરવું તે નક્કી કરી તે પોતાનું મંતવ્ય જાહેર કરશે.

નક્કી કરેલે સમયે રાજા બહાદુરનો પરિચય-પત્ર લઇ કિરણ મોટા સાહેબની ઓફીસમાં હાજર થયો, ને સાહેબને પોતાના આવવાના સમાચાર પટાવાળા સાથે મોકલ્યા. સાહેબે એને પોતાના ઓરડામાં બોલાવ્યો. કિરણ ઓરડામાં દાખલ થઇ સલામ કરી ઉભો રહ્યો. કરડી નજરે તેના તરફ પગથી તે માથા સુધી થોડી વાર જોઇ રહી પછી સાહેબે તેને સામેની ખુરસી પર બેસવા ફરમાવ્યું. હુકમ મળતાં કિરણ ખુરસી પર બેઠો.

સાહેબે વાત શરૂ કરી-'તમારા આ કાગળ-પત્રો તથા પ્રમાણ-પત્રો વગેરે વાંચ્યાં. અમારી સ્વતંત્ર તપાસને અંતે જે વિગતો અમે આજ સુધી મેળવી છે, તેની સાથે આ બધું લગભગ મળતું આવે છે. તમારા અભ્યાસકાળથી તે જ્યાંસુધી તમે અલ્લાહાબાદ હતા, ત્યાંસુધીના સમયની તમારી કારકીર્દીમાં તમારૂં એવું કોઇ વાંધા ભર્યું આચરણ ગવર્નમેન્ટને મળી આવતું નથી.'—

જરા માથું નમાવી કિરણ બોલ્યો—'આપના આ મંતવ્યથી અને નિરતિશય આનંદ થયો છે સાહેબ. વારૂ, અલ્લાહાબાદ છોડયા

પછી પણ મારાં આચરણમાં ગવર્નમેન્ટને વાંધા ભર્યું કાંઈ જણાયું છે ખરું?'

સાહેબ બોલ્યા-'મોટા પગારની ભારે જવાબદારીવાળી ઉંચી નોકરી પર તમે નિમાયેલા હતા. તમારી અસાધારણ કાર્ય શક્તિ બતાવી તમે સારી ખ્યાતિ પણ મેળવી ચુકેલા. આ દેશમાં એવી લાયકાત હોવા છતાં યે આવું સદ્ભાગ્ય સર્વેના ભાગ્યમાં લખાયેલું હોતું નથી. છતાં યે આવી નોકરીને ઠોકરે મારી તમે અચાનક ચાલી નીકળ્યા એ વાત શું રહસ્યજનક ન લાગે?'

'તે લાગે ખરી, પણ તેથી ગવર્નમેન્ટને એમાં કાંઈ પણ વાંધા-ભર્યું શા માટે જણાય?'

આ પ્રશ્નનો સીધો જવાબ ન આપતાં સાહેબ બોલ્યા—'આવી સારી નોકરી છોડી તમે એકદમ વન-વગડામાં કોઈ એક સાધારણ ગામડીયા ગૃહસ્થની માફક જમીન ખરીદી ખેડવા મંડી પડયા! નોકરીમાં તમે ધનનો પણ સારો સંગ્રહ કર્યો હતો-તે બધું તમારા કુટુંબના ભરણપોષણ માટે જુદું કાઢી તમે નજીવી મુડી લઈને જ ત્યાં જઈ વસ્યા, ખરું ને?'

'હા, એ વાત પણ ખરી છે, પણ—'

'તમારી ઉંચી પદવીની નોકરી અને મોટી આવકને આભારી 'યુરોપીઅન સ્ટાઇલ'માં જ તમે ત્યાં કેટલાંય વર્ષો ગાળ્યાં હતાં ને તમને એ ટેવોનો મહાવરો પણ પડી ગયલો;—અચાનક આ બધી 'સ્ટાઇલ'— આ બધો મહાવરો છોડી-છાંડી એકદમ ગામડીયા ગૃહસ્થની 'સ્ટાઇલ" તમે સ્વીકારી લીધી;—આવા અજબ ફેરફારનાં કોઈ કારણો કે દાખલાઓ પણ બહુ જોવામાં આવતા નથી'

'બાપદાદાની મોટી સ્થાવર જંગમ મિલ્કત, રાજ્ય,—ને ન્હાનપણ-થીજ રાજકીય ભોગવિલાસમાં ઉછરેલા ને એવી જ રીતે રહેવા ટેવાયેલા આવી બધી સંપત્તિ માત્ર એક જ દિવસમાં છોડી છાંડી જેઓએ સંન્યાસની દીક્ષા લીધી છે-તેવાઓના દાખલાઓ આ દેશમાં

ગણાય છે. ઉપરાંત તમે કદાચ એ વિગત પણ મેળવી ચૂકયા હશો કે છેલ્લાં કેટલાંક વર્ષોથી ભલે મેં ગમે તેવી મોટી નોકરી કરી હશે ને એ નોકરીની મોટી આવકને અંગે ગમે તેટલા ભોગ, વિલાસ ને મોજમજાહમાં મેં કેટલાંક વર્ષો વીતાવ્યાં હશે છતાં હું આ ગરીબ દેશના એક ગામડીયા સદ્-ગૃહસ્થનોજ પુત્ર છું;–આવી જાતનું નવું લાગતું જીવન મારા માટે એકદમ નવું તો નહોતુંજ. મારા જન્મ–જાત સંસ્કારોમાં એ હતુંજ.'

'હા, એ વિગતો પણ અમે જરૂર મેળવી છે. પણ આવડી ઉંચી 'સ્ટાઇલ' સુધી પહોંચી એનાથી ટેવાઇ જઇ પછી પાછું આટલી હદ સુધી નીચે ઉતરવું એ કોઇ સહજમાં નજ કરી શકે. જેઓએ સંન્યાસ લઇ આવો ત્યાગ કર્યો હોય તેમની પાછળ ધર્મની પ્રેરણા હોય, ને આવી પ્રેરણા કોઇ પણ કારણે કોઇને અચાનક આવી શકે. પણ તમે તો એવી કોઇ પ્રેરણાથી નોકરી છોડી, પ્રથમની 'સ્ટાઇલ' છોડી આ સ્ટાઇલમાં ઉતરી આવ્યા નથી ને ? ને સંન્યાસ પણ તમે તો લીધો નથી જ.'

'ના તે લીધો નથી પણ—'

'ત્યાં જઇને તમે સાધારણ ગૃહસ્થની પેઠે જ કામનો આરંભ કર્યો છે–એ કે તમે ત્યાં તમારૂં કુટુંબ લઇ ગયા નથી. ત્યાં જઇ વસ્યા પછી તમે બેકાર યુવકોને ભેળા કરી એક કૃષિ–સંઘ સ્થાપવાની યોજના કરી રહ્યા છો;–અચાનક એવી કઇ પ્રેરણાથી તમે આવાં કાર્યનો આરંભ કર્યો, ને આવડો મોટો ફેરફાર તમારા જીવનમાં શાથી આવ્યો તેનો જરા સરખો આભાસ પણ તમે અલ્લાહાબાદ છોડી ગયા તેના થોડા દિવસ અગાઉ પણ કોઇ જાણી ન શક્યું ? તમે કોઇને જણાવ્યું પણ નહીં ?'

કિરણના ચહેરા ઉપર આછું હાસ્ય રમી ગયું.–નિર્ભયપણે જરા પણ સંકોચ વગર સહજ સરલ નજરે તેણે સાહેબ સામું જોયું. જરા હસીને ધીમે રહીને તે બોલ્યોઃ 'ત્યારે તમે બધા એમજ માની બેઠા છો કે, એકાદ ક્રાંતિકારી ચળવળ કરવાની પ્રેરણાને કારણેજ હું

નોકરી છોડી દઇ સુંદર વનમાં આવી વસ્યો છું, ને મારી જીંદગીનું આ પરિવર્તન એ પ્રેરણાને આભારી છે. ને તેથી એ પ્રેરણાને દોર્યો હું વિપ્લવનું એકાદ કેન્દ્રસ્થાન રચવાના ઉદ્દેશથીજ યુવકોને ભેળા કરી આવી એક 'કોલોની' ત્યાં ઉભું કરવા માગું છું ?'

સાહેબે અત્યંત કરડી તીક્ષ્ણ નજરે કિરણ સામું જોયું. એવી જાતની કોઇ પણ પ્રેરણાનો જરા સરખો આભાસ પણ તેના ચેહેરાના ભાવોમાં, આંખોની દૃષ્ટિમાં કે વાતની ભંગીમાં એને દેખાયો નહીં. મનમાં કાંઇક વિચાર કરતાં કરતાં આખરે સાહેબ બોલ્યા–'પ્રેરણાનું બીજું કોઇ કારણ દેખાતું નથી; દેશમાં વિપ્લવવાદ પણ જરૂર ફેલાયો છે. અને તેથી મારા ધારવા પ્રમાણે આ વિપ્લવવાદેજ આ પ્રેરણા તમારામાં જગાડી છે. એવી શંકા કે સંદેહ કરવો બહુ અન્યાયયુક્ત તો નજ ગણાય.'

કિરણ–'મેં જે કર્યું છે, ને મારા જીવનમાં અચાનક જે પરિવર્તન થયું છે તેથી લોકોને જરૂર નવાઇ લાગેજ, અને એ વાત પણ મારે કબુલ કરવી પડશે કે બીજું કાંઇ પણ સ્પષ્ટ કારણ નજરમાં ન આવે કે એમ શા માટે બન્યું તેનું વાસ્તવિક કારણ હું ન દર્શાવી શકું તો દેશનું હાલનું જે વાતાવરણ છે તેમાં ગવર્નમેન્ટનેજ નહીં પણ બીજા ઘણાઓને એજ શંકા ઉત્પન્ન થાય કે હું અંદરખાનેથી વિપ્લવવાદી છું, ને એ વિપ્લવવાદની પ્રેરણાથી જ હું આ કાર્ય કરવા પ્રેરાયો છું.'

'તમે બીજું કાંઇ વાસ્તવિક બંધબેસતું કારણ દર્શાવી શકો એમ છો ?'

'જરૂર શકું છું, ને શકયો છું પણ ખરો. શકયો છું તેથી તો દેશના પદવીધારી માન્યવર સદ્‌ગૃહસ્થોનું પીઠબળ હું મેળવી શકયો છું. આ લોકોમાં એવા પણ સદ્‌ગૃહસ્થો છે કે જો યોગ્ય કારણ હું ન દર્શાવી શકું તો હું વિપ્લવવાદી છું એમ માનવા પ્રેરાય ને એવી જરા સરખી શંકા એમના મનમાં ઉત્પન્ન થાય તો એ

લોકો કોઇ પણ જાતની સહાયતા મને કરે નહીં. હવે હું એટલું સમજી શકું છું કે ગવર્નમેન્ટને એવું કોઇ બંધ બેસતું કારણ હું દર્શાવી શકયો નથી, અથવા ગવર્નમેન્ટે તે કારણ જાણવાની પરવા કરી નથી. જો ગવર્નમેન્ટે એ કારણ જાણ્યું હોત તો મને ખાત્રી છે કે ગવર્નમેન્ટનો સમભાવ પણ હું જરૂર મેળવી શકત. કારણ કે હું જે કાર્ય કરવા માંગું છું, તેમાં જો મને સફળતા મળે, તો તે દ્વારા ગવર્નમેન્ટને પણ ઘણો લાભ હાસલ થાય તેમ છે. નુકશાન જરાપણ નહીં. જરા નિષ્પક્ષપાતપણે ઉંડી તપાસ કરી કારણો શોધ્યાં હોત તો ગવર્નમેન્ટ પોતે જ આ બધું સહજ સમજી શકતા'

સાહેબ બોલ્યા—'દેશના સદ્ગૃહસ્થોના શિક્ષિત યુવાન પુત્રોની બેકારી એ એક અતિ વિકટની સમસ્યા થઇ પડી છે ને તેને પરિણામે દેશમાં ઘણી અશાંતિ ફેલાઇ છે ને ભવિષ્યમાં એકાદ મોટી આફત પણ એથી આવી શકે છે, એ બધી વાતને અમે નકારી શકતા નથી. આ સર્વે બેકાર યુવકોને કામે લગાડી દેવાય તો અશાંતિ અને આફતનું મોટામાં મોટું એક કારણ દૂર થઇ જાય, એ વાત પણ સાચી છે. ને એ યુવકોને કામે લગાડવા હોય તો રચનાત્મક કાર્યો ઉપાડી લઇ આવી પડતર જમીનની આબાદી કરી ત્યાં નવાં ગામો વસાવવાં ને આવી જમીનોમાં આધુનિક યુગનાં યંત્રોની સહાયથી અદ્યતન પ્રણાલીની ખેતી કરાવી નવો ધંધો ઉપાડવો ને એ લોકોની આર્થિક સહાયતા માટે એક બેંક ઉભી કરવી એ બધી બાબતો જરૂર આ કઠણ કોયડાના સુયોગ્ય ઉકેલ જેવી છે, એમાં બે મત છે જ નહીં. ગવર્નમેન્ટ પોતે પણ હાલમાં આ કોયડાના ઉકેલ માટે આ માર્ગે જવાની વિચારણા કરી રહેલ છે, એ વાત પણ હું ધારું છું કે તમારાથી અજાણી નહીં હોય'

'હા, મને એ વાતની ખબર છે. ત્યારે હવે તમે એટલું તો માનો છો કે ગવર્નમેન્ટના અને અમારા પ્રયત્નો એકજ દિશામાં વહી રહ્યા છે અને બન્નેનું લક્ષ્યબિંદુ પણ એકજ છે, મતલબ કે

આવું કાર્ય ઉપાડી લઇ અમે ગવર્નમેન્ટને તેના કામમાં સહાયતા જ કરી રહ્યા છીએ.'

'પ્રયત્નો લગભગ એકજ દિશામાં થઇ રહ્યા હશે ખરા પણ એનું લક્ષ્યબિંદુ એક ન પણ હોઇ શકે. તમે શું એમ ધારો છો કે, કોઇ ચતુર અને ચાલાક વિપ્લવવાદી આ કાર્યનાં બ્હાનાં હેઠળ આવી કોઇ જમીન ઉપર એકાદ નાનુંસરખું ગામડું વસાવી વિપ્લવવાદીઓની એકાદ મોટી ટોળી એકત્ર ન કરી શકે? કે એમની કાર્યશક્તિનું કેન્દ્રસ્થાન આવાં કોઇ ગામડાંમાં ન સ્થાપી શકે?'

'ન સ્થાપી શકે એમ તો ન કહેવાય સાહેબ! પણ એવો કોઇ ચતુર કે ચાલાક વિપ્લવવાદી હું છું, ને એવા છુપા હેતુથી જ મેં આ કાર્ય ઉપાડયું છે, એવી જાતનો ઝાંખો સરખો સંદેહ કરવાનું કારણ પણ શું તમને મળ્યું છે ખરૂં?'

'તમારા પૂર્વ-જીવનમાં આવી કોઇ જાતની શંકા કરવાનું કોઇ પણ કારણ હજુ અમને મળ્યું નથી. દેશના રાજનૈતિક આંદોલન સાથે તમારે કોઇ દિવસ કોઇપણ જાતનો સંપર્ક હતો એવી કોઇ પણ વિગતો અમને હજુ સુધી મળી નથી.'

'ના, તે તો નહોતોજ. પોતાના જીવનની આર્થિક ઉન્નતિ સાધવી અને તે ઉન્નતિ દ્વારા પોતે સુખમાં ને આનંદમાં રહેવું એજ એકમાત્ર મારૂં લક્ષ્ય હું ભણતો હતો ત્યારથી જ હતું. ને તે સુખ અને આનંદ બાબત મારી પાસે એક આદર્શ પણ હતો-ને તે ઘણોખરો તમારા દેશના આદર્શને અનુરૂપ હતો.'

'ને તમે તમારી અભિલાષાથી ઘણી વધુ ઉન્નતિ, પદવી, યશ અને કીર્તિ મેળવ્યાં: ને સાથે સાથે તમારા એ આદર્શને અનુરૂપ સુખ અને ભોગ વિલાસ પણ માણ્યાં. પણ અચાનક આ બધું તજી દઇ તમે આ તદ્દન નવા કાર્ય ક્ષેત્રમાં ઉતરી આવ્યા, કાર્ય શરૂ પણ કરી દીધું. દૂર દૂર ઉજ્જડ એક જમીન લીધી. જ્યાં ધન અને આજીવિકાનો અત્યંત અભાવ હોય તોપણ ત્યાં જવા માણસ તૈયાર ન થાય.

આજ દિવસ સુધી કોઇએ એ દિશામાં પ્રયત્ન કર્યો નથી; આ અને આવી જાતના તર્કો સામે આ વસ્તુની સંભવિતતા, બુદ્ધિ સહેજે કબુલ કરતી નથી. જો કે એક જમીનદારી કંપનીએ આવી એકાદ યોજના ઘણાં વર્ષો થયાં ઘડી રાખી હતી ખરી.'

'હા, યોજના ઘડી રાખી હતી ખરી, પણ તેઓ કોઇને આકર્ષી શક્યા નહોતા; આકર્ષણ કરવું હોય તો બે વસ્તુનો પ્રબંધ પ્રથમથીજ કરવો પડે. પ્રથમ તો એ કે એક બેંક ખોલી જે લોકો ત્યાં જઇ વસે તેમને રૂપાયા ધીરવા, ને બીજું એ કે ત્યાં હાજરાહજુર રહી પોતે જાતે કામ કરીને સર્વેને દેખાડી આપવું જોઇએ કે આમ કામ થાય. એકાદ હોશિયાર ને આ વિષયમાં પારંગત પરિચાલકને પણ ત્યાં સ્થાયી વસાહત તરીકે રાખવાની જરૂર ખરી. પણ આમાંનો કોઇ પણ જાતનો પ્રબંધ તેઓ ન કરી શક્યા. હવે દૂર દૂરની જમીન શા માટે વસાવી, એ પ્રશ્નનો જવાબ આપવો રહ્યો ખરૂં ને? બંગાલમાં છુટાં છવાયાં વસેલાં આ ગામડાંઓમાં ક્યાંય પણ એકી સાથે આવડી મોટી જમીન મળી શકે તેમ નથી, એ વાત તો તમે પણ જાણતા હશો. ગવર્નમેન્ટને પણ જો આવી કોઇ યોજના ઘડી બેકાર સમસ્યાનો ઉકેલ કરવો હશે તો આવીજ દૂર દૂરની કોઇ નવી આબાદીવાળી એક જ કટકાની મોટા વિસ્તારવાળી જમીનમાંજ વસાહત વસાવવી પડશે.'

'બની શકે છે, પણ એમ કરવું હશે ત્યારે કામકાજની વ્યવસ્થા ગવર્નમેન્ટ પોતે જ કરશે ને ગવર્નમેન્ટની દેખરેખ નીચે જ એ કાર્યક્રમ ચાલશે.'

કિરણ—''દેશના કોઇ માણસો અથવા એવી કોઇ કાર્યસમિતિ જો સ્વતંત્રપણે બેકાર-સમસ્યાના સમાધાનના આવા ઉપાયો કરવાની યોજના હાથ ધરે—'

'ધરી શકે છે. એમાં ગવર્નમેન્ટ અંતરાયરૂપ થઇ પડે એ સુસંગત ન કહેવાય, ને એમ કરવાનો ગવર્નમેન્ટને અધિકાર પણ નથી. ઉલટું ગવર્નમેન્ટે બની શકે તેટલી સહાયતા કરવી જોઇએ, પણ

કેવી વ્યક્તિ આ કાર્યમાં હાથ નાંખે છે, એના ઉપર આ બધી વસ્તુઓ આધાર રાખે છે.'

'અમારી આ જમીનદારી કંપની બાબત ગવર્મેન્ટને કાંઇ વાંધો લેવાનું કારણ મારા ધારવા મુજબ કાંઇ નથી, ખરૂં ને?'

'ના–ને એમની તો માત્ર એક ઝાંખી અસ્પષ્ટ યોજનાજ હતી.– કાંઇક Pious Wish જેવીજ: જો તમે ત્યાં જઇ આ પ્રમાણે સક્રિય સંચાલન હાથમાં ન લેત તો વાસ્તવ કાર્યના રૂપમાં એ યોજના કોઇ દિવસ પરિણામ પામત કે નહીં એ સંદેહયુક્ત છે.'

'ત્યારે તમારો વાંધો છે મારા માટે જ. મેં આ કાર્યનું સંચાલન ઉપાડ્યું છે એટલા માટે જ ખરૂં ને?'

સાહેબ–'તમે મારી પાછલી વાતનો જવાબ તો બરાબર આપ્યો ને તે યુક્તિ-યુક્ત અને સંતોષજનક પણ છે ખરો એમ માની શકાય. પણ મારી પ્રથમ વાતનો તમે કાંઇ જવાબ આપ્યો નથી, તમે મારા એ સવાલનો જવાબ દેવા 'ઘોરણુસર' અખાડા કરતા જણાઓ છો.'

'એ તમારી વાત એ જ કે દેશમાં આટલા બધા માણસો છે ને એકલા મેંજ એકાએક આવી મોટી નોકરી છોડી છાંડી આ કામમાં કેમ ઝંપલાવ્યું? શહેરની સુખ સગવડ અને શહેરના ભોગ વિલાસોને તજી દઇ ગામડાંના આ કઠોર જીવનનું અવલંબન કેમ કર્યું?'

સાહેબઃ–'કે જેનો જરા સરખો સંભવ પણ કોઇએ કોઇ દિવસ ધાર્યો નહીં હોય. આવો કોઇ ઉદ્દેશ તમારો હતો એવું કોઇ સીધું કે આડકતરૂં કાર્ય કે કારણ પણ તમારા પૂર્વ-વર્તનમાં જણાઇ આવ્યું નથી. વૈજ્ઞાનિક હુન્નર ઉદ્યોગ બાબતના નિબંધો કોઇ કોઇ વાર તમે લખતા હતા ખરા પણ દેશના બેકારોની સમસ્યા–તેનો ઉકેલ કેમ થઇ શકે, શો હોઇ શકે, ને દેશના હિતને ખાતર આવી એકાદ રાષ્ટ્રીય આર્થિક સંસ્થાની ઉપસ્થિતિ હોવી જરૂરની છે, એવો કોઇ વિચાર સુદ્ધાં પણ તમે કોઇ દિવસ

ક્યાંય કર્યો હોય કે દર્શાવ્યો હોય એવું જણાતું નથી. ખાસ કરીને તમારાં આચરણમાં, કામકાજમાં ને તમારી આલોચનાઓમાં આવી કોઇ વસ્તુનો આભાસ સરખો પણ દેખાતો નથી.'

'ને વિપ્લવવાદી કોઇ મતનું હું સમર્થન કરૂં છું એવો કોઇ જાતનો આભાસ પણ હું ધારૂં છું તમને નહીં દેખાયો હોય, ખરૂં કે નહીં?'

'હા-એ પણ ખરૂં. એવો આભાસ પણ મળ્યો નથી. મેં વાતની શરૂઆતમાંજ તમને આ વાત કહી દીધી છે. પણ એમ બની શકે કે તમે બહુજ હોંશિયાર અને ચતુર હોવાથી આવો આભાસ તમે બહાર દેખાવા દેતા ન હો. ને અંતરના ઉંડાણુમાં છુપી રીતે તમે આ ભાવનું મનમાં ને મનમાં પોષણ કરી રહ્યા હો. ને પછી સમય અને સુયોગ મળતાં એ કાર્યમાં ઝંપલાવ્યું હોય. ને તે પણ આવા કોઇ બહાનાં હેઠળ, કે જેની એક સારી બાજુ લોકોને દેખાડી શકાતાં મૂળ લક્ષ્યબિંદુ સહજમાં નજરે ન ચડે,-ગુપ્ત રહી શકે.'

જરાવાર ચૂપ રહી કિરણ બોલ્યો-'તમે મારા વિષે ઘણીયે વિગતો મેળવી છે. તો કેમ અને કયા સંજોગોમાં હું નોકરી છોડી ચાલ્યો આવ્યો છું એ ખબર પણ તમે જરૂર મેળવી શક્યા હશો જ?'

'હા, એ વાત પણ અમારાથી અજાણી નથી, પણ કૌટુંબિક કલેશ તમને ગમે તેટલો થયો હોય, તો પણ આવી સરસ મોટા પગારની નોકરી છોડી પોતાના જીવનની આખી દિશા પલટી નાખી, આ એક નવા કાર્યમાં ઝંપલાવવાની પ્રેરણા ફક્ત એજ કારણથી મળી હોય એ વાત માનવી અત્યંત મુશ્કેલી ભરેલી છે, એમ તમને નથી લાગતું?'

કિરણ-'મુશ્કેલી ભરેલી હોય એ બની શકે તેવું છે. પણ મારા જીવનનો પલટો એ સંજોગોને લઇનેજ થયો છે, ને આ પ્રેરણા ક્રમેક્રમે એ કાર્યમાં પડયા પછી મને ઉદ્ભવી છે, તે તમને હું કેમ સમજાવી શકું, એ વાતનોજ હું વિચાર કર્યા કરૂં છું. છતાં હું તમને

બધું ખુલ્લે ખુલ્લું કહી દઉં છું. તમે માનશો કે નહીં, હું તમારો વિશ્વાસ મેળવી શકીશ કે નહીં, તે તો પ્રભુ જાણે. સાંસારિક કલેશથી એકદમ ત્રાહિ ત્રાહિ પોકારી, કંટાળીનેજ મેં આ નોકરી છોડી છે. બીજી કોઈ જગ્યાએ આવીજ નોકરી શોધી ત્યાં જવાથી પણ આ કલેશ તો આવો ને આવોજ મારી સામે ઉભો રહેવાનો હતો. તેથીજ મેં વિચાર કર્યો કે ચાલ જીવ! બહુ છેટે કોઈ ગામડા ગામમાં જઈને વસવાટ કરૂં ને ત્યાં ખેતી કરીને કોઈ પણ રીતે જીવન વ્યતીત કરી શકું તો કદાચ જીવને શાંતિ મળે, ને જે મહા પાપને પરિણામે મારી એવી અવદશા થઈ છે તે પાપનું એથી થોડે ઘણે અંશે પ્રાયશ્ચિત્ત પણ થાય. આ કાર્યમાં ઝંપલાવતા જતાં સાહેબી ધોરણના રીતરીવાજો અને ભોગ વિલાસને તિલાંજલિ આપીને આ દેશના ગામડીઆ ગૃહસ્થ જેવી સરળ, સાદી, આડંબર વિનાની રીતે મારે રહેવું પડશે એ વાત હું જાણતો હતો, ને તેથી મેં મારા મનને એ તિતિક્ષા સહન કરવા પ્રથમથી તૈયાર પણ કરી મૂક્યું હતું. ગામડીઆ સદ્‌ગૃહસ્થનો પુત્ર તો હું હતોજ,—આવું જીવન મને એકદમ અજાણ્યું કે મહાવરા વગરનું તો નહોતુંજ. મારા જન્મજાત સંસ્કારોમાં એ હતુંજ.' 'યોગાયોગથી આ જમીનદારી કંપનીની છાપામાં આવતી જાહેર ખબર મેં વાંચી. જમીન સુલભ અને સસ્તી મળતી હોવાથી મેં આ સ્થાનજ મારી ચાલુ પરિસ્થિતિને સર્વે વાતે અનુકૂળ આવશે એમ સમજી અહીંજ મુકામ કરવાનું નક્કી કર્યું. તેથીજ નોકરી છોડી થોડી સરખી પુંજી સાથે રાખી, જમીન ખરીદી હું ત્યાં જઈને રહ્યો. આજે જણાતા આ બધા કાર્યક્રમની પ્રેરણા તે વખતે નહોતી ઉપજી ને આવો કાર્યક્રમ હાથ ધરવો પડશે એવી ઝાંખી સરખી કલ્પનાયે ત્યારે મનમાં નહોતી ઉઠી. આ પ્રેરણા તો પાછળથી મને ત્યાં વસતા આ જમીનદારી કંપનીના મેનેજર સાહેબ સાથે એમની આ યોજના સંબંધી તથા દેશના યુવકોની બેકાર અસહાય હાલત સંબંધી આલોચના કરતાં કરતાં એમના દ્વારા મળી. એ પ્રેરણા જ્યારે મને મળી ત્યારે મને

એનો કેફ ચડયો, હું પાગલ જેવો બની ગયો, મારાં મન પ્રાણ આ દિશામાંજ ઝૂકી પડતાં કાર્યસિદ્ધિ કરવા માટેનો દઢ સંકલ્પ કરી મેં આ સાહસમાં ઝંપલાવ્યું. મારા સ્વભાવની ગતિજ લગભગ આવી છે. ગમે તેમ પણ મને તે વખતે વિચાર સ્ફુર્યો કે, ચલ જીવ જોઉં તો ખરો કે દેશ જે આ દુર્દશાને પંથે ઘસડાયો જાય છે,—ને તેને અંગે દૈહિક, માનસિક અને નૈતિક અતિ અસ્વાસ્થ્યકર એક જાતનો વિકાર દેશના અંગ પ્રત્યંગમાં જણાય છે, બહુ અશાંતિનો વિક્ષોભ પણ જોવામાં આવે છે, દેશ જાણે એકદમ જહન્નમમાં જવા બેઠો જણાય છે—તે માર્ગે ઘસડાતો અટકાવી આવી કલ્યાણ કરી કાર્યશીલતાથી સ્વસ્થ સબળ બનાવી શાંતિ અને સંતોષપૂર્ણ સુખ અને સ્વતંત્રતાને માર્ગે મૂકી શકાય કે નહીં? ને તમે વિપ્લવની વાત કરો છો ને સાહેબ? વિપ્લવોનો વિચાર, વિપ્લવનું આંદોલન એ બધાંય દેશની આ દુર્દશા-માંથી જ જન્મ્યાં છે. અનંત દુઃખના સાગરમાં દેશવાસીઓ હડસે-લાઇ ગયા છે, દેહમનથી દીન-હીન થઇ ગયા છે, પ્રતિકારનો કોઇ ઉપાય દેખાતો નથી તેથી જ આ વિપ્લવવાદનાં દર્શન થાય છે. કલ્યા-ણકારી કાર્યનો સીધો માર્ગ મળતો હોય ને તે માર્ગે એમની આર્થિક ઉન્નતિ થઇ તેઓ સુખે રહી શકતા હોય તો આવો માર્ગ છોડી વિપ્લવનું સર્જન કરવા કોઇ ઇચ્છે નહીં. સીધે રસ્તે રોટલો રળી શકાતો હોય ત્યારે વિપ્લવનો વિચાર સરખો પણ, કોઇના મનમાં ન આવે.'

પ્રથમથી જ કિરણની વાતચીતથી અને એના વિનય-વિવેક-પૂર્ણ વર્તનથી સાહેબના મનમાં એના માટે માન ઉપજ્યું હતું. એનું કોઇપણ આચરણ કપટી છે ને તેમાં કોઇ ગુપ્ત દુરાશય સમાયેલો છે, એવું સાહેબને જણાયું નહીં. ઉલટું કિરણ સાથેની વાતચીતથી એક એ જાણી શકાયું કે એના મનમાં એક જાતનો એવો આંતરિક ભાવ, દેશનું હિત કરવાનો એવો તો આત્યંતિક આગ્રહનો ધ્વનિ ઉઠતો હતો કે જેના ગંભીર સ્પર્શથી સાહેબનું અંતર દ્રવી ઉઠયું. કોઇપણ

જાતની જરાસરખી પણ શંકાની દ્વિધા સાહેબના મનમાં રહી નહીં. સાહેબે વિચાર કર્યો કે એકાદ વિપ્લવવાદી આવી રીતે વિપ્લવકારી શક્તિ-ચક્ર ગોઠવવાનો પ્રયત્ન કરી શકે ખરો, પણ આ યુવકે તેમ કર્યું જણાતું નથી. એક ઉચ્ચતર સત્પ્રેરણાથી પ્રેરાઇને જ તેણે દેશ-હિતનું આ વ્રત ગ્રહણ કર્યું જણાય છે, અને આ યુવક જેમ કહે છે તેમજ એ પ્રેરણા એણે આ નોકરી છોડી ત્યારે નહોતી, પણ જમીન ખરીદ્યા પછી ત્યાં જઇ વસ્યા પછી પાછળથી એના મનમાં ઉદ્ભવી છે. ને એ સંભવિત છે પણ ખરૂં.

ગમે તે હો. પોતાનો આ મનોભાવ બહાર ન દેખાડતાં પ્રથમની પેઠે જ ધીર ગંભીર, સંયત ભાવે સાહેબ બોલ્યા–'ત્યારે તમે શું એમ કહેવા માંગો છો કે વિપ્લવવાદ અને આ ક્રાંતિકારી આંદોલન ને તેની સાથે સાથે આ ભય-ત્રાસવાદ (terrorism) આર્થિક કષ્ટ, વિષમ અન્ન સમસ્યા અને બેકાર સમસ્યા અને તેને અંગે ઉત્પન્ન થતાં જાતજાતનાં દુઃખોનેજ આભારી છે? ને આ વસ્તુઓ જો દૂર થાય તો ઉપલાં કારણો પોતાની મેળે જ દૂર થઇ જાય?'

'ના, એ પણ ચોક્કસ રીતે કહી ન શકાય. સ્વતંત્રતા મેળવવાનો એક માર્ગ-ઉપાય સમજી કોઇ કોઇ આ વિપ્લવવાદ તરફ ઝૂકી પડયા છે ખરા. કદાચ એમ પણ હોય કે આવી જાતના ઉદ્દેશથીજ વિપ્લવવાદ અને ભય-ત્રાસવાદની સૂચના અને ઉત્પત્તિ શરૂઆતમાં થઇ હશે, પણ આવી વિચારસરણીવાળા માણસોની સંખ્યા ઘણી હોય એમ હું ધારતો નથી. એ લોકોની સંખ્યા ગમે તેટલી હોય તોપણ દેશના યુવકોને જો સીધી રીતે પોતાનો રોટલો રળવાનું સાધન મળી રહેતું હોય અને તે દ્વારા તેઓ સુખે રોટલો રળી આનંદથી ખાતાપીતા અને કુટુંબને પોષી શકતા હોય તો આ વિપ્લવવાદીઓ આટલી બધી મોટી સંખ્યામાં આ યુવકોને પોતાની ટોળીમાં આકર્ષી શકે નહીં. દેશની હાલની ચાલુ શાસન પ્રણાલીમાં પણ આમ થવું અસંભવિત છે એમ હું માનતો નથી. તમે લોકો

આ દેશ ઉપર રાજ્યશાસન કરો છો ને ભવિષ્યમાં પણ કરવા માગો છો. ને તેમ કરવા જો માંગતા હો તો દેશની પ્રજા પોતાનો રોટલો સહેલાઇથી રળી શકે ને કોઇને ખાવાપીવા કે પહેરવા ઓઢવાનું દુઃખ ન રહે, એ વસ્તુ તરફ તમારે સૌથી પ્રથમ લક્ષ આપવું પડશે. વિકટ અન્ન સમસ્યા જ જ્યાં જુઓ ત્યાં વિપ્લવ ને ક્રાંતિનું સર્જન કરે છે. બીજાં કોઇપણ કારણે વિપ્લવ કે ક્રાંતિ સર્જવાનો પ્રયત્ન થતો જોવામાં આવતો હોય, પણ આ વિકટ અન્ન સમસ્યા જ કોઇ નહીં તો વિપ્લવને ખોરાકી આપી પુષ્ટ કરે છે ને એનું જોશ વધારી એને મૂર્તિમાનરૂપે ખડો કરે છે, તેથી જ હું કહી રહ્યો છું સાહેબ, કે અમે જે કરી રહ્યા છીએ તેથી વિપ્લવનું સર્જન નહીં થાય, પણ ઉલટું વિપ્લવની સંભાવનાના મૂળમાં જ અમારી આ યોજનાથી ઉંડો ફટકો લાગશે. એ યોજનામાં અમને સિદ્ધિ સાંપડે તો તેને પરિણામે ગવર્નમેન્ટનું કોઇ જાતનું અનિષ્ટ નહીં થાય પણ ઉલટું કલ્યાણજ થશે.'

'તે બની શકે છે. પણ આ વાત પણ ખરી છે કે વિપ્લવકારી ટોળીમાં જે યુવકો દાખલ થયા છે તેઓ આવી વાતનો વિચાર સરખોયે કરતા નથી. ને આવા વિચારો ધરાવતા ઘણા યુવકો જો તમારી 'કોલોની'માં આવીને વસવાટ કરે, તો તમારી ઇચ્છા ન છતાંયે તમારી જાણમાં ન આવે તેમ અથવા તમારી ઇચ્છા વિરૂદ્ધ પ્રકટપણે પણ તમારી એ 'કોલોની'ને વિપ્લવનું કેન્દ્ર સ્થાન બનાવી મુકે.'

'કદાચ એમ બની શકે પણ ખરૂં, પણ આવી વિચારસરણી ધરાવતા કોઇ યુવકો ત્યાં જઇને વસ્યા છે, ને 'કોલોની'ના વસાહતોને વિપ્લવવાદ તરફ ઘસડી જાય છે ને અમે એમનો એ પ્રયત્ન ખાળી શકવા અસમર્થ બન્યા છીએ, એવું કોઇ પ્રમાણ જો તમને મળે તો તમે જરૂર ઘટતાં પગલાં ભરી એમને ત્યાંથી ખસેડી શકો છો.'

'એવું પ્રમાણ અમને સહેલાઇથી કેમ મળે? તમે એમાં અમને સહાયતા આપી શકો ખરા?'

જરા સ્મિત કરી કિરણ બોલ્યો–'એ કોઇ કોઇ દિવસ બની શકે ખરૂં સાહેબ ? અમે પોતે અમારાજ માણસો ઉપર ગુપ્તચર બની બેસી શકીએ નહીં. ને માત્ર શક ઉપરથીજ કોઇને પકડાવી પણ શકીએ નહીં. ઉલટું એવો શક કોઇ ઉપર લઇ જવાનું કારણ મળે તો અમે પોતે અંદરખાનેથી પ્રયત્ન કરી એને સુધારવાના ઉપાયો યોજીએ. જે લોકો અત્યાર સુધીમાં ત્યાં જઇને વસ્યા છે ને જેઓ ભવિષ્યમાં જઇ વસશે તેમની એવી વિચારસરણી જો હશે, તો આવા સારા કાર્યમાં જોડાતાં ને એ કાર્યથી ખરૂં દેશહિત સધાય છે ને તેમાં તેઓ થોડે ઘણે અંશે નિમિત્તભૂત થાય છે એવું સમજતાં તેમને વાર નહીં લાગે ને એટલું સમજી શકે એટલે એ લોકો સુધરી જઇ સન્માર્ગે દોરાય એવીજ આશા જરૂર રાખી શકાય. એમને સન્માર્ગે દોરી જવાનો પ્રયત્ન અને એવા પ્રયત્નને સહકારપૂર્વક સહાય આપવી એજ તમારાં કાર્યનો સાચો રસ્તો છે. હજારો પોલીસોના પહેરા ને તેમનાં જુલમી વર્તનનું શાસન દશ વર્ષમાં જેટલું ન કરી શકે તેટલું આ નીતિનું અવલંબન કરવાથી એક વર્ષમાં સિદ્ધ થશે.'

'એ કદાચ બની શકે ખરૂં, પણ એવા પાકા હઠીલા કોઇ કોઇ વિપ્લવવાદીઓ પણ તમને મળી આવશે કે જેઓ કોઇ રીતે નહીં સુધરે. હજાર હજાર ઉપાયો કરતાં છતાં પણ તમે તેમને કોઇ રીતે સુધારી શકશો નહીં. આવા યુવકો માટે તમે શું ઉપાય અજમાવશો ?'

'અમે એવાઓને અમારા 'કોલોની'માંથી બહાર કાઢી મૂકી શકીએ, એનાથી વિશેષ અમારાથી કશુંએ ન બને.'

સાહેબ જરા હસ્યા; હસીને આખરે બોલ્યા:–'હા હું સમજ્યો. એનાથી વિશેષ તમે કાંઇ કરવા માગતા નથી, ને કદાચ તમે કરી શકો પણ નહીં. એમ કરો તો તમે દેશના માણસોની નજરમાં કદાચ અણગમતા થઇ પડો.'

જરા હસીને કિરણે કહ્યું–'હા, જરૂર. લોકો એમ માની બેસે કે અમે ગવર્નમેન્ટ અથવા સી. આઇ. ડી. ના જાસુસ બની ત્યાં

અહો જમાવી બેઠા છીએ, ને યુવકોને લલચાવી લોભાવી ત્યાં ભેગા કરી બે ચાર સાચાં ખોટાં પ્રમાણો અને સાક્ષીઓથી એમને દોષિત સાબીત કરી છેવટે પોલીસના હાથમાં સોંપી દઈએ છીએ, ને આવી જાતની ધારણા બંધાઈ જાય તો પછી કોઈ ત્યાં પોતાના છોકરાઓને મોકલે નહીં. યુવકો પછી કોઈ વિશ્વાસ રાખીને આવે નહીં ને જે થોડા ઘણા આવી વસ્યા હોય તે પણ ભાગીજ જાય.'

સાહેબ બોલ્યા–'વારૂ, તમારી આ યોજનાને અમે હાલ તુરતને માટે કદાચ અનુમોદન આપી શકશું. થોડો વખત તમારી કાર્ય પ્રણાલી જોતા રહીશું ને તેનું પરિણામ શું આવે છે તે પણ જોશું. વચ્ચે વચ્ચે અમારા માણસો ત્યાં આવે તો તેમાં તમને કાંઈ વાંધા જેવું છે ખરૂં ?'

'જરા પણ નહીં. ને હોય તો તેની કિંમત પણ શી છે ? તમે અમારા એવા વાંધાની જરા સરખીયે પરવા કરશો ખરા સાહેબ ? ને અમે વાંધો લઈ શકીએ પણ ખરા ?' બોલતાં બોલતાં કિરણ જરા હસ્યો.

સાહેબની આંખો અને ચહેરા ઉપર એક જાતનું ચપળ હાસ્ય બેસી ગયું. સાહેબ બોલ્યા–'ના, એ સાચું છે કે અમે તમારા વાંધાની પરવા ન જ કરીએ. તમારૂં કાંઈ સાંભળીએ નહીં ને તમે અમને કાંઈ કરી શકો પણ નહીં છતાંયે તમારો વાંધો હોય તો અમારી કાર્યપ્રણાલીમાં રૂકાવટ થાય ને પરિણામે બન્ને પક્ષને અણગમતા કેટલાક બનાવો બની જવાનો સંભવ ઉભો થાય. હું તમને સરળ ભાવે સાફ સાફ કહી દઉં છું મી૦ રોય, કે તમારી વાતચીતથી ને તમારા સરળ સદ્વર્તનથી મને પોતાને એમ લાગે છે કે તમે સરળ ભાવેજ કામ હાથમાં લીધું છે ને તેજ માર્ગે આગળ વધવાનો પ્રયત્ન કરી રહ્યા છો. અમને આ વસ્તુની પાકી ખાત્રી જ્યારે થશે ત્યારે મને લાગે છે કે તમે કદાચ ગવર્નમેન્ટની સહાયતા પણ મેળવી શકશો. વિપ્લવવાદીઓની દુર્બુદ્ધિ આ યુવકોના

ચનમાં ન જાગે ને જાગી હોય તો તે જડમૂળથી ઉખડી જાય એવા ઉપાયો લેવા એ વિષયમાં અમે પણ તમારી સહાયતા ને તમારો સહકાર પ્રચ્છીએ છીએ.'

કિરણ-'અમારા પોતાના જ સ્વાર્થને ખાતર-જે ઉદ્દેશથી અમે આ કામ હાથમાં ઉપાડયું છે તે કાર્યની સત્વર સિદ્ધિને ખાતર-અમે પોતે અમારાથી બનતા સર્વ શુભ પ્રયત્નો કરશું, એ વાત મેં પ્રથમથીજ કહી દીધી છે સાહેબ!'

સાહેબ-'વારૂ, ત્યારે જે કામ તમે ઉપાડયું છે તેમાં હાલ તુરત કોઇ પણ જાતની નડતર ગવર્નમેન્ટ તરફથી નહીં થાય. અમે દૂર રહી ફકત એટલુંજ જોયા કરશું કે તમારી આ કાર્ય પ્રણાલી સન્માર્ગે વહી રહી છે ને વાંધાભર્યું કાંઇ બનતું નથી.'

કિરણે કહ્યું-'પણ એક મોટી નડતર તો અત્યારમાં આવી ચુકેલીજ છે સાહેબ!'

'નડતર આવી ચૂકેલી છે?'

'જી, હા. કેટલાક યુવકોને શક ઉપરથી પકડી અહીં લાવવામાં આવ્યા છે. પરિણામે ત્યાં વસતા બીજા યુવકો ભયના માર્યા બેબાકળા બની ગયા છે. કદાચ બધાય કામ છોડી છાંડીને ભાગીજ જશે.'

'એમ છે?'

'ને એ લોકો એમ છોડી છાંડીને ચાલ્યા જશે તો અમારી બધી મહેનત પાણીમાં જશે, ને આ કાર્ય ઉગતુંજ ડંભાઇ જશે. ફક્ત એટલુંજ નહીં પણ આવી જાતની યોજના ભવિષ્યમાં કોઇ પણ વ્યક્તિ કે સંઘ કોઇ કાળે પણ હાથમાં લેવાનો વિચાર સરખો પણ કરશે નહીં. અમે જે કર્યું છે તે માત્ર બેકાર સમસ્યાના ઉકેલ માટેજ નથી કર્યું પણ સાથે સાથે આડકતરી રીતે વિપ્લવવાદને નિર્મૂળ કરવા માટે પણ ખરૂં, જો કે સીધી રીતના આવા કોઇ આશયથી આ કામ અમે હાથ ધર્યું નથી. દેશના લોકો માટે આવી દિશામાં પ્રયત્ન કરવાના માર્ગને પણ જો આમ અવરોધવામાં આવે

તો તેથી ગવર્નમેન્ટનું પોતાનું કાંઇ હિત થાય કે નહીં, એ વાતનો પણ વિચાર જરૂર કરશો.'

'ના, હિત તો નજ થાય, થઇ શકે નહીં. પણ આ ચાર પાંચ યુવકોને માત્ર શક ઉપરથીજ પકડવામાં આવ્યા છે?'

કિરણ-'એ લોકો સંબંધી પોલીસને શંકા લઇ જવાનું કાંઇ કારણ મળ્યું છે કે નહીં તે હું જાણતો નથી. પણ તમારી વાતથી મને એમ સમજાયું છે કે મારા પોતાના ઉપર શંકા લઇ જવાનાં કેટલાંક કારણો આપની પાસે છે અથવા હતાં, ને તેથી વિપ્લવ જગાડવાનું કોઇ ષડ્યંત્ર ત્યાં રચાઇ રહ્યું છે, એવી શંકાથી તમે ધરપકડ કરી હોય તો એવા ષડ્યંત્રનું મૂળ કારણ તો હુંજ કહેવાઉં. આ પરિસ્થિતિમાં મને ન પકડતાં પ્રથમ આ બીજા યુવકોને શા માટે પકડવામાં આવ્યા છે એ મને હજુયે સમજાતું નથી.'

સ્થિર-ગંભીર નજરે સાહેબ કિરણ સામું જોઇ રહ્યા; થોડીવાર સુધી કંઇક વિચાર કરી છેવટે બોલ્યા-'હા, એ તમે જરૂર કહી શકો છો ખરા.'

'જો તમે ગુસ્સે ન થાવ તો એક વાત મારે તમને પૂછવી છે.'

'ખુશીથી પૂછો.'

'એમ તો ન બને ને કે આ બધી ધરપકડની પાછળ કોઇનું ગૂઢ દોરી સંચાલન છે?'

'ગૂઢ દોરીસંચાલન? હું કાંઇ સમજી શકયો નહીં મી૦ રાય, આ 'કોલોની'ની યોજના જ્યારે પ્રસિદ્ધ થઇ, ને એ દિશામાં પ્રયત્નનો આરંભ થયો, ત્યારે ગવર્નમેન્ટેજ એ બાબતની તપાસ કરવાનો હુકમ કર્યો હતો.'

'એ તો હું સમજ્યો સાહેબ! ને તે તપાસ મારા માટેજ ચાલી હોય ને અચાનક આવા કામમાં હાથ નાખવાનું મારે શું કારણ બન્યું એટલુંજ ફકત જાણવા ખાતર ને? પણ તપાસને પરિણામે તમે કાંઇ નિર્ણય પર આવી શકયા નથી ને શક પણ એવો લઇ જવામાં આવ્યો છે કે કોઇ વિપ્લવકારી ગૂઢ પ્રવૃત્તિ મારી હશે. હું એ બધુંય

સમજ્યો સાહેબ! પણ નથી સમજી શકતો ફક્ત એ વાત કે, પ્રથમ મને પકડયા વગર આ યુવકોને શા માટે પકડવામાં આવ્યા?'

સાહેબ–'તે એમાં કોઈનો ગુપ્ત હેતુ શો સિદ્ધ કરવાનો હોય ને તે કેવી રીતે? તે હજુ મને સમજાયું નહીં. તમે શું એમ ધારો છો કે એવી કોઈ વ્યક્તિ છે કે જેણે પોતાનો સ્વાર્થ સાધવા ખાતર તમને આમ બચાવી લઈ તમારી આ 'કોલોની'ની યોજના તોડી નાંખવા માગે છે?'

જરા આનાકાની કરતો કિરણ બોલ્યો–'હું ચોક્કસપણે કહી શકતો નથી સાહેબ! પણ મારે બદલે પ્રથમ આ યુવકોની ધરપકડ થઈ એ વસ્તુમાં મને કંઈક રહસ્ય જણાય છે.'

'તમે કહો છો તેમ હોય તો કદાચ કોઈ કર્મચારીની ભૂલ થઈ ગઈ હોય એમ પણ બને.'

'આ યુવકોની સામે શંકા લાવવાનું એવું કશું પ્રમાણ તમને મળ્યું છે, કે જેને અંગે એમને અહીં અટકમાં રાખવા જરૂરી લાગે છે?'

'મારી ફાઈલમાં જે હકીકતો મૂકી છે તેમાં તો કંઈ એવું પ્રમાણ જણાતું નથી. પણ એ હકીકતો પછીની બીજી કોઈ નવી મેળવેલી વિગતો મારા મદદનીશો મેળવી શકયા છે કે કેમ, તે હું જાણતો નથી.'

'ને જો એવી કોઈ હકીકત હજુ સુધી ન મળી હોય તો એમને છોડી મૂકવાનો હુકમ તમે ફરમાવી શકો ખરા કે નહીં? એમને છોડી મૂકવાના પ્રશ્ન ઉપરજ અમારી 'કોલોની'નું અસ્તિત્વ અવલંબી રહ્યું છે.'

'એક બે સાધારણ નજીવી સારી વિગતો મળે તો પણ હું આનંદથી એમને છોડી મૂકી તમને સોંપી શકું. એમને સુધારવાનો જ માત્ર અમારો ઉદ્દેશ છે. ફક્ત શિક્ષા આપવાનો કે દંડ દેવાનો નહીં. વારુ, તમે જરાવાર સબુર કરો, હમણાંજ હું તમને ચોક્કસપણે મારો નિર્ણય જણાવી શકીશ.'

# પ્રકરણ ૩૮ મું

## અભિજાત અંગ્રેજ

સાહેબે ઘડીઆળ સામું જોયું. એટલામાં પટાવાળાએ આવીને એક કાર્ડ સાહેબના હાથમાં મૂક્યું. એઇને સાહેબ બોલ્યા—'જેના ઉપર આ કેસ જોવાની ને ચલાવવાની જોખમદારી છે, તેમને આ બાબતના બધા કાગળપત્રો ને ફાઇલો લઇને અત્રે બોલાવ્યા હતા, તે આવી પહોંચ્યા છે.–વારૂ જા બાબુને સલામ આપ, (અંદર લઇ આવ).'

પટાવાળો બહાર ચાલ્યો ગયો. થોડીવારમાંજ પડદો સેરવી ભૂપેન્દ્ર ઓરડામાં દાખલ થયો. અણધાર્યો કિરણને ત્યાં બેઠેલો જોઇ ભૂપેન્દ્ર જરા ચમક્યો અને ઝંખવાણો પડી ગયો. હોઠ કરડી મોઢું ભારે રાખવા અને જાણે કાંઇ બન્યું ન હોય તેમ દેખાડવા તેણે પ્રયત્ન કર્યો, પણ તે કાર્યમાં તે પૂરેપૂરો સફળ થયો નહીં. એના ચેહેરા પરનો આ ફેરફાર સાહેબે પણ જોયો. આ તરફ કિરણ પણ જરા સ્મિત કરતો ઉઠીને ઉભો થયો અને ભૂપેન્દ્રને અભિવંદન આપતો બોલ્યો.

'ઓહો! કોણ ભૂપેન્દ્ર બાબુ? પધારો પધારો નમસ્કાર!'

'અરે કોણ કિરણ? તે તમે–તમે–? અહીં–? હાં હાં સમજાયું, બરાબર છે. સાહેબને મળવા આવ્યા હશો ખરૂંને–? તમારા આ યુવકોની ધરપકડ બાબત ખરૂંને? તે–તે–બહુ સારૂં કર્યું. તમારી અને સાહેબની વચ્ચે મેળાપ થઇ મોઢામોઢ વાત થઇ જાય તો સારૂં, એમ મને કેટલાય દિવસથી લાગ્યા કરતું હતું.'

વસ્તુસ્થિતિ બધી મનમાં પામી જઇ પોતાને સંભાળી લઇ ઉપલા શબ્દો ભૂપેન્દ્ર બોલ્યો.

સાહેબ બોલ્યા—'તમે બન્ને જણાં એકબીજાને સારી રીતે ઓળખતા હો એમ લાગે છે, ખરૂં?'

'હા, અમે એકબીજાને જરૂર ઓળખીએ છીએ.' કહી જરા અચંબો દેખાડી ભૂપેન્દ્રે એકવાર કિરણ સામું જોયું. પણ કિરણ એ

દૃષ્ટિને ન ગણકારતાં બોલ્યો–'ફક્ત ઓળખાણપીછાણ છે એટલું જ નથી, સાહેબ! પણ અમારી વચ્ચે ખૂબ નિકટનું સગપણ પણ છે.'

'સગપણ! કેવું સગપણ? એ વાતની તો મને આજદિન સુધી કાંઇ ખબર જ નહોતીને! તમે શું સગા થાઓ?'

ફરીથી એકવાર અચંબાભરી નજરે કિરણ સામું જોઇ ભુપેન્દ્ર ઉતાવળે ઉતાવળે બોલ્યો–'કિરણ મારો 'બ્રધર ઇન લૉ'–એટલે કે બનેવી થાય.'

'બનેવી! તમારી જ બહેન ત્યારે શું એમની સ્ત્રી થાય–જે અલાહાબાદમાં એમની સાથે રહેતી હતી તે?'

'જી, હા સાહેબ.'

સાહેબે ભવાં ઉંચાં ચઢાવ્યાં.

'પણ જ્યારે આ કેસની તપાસણીનો ભાર તમે તમારા હાથમાં લીધો ત્યારે તો તમે મને આ બાબતનો કાંઇ રફોટ નહોતો કર્યો?'

'તે–તે–એ વખતે મને એવો રફોટ કરવો યોગ્ય ન લાગ્યો; સાહેબ! મને એ કામનો ભાર સોંપવામાં આવ્યો ત્યારે મને મનમાં એમ થયું કે, આ સગપણની વાત તમને કરીશ, તો અમારા આ નિકટનાં સગપણથી તમે મારા પર જે વિશ્વાસ મૂકયો છે તે વિશ્વાસ ડગી જશે. તમને વહેમ પડશે ને—'

'તે એ કામનો ભાર લેવાવાળા બીજા ઘણા માણસો હતા અને છે, પણ તમે કાંઇ વધુ રસ લેતા જણાવાથી એ કામ મેં તમને સોંપ્યું.'

'પણ આ નજીકના સગપણને કારણે તપાસ કરવામાં કે તજવીજ કરવામાં હું ધારૂં છું કે, મેં કાંઇ ખામી કે ત્રુટી રાખી નથી. સરળતા અને સંપૂર્ણ પ્રામાણિકપણે બહુજ ખાનગી રીતે ઘટતા ઉત્સાહથી મેં મારૂં કર્તવ્ય પાલન કરવાનો પ્રયત્ન કર્યો છે.'

'ઘટતો ઉત્સાહ જ માત્ર નહીં, પણ એથી વધુ જાણે થોડી અતિશયોક્તિ જેવું તમે કાંઇક કર્યું જણાય છે. ને સરળતા ને પ્રામા-

ણિકપણું—એ બાબતમાં આટલું તો જોઇ શકાય છે કે, જે તપાસ થઇ છે તે ખાસ કરીને કિરણબાબુને લગતી જ થઇ છે. તે કાંઇક રહસ્યમય જણાય છે, ને તેને લીધે એક મોટી શંકા પણ ઉપસ્થિત થાય છે. આ રહસ્યનું મૂળ કારણ હું ધારૂં છું કે, તમારાથી અજાણ્યું તો નહોતું જ. પણ અમને એ વાતની કાંઇ ખબરજ નહોતી ને વળી એ પણ જોઇ શકાય છે કે, એમને ગીરફ્તાર કરવાનું કોઇ પણ સૂચન તમે કયારેય પણ કર્યું નથી. તમે પહેલાં એમના સહકારી કેટલાક યુવકોનેજ પકડ્યા છે!'

'બીજા યુવકો જેમને ગીરફ્તાર કરવામાં આવ્યા છે, તેમની સામે શંકાનાં કારણો હતાંજ—'

'પણ તે શંકાનાં કારણો કરતાં પણ કિરણ બાબુ ઉપર શંકા આવવાનાં કારણો વધુ જોરદાર હતાં ખરૂં કે નહીં?'

'હા, તે હતાં ખરાં. પણ એમનું આ કામ, ને એમનો આ જબરદસ્ત પ્રચાર જોઇ દેશમાં ચોતરફ એમનું નામ પ્રસિદ્ધિમાં આવી ગયું છે, ને તેથી તે એટલા લોકપ્રિય થઇ પડ્યા છે કે તેમને એકાએક ગીરફ્તાર કરવા જતાં ગવર્નમેન્ટનું નામ બદનામ થાત, ને અત્યંત ગંભીર અસંતોષનું વાતાવરણ દેશમાં વ્યાપી જાત. તેથી વખત અને સુયોગની હું વાટ જોઇ રહ્યો હતો.'

સાહેબના કપાળ ઉપર કરચલીઓ પડી; તે બોલ્યા—'ત્યારે એ વખત અને સુયોગ કદાચ કોઇ કાળે આવવાનો પણ નથી, એવું પણ હું ધારૂં છું કે તમે ધારી રાખ્યું હશે. કારણ કે આટલા બધા છોકરાઓને આમ અચાનક અણધાર્યા ગીરફ્તાર કરવાથી આ નવું સ્થપાતું 'કોલોની' ભાંગી પડે એવો સંભવ હતો, એ વિચાર તમારા જેવા આટલા બુદ્ધિશાળીના મનમાં આવ્યો નહીં હોય, એ માની શકાવું મુશ્કેલ છે.'

'ને એ ભાંગી પડયું હોત તો પછી બધી શંકાનું મૂળ કારણ પણ દૂર થઇ જાત સાહેબ!'

'પણ પ્રથમ તો કોઇ શંકા લઇ જવાનું કારણ આ કાર્યમાં છે કે નહીં એનો તો પ્રથમ વિચાર કરવો જરૂરનો હતો ને ? ભુપેન્દ્ર બાબુ! તમે ગવર્નમેન્ટનું નામ બદનામ થવાની વાત કરો છો પણ આ યુવકો સામે કોઇ ચોક્કસ જાતની શંકા લાવવાનાં પ્રબળ કારણ વગર એમને ગીરફતાર કરવાને પરિણામે 'કોલોની' જો ભાંગી પડત, તો એમાં પણ ગવર્નમેન્ટનું નામ બદનામ શું ઓછું થાત?'

'કિરણબાબુને ગીરફતાર કરવાથી જેટલું બદનામ થાત તેટલું કદાપિ ન થાત, ને વળી યુવકોને ગીરફતાર કરવા છતાં 'કોલોની' એકદમ ભાંગી ન પણ પડત. કિરણ બાબુ હજુ છુટા છે, શક્તિશાળી પણ છે, ને તેથી આમ થવા છતાં પણ કદાચ તે 'કોલોની' અખંડ રાખી શકત. પણ એમને ગિરફતાર કર્યા હોત તો 'કોલોની' ચોક્કસ પડી ભાંગત.'

'ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે, આ કારણથીજ તમે કિરણ બાબુને પકડવા ભલામણ ન કરી?'

'એમજ છે, જો તમે મારી વાત ઉપર વિશ્વાસ રાખતા હો તો હું ખાત્રીથી કહું છું કે એ મારા સગા છે એ કારણે એમને બચાવી લેવાની ચતુરાઇ મેં નથી કરી—'

'પણ એમનું આ કામ છિન્નભિન્ન થઇ નાશ પામી જાય એવો ચતુરાઇભર્યો પ્રયત્ન તો તમે જરૂર કર્યો છે, ને તેમ કરવામાં હું ધારૂં છું કે તમારો કાંઇક સ્વાર્થ પણ છે, ખરૂં ને?'

'મારો સ્વાર્થ?'

'માફ કરજો, કાંઇ મનમાં ન લાવતા. ભૂપેન્દ્ર બાબુ! તમારા કુટુંબમાં જે બનાવો બન્યા છે તે બધા હું જાણું છું. તમેજ મને બધી હકીકત જણાવી હતી.' આ ઉપરથી જો એમ ધારવામાં આવે કે તમારી આંતરિક ઇચ્છા એવી હતી કે આમ વિઘ્ન ઉપસ્થિત થતાં વન વગડાનું આ બધું કાર્ય ને આ કઠોર જીવન છોડી દઇ કિરણ વળી પાછા શહેરમાં જવાને અને કોઇ મોટી સારી નોકરી

કરવા પ્રેરાય, તો એ ધારવું ખૂબ ભૂલભરેલું કે ગેરવાજબી કહેવાય ખરૂં ? એ કામ સહેલું નહોતું, છતાં આ તરફ કિરણ બાણુને એમના કાર્યમાં સિદ્ધિ ન સાંપડે ને એમના પ્રયત્નો વ્યર્થ જાય તો કદાચ આખરે તેમને નિરૂપાયે તેમ કરવાની ફરજ પડે, ખરૂં ને ?'

ભુપેન્દ્રનું ઝાંખું ધબ મોઢું હવે સાવ લેવાઇ ગયું. તેણે પોતાની આંખો નીચી ઢાળી દીધી; ધીમે રહીને તેણે જવાબ આપ્યો–'આમ તમે વહેમ લાવો તો હું લાચાર છું. સાહેબ ! વ્યક્તિગત કે કૌટુંબિક સ્વાર્થનો કોઇ વિચારજ મારા મનમાં કદાપિ આવ્યો નહોતો. હું ગવર્નમેન્ટની નોકરી કરૂં છું. એમ સમજી સરળ ને નિખાલસ મનથી એક નોકર તરીકેની મારી જે ફરજ હતી તે મેં બજાવી છે.'

'બની શકે છે, એમ હશે. જો વગર વિચાર્યે ગેરવાજબી રીતે તમારા ઉપર વહેમ લાવી તમારી લાગણી મેં દુઃખવી હોય તો તમે મને માફ કરજો. હવે ચાલો ત્યારે મૂળ વાત પર આવીએ. હવે શું કરવું જોઇએ ? ધણીવારથી એમને અહીં બેસાડી રાખ્યા છે. આ યુવકો જેમની તમે ધરપકડ કરી છે એમના વિષેની તમારી વધુ તપાસ પૂરી થઇ કે નહીં ?'

'સાવ પૂરી થઇ છે, એમ તો કહી શકાય નહીં.'

'નવી કોઇ સાબીતી કે શંકા દઢ થાય એવું કંઇ કારણ મળ્યું છે કે જે કારણે એમને વધુ 'ડીટેન' કરી શકાય (અટકમાં રાખી શકાય)?'

'ના કોઇ નવી સાબીતી મળી નથી.'

'ત્યારે એમને છોડી મૂકીએ તો તમને એમાં કાંઇ વાંધો છે ?'

'ના, ને હોય તો પણ આ પરિસ્થિતિમાં હું એવો વાંધો ઉઠાવવો ઉચિત ધારતો નથી. હજુરની મરજી હોય તો એમને આ પળેજ છોડી મૂકવાનો હુકમ હજુર કરી શકે છે.'

'મારી એવીજ ઇચ્છા છે. હું એમને કિરણ બાણુના હાથમાંજ સોંપી દેવા ઇચ્છું છું; આ યુવકોની ભવિષ્યની ચાલચલગત બાબત

કિરણ બાબુનેજ હું જામીન તરીકે સ્વીકારવા રાજી છું. ને હવે પછી આ 'કોલોની' સંબંધી વધુ તપાસનો ભાર પણ હું મારા પોતાના ઉપરજ ઉપાડી લઉં છું.'

'જેવી હજુરની મરજી. ત્યારે આ યુવકોને છોડી મૂકવાનો એક 'ઓરડર' મને લખી આપો. લ્યો આ કેસને લગતા બધા કાગળો ને ખતપત્રો આ રહ્યાં.'

આમ કહી ભૂપેન્દ્રે એક ફાઇલ સાહેબના ટેબલ ઉપર મૂકી દીધી. સાહેબ બોલ્યા—'હું હમણાંજ 'ઓરડર' લખીને મોકલી આપું છું. વારૂ સાહેબજી ત્યારે.'

'સાહેબજી હજુર.' કહી ભૂપેન્દ્ર બહાર નિકળી ગયો.

સાહેબે ઉઠીને ખૂબ આગ્રહ અને આનંદના આવેશપૂર્વક કિરણ સાથે હસ્ત-ધૂનન કરીને કહ્યું-તમારી સાથેની વાતચીતથી મને સંપૂર્ણ સંતોષ થયો છે, કિરણ બાબુ! નિખાલસ અને શુદ્ધ નિષ્ઠા-પૂર્વકજ તમે આ એક અત્યંત મહત્ કાર્યમાં તમારી અસાધારણ શક્તિનો નિયોગ કર્યો છે. તમારા જીવનમાં જે મહત્વના ફેરફારો થયા છે તે તમારા આ વ્રતને સંપૂર્ણ રીતે અનુકૂળ છે. હું ખરા દિલથી પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે તમારો આ પ્રયત્ન સફળ થાય! ને એનાથી દેશનું ખૂબ કલ્યાણ થાય. તમને આ કાર્યમાં ગવર્નમેન્ટની મદદ મળે એવો પ્રયત્ન પણ હું જરૂર કરીશ, પણ એક વાત તમને કહી દઉં કે જો તમે ખૂબ સાવધાન અને સાવચેત નહીં રહો તો ભવિષ્યમાં તમારા પર આફત પણ આવી પડવાનો સંભવ રહેશે. અમે બનતા સુધી તમારા કામમાં 'ઇન્ટરફીયર' નહીં કરીએ, પણ તમે પણ જોત. રહેજો કે કોઇ વિપ્લવવાદી કે તેફાની છોકરા તમારા 'કોલોની'માં ખુસ ઇને કાંઇ કાવતરાં ન કરે, કે ધાંધલ ન મચાવે. વારૂ ત્યારે ગુડબાઇ! તમારા આ બધા યુવકો સાંઝ પહેલાંજ તમારી પાસે આવીને હાજર થઇ જશે.'

કિરણની આંખોમાં હર્ષાશ્રુ ભરાઈ આવ્યાં. ગદ્દગદ કંઠે તે બોલ્યો–'સાહેબ! હું મને પોતાને આજ અહોભાગ્ય માનું છું. મારા હૃદયમાં આપના માટે મને જે પૂજ્યભાવ અને માનની લાગણી ઉત્પન્ન થઇ છે તેને વ્યક્ત કરવા મને ભાષામાં શબ્દો જડતા નથી. તમને સમજાવી યુવકોને છોડાવી લાવીશ, એવી આશા તો મેં રાખી હતી, પણ મને તેનાથી ઘણુંયે વિશેષ તમે આપ્યું છે. આપના જેવા ઉદાર, દિલ દયાળુ ને શુભ લાગણીવાળા સદ્દગૃહસ્થ મારા આશ્રયદાતા, મુરબ્બી અને વડીલ આજે સારા સદ્દભાગ્યે હું મેળવી શકયો છું.'

'એમાં મેં કાંઇ વિશેષ નથી કર્યું' મી૦ રોય! હું ગવર્નમેન્ટનો નોકર છું. તમે જે કામ ઉપાડ્યું છે તેમાં ગવર્નમેન્ટનું ઘણું હિત છે; તેથી એ કામને હું ગવર્નમેન્ટનું પોતાનું કામ સમજું છું. ને જુઓ એક વાત સાંભળો બાબુ! અમે આ દેશમાં સ્થાયી થવા માટે જ આવ્યા છીએ ને અહીં રહેવા જ માગીએ છીએ. તમે નાનમોટાં તોફાનો ઉપજાવી અમને ગમે તેટલા હેરાન કરો-પજવો તોપણ અમે જ્યાં સુધી રહેવા ઇચ્છશું ત્યાંસુધી તમે અમને કાઢી મૂકી નહીં શકો. પણ આવાં તોફાનોથી અશાંતિ ને અસંતોષનું વાતાવરણ રચાય છે—તમારા માટે તેમ અમારા માટે પણ. આવી પરિસ્થિતિમાં મને ઘણીવાર એવા વિચારો આવે છે કે જો ખુલ્લે દિલે પરસ્પર વાતચીત કરી એકબીજાનો વિશ્વાસ કેળવી બંધુત્વ ભાવ ઉપજાવી શકીએ, બન્ને એકબીજાના હિતમાં ને ઉન્નતિ-સાધનના કાર્યમાં એકબીજાને સહકાર આપી શકીએ, તો જ કાયમની શાંતિદાયક સમાનતા અને સામંજસ્યનું વાતાવરણ દેશમાં સ્થાપી શકાય કે જેને પરિણામે બન્ને પક્ષો સુખશાંતિથી રહી જીવન ગુજારી શકે. તમે જે કાર્યનો આરંભ કર્યો છે તેમાં જો ગવર્નમેન્ટની મદદથી સફળતા પ્રાપ્ત થાય, પરસ્પરના સહકારથી જો આવાં કામોમાં ઉત્તરોત્તર સફળતા મળતી જાય-ઉન્નતિ થતી જાય, તો મેં સૂચવેલી સમાનતા અને સામંજસ્યનું વાતાવરણ એમાંથી પોતાની મેળે જ રચાય.'

હકારસૂચક માથું હલાવતો કિરણ બોલ્યો—'તમારી વાણી ફળો સાહેબ! તમારી વાત સાચી છે. તમે લોકો પણ સદાને માટે અમને દબાવી ગુલામી સ્થિતિમાં રાખી શકશો નહીં, ને અમે પણ તમને એટલી સહેલાઇથી કાઢી મૂકી શકીએ તેમ નથી. આવી પરિસ્થિતિમાં બન્ને પક્ષ વચ્ચે સમાનતા ને ભાઇચારાનું વાતાવરણ કયા ઉપાયોથી ઉપજાવી શકાય એનાજ વિચારો કરવા ને તે પ્રમાણે વર્તવું એજ બન્ને પક્ષને માટે ઉચિત છે, અને એ ઉપાયો કામયાબ નિવડે તો જ તમારૂં આ દેશમાં આગમન ને આ શક્તિ-પ્રતિષ્ઠા સ્થાપન સાર્થક થાય. નહીં તો આ વિરોધથી તો અશાંતિજ વધવાની, ને બન્ને જાતિનું એમાં અપરિમિત અહિત અને અકલ્યાણજ થવાનું ને કદાચ વિનાશ થવો પણ અસંભવિત નથી.'

'વિધાતાની શું ઇચ્છા હશે તે તો એજ જાણે. આપણે આશા રાખીએ કે આપણી સદિચ્છાઓ તે પૂર્ણ કરે. વારૂ ત્યારે હવે 'ગુડબાઇ', ભગવાન તમારૂં ભલું કરે.'

અત્યંત આવેશપૂર્વક પ્રેમથી હસ્તધૂનન કરી કિરણે સાહેબની રજા લીધી.

---

## પ્રકરણ ૩૯ મું

### ભગ્ન સ્વાસ્થ્ય વરૂણા

વરૂણાનું મન સંપૂર્ણ ભાંગી પડ્યું હતું. જે બળ૨કે-જેની આશાએ તે ભગ્ન-પ્રાય શરીર ટકાવી રહી હતી તે બળ પણ આખરે ખૂટી ગયું. સીમલા ગયા પછી પણ શરીર અત્યંત શીઘ્રતાથી ઘસાવા લાગ્યું. આહાર ઉપરથી તો લગભગ રૂચિજ ઉડી ગઇ હતી; ચાનો પ્યાલો કોઇ એનાં મોં સુધી લાવી શકવાનું સાહસ કરી શકતું નહીં. તાવ વચ્ચે વચ્ચે બે એક દિવસ ન આવતો છતાં વખતોવખત આવી જતો. જ્યારે આવતો ત્યારે બહુ જોરથી ન આવતો છતાં પાંચ સાત દિવસ એક સરખો એકજ માપમાં લગભગ રહેતો. ઘણા

ડાક્ટરોને દેખાડી; છાતીમાં કે બીજી કોઇ જગ્યાએ કોઇપણ નિદાનમાં યક્ષ્મા-ક્ષયનું કોઇપણ લક્ષણ ન જણાતાં, છતાં પણ, એમજ નક્કી કરવામાં આવ્યું કે એજ રોગ છે, અંદર ગુપ્ત રીતે રહ્યા છે ને ગમે ત્યારે પણ એ દેખા દેશે. ને આવું નિદાન થવાથી-હવે—?

નીલાંબર બાબુ અને તિલોત્તમા બન્નેનાં હોંશ જ ગગડી ગયાં. ડોકટરોએ પણ સલાહ આપી કે, ઘરમાં બીજાં પરિજનોના સંસર્ગમાં આ દરદીને રખાય એ સુસંગત નથી. ભોવાલી મોકલી આપી શકાય તો બહુજ સારૂં, અથવા તો કોઇ પણ અલાહેદી જગ્યામાં એને એકલી રાખવાનો સત્વર પ્રબંધ થવાની આવશ્યકતા છે.

પરિજન વર્ગમાં નીલાંબર બાબુનો નાનો પુત્ર હેમેન્દ્ર, એની સ્ત્રી અને તેમનાં ત્રણ દીકરા દીકરી હતાં. હેમેન્દ્ર સીમલાની સરકારી કચેરીમાંજ કામ કરતો હતો. એ તો આ રોગનું નામ સાંભળી ગભરાઇ જ ગયો. તેણે પોતાના ઘરમાં વરૂણાને સાથે રાખવા બાબત પ્રબળ વિરોધ ઉઠાવ્યો.

સુપેન્દ્ર પણ કલકત્તેથી પત્ર ઉપર પત્ર લખવા લગ્યો કે, વરૂણાને એક દિવસ પણ ઘરમાં રાખતા નહીં. એને સત્વર ભોવાલી મોકલી દેવી જોઇએ. પણ વરૂણા ભોવાલી જવા કોઇ વાતે રાજી થઇ નહીં. એણે કહ્યું-'મારૂં શરીર ઘસાવા માંડ્યું છે ખરૂં, પણ મને ક્ષયનો રોગ નથી. દરેક રોગમાં માણસના શરીરનો ઘસારો તો લાગે જ ને! ને સર્વ રોગનું પરિણામ મરણ પણ હોય જ. ટામ અને જીમને છોડીને હું ક્યાંય જવાની નથી. છતાં તમને બીક લાગતી હોય તો ભલે મારે માટે જુદાં ઘરની તજવીજ કરો. મારી સારવારમાં બે ત્રણ માણસો રાખી દેશો તો મારે ચાલ્યું જશે.'

એક નિઃશ્વાસો નાંખી પતિ તરફ જોઇ તિલોત્તમા બોલી-'કિરણને ખબર આપશું?'

જરા ઉશ્કેરાટ ભર્યા ભાવે વરૂણા બોલી ઉઠી-'ના! જરૂર નથી. શા માટે એમને બોલાવો છો? શું થવાનું છે એમના આવવાથી? આજ હવે તમે મારો ભાર ઉપાડી શકતા નથી ખરૂં ને? મને

ત્યાંથી પરાણે ખેંચીને તમે જ્યારે લઈ ચાલ્યાં હતાં ત્યારે શું તમને એ વિચાર ન આવ્યો કે મારો ભાર ઉપાડવા માટે આત્મીય માત્ર એક જ જણ છે? આજે તમે શું મોઢું લઈને એને લખશો કે, તમારી વસ્તુ અત્રે આવીને તમે સંભાળી લીઓ! અમે સંભાળી શકતા નથી.'

બહુ જ દુઃખ ભર્યા અવાજે તિલોત્તમા બોલી-'ચાકરી નથી કરી શકતાં કે નહીં કરી શકીએ એમ તો અમે કહેતાં નથીને બ્હેન? તું મારી પેટની દીકરી, તને શું ખરેખર જુદી રાખી પારકાના હાથમાં હું સોંપી દઈ શકું? તને જુદી રાખવાનું જ નક્કી થશે તો પણ હું તારી સાથે જ રહીશ. છતાં લાખ વાત હોય તોપણ તારો ધણી હાજર હોય-એના હાથમાં જ તને સોંપી હતી—'

'સોંપી હતી-ને વળી પાછી ઝુંટવી પણ લીધી-લઈ આવ્યા પણ હવે રાખી શકતા નથી. કલકત્તેથી તગડી મૂકી. હવે અહીંથી પણ આજ તગડી મૂકવા તૈયાર થયાં છો—'

'શું કરીએ દીકરી? દીકરા બધા મોટા થયા ને વળી વૈદ ડાકટરો પણ આ વાત પેલી વાત, કરી બીક દેખાડે—'

'તે બે ત્રણ દિવસ પણ મને ત્યાં રહેવા ન દઈ શકાય? એટલામાં શું ખાટું મોળું થઈ જતું હતું? ડૉકટરોએ શું એમ કહ્યું હતું કે બે-ચાર દિવસ હું ત્યાં રહું તો મારા શ્વાસોચ્છ્વાસથી ત્યાંની હવા ઝેરી બની જશે? ત્યાં તમે મને એક નાની સરખી ઓરડીમાં પણ રહેવા દીધી હોત-ને હું માણસ મોકલી એ-ને ખબર મોકલી શકી હોત તો—'

વરૂણા ધ્રુસકે ધ્રુસકે રડી પડી. નીલાંબર બાબુ ઉઠી જઈને બારણાં પાસે ઉભા રહ્યા. આંખો લુછતી લુછતી તિલોત્તમા બોલી-' રડ માં, દીકરી રડ માં! મારાથી આ બધું ખમાતું નથી. તે તને ત્યાંજ રહેવાની જો મરજી હતી ને રહે' પણ એમ ચોખ્ખે ચોખ્ખું કહી દીધું હોત તો-તને કોઇ જોરાવરીથી અહીં તગડી શકત અથવા અમે તને લઈ આવત ખરા?'

ગળગળે સાદે વરૂણા બોલી—' મોટાભાઇ કહું, હું ઘર છોડીને ચાલ્યો જઇશ. હું કાંઇ તમને મોટાભાઇથી વધુ નજીક કહેવાઉં ?'

'પેટનાં સંતાન બધાંય સરખાં દીકરી. વારૂ જવા દે એ બધું. જે બનવાનું તે બની ગયું–પણ હવે અહીં આવ્યા છતાં પણ તું એમને એક પત્ર લખી ખબર કયાં નથી આપી શકતી ?'

'હવે લખવાથી શું ફળ ? કલકત્તા આટલા દિવસ રહી ત્યાંથી ન લખ્યું ! હવે આટલે દૂર આવી ને પડી છું–હવે શું હું ત્યાં પાછી પહોંચી શકું એવી હાલતમાં છું ? ને તમે પણ મને હવે આ હાલ-તમાં જવા દીઓ ખરાં ?'

'તો પણ તારા શરીરની આ હાલત છે–તે એ પોતે આવીને તો એકવાર જુએ—'

'જોઇને શું કરવાના હતા એ ? મારા સામુંજ જોઇને અહીં તો બેસી રહેવાના તો નહીં ને ? ને હવે મારો એવો અધિકાર છે એમ હું હવે કહી શકું ખરી ?'

તિલોત્તમાએ એક ગંભીર નિઃશ્વાસ નાંખ્યો. વરૂણા વળી પાછી બોલી–'એમનું જે કર્તવ્ય હતું તે એમણે કરવા ઇચ્છયું હતું. એમની ઇચ્છા મને સાથે–પાસે ને પાસે રાખવાની હતી. ગમે તે પરિસ્થિતિમાં ગમે ત્યાં એ રહે તેની મને પંચાત નથી. પણ મને જો એ પ્રેમથી સાથે રાખવા માંગે તો મારે એમની સાથે રહેવુંજ જોઇતું હતું, પણ હું અભાગણી એ કરી શકી નહીં. જો કરી શકી હોત તો આજે તમારા ગળામાં આમ તોક થઇ લટકી રહેવા જેવી મારી હાલત નહોત.'

'તોક ! છિ: ? તું એટલું બધું બોલી શકે છે વરૂણ ! તું અમારે મન તોક ને વેઠ ? હા એ ખરૂં કે તને એક હઠીલો રોગ લાગુ પડયો છે, એમ ડાકટરો કહે છે ખરા–પણ તેથી તને કાંઇ નદીના પુરમાં તણાવી દેતા નથીને ? તને જે પ્રકારે વધુ આરામ મળે, તું જલદી સાજી થઇને ઉઠે તે માટે જે જે ઉપાયો કરવા જોઇએ તે બધાય અમે જરૂર જરૂર કરશું.'

'કોણ કરશે ? તમે તો કાંઇ કરી શકશો નહીં.-કરી શકતાં નથી-તમે તો આ બધી વેઠ સમજો છો.-તેથીજ એ-ને ખબર દેવા માંગો છો ને ? તમે એમ ધારો છો કે એની જવાબદારી એ પોતે આવી ઉપાડી લીએ એટલે ગંગા નાહ્યા !'

બહુ દુ:ખિત અવાજે તિલોત્તમા બોલી-' હું તને શું કહું દીકરી ? બધો આ અભાગીયાં કપાળનો દોષ છે ! નહીં તો તારે મોઢેથી આજ આવી વાત સાંભળવી પડત ?'

વરૂણાથી ન રહેવાયું, તે બોલી-' ત્યારે શા માટે-શા માટે-શું વિચાર કરી એ-ને ખબર આપવા માંગો છો ? જયારે તમે હવે સમજી શકો છો કે તમે તમારા ઘરમાં હવે મને રાખી શકો તેમ નથી—, કોઇ જુદીજ જગ્યામાં કોઇની સારવાર ને ચાકરી હેઠળ મને રાખવી પડશે, ત્યારે જ ને એ...ને ખબર આપવી છે ? હા, હું બધુંય સમજી શકું છું, તમે મારી આફતમાં મુકાઇ ગયાં છો. તે તમે શું ખરેખર એમજ માનો છો કે ખબર મળ્યા પછી જો એ-આવશે, તો એ-ની જોખમદારી એમના પોતાના એ માથા ઉપર ઉપાડી લેશેજ, ને બીજા કોઇ કાંઇ કહેવાની વાટ સરખી જોશે નહીં ?'

'એમ કાંઇ કોઇ ધારે, દીકરી ? પણ મનમાં એમ થયું કે—'

'મનમાં શું થયું ? આવા સંજોગોમાં મનમાં બીજું શું ધારી શકાય ? ચાલ જવાદે એ વાત હવે ! તને દુ:ખ લાગે તો ભલે લાગે. હવે મારે કાંઇ બોલવું નથી. તને દુ:ખ આપ્યું છે તે માફ કરજે ! પણ એમને ખબર તો-ના, હવે એવી કાંઇ જરૂર નથી ! એ આવીને શું કરવાના હતા ? હા, જો અહીં આવીને મને પોતાની સાથે તેડી જાય-પણ ના, એ તેડી જવા માગે તોપણ હવે આ લથડતે શરીરે એમને એ આફતમાં નાંખવા મારૂં મન ના પાડે છે; માડી ! મેં એ-ને ઘણું ઘણું દુ:ખ આપ્યું છે. હવે એમણે જે કામ માથે ઉપાડયું છે-જે બધું હું છાપામાં વાંચું છું-તેમાં પણ હું ત્યાં જઇ તેમને અંતરાયરૂપ થઇ પડું ? એમ કરૂં એટલે મારા પાપનો ઘડો તો પુરોજ ભરાય !'

વરૂણાએ રડતાં રડતાં બન્ને હાથો વડે મોં ઢાંકી દીધું. તિલોત્તમાએ સાડીના પાલવ વડે પોતાની આંખો લુછી. નીલાંબર બાબુની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. તેમણે પોતાનું મોં બીજી તરફ ફેરવી લીધું.

આંખો લુછતાં લૂછતાં વળી પાછી વરૂણા બોલી:–'ગઇ હતી–જો રહી હોત–તો કદાચ આટલા દિવસમાં તો મારી તબીયત સુધરી ગઇ હોત. એમનું આજનું આ ગૌરવ એ મારૂંજ ગૌરવ કહેવાત. પણ હાય. મેં આજે તે બધુંય ગુમાવ્યું છે! પોતાનાં પાપોનું ફળ માણસને આમ આ લોકમાં જ હાથોહાથ ભોગવવું પડે છે. એમની પાસેથી મેં ઘણુંયે મેળવ્યું હતું, પણ મેં અભાગણીએ બદલામાં કાંઇ આપ્યું નહીં. પરિણામે મારો આવડો મોટો અધિકાર પણ આજે મેં ગુમાવ્યો. એમણે સત્કર્મ કરેલાં તેથી એમણે આપ્યા જ કર્યું, કેવળ આપ્યા જ કર્યું,–એટલે આજ બધુંય એમનું જ લ્હેણું રહ્યું છે. માટે જ એમને એક વાર મળવાનું મન થયાં કરે છે—'

પુત્રીને છાતી સરસી ચાંપી તિલોતમા બોલી–' તને ઠીક લાગે તો એક કાગળ લખી નાખને દીકરી? અથવા તું કહે તો તારા બાપુ લખે–'

'ના, ના, ના, હમણાં નહીં–હમણાં નહીં! હમણાં–તમે જાણતાં નથી કે હમણાં લખવાથી એમના કામમાં કેટલો બધો અંતરાય આવશે? આવડું મોટું દેશહિતનું કામ એમણે ઉપાડયું છે–દેશનું કામ–દેશહિતનું કામ–આ જુઓને એમના જય જય–કારથી દશે દિશાઓ ગાજી ઉઠી છે. આ ટાંકણે શું હું એમનાં કામમાં વચ્ચે અંતરાયરૂપ થઇ પડું?'

'પણ તારાં શરીર સામું તો જો દીકરી! વ્યાધિમાં ને વ્યાધિમાં આખું શરીર ભાંગી પડયું છે–છતાં એમને હજુ સુધી ખબર સરખીયે આપી નથી. આ શું વાજબી કહેવાય, દીકરી?'

'વાજબી, ગેરવાજબી–શા માટે, માડી? તું તો ફક્ત મારી તબીયત માટે જ આમ કહે છે ને? પણ એમના કાર્યમાં આવડા

મોટા અંતરાયરૂપ થઇ પડી છું મારું જરા સરખુંયે હિત ઇચ્છતી નથી—ફક્ત લીધું જ છે—લીધા જ કર્યું છે. આપ્યું કાંઇયે નથી. બીજું કાંઇ તો નહિ પણ આજ એટલું તો મને આપવા દે, કે જેથી જીવનભરના એમના મારી પાસેના લેણાં પેટે કાંઇક ભરી શકાય. ખબર આપવાની જરૂર હશે તો આપશું—પણ હમણાં નહીં! ખબર આપીશ—જ્યારે હું જોઇશ કે હવે ખબર આપવી જોઇએ, ત્યારે હું પોતેજ ખબર આપીશ, પણ આજ નહીં! શરીર લેવાઇ ગયું છે. નબળું પડી ગયું છે, હા જરૂર પડયું છે, પણ આટલી ઉતાવળ કરવાની શી જરૂર છે? એવી ઘડી તો હજુયે આવી પહોંચી નથી. જ્યારે હું ત્યાં ગઇ હતી ત્યારે તો આવી સ્થિતિ નહોતી. છતાંયે ચાલ્યું આવવું પડયું—મન જાણે કપાઇ ને કટકેકટકા થઇ જતું હતું. શરીર શા આધારે—શા બળે ટકી રહે? ઉઃ—માડી! તું મને શા માટે—શા માટે—પાછી તેડી આવી? શા માટે મોટાભાઇએ બે દિવસ પણ કલકત્તે એના ઘરમાં મને ન રહેવા દીધી?'

વરૂણા બન્ને બાહુ વડે માને જોરથી વળગી પડી ધ્રુસકે ધ્રુસકે રડી પડી. હવે નીલાંબર બાબુ આંખો લૂછતા લૂછતા પાસે આવ્યા અને બોલ્યા—'હમણાં એ બધી વાતો યાદ કરવાથી શું ફળ છે દીકરી? જે ભૂલ થઇ ગઇ તે હવે કોઇ રીતે સુધરી શકે તેમ નથી.' તિલોત્તમા તરફ ફરીનેઃ—'વરૂણ સાચું જ કહે છે. હમણાં જ કિરણને અહીં બોલાવવો એ ઉચિત નથી. ને બોલાવવા જેવું રાખ્યું છે પણ ક્યાં? હવે જે કરવાનું હોય તે આપણે જ કરવાનું છે. આપણે વળી આગળ ઉપર—જોઇએ આ દવાથી બે ચાર દિવસ કેમ રહે છે—તે પછી જોઇ વિચારી જે કરવાનું હશે તે...આ તરફ છાપાઓમાં પણ ત્યાંના ખબરો હરહંમેશ આવ્યા જ કરે છે—એમને (કિરણને) ફુરસદ ક્યારે હશે તે પણ છાપાઓમાં આવતા એના કાર્યક્રમથી જણાઇ રહેશે એટલે તે વખતે જે ઠીક લાગશે તે કરશું.'

વરૂણા બહુ જ થાકી ગયેલી—નિરાશ થઇ ગયેલી જણાતી હતી. તિલોત્તમાએ તેને હળવેથી બિછાના પર સુવાડી દીધી. વરૂણા બોલી

–'બહુજ ટાઢ વાય છે મા, મને રજાઇ, ધાબળી, શાલ વગેરે સારી રીતે ઓઢાડ મા.'

તિલોત્તમાએ ધાબળી રજાઇ વગેરે લાવી વરૂણાને ઓઢાડયાં.

નીલાંબર બાબુ બોલ્યા–'વળી પાછો તાવ આવ્યો લાગે છે–બે દિવસ તાવ નહોતો તો શરીર કાંઇક વધ્યું હતું–આ મનના ઉશ્કેરાટનું કારણ છે, બીજું કંઇ નથી! શું કરીએ? બીજો કાંઇ ઉપાય પણ નથી, લે ત્યારે જાઉં, ડાકટરને બોલાવી મંગાવું—' કહી તે બહાર ચાલ્યા ગયા.

હેમેન્દ્રના ઘરથી થોડે દૂર એક નાનો સરખો બંગલો ભાડે મળી આવ્યો. બે ત્રણ દિવસમાંજ વરૂણાને ત્યાં લાવીને રાખવામાં આવી. રામ અને ઉમ, હેમેન્દ્રને ઘેર રહ્યા. ફક્ત લખીયાના ભરોસે જ તેમને કાંઇ રાખી શકાય નહીં. હેમેન્દ્રે કહ્યું કે એમની સંભાળ લેવાની આવડી મોટી જોખમદારી એની સ્ત્રી એકલી લઇ શકે નહીં. આ કારણે તિલોત્તમા પણ એકદમ પેલા બંગલામાં આવી વરૂણા સાથે રહી શકી નહીં. ને વળી બધાઓએ મળીને એને એ પણ સમજાવ્યું કે ત્યાં રહી તે શું કરી શકવાની હતી? કાંઇ કરવાની એની શક્તિ પણ નહોતી. એક બંગાલી નર્સ મળી આવી. સારવારનો બધોય બાર તેના ઉપર નાંખવામાં આવ્યો. તિલોત્તમા સવાર સાંજ આટો ફેરો મારી જતી. ખાવા પીવાનો પ્રબંધ કરી દેતી–મંગાવી દેતી. બની શકે તેટલી વાર દીકરી પાસે બેસતી; ને ઘેર પછી પાછી ફરતી.

---

# પ્રકરણ ૪૭ મું

## પશ્ચાત્તાપ

આ તરફ અટકમાંથી છૂટેલા યુવકોને સાથે લઇ કિરણ અત્યંત ખુશી થતો થતો આશાપુર ચાલ્યો ગયો. છાપાંઓમાં આ યુવકોના છુટકારાના ખબરો પ્રકટ થયા. કિરણની વાહવાહથી આખો દેશ મુખરિત થઇ ઉઠયો. સહાયતા કરવા વચન આપી ચુકેલામાંના કોઇ કોઇ કંપનીના એકાદ શેઠીયાને સાથે લઇ આ નવ-પ્રતિષ્ઠિત કોલોની જોઇ આવ્યા. આ કાર્યની સંચાલના કેવી રીતે થાય છે, યુવકો કેવા ઉત્સાહ અને ઉલ્લાસથી કામ કરે છે, એ બધું જોઇ સંતોષ પામી ભવિષ્યમાં આ યોજના વધુ ઉન્નત બની દેશને હિતકારી થઇ પડશે એવી આશા તેઓ સેવી રહ્યા છે, વિગેરે ઘણી વિગતો એમણે કલકત્તેથી પાછા ફરી સંવાદપત્રોમાં પ્રકાશિત કરી. જ્યાં જુઓ ત્યાં માણસોને મોઢે આ 'કોલોની' તથા કિરણની કાર્યસંચાલકબુદ્ધિ અને શુભનિષ્ઠાનાં વખાણ થવા લાગ્યાં. બીજા ઘણા યુવકોએ ત્યાં આવી વસવાટ કરી કામધંધે લાગવાની ઇચ્છા પ્રદર્શિત કરી. આ તરફ બેંકના પણ ઘણા શેરો વેચાઇ ગયા. કેટલીક ડીપોઝીટ રકમો પણ આવી ને એ રીતે સારી જેવી રકમ એકઠી થઇ. કિરણ વળી પાછો એક વાર કલકત્તે જઇ આવ્યો. શેઠીઆઓ સાથે મસલત કરી એમ નક્કી કર્યું કે હાલ તુરત બીજા વીસ યુવકોને દાખલ કરવા. આ નવા યુવકો બાબતની સર્વ જોખમદારી ને પૂછપરછ કરવાનું કામ કંપનીની કલકત્તાની કચેરીએ જ સ્વીકાર્યું. કિરણ આટલું કરી આશાપુર પાછો ફર્યો.

એકાદ મહિનો વીતી ગયો. આટલા સમયમાં કિરણે વરૂણા કે સુરબાલા કોઇની કશીયે ભાળ લીધી નહોતી. છતાં તેની માના પત્રો સતીશ મારફત વચ્ચે વચ્ચે આવતા ખરા. જવાબમાં તે પોતાના કાર્યક્રમના સાધારણ ખબર એમને આપતો; પણ સુરબાલા સંબંધી એક અક્ષર પણ કોઇ પત્રમાં લખ્યો નહોતો. સુરબાલાએ પણ એને પત્ર લખ્યો નહોતો. વરૂણાના પણ કાંઇ ખબર કિરણને મળ્યા નહોતા.

છતાં તે સમજતો હતો કે વરૂણા સુખી નહીં હોય; વચ્ચે વચ્ચે એના વિચારથી તેને દુઃખ પણ થતું હતું. વચ્ચે વચ્ચે મનમાં શંકા ઉદ્દભવતી કે કદાચ તેની તબીયત વધુ બગડી તો નહીં હોયને? પણ પોતે કરે શું? કોની પાસેથી બધી ખબર મેળવે? ભૂપેન્દ્ર ઉપર તો તે અત્યંત ક્રોધે ભરાયો હતો. સસરાને પત્ર લખી ખબરઅંતર પૂછાવવા તેનું મન માનતું નહોતું. ને વરૂણા–વારૂ, એણે એકાદ પત્ર પણ આટલા વખતમાં તેને ન લખ્યો? ત્યારે શું એણે પોતે પ્રથમ પત્ર લખવો? વરૂણા આવી હતી એ ખરૂં પણ તેણે તો એને પાછી વિદાય નહોતી કરી ને ઉલટું તેને પોતાની પાસે રાખવાનેજ તે તૈયાર થયો હતો. પણ એની માજ એને પરાણે ધક્કા મારી મારીને ઉપાડી ગઇ. વરૂણા શું આ જાણતી નથી? તે વખતે બરાબર ન સમજી શકી હોય તો પણ પાછળથીએ શું તે આ સમજી નહીં શકી હોય? શા માટે, કેવી રીતે એને ત્યાં પાછી લઇ જવામાં આવી? એ બાબત તેણે એકેય વાર માને નહીં પૂછ્યું હોય? તે છતાંએ એક પત્ર સરખો પણ વરૂણાએ લખ્યો નહીં! ત્યારે પોતે પણ શા માટે ચાલી ચાલીને એને પત્ર લખે? બે પુત્રો હંમેશ યાદ આવતા. આહા અહીં લઇ આવીને તેમને સાથે રાખ્યા હોત તો! અહીં આ યુવકોની વચ્ચે રહી એમના જીવનનો આદર્શ દેખાડી એમને યથાર્થ મનુષ્ય તે બનાવી શકતે!

આવી અનેક બાબતોનો તે વિચાર કરતો, પણ મોઢેથી કશુંયે બોલતો નહોતો. એના મનમાં કયાંય દુઃખ કે કોઇ જાતની વાસના–ઇચ્છા ભરી છે એવું કોઇ જાણી શકતું નહીં. ઘોષ મહાશય કોઇ વખત પૂછતા તો પણ તે આડી વાત નાખી મૂળ વાતને ઉડાવી દેતો. એમને પણ એમજ લાગતું હતું કે આ 'કોલોની' ની વાત સિવાય બીજી કોઇપણ વસ્તુનો વિચાર તે કદી પણ નહીં કરતો હોય. પોતાનાં સાંસારિક જીવનનાં દુઃખોને ભુલી જવા માટે પોતે આ કામમાં સદા રચ્યોપચ્યો રહેવા માંગતો હોય એમ લાગતું હતું. આવા સંજોગોમાં વરૂણાનો એક પત્ર આવ્યો.

વરૂણાએ લખ્યું હતું–'છાપાંઓમાં તમારા આ મહત્‌ કાર્યની યોજના–તમારા મહાન ગૌરવનો બધો ઇતિહાસ વાંચ્યો છે. પણ હું બહુ અભાગણી છું. ને આ દુર્ભાગ્ય એ મારાંજ કર્મનું–મારાંજ પાપનું ફળ છે એ પણ હું જાણું છું. પણ હું તે વખતે કશું સમજી શકી નહી, સમજી શકું એવું શિક્ષણ સંસ્કાર પણ મને મળ્યાં નહોતાં. હું સ્ત્રી જાતિ, લેવા કરતાં અમારે દેવું ઘણું વધારે જોઇએ. આ વાત આ દેશની પુત્રીઓ નાનપણથીજ શીખે ને પોતાના સ્વભાવમાં–જીવનમાં ગુંથી લીએ એવું કશુંય શીખવાની તક મને કદી પણ મળી નથી. હું શીખી છું ફક્ત લેવાનીજ વાત. હું તે વખતે સમજી શકી નહીં કે દેવું આપવા તત્પર હોઇએ તો લેણું આપોઆપ આવી મળે છે. ને ન આવે તો પણ એમાં કાંઇ ખાસ નુકશાન તો નજ હોય. ફક્ત આપણું દેવું ચૂકવી દઇ શકાય (ફરજ બજાવી શકાય) તો જીવનમાં કેટલો બધો આત્મસંતોષ મળે! એ તૃપ્તિ, એ આત્મસંતોષ એ આનંદ,–એના કરતાં વધુ બીજું મેળવવાનું સ્ત્રીના જીવનમાં શું હોય? એ પ્રાપ્ય ફક્ત પોતાનું દેવું ચૂકવી સુરબાળાએ મેળવ્યું છે,–પણ હું તે મેળવી શકી નથી. કાંઇક દેવું પણ જોઇએ એવો વિચાર સરખોયે ન કરતાં, ફક્ત મારૂં લેણુંજ વસુલ કરવા જતાં હું આજે સર્વસ્વ ગુમાવી બેઠી છું. આજ હું મારૂં હૃદય વાંચી શકું છું; આજે મારા લેણાની વાત બાજુએ મૂકી દઇ ફક્ત દેવું ને દેવું જ એ વિચારથી જ મારૂં અંતર ઉભરાયાં કરે છે, પણ મને લાગે છે કે હવે આ જીવનમાં મારા નસીબમાં એ વસ્તુ કદાચ નહીં ઘટે. પણ એ ઘટી હોત! ઘટશે શું? વિધાતા જાણે!

'ત્યાં રહીશ એવો વિચાર કરીનેજ આવી હતી. પણ ભાગ્ય વિપરીત હતું. રહી હોત તો પણ પ્રથમની માફક માત્ર મારૂં લેણુંજ હું વસુલ લેત ને પ્રથમની પેઠે તમને ત્રાસ આપી વધુ દુઃખી ને હેરાન કરી મૂકયા હોત. પણ હું કહી નથી શકતી કે કદાચ ઇશ્વરની ઘડીયે કાંઇક અક્કલ પણ આવત કે નહીં! લેણું ગમે તેટલું વસુલ

લઉં, પણ કદાચ દેવું પણ જોઈએ એવી સદ્બુદ્ધિ કદાચ મને સૂઝત–ને તે દેવાનો પ્રયત્ન પણ કદાચ કરત. પણ મારા ભાગ્યમાં રહેવાનું સરજ્યુંજ નહોતું.

'તમે તો જાણો છોજ કે, હું ત્યાંથી પાછી આવવા ઇચ્છતી નહોતી–મારી મા મને પરાણે ત્યાંથી ખેંચીને લઈ આવી છે. તે વખતે મારામાં સારૂંનરસું સમજવાની શક્તિ જરાય નહોતી. કલકત્તે આવીને તો હું મહા બિમારીમાં ફસડાઈ પડી–પણ છતાંયે મેં ધાર્યું હતું કે તમને લખાશે કે તમે આવીને મને તેડી જાઓ. પણ એવી તક મને મળી નહીં.–દાદા (મોટાભાઈ) બે દિવસ પણ મને ઘરમાં રહેવા દેવા રાજી ન થયા. ડાક્ટરને મારી તબીયત દેખાડવામાં આવી. તેમણે ઘણું કરીને એમ કહ્યું કે મારો રોગ અસાધ્ય છે, ક્ષય રોગનાં ચિહ્નો જણાય છે. દાદા તો હેબતાઈજ ગયા–ને મને પરાણે સિમલે રવાના કરી દીધી.

'તે વખતે મારા શરીર અને મન બન્ને હતાશ થઈ ગયાં હતાં–થાકી ગયાં હતાં, નહીં તો હું સીમલા ન આવત. ગમે તેમ કરી ગમે તેની સાથે હું તમારી પાસેજ ચાલી આવત. દાદાએ એમના ઘરમાંથી મને એક રીતે કાઢીજ મૂકી પણ તમે તો મને કાઢી ન મૂકી શકત ને?

'સિમલા આવીને તમને પત્ર લખ્યો નહીં. મારૂં મન એકદમ નિરાશ–હતાશ થઈ ગયું હતું, કંઈ ગમતુંજ નહોતું. કોઈવાર તમને પત્ર લખવાની ઇચ્છા થતી, ને ખડીયો કલમ કાગળ લઈને બેસતી પણ ખરી, પણ બે ત્રણ લીટી લખી વળી પાછી કલમ નીચે મૂકી દેતી. મનમાં વિચાર આવતો કે, જવા દેને મન, શા માટે હવે લખવું? વળી એમ પણ મનમાં વિચાર આવતા કે તમારા કાર્યમાં કદાચ આથી અંતરાય આવે. હું લખીશ તો તમે અહીં આવશો, ને અહીં આવી મારી આ સ્થિતિ જોતાં–તમે મહા વ્યાધિમાં પડી જશો ને તમને નકામો ત્રાસ થશે

'મને ખરેખર શું રોગ છે, તે હું જાણતી નથી. ડાક્ટરો કહે છે કે ક્ષય રોગજ હશે, બીજું શું હોઇ શકે? તાવ ઘણું ખરૂં રોજ આવે છે—ને નબળાઇ રોજ રોજ વધતી ચાલી છે. મને એક અલાહેદા ઘરમાં રાખવામાં આવી છે. એક નર્સ મારી સારવાર માટે રોકવામાં આવી છે. નર્સ સ્વભાવે બહુ સારી છે, મા રોજ આવે છે; ને ઘણી વાર સુધી મારી પાસે બેસી પણ રહે છે, પણ આખો દિવસ ને આખી રાત તે મારી પાસે રહી શકતી નથી. બે છોકરાંઓની દેખભાળ કોણ કરે? ને હેમન્દ્રભાઇને ઘેર પણ કોઇ એમ ઇચ્છતું નથી કે મા રાતદિવસ મારી પાસે રહે.

'કેટલાક દિવસ થયાં એમજ મનમાં થયાં કરે છે કે, તમને એક પત્ર લખું. આજ હવે મન હાથ રહેતું નથી તેથી લખું છું. એકવાર તમારાં દર્શન કરવાની મારા મનની અભિલાષા છે. તમને એકવાર મારી પાસે મારી નિકટ બેઠેલા જોઉં એવી ઇચ્છા છે. હું આવી શકું તેમ તો નથી. તેડી પણ કોણ જાય? ને આવીનેયે તમને કેવળ બોજારૂપજ થઇ પડું. મનમાં ડર પણ લાગે છે; કોણ જાણે—વારૂ જવાદો એ વાત! મારા માટે થોડો અવકાશ મેળવી આવી શકશો?—લિ૦ વરૂણા.'

વાંચતાં વાંચતાં કિરણ રડી પડયો. આંખમાંથી સરી પડેલાં આંસુઓ ટપ—ટપ પત્ર ઉપર પડયાં. થોડા અક્ષરો ભુંસાઇ ગયા, સંભાળપૂર્વક ધોતીયાંના છેડાવતી આંસુ લુંછી નાંખી કિરણે પત્ર વાંચવો પૂરો કર્યો. બે ત્રણ વાર ફરી ફરીને તેણે આ પ્રમાણે પત્ર વાંચ્યો.

આહા! આ જ શું તેની એ વરૂણા? આ જ આવી થઇ ગઇ છે?! ને વારૂ, વરૂણા—ગમે તે રોગથી ભલે પીડાતી હોય, માંદી હતી અથવા છે તેથી પિતાને ઘેર—ભાઇને ઘેર એને રહેવાને ચાર હાથ જગ્યા ન મળી? હા, વરૂણાએ ખરૂં લખ્યું છે કે પોતાને ઘેર વરૂણા હોત તો તેનાથી તેને રોગી—માંદી કહીને કાઢી મૂકી ન શકાત કે બીજાના હાથમાં આ પ્રમાણે સોંપી પણ ન દઇ શકાત! એને

મનમાં વિચાર આવ્યો કે પાંખો હોત તો હું આ ઘડીયે જ ઉડીને સીમલા જાત, ને વરૂણાને છાતી સરસી ચાંપી એને આશ્વાસન આપત; ને પળવાર પણ અળગી ન કરત. બસ છાતી સરસી જ એને ચાંપીને રાતદિવસ બેસી રહેત! મારે જવું જ જોઈએ, આજે જ જવું જોઈએ. પણ જઈ પહોંચતાં ઓછામાં ઓછા ત્રણ દિવસ તો લાગે જ. આ વગડા જેવડા ત્રણ ત્રણ દિવસો હું કેમ પસાર કરી શકીશ?

અચાનક સુખમય બાબુ ત્યાં આવી ચડયા.

'આ શું દાદા! તમારી આંખોમાં આંસુ! આ કોનો કાગળ છે? શું, થયું છે શું? કોઈની તબીયત તો કાંઈ બગડી......?'

'વાંચો આ પત્ર.'

આંખો લુછી કિરણે પત્ર સુખમય બાબુના હાથમાં આપ્યો. વાંચતાં વાંચતાં સુખમય બાબુ પણ રડી પડયા ને બોલ્યા-'હા-ખરી વાત છે. સ્પર્શમણિના સ્પર્શથી લોઢું પણ સોનું થઈ જાય છે એ વાત ખોટી નથી.'

કિરણે કહ્યું-"લોઢું સોનું નથી બન્યું, દાદા! સોનું જ હતું પણ નકલી રંગરોગાનથી રંગી એ મૂળ ધાતુને ઢાંકી રાખવામાં આવી હતી. આઘાત ઉપર આઘાત લાગતાં લાગતાં રોગાન ખરી પડયું છે ને ખરૂં સોનું ઝબકી ઉઠયું.'

'એમ પણ હોય! લોખંડમાંથી સોનું બન્યું હોય કે મૂળ ખાણમાંથી ખોદીને કાઢેલું હોય, સોનું તે સોનું જ રહેવાનું. ત્યારે આજે જ રવાના થશો કેમ ખરૂં ને?'

'જરૂર વળી! હવે કાંઈ ઢીલ કરાય? પાંખો હોત તો ઉડીને જાત.'

'હા ત્યારે જાઓ. જઈને અત્રે તેડી આવી શકશો કે કેમ?'

'કાંઈ સમજ પડતી નથી ઘોષ મહાશય! વસ્તુસ્થિતિ જોયા વગર કાંઈ ન કહી શકાય. પણ આટલું ખરૂં કે મને ત્યાં એને હું

રાખું, પણ એની સારવારનો ભાર મારે જ ઉપાડવો પડશે. પણ હું વિચાર એ કરૂં છું કે શો પ્રબંધ કરવો? હું કાંઇ આટલે દૂર જઇને દિવસોના દિવસો એની પાસે બેઠો રહું એ તો કાંઇ બને તેમ નથી જ ને?'

'ના, એ તો બને જ ક્યાંથી? તમે તો સાહેબ પાસે આ યુવકોના જામીન પડયા છો. પણ હા. તમારાં માતુશ્રી દેશમાં રહે છે, ને, ત્યાં વળી લક્ષ્મી જેવી વહુ–ત્યાં–શું.........?'

'હા. ગમે ત્યાં. અહીં અથવા દેશમાં. પણ વરૂણા જો સંમત થાય તો એને માતુશ્રી તથા સુરબાલાની સારવાર હેઠળ જ રાખવી પડશે.'

'જરૂર સંમત થશે–જરૂર થશે! ચોક્કસ થશે. શુદ્ધ સોનું નીવડયું છે. તેથી હવે તો બન્ને સોનાના જુદા જુદા ટુકડા એકબીજામાં મળી જશે.'

'અંતર પણ થોડોક તો–વારૂ, જવા દો એ વાત. એ બધી વાતનો વિચાર કરવાનો હાલ અવકાશ નથી. ત્યારે હવે જ્યાંસુધી હું પાછો ન ફરૂં ત્યાંસુધી તમે અત્રે બધી વ્યવસ્થા જોજો. મારા જામીન તમે.'

'બેફીકર રહો દાદા! યુવકો પણ બધા સોનાના ચાંદલીયા જેવા છે, સોનું–સોનું–બસ ચોતરફ સોનું–સોનું ને સોનું—! સુવર્ણ અને સુવર્ણોના સંયોગથી આશાપુર સુવર્ણપુરી બની જશે.'

'રાવણની લંકા પણ સોનાની હતી ને?'' બોલતાં બોલતાં કિરણના ચહેરાપર જરા હાસ્ય ખેલી ગયું.'

સુખમય બોલ્યુ–'પણ આ તો રામ અને સીતાની સુવર્ણપુરી છે. એ લંકા ને આ લંકામાં આકાશપાતાળનો તફાવત છે!'

'ચાલો ત્યારે જરા આ બાજુ જઇએ, યુવકોને બધાયને સૂચનાઓ આપી દઉં.'

'ચાલો એકલાજ જવાનો વિચાર રાખ્યો છે કે સાથે કોઇને લઇ જશો......?'

ઉઠી ઉભો થઇ કાગળ હાથઝોળીમાં મૂકતો મૂકતો કિરણ બોલ્યો. 'કાંઇ જરૂર નથી, ને લઇ પણ કોને જાઉં? વિમલ અને સુપ્રકાશને તો મારી ગેરહાજરીમાં અહીં રાખવાજ જોઇએ; નહીં તો તમે એકલા કેટલુંક જોઇ સંભાળી શકશો? ચાલો ત્યારે.'

બન્ને બહાર નીકળ્યા. સરવે યુવકોને બોલાવી બધી વાત તેમને સમજાવી કિરણ પાછો ફર્યો અને ભોજનાદિ કાર્ય આટોપી રાતનાજ એક હોડીમાં રવાના થઇ ગયો.

---

## પ્રકરણ ૪૧ મું
## પુનર્મિલન

આજ દશ બાર દિવસ થયાં વરૂણાને લાગલાગટ તાવ આવતો હતો, જરાય ઉતરતો નહોતો. સવારે ઉષ્ણતા જરા ઓછી જણાતી, છતાં સાંજ સુધીમાં તો તાવ ખૂબ જોરથી ચડી આવતો ને તે વખતે વરૂણા બિચારી બિછાનામાં છટફટ કરતી. શરીર વધુ ક્ષીણ-વધુ નબળું પડતું જતું હતું. યક્ષ્મા રોગનાં સ્પષ્ટ ચિન્હો હજુ જો કે જણાતાં નહોતાં છતાં ડોકટરોએ કડવાં ઔષધોની માત્રાઓ વધારી મૂકી હતી ને હજુ વિશેષ વધારવા માંગતા હતા. પણ હવે વરૂણા કોઇ પણ ઉપાયે આવી મહા ગરમ દવાઓના ઘુંટડા ગળવા રાજી થઇ નહીં. તે કહેતી કે ઝેરી દવાઓ પી-પીને મારૂં શરીર લથડી ગયું છે. મરવાનુંજ જો નક્કી છે તો મને હવે જરા શાંતિથી મરવા દીઓ, હવે મારાથી આ સહેવાતું નથી. આ કડવા રગડા પીવાતા નથી. નિરૂપાયે ડોકટરોએ કહ્યું કે વારૂ ત્યારે રોગીને એના સ્વાભાવિક ધોરણ પર થોડા દિવસ રહેવા દીઓ અને જુઓ શું થાય છે તે. પણ સ્વાભાવિક રીતે રહેવાની હવે શક્તિજ ક્યાં હતી? જે કાંઈ થોડીઘણી હતી તે આ વિષની અસરનો પ્રતિકાર કરી પોતાનો પ્રભાવ બતાવી શકે તેટલી નહોતી.

ફક્ત એકજ ફેરફાર જણાતો હતો. ને તે રૂચિ કાંઇ હોય કે ન હોય, પણ સમયસર ખોરાક વિગેરે લેવાની વરૂણા ના નહોતી કહેતી. ઉલટું ખોરાક વધુ પ્રમાણમાં લેવાય એવા પ્રયત્નો કરતી. કદાચ તે ધારતી હશે કે એનાથી શરીરમાં જરા શક્તિ આવે ને થોડા દિવસમાં તબીયત જરા વધુ સારી થાય ને તે એમ કરતાં ટકી રહેવાય તો સારૂં. પત્ર તો લખ્યો જ હતો, જો એ આવે–ને જરૂર આવશેજ; ત્યારે–ત્યારે–જો,–જો–પણ એ માનશે ખરા? પોતાના દિલની અંતિમ ઇચ્છા જે એના હૃદયમાંથી ઉભરાઇને બહાર નીકળવા મથતી હતી તે આ જીવનમાં પૂર્ણ થશે ખરી? આહા! જો,–જો–પૂર્ણ થાય! એટલી દયા જો વિધાતા કરે—!

વરૂણાને વખતસર પથ્ય ખવડાવી તિલોત્તમા ઘેર ગઇ. થોડીવાર આરામ લીધા પછી વરૂણા બેઠી થઇ ને ઉપરા ઉપર બે ચાર તકીયા રાખી અઢેલીને પથારીમાં બેઠી. બાજુમાંજ એક ખુરસી ઉપર બેસીને નર્સ એને આગલા દિવસનું સંવાદપત્ર વાંચી સંભળાવતી હતી. દિવસ નમતાં તાવનું જોર વધતું તેથી સાંભળવામાં ચિત્ત લાગતું નહીં. રોજ આ પ્રમાણે તેને છાપું વાંચી સંભળાવવામાં આવતું હતું. વરૂણા બોલી–'આશાપુરના કાંઇ સમાચાર આજે છાપામાં નથી આવ્યા?'

'ના કાંઇ જોવામાં તો આવતા નથી આ છાપામાં તો.'

એક નિઃસાસો નાંખી વરૂણા બોલી–'આજ કેટલાયે દિવસ થયાં કાંઇ ખબર આવતી નથી.'

નર્સ–'રોજ રોજ શું ત્યાંના ખબરની આશા રાખી શકાય?'

ફીક્કું હાસ્ય વરૂણાના ચહેરા પર ફુટી નીકળ્યું. તે બોલી–'આશા તો હું જરૂર રાખું પણ કાંઇ ખબર આવતી નથી.'

'તે કેમ કરીને આવે? રોજ નવી નવી ઘટનાઓ તો કાંઇ બને નહીં કે જે છાપામાં છાપવા જેવી હોય?'

એક નિઃસાસો નાખી વરૂણા બોલી-'ના, એવું કાંઇ નહીં બનતું હોય. છતાંયે મનમાં એમ થયાં કરે છે કે જો બનતી હોત તો, ને તેના ભરપુર સમાચાર છાપામાં આવતા હોત તો કેવું સારૂં ! તે તમે એક કામ કરોને ? આ છાપાંઓની થડીમાંથી એકાદ જુનું છાપું ખેંચી કાઢોને-પેલું છાપું જેમાં પેલા કેવા કોઇ મોટા માણસો જેઓ આશાપુર જાતે જઇ બધું જોઇ આવ્યા હતા ને તેમનાં વિવેચનો અને પત્રો છપાયા હતા તે—'

'એ તો તમને કેટલીયે વાર ફરી ફરીને વાંચી સંભળાવ્યાં છે.

'તોયે હજુ આજ એકવાર ફરીને વાંચી સંભળાવોને. મને એ જુનું લાગતું નથી. ને બધું આ હૈયુંએ ઠીકરા જેવું છે. કંઇ યાદ પણ રહેતું નથી. મનમાં તો એમજ થયાં કરે છે કે મોઢે ગોખીજ રાખું ને પછી મનમાં ને મનમાં એજ ગણગણ્યા કરૂં. પણ બધું યાદજ રહે ત્યારે ને ! તમે એ છાપું લઇ આવોને. તમને નહીં ગમે એ ખરૂં, પણ ઉપાય શો ? મારી કેટલી કેટલી જીદ તમે સાંખો છો ને તે પ્રમાણે મારૂં મન રાખો છો. આજ આ આટલું વધારે.'

'આટલી બધી હીણપ શા માટે ભાંખો છો બહેન ? તમારા મનને શાંતિ મળે, શરીરને સુખ મળે, સારૂં રહે એમ કરવું એ તો મારૂં કામ છે—' કહી નર્સ ઉઠી, એક ટેબલ પર ચીવટથી ઘડી કરેલાં કેટલાંક છાપાંઓ ઉપરાઉપર ગોઠવી થડી મારી રાખેલી હતી, તેમાંથી શોધીને એક છાપું તે લઇ આવી ને વરૂણાને તે વાંચી સંભળાવ્યું. આંખો મીંચી વરૂણા એક ચિત્તે સાંભળવા લાગી ને ધીરેધીરે એની આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વહેવા લાગ્યો. નર્સની આંખો પણ ભીની થઇને અવાજ રૂંધાવા લાગ્યો. જેમ તેમ લેખ વાંચવું પૂરૂં કરી તે ઉઠી ગઇ; એક રૂમાલ લઇ તેણે વરૂણાની આંખો ને મોં લૂછી દીધાં.

'બસ એટલું જ ? છાપું વંચાઇ ગયું ? બીજું-કાંઇ લખાણુ નથી ?'

'ના એ બાબતની ખબરો બધી પૂરી વંચાઇ ગઇ; પણ તમે જો આમ આંસુ ખેરશો તો હું કોઇ દિવસ કાંઇયે વાંચતી નહીં જાઉં.'

'ના, નહીં બેઠું, વારુ. ઠીક યાદ આવ્યું જુઓ, એક બીજું છાપું પેલી થોકડીમાંથી કાઢો-જેમાં એવું લખાણ હતું કે-એ-કલકત્તે આવ્યા છે, ને બીજા કેટલાક યુવકોની ભરતી કરવાનો પ્રબંધ કરી રહ્યા છે—'

'વારુ, હું એ છાપું લાવું છું. પણ તમે વળી પાછાં રડી પડશો નહીં. એમ કરશો તો હું વાંચવું બંધ કરી દઈશ.'

જરા હસીને વરુણા બોલી-'તે બે ટીપાં આંસુના પડે તો શું થઈ ગયું એમાં? નુકશાન શું છે એમાં? ઉલટું મન જરા હલકું થશે.'

'પણ મારી આંખોથી એ જોઈ શકાતું નથી. તમે રડો એટલે મારી આંખો પણ આંસુથી છલોછલ ભરાઈ આવે છે.'

'તમે મને ખૂબ ચાહો છો ખરું ને!

જરા હસીને નર્સ બોલી-'તે તમારો સ્વભાવ એવો છે કે સહુને તમારા પર વહાલ આવે. આવો સારો સ્વભાવ હોય તો કોને વહાલ ન છુટે, કહો જોઉં?'

'સારો સ્વભાવ? મારો સ્વભાવ સારો? હાય-બહેન-જો તમે જાણતાં હોત કે હું કેવી હતી, મારો સ્વભાવ કેવો હતો!-વારુ ત્યારે બેસો અહીં ને સાંભળો, હું તમને મારી વાત બધી વિગતવાર કહું—'

'ના, ના, તમારો પાડ બાપુ. એ બધી વાતો મારે સાંભળવી નથી. ને સાંભળીને થવાનું પણ શું છે? તમે ગુપચૂપ પથારીમાં પડ્યાં રહી આરામ લીઓ. હું છાપું લઈ આવીને વાંચું છું તે સાંભળો.' કહી નર્સ ઉઠીને છાપું લઈ આવી. એની છાપું વાંચવાની મરજી નહોતી છતાં છાપું હાથમાં આમતેમ ફેરવી બેચાર પાનાં ઉથલાવી તે બોલી-'વારુ, તમે તો શેઠને પત્ર લખ્યો છે ને. તે એ ક્યારે આવવાના છે?'

'તે તો હું જાણતી નથી. કદાચ આજ પણ પહોંચી આવી શકે. આ-હા, જો આવે તો......!'

—ગાડીનો વખત તો થઇ ગયો.—આ કોનો અવાજ સંભળાય છે? કોઇ મને સાદ પાડી બોલાવતું હોય એમ લાગે છે ને? જુઓ તો—જુઓ તો—જરા બહાર જઇને જુઓ તો એકવાર કે કોણ આવ્યું? એ...તો આવ્યા નથીને?'

બોલતાં બોલતાં વરૂણા બેબાકળી બની આમ તેમ જોવા લાગી.

'આ જુઓ તમે આટલાં બધાં બેબાકળાં બનશો માં. ગભરાશો માં, ગભરાશો માં. જરા નિરાંત રાખો, શાંતિ રાખો. હું જઇને જોઇ આવું છું કે કોણ છે? જરા ધીરાં પડો ધીરાં પડો! નહીં તો હું તમને કહી દઉં છું કે હું ઓરડાનાં બારણાં બંધ કરી રાખીશ ને કોઇને અંદર આવવા નહીં દઉં.'

'ના ના! હું ઉતાવળી નથી થતી. નથી થતી—ધીરી પડું છું, આ પડી. તમે જલદી જાઓ—અને જોઇ આવો—'

નર્સ વરૂણા તરફ થોડીવાર એકી ટસે જોઇ રહી પછી ધીમે પગલે બહાર નીકળી ગઇ. જરા વાર પછી પાછી ફરી ઓરડામાં આવી તે બોલી—'હા શેઠ આવ્યા છે.'

'આવ્યા છે—? સાચેસાચ આવ્યા છે? આઃ! હે ભગવાન રે! તમે જાઓ જલદી બહેન! મારા શરીરમાં કેટલું બળ આવે છે તે તમે નહીં સમજી શકો. જાણે મૃત-સંજીવનીની દૈવી દવા કેમ ન મળી હોય. તમે જાઓ જલદી. એમને અહીં મોકલી આપો, હાં, એક કપ ચા અને થોડોક નાસ્તો મોકલી આપજો. ને—ને—બાને ઘેર કહી મોકલો કે રસોઇ ચડાવે.'

નર્સ બહાર ચાલી ગઇ. કિરણ બારણાં ઉઘાડી ઓરડામાં દાખલ થયો.

'વરૂણ!'

'આવો! તમારી તબીયત તો સારી છે ને?' કહી જરા હસીને ધીર-ગંભીર ભાવે વરૂણાએ પતિને આવકાર આપ્યો. પણ એની

બન્ને આંખોમાં આંસુંડાંની નદી ઉથલી પડતી હતી. કિરણ આવીને પથારી પાસે બેઠો. પોતાના એક હાથમાં વરૂણાનો હાથ લઇને બીજે હાથે વરૂણાનાં આંસુ લૂછતાં લૂછતાં તે બોલ્યો 'ઇઃ! તું કેવી સુકાઇને લાકડી જેવી થઇ ગઇ વરૂણા! આટલા દિવસથી આમ રીબાયા કરે છે ને મને એક પત્ર સરખોયે લખીને ખબર ન આપ્યા?'

'ખબર? ખબર–તે તો તમને પછી આપ્યાજ નો'

'એના કરતાં ઘણા ઘણા વહેલા આપવાની જરૂર હતી–જ્યારે તને રોગ લાગુ પડેલો જણાયો ત્યારેજ આપવા ઉચિત હતા. હા, એ પણ ખરૂં કે–હું યે પથ્થર દિલનો બની ગયો હતો–તારી તબિયતના સમાચાર મારે પૂછાવવા જોઇતા હતા–તે મેં નથી પૂછાવ્યા. આશાપુરથી તું ગઇ ત્યારથીજ તારૂં શરીર સારૂં નહોતું–ને એ સ્થિતિમાં તારાં માબાપ તને પરાણે ત્યાંથી લઇ ચાલ્યાં; એમણે સમજવું જોઇતું હતું, કે તું આ મુસાફરીની લતોડ સહન નહીં કરી શકે ને તારી તબીયત એકદમ લથડી જશે. આ બધું હું સમજતો હતો છતાં જાણે સમજ્યો નહીં–સમજવાની પરવા પણ ન કરી. મનમાં એક જાતનો રોષ ભરાયો હતો—'

'તે તો ભરાય જ ને. તમારૂં કેટલું બધું અપમાન કરી મને ધક્કા મારી ખેંચીને એ લોકો પાછી લઇ ચાલ્યાં. તમારી એક પણ વાત સાંભળી નહીં. તમે લૅાચમાં આવીને પણ ઘણુંયે કહ્યું. મેં બધું સાંભળ્યું હતું, હું સમજી પણ શકતી હતી પણ હું અભાગણી મોઢામાંથી એક શબ્દ પણ બોલી શકી નહીં.'

'રડમાં–રડમાં! વરૂણા ડાહી છો ને. છાની રહે જોઉં. હમણાં એ બધી વાત જવા દે. ચાલ હવે તારા આ રોગની જ વાત કરીએ. શરૂઆતમાં રોગનાં શાં શાં ચિહ્ન હતાં? ડૉકટરો શું કહે છે? શરીરમાં તો હમણાં કાંઇ તાવ જણાતો નથી ને શું? પણ હા શરીર સુકાઇ એકદમ પાતળું પડી ગયું છે, નર્યું હાડપિંજર જ—'

'હા, એમ થયું છે ખરૂં. તાવ રોજ સાંજે ચડે છે ત્રણ ચાર વાગ્યા પછી. વારૂ ચાલો થયું હવે તમે વધુ વાર અહીં બેસોમાં! અહીંથી ઉઠીને પેલી ખુરસી ઉપર બેસો. જોઉં મારી આ પથારી ઉપર આટલી નજીદીક મને અડકીને બેસો માં. ના, ના, ક્યાંક તમને રોગનો ચેપ લાગી જાય તો વળી શું નું શું થઇ જાય! આઘા ખસો, આઘા ખસો. ઉઠીને ત્યાં પેલી ખુરસી પર બેસો.'

વરૂણાની વધુ પાસે સરકી, એના શરીર પર નમી પડી બન્ને હાથ વરૂણાને ગળે વીંટાળી ઝુકી પડી એના મો પાસે પોતાનું મો લાવી જરા હસીને કિરણ બોલ્યો. 'ગાંડી રે ગાંડી! તું શું બકે છે? તારો રોગ મને આવીને વળગશે? ને વળગે તો ભલે વળગે. તેથી તું મારી વરૂણા ને હું તારો—'

કહેતાં કહેતાં કિરણે પોતાનું મોઢું વરૂણાના મોઢા ઉપર રાખ્યું.

'સત્યાનાશની પાટી! શું કરો છો? શું કરો છો આ?! ઉઠો, ઉઠો, આઘા ખસો! તમે આટલે દૂરથી દોડીને આવ્યા; તમે મારા આટલા નજીક છો એ સુખ શું મારે મન ઓછું છે? ઘણું બધું છે. ઉઠો. ઉઠો. તમારી દુહાઇ, ઉઠો જોઉં.'

બન્ને હાથોનું બળ વાપરી વરૂણા કિરણને દૂર ઠેલવાનો નિષ્ફળ પ્રયત્ન કરવા લાગી. દરવાજા ઉપર એક ઝીણો ટકોરો પડયો; નર્સે બહારથી જ કહ્યું—'ચા લાવી છું,'

કિરણ ખસીને દૂર બેઠો. વરૂણા બોલી: 'અંદર લઇ આવો.'

ચા અને થોડો નાસ્તો લાવી નર્સે એક નાના ટેબલ પર મૂકયો; ને ટેબલ પાસે એક ખુરસી સેરવી દીધી. નર્સને નમસ્કાર કરી ધન્યવાદ દર્શાવી હાથ લાંબા કરી કિરણે 'ટીપોય' પોતાની તરફ ખેંચી લીધી. વરૂણા બોલી 'લ્યાંજ ખુરસી ઉપર બેસીને નિરાંતે ખાઓ ને?'

'ના અહીંજ ખાવાની મજા પડશે. ડરવાનું કાંઇ કારણ નથી. મન ચોખ્ખું હોય તો રોગનું બીજ સહેજે શરીરમાં દાખલ થઇ જોર જમાવી શકતું નથી. ને હવે તો શરીર પણ નિરોગ થાલ ગલોલા

જેવું થયું છે. જાણે દુર્ભેદ્ય કિલ્લો. કોઇ વસ્તુ સહેલાઇથી દાખલજ થઇ શકે તેમ નથી.'

સ્હેજ મોં મલકાવીને નર્સે વરૂણા સામું જોયું અને કહ્યું–'રસોઇ ચઢાવવાનું કહી દીધું છે.'

'રસોઇ! રસોઇ વળી શા માટે!'

'આપ જમશો નહીં?'

'ઓહ! પણ આ વખતનું તો મેં રસ્તામાંજ પતાવી લીધું છે. વરૂણા માંદગીને બિછાને પડી છે. ને વળી એકલી જુદા ઘરમાં રહે છે તેથી મેં વિચાર કર્યો કે–'

'એટલે શું મૂઠી ભાત તમને અહીં ન મળી રહેત?' વરૂણા બોલી.

'જરૂર મળી રહેત ને સુંદર રીતે મળી રહેત, પણ એના માટે કદાચ તારે ખૂબ તરખડમાં ઉતરવું પડશે એમ મેં ધાર્યું. પણ અહીં આવો સરસ પ્રબંધ હશે ને આવાં ભલાં બાઇ નર્સ તરીકે તારી સારવારમાં હશે એ વાતનો મને ખ્યાલ સરખોયે નહોતો.'

'ભલાં બાઇ! એ તો–એ તો મારાં સગાં બ્હેન જેવાં છે. એ મારા પર કેવું હેત રાખે છે ને કેવાં સાચાં મનથી મારી ચાકરી કરે છે તે તમે—'

સલજ્જ ભાવથી સ્હેજ સ્મિત કરી નર્સ બહાર ચાલી ગઇ.

કિરણ બોલ્યો–'બહુ જ ભલી બાઇ છે–એના ચહેરા ઉપરથીજ જણાઇ આવે છે કે એ ભલી છે–માયાળુ છે.'

થોડું ખાવાનું મોંમાં મૂકી અને ચાના પ્યાલામાંથી બે ચાર ઘુંટડા ચા પી લઇ વળી પાછો કિરણ બોલ્યો–'હા, વારૂ, ચાલ હવે કહે જોઉં તારી તબીયતના સમાચાર વિગતવાર કહે જોઉં.'

'એ તો તમને ટુંકમાં બધું ય લખી ચૂકી જ છું. સમાચાર એ છે કે–તાવ આવી જાય છે–શરીર લેવાતું જાય છે–ખાઇ શકાતું નથી–ખૂબ અશક્તિ જણાય છે. ડોકટરો કહે છે કે—'

'એ મને ખબર છે. તેઓ કહે છે કે ક્ષય રોગ છે. વારૂ, પણ ક્ષય રોગનાં ખાસ કોઇ લક્ષણો જોવામાં આવ્યાં છે ખરાં?'

'મારા જાણવા મુજબ એવાં ખાસ લક્ષણો કંઇ એમનાં જોવામાં આવ્યાં નથી. પણ-એ લોકો કહે છે કે—'

'—જરૂર એ જ રોગ હોવો જોઇએ—એમ જ ને? હું એ પણ જાણું છું કે બીજું કોઇ નિદાન જ્યારે નક્કી ન કરી શકે ત્યારે ડોકટરો આ એક જ વાત પકડી બેસે છે. વારૂ, તે ગમે તે હો. હું એક વાર તેમને મળીને રૂબરૂ વાતચીત કરવા માંગું છું. હાં, કયા ડોકટરની દવા ચાલે છે? એનું ઠેકાણું શું? હું હમણાં જ જઇને એને મળી આવું તો વધુ સારૂં.'

કિરણનો હાથ પોતાના હાથમાં લઇ જોરથી તેને દાબી રાખી વરૂણા બોલી 'એટલા બધા-અધીરા શા માટે થાવ છો? ઉતાવળ શી છે? એમને ખબર મોકલી આપીએ કે સાંજે અહીં આવી જાય. તમે અહીં મારી પાસે જ બેઠા રહો ક્યાંય જતા ના.'

'વારૂ, એમ કરીશ. પણ મને એમ વિચાર આવે છે કે—'

'શું વિચાર આવે છે?'

'તને નબળાઇ બહુ જણાય છે, શરીર નંખાઇ ગયું છે, રોગ ગમે તે હો પણ તે હદ વટાવી ગયો છે એમ મને લાગે છે. રોજ તાવ આવે છે ખરૂં? બહુ જોશ ભર્યો આવે છે?'

'પહેલાં તો વચ્ચે વચ્ચે વળી ન આવતો. ને બે ચાર દિવસ સારૂં રહેતું. પણ હાલ દશ બાર દિવસ થયા તાવ મૂકતો જ નથી-રોજ સાંજે ચડવા માંડે છે. કેટલો આવે છે તે જાણતી નથી. કોઇ મને કહેતું પણ નથી. પણ મને લાગે છે કે દોઢ બે થી ઓછો નહીં આવતો હોય. અશક્તિ ઘણી જ આવી ગઇ છે. તેથી તો તમને ખબર આપી. મને એમ જ થયાં કરતું હતું કે તમે એક વાર આવો તો સારૂં-ને-ને———'

'આહ—જોયું—વળી રડવા માંડીને ! ગાંડી રે ગાંડી ! એમ કરીશ તો વધુ અશક્તિ આવશે. વારૂ તેં મને વ્હેલી ખબર કેમ ન આપી ? અહીં આવી ને જ્યારે તને લાગ્યું કે રોગની જડ મજબૂત બનતી જાય છે ત્યારે જ———'

'ખબર આપવાથી શું વળવાનું હતું ? તમે શું આવી શકત ખરા ?'

'આવી ન શકત ? શું કહે છે તું ? ગમે તેમ કરી વખત મેળવીને હું જરૂર આવત જ વળી. ને આવીને તને કલકત્તે લઇ જાત, કોઇ સારા વૈદરાજને દેખાડત, ને તારી તબીયત જલદી સુધરી જાય એવા ચાંપતા ઉપાયો લેત. પછી તો તને હું આશાપુર લઇ જાત. એક સારૂં ઘર બંધાવી ત્યાં તને રાખત. ચોતરફ ખુલ્લી જગ્યા—મજાની ચોખ્ખી હવા—આજ સુધીમાં તો તારી તબીયત ક્યારની યે સુધરી ગઇ હોત.'

'સુધરી ગઇ હોત ? ખરેખર સુધરી ગઇ હોત ?'

વળી પાછાં વરૂણાની બન્ને આંખોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

હેતાળ હાથે તેની આંખો લૂછતો લૂછતો કિરણ બોલ્યો'—સુધરી ગઇ હોત જ વળી—ચોક્કસ સુધરી ગઇ હોત. હું બરોબર જાણું છું કે તને શું બિમારી છે, ને શા કારણથી એ થઇ છે. મનની દારૂણ જ્વાલા—તું સહી શકી નથી. તારૂં મન ભાંગી પડતાં તું બિમાર પડી છે, પણ હું શું કરૂં કહે ? હું તને સમજાવી શક્યો નહીં—કદાચ—કદાચ—બરોબર સમજાવવાની મારી ઇચ્છા પણ નહીં હોય, મારૂં મન પણ જાણે ભ્રમિત થઇ ગયું હતું—'

રૂંધાયેલા સાદે વરૂણા બોલી—'મેં જ તમારૂં મન ભ્રમિત કરી મૂક્યું હતું—'

'તે ગમે તેમ હોય. આખરે જ્યારે તું શાંતિથી વિચાર કરી અનિવાર્ય વસ્તુસ્થિતિ સમજી શકત તે વખતે હું તને લઇ જઇ શક્યો હોત, મારી પાસે તને રાખી શક્યો હોત—તો તું જલદી સારી થઇ ગઇ હોત—દવાદારૂ ચિકિત્સા વિગેરે જે વસ્તુની જરૂર

જણાત તે વૈદરાજ પરિસ્થિતિ સમજી બધું કરત ને તારા રોગનું મૂળ કારણ તારા મનની વેદના છે એ તે જરૂર સમજી શકત. સારા વૈદરાજો એમજ કરે. ડાકટરી નિદાન આટલે ઉંડે ઉતરીને જોતું નથી; રોગીના મૂળ રોગના કારણની—રોગીના મનની તપાસ ન કરતાં તેઓ રોગનું બી બહાર શોધે છે ને બાહ્ય ઉપચારો જ માત્ર કરે છે.'

કિરણનો હાથ પોતાના હાથમાં લઇ તેને જોરથી દાબી રાખી વરૂણા બોલી—'ત્યારે તમે મને જરૂર તેડી જાઓ.'

'જોઉં ડોકટરો શું કહે છે.'

'ને ડોકટરો 'ના, કહેશે તો?'

'તો—તો—જોયુંને! મહા આફતમાં આવી પડયો હું.'

'તમે અત્રે રોકાઇ તો શકવાના જ નથી ને?'

'ના! ને આટલે છેટેથી વખતોવખત દોડધામ કરવી—એ પણ કેમ બની શકે? જો તું ન આવી શકે તો મહા આફત થઇ પડવાની!'

'હું જરૂર આવી શકીશ. તમે મને લઇ ચાલો.'

ડોકટરો જો 'ના' કહે તો હું કઇ હિંમતથી તને તેડી જાઉં કહે જોઉં?

'તે ત્યારે મને આમ છોડીને પણ કેમ જઇ શકશો?'

જરા મોં મલકાવીને કિરણે વરૂણા સામું જોયું. પણ કાંઇ બોલ્યો નહીં

'કેમ હસો છો? તમે ધારતા હશો કે, માબાપ છે ને. ના, હવે હું એમની પાસે રહેવાની નથી! ને એમની પાસે રહું છું પણ કયાં? ઘરમાંથી તો મને એમણે બહાર કાઢી મૂકી છે. મારે બદલે મારા ભાઇઓને કે ભાભીઓને ન કરે નારાયણ ને આવી બિમારી લાગુ પડી હોત તો શું એમને આમ કાઢી મૂકી શકત ખરા? ફક્ત બે દિવસ વધુ મને કલકત્તે રાખી શકયા નહીં! જો રાખી શકયા હોત —ઉઃ! હવે મારાથી ખમાતું નથી—મને ચક્કર આવે છે. મારું માથું

ભમે છે–હું જરા સુઇ જઇશ. જરા નર્સને બોલાવોને ? આ તકીયા જરા—'

'તે લાવને હુંજ સેરવીને સરખા રાખી દઉં' કહી કિરણે એક હાથવડે વરૂણાને પકડી રાખીને બીજે હાથે તકીયાઓ આ બાજુ પેલી બાજુ સેરવી પછી ધીમેથી તેને સુવાડી દીધી.'

'જરા પાણી—'

કિરણે એક પ્યાલો પાણી લાવી મોં પાસે ધર્યું. એને લાગ્યું કે વરૂણાના શરીરમાં ધ્રુજારી છૂટવા માંડી છે. શાલ પગ પાસે જ સંકેલેલી પડી હતી તે ઉખેડી વરૂણાના શરીર ઉપર ઓઢાડી દીધી. કપાળ અને છાતી ઉપર હાથ મૂકી તાવનું માપ અનુમાનથી કાઢયું. ક્ષીણ અવાજે વરૂણા બોલી–'આજે તાવ જરા જલદી આવ્યો લાગે છે—'

'હાં, હવે હમણાં ચૂપચાપ પડી રહે જોઉં' કહી માથા પાસે આડા પડી કિરણે વરૂણાનું માથું પોતાના ખોળામાં લઇ લીધું.'

થોડી વાર આમ ચૂપ પડી રહી ધીમે રહીને વરૂણા બોલી– 'આઃ! કેવી શાંતિ! કેવી તૃપ્તિ!! કેવો આરામ!!! જો હમણાંજ આ ઘડીએ મોત આવે—'

'ગાંડીરે ગાંડી! શું બકે છે! મોત શા માટે આવે?'

'મરવાનું હોયજ તો આ જ ખરૂં ટાણું છે–આ જ ખરૂં સ્થાન છે–તીર્થ–મહા પુણ્યનું–મહા આનંદનું મહા તીર્થ—'

'આવાં ગાંડાં શું કાઢે છે વરૂણા? તું જલદી સારી થઇ ઉઠ, જો તું તીર્થ–મહા તીર્થ કહેતી હોય–તો જીવતી રહીને તું એ તીર્થના આનંદને જીંદગીભર ભોગવ.'

'ભોગવું શું? ભોગવી શકીશ? સાજી થઇ શકીશ? આહા, જો– જો હું ઉઠું! મરવાથી આજે–મને ગમે તેટલું સુખ થતું હોય તો પણ મરી ગયા પછી તમારો–તમારો–વિયોગ થશે! ના–ના! મારે

મરવું નથી-મરવું નથી-હું મરી જઇ શકીશ નહીં. તમે મને બચાવો-બચાવી લીઓ!'

બોલતાં બોલતાં બે હાથ પસારી વરૂણા જોરથી પતિને પકડીને વળગી રહી.

'બચાવીશ-જરૂર બચાવીશ વરૂણ! તને મરવા નહીં દઉં". કિરણ અત્યંત લાગણીપૂર્વક વરૂણાને પોતાની છાતી સરસી ચાંપી રાખતો બોલ્યો. 'મેં સાંભળ્યું છે કે એક જણની પ્રબળ જીવન-શક્તિ બીજા જણના દેહમાં સંચારિત કરી તેને આયુષ્ય આપી શકાય છે. હું પણ એમજ કરીશ. મારામાં એ જીવન-શક્તિ ઘણી છે-શા માટે હું તેમ ન કરી શકું?'

એકાએક વરૂણા બેબાકળી બની બેઠી થઇ ગઇ; પોતે કિરણની સોડમાંથી સરકી જઇ કિરણને ધીમેથી દૂર ઠેલી દેતી દેતી તે બોલી-'ના-ના! આ હું શું કરૂં છું? તમે પણ શું કરો છો? આઘા ખસો આઘા ખસો!-સત્યાનાશ વળી જશે! ના, ના મારે જીવવું નથી, જીવવું નથી, જીવવું નથી! આઘા ખસો-આઘા ખસો!'

લાચારીથી કિરણ જરા સરકીને બેઠો. તે બોલ્યો-'ગાંડી રે ગાંડી! એમાં ડરવા જેવું શું છે? હું આમ બોલ્યો એટલે સાચેસાચ શું મારા શરીરની બધી પ્રાણ-શક્તિ તારામાં થોડી જ ચાલી આવવાની છે?

'પણ કાંઇ નહીં તો મારો રોગ તો તમારા શરીરમાં પ્રવેશી શકે ને! હાં, બસ આમ મારો હાથ પકડી મારી પાસે આમ બેઠા રહો એટલે ઘણું બધું બસ! હાશ!' કરી આંખો મીંચી વરૂણા ચૂપ રહી. જરાવાર પછી વળી પાછી ચમકીને બોલી ઉઠી-'આ શું! તમે તો પાસે જ રહ્યા છો ને શું?'

'હા.'

'જરાવાર સુઇ જશો નહીં?'

'ના'

'ઊંઘ આવે ત્યારે નર્સને બોલાવજો. આ બાજુના ઓરડામાં તમારી પથારી વગેરે બધું તૈયાર રખાવ્યું છે. ચીરૂટ પણ છે. સિગરેટ પણ છે—બધું ઠીક રખાવ્યું છે. હમણાં પીવી છે? નર્સ લાવી આપે? બોલાવું?'

'ના, હમણાં જરૂર નથી.'

'પીઓને પીવી હોય તો. મને કોઇ વાંધો નથી.'

કિરણ જરા હસ્યો. ધૂમ્રપાનની તલબ નહોતી થતી, તેમ નહોતું, વરૂણાના ચહેરા ઉપર પણ હાસ્ય રેખા ફૂટી નીકળી.

'હું! મન થાય છે છતાં શા માટે પીતા નથી? ના, ના, પીઓ, પીઓ! તમે પીઓ—હું મારી આંખે આજ જોઉં, હું ઊઠું ને લખમણને બોલાવું—'

'કોઇને બોલાવવાની કાંઇ જરૂર નથી. સીગરેટ મારા ખીસામાંજ છે, વારૂ ચાલ તું કહે છે તો એક પીઉં છું, બસ?' કહી ગજવામાંથી સિગરેટ અને દિવાસળીની પેટી બહાર કાઢી કિરણે એક સિગરેટ સળગાવી, થોડીવાર ચૂપ રહી ધીરે ધીરે વળી પાછી વરૂણાએ આંખો મીંચી દીધી, એના મનમાં વિરોધી વિચારોનું દારૂણ યુદ્ધ ચાલતું હતું. મીંચેલી આંખોમાંથી બે ટીપાં ઊનાં આંસુ એના ગાલ પર થઇ પથારીમાં ટપકી પડ્યાં. આંસુ લુછી દેતો દેતો કિરણ બોલ્યો: છિ–છિ! વરૂણા વળી પાછું રડવા માંડ્યું ને?'

'સુરબાલા ક્યાં છે?'

એક ઊંડો નિઃસાસો દબાવી રાખી કિરણ બોલ્યો:—'દેશમાં—મા પાસે.'

'દેશમાં છે? આશાપુરમાં નથી!?'

'ના.'

'હું! હું જાણતી હતી કે—તે રહેશે નહીં—તે દિવસેજ ચાલી ગઇ હશે?'

'એમજ.'

'એની તબીયત તો સારી છે ને?'

'સારી હશે. તે દિવસ પછી જેમ તારી ખબર લીધી નથી તેમ એની પણ મેં કાંઇ ખબર લીધી નથી.'

'શા માટે ન લીધી? એ પણ તમારા વાંકમાં આવી ગઇ કે શું?'

'જવા દે એ-બધી વાતો હમણાં, વરૂણા!'

'ના, શા માટે જવા દઉં? હું હાલ કેટલાક દિવસ થયા એ વાતનોજ રાત દિવસ વિચાર કર્યા કરૂં છું.'

'વિચાર કર્યા કરે છે?'

'હા, વિચાર કર્યા કરૂં છું-અને અને-મનમાં એજ વિચાર વારંવાર ડોકીયાં કર્યા કરે છે કે,-હું એની પાસે એકવાર જાઉં-એના પગની રજ મારે માથે ચડાવું-આખા શરીર ઉપર ચોળું.'

મૂગે મોઢે કિરણે એક હાથ વરૂણાના માથા પર રાખી બીજા હાથ વડે એની આંખોમાંનાં આંસુ લૂછી દીધાં.

વરૂણા, વળી પાછી બોલવા લાગી-'પ્રથમ તો એમજ વિચાર આવ્યો કે એનેજ એક કાગળ સીધો લખું-ને એને અને માને (સાસુને) અહીં બોલાવું. પણ વળી વિચાર આવ્યો કે ના, એ લોકો ક્યાંથી આવી શકે? પછી તમને લખ્યું-લખ્યું કે,-તમે એકવાર અહીં આવી મને તેડી જાઓ-દેશમાં,-આપણે ઘેર એમની પાસે.'

'શું કહે છે, વરૂણ?! દેશમાં-એ માટીયાર ઝુંપડાંમાં-તું ત્યાં જઇને વળી રહી શકે ખરી? પણ, વારૂ, એમને મળવાની ઇચ્છા થતી હોય તો ચાલ કલકત્તે જઇએ.-જો તું મુસાફરી કરી શકે તો કલકત્તાજ જવું સારૂં છે-એમને આપણે દેશમાંથી કલકત્તે બોલાવી લઇશું.'

'કલકત્તે-? ના, ના-વળી ત્યાં જઇને પટકાઇ પડું, વધુ માંદી થાઉં તો આખરે કદાચ હું દેશમાં ન જઇ શકું. હું દેશમાં આપણે

ઘેરજ ખાસ જવા ઇચ્છું છું. સુરબાલા તમારા ઘરની સાચી વહુ-સાચી ગૃહ-વધૂ છે; હું પણ એના જેવીજ તમારા ઘરની વહુ બની-સાચી ગૃહ-વધૂ બની તમારા ઘરમાં એકવાર પગ મુકવા ઇચ્છું છું, એજ ઘરની ધુળ-રજ સુરબાલાના પગ નીચેથી-અને માના પગ નીચેથી લઇ હું મારે શરીરે ચોળવા ને માથે ચડાવવા માગું છું.'

'વારૂ, ભલે ત્યારે તું કલકત્તે ચાલ-એ લોકોને પણ ત્યાં બોલાવી લઉં-તારી તબીયત જરા સારી થાય, જરા શક્તિ આવે-પછી ત્યાં જઇએ.'

'ના, ના હું પ્રથમ દેશમાં-આપણે ઘેરજ જવા માગું છું. પ્રથમ હું મારા મનની આ હોંસ પુરી કરીશ, પછી-પછી જો-હાં, તમે બધાયને કલકત્તે તેડી લાવજો. મને હવે જીવવાની પણ બહુ હોંસ થાય છે. હાં, જુઓ સાંભળો! જો હું આ માંદપમાંથી ઉઠું જો મારી તબીયત સુધરે તો...તો...'

મહામહેનતે રડવાના આવેગને ખાળી રાખી કિરણ બોલ્યો,-'તો શું કરવું છે?'

'અમે બન્ને એક સાથે શું તમારી પાસે રહી તમારી સેવા ન કરી શકીએ?' કહી વરૂણાએ કિરણનો હાથ પોતાની મુઠીમાં જોરથી પકડી રાખ્યો.-

કિરણ-'વારૂ, પહેલાં તારી તબીયત તો સારી થઇ જવા દે; તે પછી વળી એ વાતનો વિચાર કરશું.'

'ના ના, હમણાંજ તમે મને જવાબ આપો! સાંભળીને મારૂં મન હેઠું બેસે. જો એમ થઇ શકે તોજ મને જીવવાની હોંસ થાય ને મારૂં જીવન સાર્થક થાય.'

'વરૂણા, તું તો બધુંય જાણે છે-સમજે છે ને-સુરબાલા તારા સુખના માર્ગમાં વચ્ચે આવી તને હરકત રૂપ થઇ પડવા કોઇ રીતે રાજી થશે નહીં.'

'તો હું પણ એના સુખના માર્ગમાં વચ્ચે આવી હરકતરૂપ શા માટે થઇ પડું?'

'પણ, સુરબાલા આવું સુખ ઇચ્છતીજ નથી, વરૂણા, ને આવા સુખના અભાવથી એને કાંઇ દુઃખ થતું હોય એમ પણ મને તો લાગતું નથી.'

'ઇચ્છતી નથી? દુઃખ થતું નથી? એવી ઇચ્છા મનમાં સેવ્યા વગર કોઇ સ્ત્રી કોઇ કાળે રહી શકે ખરી? એને દુઃખ ન થાય? એ શું સ્ત્રી થઇને જન્મી નથી? એ શું તમને ચાહતી નથી? ત્યારે તો તે મારા જેવી નીચ-હીન-સ્વાર્થી નથી. એણે મહાન ત્યાગ કર્યો છે, ભોગ આપ્યો છે, પોતાનું સુખ એણે ઇચ્છયું નથી-પોતાના લેણાંને (પ્રાપ્યને) એણે કોઇ દિવસ મહત્વ આપ્યું નથી; ફક્ત દેવું જ એ માત્ર પોતાનો ધર્મ સમજી છે. માણસો તો સમજતાં નથી-નહીં તો માણસોનાં જીવનમાં ને ખાસ કરીને સ્ત્રીઓનાં જીવનમાં લેવા કરતાં આપવાનીજ મહત્તા ઘણી મોટી છે. પોતાને લેવાનું લીધું નથી; આપવું જ એણે સ્વીકાર્યું ને આપે જ રાખ્યું. આપીને તે આજે કૃતાર્થ થઇ છે. ને આ નિષ્કામ કૃતાર્થતાની તૃપ્તિએ જ એનાં આ દુઃખને દાબી દઇ એક અપૂર્વ દિવ્ય શાંતિથી એનાં હૃદયને સભર ભરી દીધું છે! ને મેં-મેં-શું-કર્યું-શું-કર્યું......!'

'જવા દે, એ વાત વરૂણા! હમણાં એ વાત શા માટે ઉખેડે છે? તું બહુ જ ઉશ્કેરાઇ ગઇ છે ને આ તરફ શરીરમાં તાવ ભઠ્ઠીની પેઠે બળી રહ્યો છે.'

'તે ભલે બળે! રોજ બળે છે. તમે આજે કેટલે દિવસે-મળ્યા. મારા મનની વાત હું આટલા દિવસ મનમાં ને મનમાં મુંઝાઇને મરી જતી હતી. આજ તમે મને મળ્યા-તેથી હું બધું કહી નાંખું છું. પેટ ખોલીને મને બધી વાત કરવા દીઓ. મારૂં મન હલકું થાય.

'તે તું ઘણુંયે બોલી ચુકી. હવે શું બાકી છે? જરા શાંત થા.'

'મારે હજુ ઘણુંય કહેવું છે. કહેવાનું ખુટે તેમ નથી. કેવા કેવા વિચારો મને આવે છે, જે અગાઉ કોઇ વાર મારા મનમાંયે આવ્યા નહોતા. હવે એ બધા મનમાં ઉઠે છે ને ઉભરાઇ ઉભરાઇને બહાર નિકળવા માગે છે.'

'તારા મનની બધી વાતો હું સમજી શકું છું-સમજી ગયો છું. વરૂણા! તારે હવે વધુ બોલી બતાવવાની જરૂર નથી.'

'જરૂર નથી? તમે સમજી શકયા છો? ના, તમે બરાબર સમજી શકયા નથી. સ્ત્રીઓનાં મનની વાત તમે પુરૂષો શું સમજી શકો ખરા? તમને સુરબાલાના મનની મથામણનો કોઇ દિવસ વિચાર આવ્યો છે ખરો? તમને તે આવેજ નહીં. તમે સમજોજ નહીં; પણ હું સ્ત્રીની જાત, હું એ સમજી શકું. એ જેટલું કરી શકી છે-તેટલું તો હું કરી શકીશ નહીં-એનાજ હાથમાં તમને સાવ સોંપી દઇ-હું તમારા વગર રહી શકવાની તો નથી જ. એ પ્રાણ-બળ-એ તપ-એ સાધના મારાથી આ જન્મે બની શકે તેમ નથી. દેવું ભરપાઇ કરવાની હવે ઇચ્છા થાય છે ખરી, પણ એ દેતાં દેતાં પણ જે મળે તે લઇ લેવાની ઇચ્છા-એ ઇચ્છાને હું તજી શકતી નથી. તેથી તેની સગી નાની બ્હેન જેવી બની એની સાથે મળી હું તમારા ઘરમાં રહી તમારી સેવા કરવા માગું છું. સુખમાં આડખીલી? ના, એ સુખ શાનું! શાની આડખીલી વળી? ના, ના કોઇ કોઇના સુખમાં આડખીલી થતું નથી! હું તો થઇશ નહીંજ,—ને તે પણ નહીં થાય. સાંભળો, પુરૂષ અને સ્ત્રી-બન્નેમાં ઘણો મોટો ભેદ છે. બન્નેનાં ઘડતર જ જુદાં છે. તમે સમજી શકશો નહીં પણ સુરબાલા તે સમજે છે. હું પણ હવે સમજી શકું છું. બન્ને જણીઓ પાસે પાસે બેસી એક જ દેવતાની પૂજા અમે બન્ને કરી શકશું. તમે તો પૂજા લેવાવાળા, પૂજા કરવા-વાળા નહીં, ને તેથી તે પૂજા-ગ્રહણમાં તમે કોઇને ભાગીદાર કરી શકો નહીં, કરવા ઇચ્છો પણ નહીં. ને ખરેખરી પૂજા જે કોઇ કરે તે ભાગ કરીને ન જ કરે. તે તો એક મનથી એક દેવતાની જ કરે. બીજો કોઇ કરવા માગે તો તે પણ તેની પૂજા બરાબર તેજ રીતે કરી શકે.'

જરા સ્મિત કરીને કિરણે ઉત્તર વાળ્યો–'વારૂ કરી શકે તો કરજો. પણ એ પૂજાનાં સાહિત્યો–આટઆટલાં ફુલ, ચંદન અને નૈવેદ્યનો ભાર હું એકલો દેવતા ઉપાડી શકું તો સારૂં.'

'જરૂર ઉપાડી શકશો. શા માટે નહીં ઉપાડી શકો ? જો તમે દેવતાજ હો અને ખરા ભક્તિભાવથી જો અમે તમારી પૂજા કરી શકીએ, તો તમે જરૂર ઉપાડી શકો. તમારે ઉપાડવીજ પડે. ત્યારે હવે કહો કે તમે મને તેડી જશો ? બરાબર ઘરની વહુની જેમ તમે તમારા ઘરમાં મને લઇ જઇ શકશો–મને આવકાર આપશો –?'

'એમ જવાની મરજી હોય તો હું જરૂર લઇ જઇ શકીશ. પણ મને વિચાર આવે છે કે—'

'એ પણ–બણ હવે કંઇ નહીં ! શું વિચાર આવે છે ? જો હું ત્યાં જઇ મરી જાઉં તો–એમ ને ? વારૂ, મરવાનું નસીબમાં લખ્યું હશે તો મરીશ. એમાં શું થયું ? એ મહા–તીર્થધામમાં–એના હાથમાં તમને ને મારા રામ જીમને સોંપી હું એનો આશીર્વાદ માથે ચડાવીને મરીશ. એવા આશીર્વાદ લઇને મરીશ કે–મારો આત્મા આ પાપી દેહને છોડી એના પુણ્ય–પવિત્ર દેહમાં મળી જઇ એના આત્મા સાથે એકમેક થઇ મળી જાય.–ને એ તમારી સેવા કરે તે સેવાથીજ જાણે મારી સેવાની ઉત્કંઠા પૂરી થાય ! જો એવો આશીર્વાદ મળશે–તો મેળવીશ–મને મળેલો એ આશીર્વાદ ફોગટ નહીં જાય. આઃ–જો મને એવો આશીર્વાદ મળે–જો–મળે–તો મરણને પણ હું મહા આનંદે ભેટી શકીશ !'

વરૂણા બોલતી બંધ થઇ,–આંખો મીંચી જડવત્ પડી રહી. એનો હાથ પકડી કિરણે એની નાડી તપાસી. જરા ક્ષીણ ને શીઘ્ર ગતિ હોવા છતાં નાડી નિયમિત ભાવેજ ચાલતી હતી. શ્વાસોચ્છ્વાસ પણ ધીર–ગંભીર ગતિએ ચાલતો હતો. મોં પર પણ એક જાતનો પ્રશાંત ભાવ સંપૂર્ણ પ્રમાણમાં જોવામાં આવતો હતો. કિરણ સમજી શક્યો કે વરૂણા ઉંઘી ગઇ હતી. હા, એની મુલાકાત થતાં, પોતાના મનની બધી વાત આજે એને કહી દેવાતાં, વરૂણાને આજે અત્યંત શાંતિ જણાઇ કે જે શાંતિ એને એના જીવનમાં કોઇ વખત કદાચ નહીં મળી હોય.

---

# પ્રકરણ ૪૨ મું

## સંમિલન અને સમર્પણ

ડૉકટરો વરૂણાને આ સ્થિતિમાં ક્યાંય ખસેડી જવા કે લઈ જવાનું અનુમોદન આપી શક્યા નહીં. નીલાંબર બાબુએ ઘણું ઘણું સમજાવ્યું, તિલોત્તમા ખૂબ રડી, પણ વરૂણા એકની બે થઈ નહીં. તેણે પોતાનો સંકલ્પ છોડયો નહીં. દૃઢ ભાવે તેણે કહ્યું–'જો જઈશ તો કદાચ આ માંદગીમાંથી ઉઠી શકીશ, પણ જો મને પરાણે અહીં ગોંધી રાખશો તો મને કોઈ કાળે બચાવી શકશો નહીં.'

પરિણામે બીજે દિવસે જ કિરણ વરૂણાને લઈ દેશ તરફ જવા રવાના થયો. રડતાં રડતાં વરૂણાનો હાથ કિરણના હાથમાં મૂકી તિલોત્તમા બોલી, 'એક દિવસે મેં વરૂણાને તમારા હાથમાં સોંપી હતી, પણ હું ધારૂં છું કે તે દિવસે પૂરેપૂરી સોંપી નહોતી શકી; ઘણા એ હક્ક–દાવા મારે સ્વાધીન છે એમ માન્યું હતું. આજે એ બધાય હક્ક–દાવા છોડી દઈ તમારા હાથમાં પૂરેપૂરી સોંપું છું. કદાચ આ–જીવન એને સોંપું છું–હું એને કદાચ પાછી જોઈ નહીં શકું. મેં તમારા ઘણા ઘણા અપરાધો કર્યા છે દીકરા, અને તે માફ કરજો. તમારી મા ને પણ કહેજો કે મારા બધા અપરાધ માફ કરે. પોતાના ઘરની વહુ સમજી વરૂણાને ખોળામાં લઈ આશરો આપે, પોતાના પગની ચરણ રજ આપી બે હાથ એના માથા પર મૂકી આશીર્વાદ આપે. હું બહુજ અભાગણી છું–એને નસીબે મારી વરૂણા માંદગીમાંથી ઉઠે, એવી આશા સેવું છું.'

કિરણ રવાના થયો. ટોમ–જીમને પણ સાથે લીધા. નર્સ પણ પોતાની ઇચ્છાથી જ કલકત્તા સુધી સાથે જવાને રાજી થઈ.

કિરણે ઘેર પોતાની માને એક પત્ર લખી બધી વિગત વિસ્તારથી ખુલ્લે ખુલ્લી જણાવી. સાથે વરૂણાએ પણ એક પત્ર સુરબાલા પર લખીને એ પરબીડીયાંમાં નાંખ્યો.

કલકત્તે એક દિવસ રોકાઈ બીજે દિવસે કિરણ દેશ તરફ જવા રવાના થયો. થોડાક કલાકનો જ રસ્તો હતો, તેથી નર્સ સાથે ન

લીધી. જો કે નર્સે સાથે જવાની ઇચ્છા દર્શાવેલી પણ કિરણે એને સમજાવીને કહ્યું કે કોઇ જરૂર નહીં પડે. પહોળી લાલ કિનારની રેશમી બદામી રંગની સાડી, કપાળમાં કંકુનો ચાંદલો, હાથમાં ઝીણી સોનાની બંગડીયો, લાલ રંગેલી શંખની અને હાથીદાંતની ઝીણી ચૂડીયો, અને પગમાં લાલ અળતો લગાડી વરૂણા ગાડીમાં ચડી. (બંગાળી સમાજમાં સાધારણ રીતે નવ-વધૂ સાસરે જાય ત્યારે ઘણું ખરૂં આવો પોષાક પહેરે છે.)

સતીશને સાથે રાખી એક પાલખી સાથે લઇ સૌદામિની પોતેજ સ્ટેશન પર હાજર હતી. બેઉ હાથે છાતી સરસી ચાંપી તેણે વરૂણાને ગાડીમાંથી નીચે ઉતારી, ને સાવધાનીથી એને પાલખીમાં ચડાવી દીધી. થોડો રસ્તો કાપતાં એક નદી આવતી હતી, ને જલમાર્ગે બે એક ગાઉનો પંથ હોડીમાં કાપવો પડતો હતો. યથા સમયે બધાં પાલખી સાથે વરૂણાને લઇ ઘેર પહોંચી આવ્યાં. ઘણીયે પાડોશીઓ અને પાડોશણોની ભીડ આંગણાંમાં જામી હતી. નવ-પરિણીત નવ-વધૂની પેઠે સૌદામિની વરૂણાને બે હાથવડે ઉંચકીને ઘરમાં લઇ ગઇ. પાડોશીઓએ માંગલિક શંખધ્વનિ કર્યો. (બંગાલમાં શુભ પ્રસંગે શંખ ધ્વનિનો રિવાજ છે.)

યથાર્થ ઘરની વહુ (ગૃહ-વધૂ) થઇ આજે પહેલ વહેલોજ વરૂણાએ પતિના ઘરમાં પગ મૂકયો, સાસુની ચરણ રજ માથા પર ચડાવી, સુરબાલા તરફ જોયું ને મીટ માંડીને જોઇજ રહી. સુરબાલા પાસે આવીને બેઠી, બન્ને હાથ એના પગને અડાડી નમન કરી વરૂણાએ પોતાનું માથું સુરબાલાના ખોળામાં મૂકયું. બધાંય મુંગાં મુંગાં આંસું સારવા લાગ્યાં.

ઘરની સાચી વહુ થઇને વરૂણા આ ઘરમાં આજે જ આવી; પણ વહુ થઇને ઘરમાં વધુ દિવસ રહેવાનું વિધાતાએ એના ભાગ્યમાં સરજ્યું નહોતું. દીર્ઘપથ-જીવનની પરમ તૃપ્તિનો જે તલસાટ કે જેને બળે વરૂણા આટલે દૂર આવી શકી હતી, તે તૃપ્તિની પ્રાપ્તિ થતાં એના મનનું બધું બળ પરવારી રહ્યું. હવે એને કોઇ વસ્તુની કામના રહી નહોતી; એને લાગતું

હતું કે, જીવનમાં જે કાંઇ કામ્ય વસ્તુ હોય શકે તે બધી આજે તેને આ ઘરમાં આવતાં મળી ચૂકી છે. ત્યારે હવે વધુ શા માટે?

તાવ તો સાંજે ઘેર પહોંચતાની સાથેજ ઉતરી ગયો હતો. બીજે દિવસે તાવ ચડયોજ નહીં, જવરની ધગશ એકદમ ઉતરી ગઇ, શરીરમાં શીતળતા વધુ પ્રમાણમાં જણાવા લાગી. સતીશ નજીકના શહેરમાં ડોકટર-વૈદની શોધમાં દોડયો ને એક ડોકટરને જરૂરી દવા અને હથીયારો સાથે તુરત હાજર કર્યો.

કિરણનો હાથ પોતાના હાથમાં લઇ વરૂણા બોલી-'હવે આ બધું શા માટે? હું આનંદમાં છું-સુખી છું-સુખમાં જાઉં છું. હવે નકામા દવાના રગડાને ગળામાં રેડી ડાકટરની સોઇઓ શરીરમાં ભોંકાભોંક ન કરશો, મને હવે કોઇ પણ જાતનું દુઃખ નથી, કોઇ જાતની તૃષ્ણા રહી નથી-જે ઇચ્છા હતી. તે બધુંય મળ્યું છે!'

ડોકટર થંભી ગયો, ઇન્જેકશન આપ્યું નહીં, પીચકારી પાછી વીંટી દરદીની નાડ તપાસીનેજ મુંગો મુંગો ઓરડાની બહાર આવ્યો અને સતીશને કહેવા લાગ્યો-'હું એક દવા લખી આપું છું, દરદીને ખાવાની ઇચ્છા થાય તો આપજો. હવે એને વધુ પજવવાથી કશો લાભ નથી. એ તલમાં તેલ નથી.'

આમ કહી એક દવા લખી આપી ડોકટર 'બાઇક' (દ્વિચક્રી) પર ચડી પાછો ગયો.

રાત તો જેમ તેમ પસાર થઇ ગઇ. નાડી તો કયારનીયે અંતર્ધાન થઇ ગઇ હતી. સવાર થતાંની સાથે શ્વાસ પણ બહુજ ધીમો ધીમો ચાલવા લાગ્યો. ધીમે થોથરે સાદે વરૂણા બોલી-'હું હવે જાઉં છું-આનંદથી જાઉં છું-મને કોઇ વાતનું દુઃખ નથી. સાસુજી, મને તમારા ચરણની રજ આપો, આશીર્વાદ આપો. તમે-કયાં છો? તમારા ચરણની રજ આપો, તમે આજે ખુલ્લા દિલે મારા બધા અપરાધ માફ કરો-આશીર્વાદ આપો!-મોટી બ્હેન! દિદિ! દિદિ! અહીં આવો મારી પાસે! એમને (કિરણને) અને મારા આ પ્રાણ

સરખાં પ્યારાં રામ-જીમ ને હું તમનેજ સોંપી જાઉં છું-સંપૂર્ણ આનંદ અને વિશ્વાસથી તમને સોંપું છું. તમારૂં દેવું,-એમનું દેવું-બધું મારૂં આજ પુરેપુરૂં ભરપાઇ થયું. થયું ને? કહો, 'થયું.' તમે પણ કહો, કે 'થયું.' બોલો-બોલો! પછી હું જાઉં!'

બન્ને જણ એના બન્ને હાથ પકડી ગળગળે સાદે બોલ્યાં: 'થયું.' 'હા, થયું!'

'મહાતીર્થમાં મેં આજે કર્મ સફળ થયાંની આકાશ વાણી સાંભળી. તમારા બન્ને પગ ક્યાં છે દિદિ? તમારા પગ મારા માથા પાસે લાવો જોઉં. હાં,—હવે આશીર્વાદ આપો. મનમાં એજ એક માત્ર ઇચ્છા રાખી અહીં આવી હતી કે તમારી પાસેથી આ આશીર્વાદ લેવાજ. આશીર્વાદ આપો મોટી બ્હેન કે મારો આત્મા મારો આ દેહ છોડી તમારા દેહમાં પ્રવેશ કરે ને તમારા આત્મા સાથે મળી જઇ એકરૂપ થઇ જઇ તમારા દેહમાં જ રહે. તમે આશીર્વાદ આપો કે એમ થાય-એમ હું કરી શકું. આપશો ને? હું તમારા દેહમાં રહી શકીશ ને? કહો જોઉં!'

'જરૂર રહી શકીશ તું બ્હેન!'

'તમે મને તમારા હૃદયમાં રાખશો ને? મારાથી ડરશો નહીં ને?'

'ના, ડરૂં શા માટે? જરૂર રાખીશ!'

'હાં, જરૂર રાખજો. હું તમારા થકી જ તમારી મારફત જ એમને (કિરણને) મેળવીશ, એ પણ મને મેળવશે. તમારી સેવા એ મારી સેવા થશે.'

જરાવાર થોભીને વળી પાછી વરૂણા બોલવા લાગી-'મેં સાંભળ્યું છે,-ને ચોપડીઓમાં પણ વાંચ્યું છે કે,-અંતકાળે તુલસીક્યારા પાસે નારાયણ-ક્ષેત્રમાં મરે તો આ દેશના માણસો સદ્દગતિને પામે છે, અંતકાળે ઇચ્છેલી વસ્તુ પામે છે. મને હવે દેહ છોડવાને ઝાઝી વાર નથી! મને તુલસીક્યારા નીચે નારાયણ ક્ષેત્રમાં નહીં લઇ જાવ? તમે બધાં રડો છો શા માટે? હું તો આનંદથી જાઉં છું-જાઉં છું. હું દેહ

છોડીને જાઉં છું ખરી, પણ મને તો આશીર્વાદ મળ્યો છે કે,-ઘરની વહુ-ગૃહવધૂ બનીને હું આ ઘરમાં જ રહેવાની છું, ત્યારે તમે બધાં એમાં રડો છો શા માટે? આ:-જો-જો-આ-પે-લું........'

જોતજોતામાં આખરી શ્વાસ શરૂ થયો. બધાઓએ મળી અત્યંત સાવધાનતાપૂર્વક વરૂણાને ઉપાડી તુલસીકયારા નીચે લાવી સુવાડી.

બાલ સૂર્યનાં સ્નિગ્ધ સોનેરી કિરણો આંગણાંમાં આવીને પડતાં હતાં, આખરી શ્વાસ દેહ-નિર્ગત થતાંની સાથે જ સ્હેજ સ્મિતયુક્ત હોઠ અને સ્નિગ્ધ શાંત મુખ મધુરોજ્જવલ હાસ્યની આભાથી એક જાતની નવીન ભાત પાડી રહ્યું. વરૂણાને ગળે પ્રેમપૂર્વક વળગી પડી સુરબાલાએ પોતાનું મોં તેના મોં લગોલગ આણ્યું-જાણે આ આખરી નિ:શ્વાસ સાથે દેહ છોડી નિકળતો વરૂણાનો પ્રાણ તે પોતાના દેહમાં ખેંચી લેતી-ભેળવી લેતી કેમ ન હોય!

---

## ઉપસંહાર

(અનુવાદકની નોંધ:—આ વાર્તા શ્રી કાલીપ્રસન્ન દાસ વિરચિત બંગાલી ઉપન્યાસ 'ઘરેર બૌ' નામના પુસ્તકનો અનુવાદ છે. મૂળ લેખકે વરૂણાના દેહાંત સાથે ગયા પ્રકરણમાં જ આ વાર્તાનો અંત આણ્યો છે...'ગુજરાતી' પત્રના સંચાલકો તરફથી મને એવી સૂચના કરવામાં આવી કે વરૂણાના દેહાંતના પ્રકરણ પછી એક પ્રકરણ ઉપસંહારનું આ ગુજરાતી અનુવાદમાં ઉમેરાય તો સારૂં, તેથી આ ઉપસંહાર પ્રકરણ સ્વતંત્ર રીતે લખ્યું છે. મૂળ પુસ્તકમાં આ પ્રકરણ નથી.)

મુજ દેશ વિષે રસમાળી વિના,
ફળપુષ્પ ધરે નહીં નારી લતા,
રસશોધન સેચન ના જ બને,
ધનરાશિ નિરર્થક મુજ પડયા.

શ્રીયુત ગોવર્ધનરામ-સરસ્વતીચંદ્ર

વરૂણાની ઉત્તરક્રિયાનું કાર્ય પતાવી કિરણ સુરબાલા, સૌદામિની, કલ્પ અને ઈંદુને લઇને આશાપુર આવી પહોંચ્યો. હવે તેણે ગ્રામોદ્ધાર અને ગ્રામસુધારણાના કાર્યમાં સક્રિય ભાગ લેવો શરૂ કર્યો. વિમલ અને સુપ્રકાશને તેણે ગાંધીજીની ગ્રામ-સુધારણા યોજનાનો અભ્યાસ કરવા વરધા મોકલી આપ્યા. તેઓ ત્યાંથી વ્યવસ્થિત યોજના-ક્રમ શિખીને પાછા ફરે ત્યાં સુધીમાં કિરણે ગ્રામસુધારણાનાં બીજાં કાર્યો ઉપર ધ્યાન લગાડયું.

નવજીવન પ્રકાશનનાં બધાં પુસ્તકો મંગાવી તેણે દેશના ઉદ્ધારનો સળગતો પ્રશ્ન હાથ ધર્યો. નવજીવનનાં પુસ્તકો વાંચતાં એક દિવસ કાકાશ્રી કાલેલકરનું શિક્ષણ વિષેનું ટુંકુ પણ સચોટ મંતવ્ય તેના વાંચવામાં આવ્યું ને તે તેને અક્ષરે અક્ષર ખરૂં લાગ્યું:—

'જ્યાં સુધી વ્યકિતગત, કૌટુંબિક અને સામાજિક જીવનમાં સંસ્કારિતા, સંયમ અને આર્યતા અથવા ખાનદાની આવ્યાં નથી, ત્યાં સુધી તમામ જ્ઞાન, સત્તા અને કલા જોખમમાં છે જ. કલાની શુદ્ધિ સાચવવા માટે પણ કલાકારોએ જીવન-શુદ્ધિનો, સ્વચ્છતાનો આગ્રહ રાખવો પડવાનો છે. જીવન-શુદ્ધિની વાતો કરી જીવનથી નાસી જનારૂં વૈરાગ્ય હું નથી સૂચવતો, પણ જેથી છીછરાપણું જઇ જીવન સમૃદ્ધ થાય છે, અર્થપૂર્ણ અને વીર્યવાન થાય છે તેની વાત હું કરૂં છું.' —શ્રી કાલેલકર.

ઉપલું વિધાન વાંચતાં કિરણને વરૂણાની યાદ આવી જતાં તેની આંખો અશ્રુભીની થઇ ગઇ. વરૂણાને શિક્ષણ મળ્યું હતું, તે શિક્ષિત હતી છતાં આવી દુરાગ્રહી અને અસહનશીલ કેમ રહી હતી તેનું કારણ હવે તેને સમજાયું. સુરબાલા પાસે જ બેઠી હતી, તેણે કિરણને આમ એકાએક શોકાતુર થવાનું કારણ પૂછતાં તેણે તેને કાકાશ્રી કાલેલકરનું વિધાન વંચાવ્યું અને ઉમેર્યું કે 'વરૂણાનો છેલ્લો પત્ર પણ એજ વસ્તુનું સૂચન કરી રહ્યો હતો. જો આ રહ્યો તે પત્ર,

કહી કિરણે પોતાની નોટ બુકમાંથી એક પત્ર કાઢી સુરબાલાને આપ્યો: સુરમા વાંચવા લાગી:—

'...... એ મારાં જ કર્મનું–મારાં જ પાપનું ફળ છે એ પણ હું જાણું છું. પણ હું તે વખતે કશું સમજી શકી નહીં, સમજી શકું એવાં શિક્ષણસંસ્કાર પણ મને મળ્યાં નહોતાં. હું સ્ત્રી જાતિ, લેવા કરતાં અમારે દેવું ઘણું વધારે જોઇએ. આ વાત આ દેશની પુત્રીઓ ન્હાનપણથી જ શિખે ને પોતાના સ્વભાવમાં–જીવનમાં ગુંથી લીએ એવું કશું ય શિખવાની તક મને કદી પણ મળી નથી. હું શિખી છું ફક્ત લેવાની જ વાત ... ... ... ... ... ... ...'

કિરણને હવે સ્પષ્ટ સમજાયું કે વરૂણા શિક્ષિત હતી છતાં એના શિક્ષણમાં ક્યાં ક્ષતિ–ખામી હતી. સુરમાનો દાખલો તેની નજર સામેજ હતો. સામાન્ય સ્વ–ભાષાની ચાર ચોપડી ભણેલી એ મહિલા હાલનાં શિક્ષણની દૃષ્ટિએ અભણ અથવા અધુરાં શિક્ષણવાળી કહેવાતાં છતાં કેટલી મહીયસી, ઉદાર, સંયમશીલ, સહનશીલ, ધૈર્યવાળી અને વ્યવહારકુશળ હતી! વરૂણા અને સુરમા બન્નેની તુલના કરવા જતાં સુરબાલા એને વધુ શિક્ષિત–સંસ્કારી જણાઇ. હવે તેને સમજાયું કે ફકત ૧૦–૨૦ પરીક્ષાઓ પાસ કરી પાશ્ચાત્ય વિચારોથી મિશ્રિત થયેલું શિક્ષણ મેળવવાથીજ સંસ્કારિતા આવી જતી નથી.

વરૂણાનો પત્ર વાંચી સુરબાલાની આંખોમાં પણ ઝળઝળીયાં ભરાઇ આવ્યાં:–તે વિચાર કરવા લાગી 'આહા! આજે જો તે જીવતી રહી હોત! અનુભવને અંતે એને સાચી વસ્તુ સમજાઈ હતી અને આજે જો તે જીવિત રહી હોત તો બન્ને જણીઓ સાથે મળી પતિ, સાસુ અને કુટુંબની સેવા કરી એક આદર્શ ગૃહ–સંસાર સરજી શકત. તેણે કિરણને ઉદ્દેશીને કહ્યું:—

'મારી એવી ઇચ્છા છે કે આશાપુરમાં આપણે કન્યાઓને આર્ય–સંસ્કૃતિને અનુરૂપ શિક્ષણ મળે એવી એક કન્યાશાળા ખોલી તેનું નામ 'વરૂણા આર્ય કન્યાશાળા' રાખી વરૂણાનું નામ ચિર–

સ્મરણીય રહે એમ કરીએ તોજ વરૂણાને સાચી શ્રદ્ધાંજલિ આપી ગણાય ને તોજ તેના આત્માને શાંતિ મળે એમ મારૂં માનવું છે.'

કિરણને આ વાત સાચી લાગતાં તેણે એ કાર્ય તુરત ઉપાડી લીધું. તેને લાગ્યું કે હાલની કન્યાઓની શિક્ષણની પેઠે કુમારો અને કિશોરોનું શિક્ષણ પણ તેટલુંજ દોષયુક્ત છે.

### પ્રાર્થના

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ ! સૌનું કરો કલ્યાણ. ટેક.
નરનારી પશુપક્ષીની સાથે, જીવજંતુનું તમામ, દયાળુ૦
જમનાવાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠો જામ, ,, ૧
દુનિયામાં દર્દ દુકાળ પડે નહિ, લડે નહિ કોઇ ગામ, ,,
સર્વ જગે સુખાકારી વધે ને વળી વધે ધનધાન્ય, ,, ૨
કોઇ કોઇનું બુરૂં નવ ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન, ,,
પોતપોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજો ભગવાન. ,, ૩

ઉપરની પ્રાર્થના થયા પછી આશાપુરમાં આવી વસેલા શિક્ષિત યુવકોમાંથી વધુ તેજસ્વી ને કાર્ય કરવાની ધગશવાળા ૫-૭ યુવકોને ચુંટી કાઢી એક શિક્ષણ-સમિતિ સ્થાપી એમને સાચાં શિક્ષણની કાર્ય-દિશા દર્શાવતાં કિરણે એક નાનું સરખું ભાષણ કરી નાંખ્યું...

'પાશ્ચાત્ય વિદેશી આચારવિચારથી યુક્ત જે શિક્ષણ હાલમાં આર્ય-બાળાઓને અપાઇ રહ્યું છે તે તેમને ભવિષ્યમાં 'અતો ભ્રષ્ટ-તતો ભ્રષ્ટ'ની સ્થિતિમાં મૂકી દીએ છે. આર્ય સંસ્કારને અનુરૂપ હોય એવું શિક્ષણ ન મળવાને કારણે આવી કહેવાતી શિક્ષિત કન્યાઓ સાસરે જઇ ન તો પોતે સુખી થઇ શકે છે કે ન તો તેના સંસર્ગમાં આવતાં સાસરીયાંનાં માણસોને-આપ્તજનોને સુખી કરી શકે છે. આધુનિક શિક્ષણમાં કન્યાના આખાયે જીવનમાં તેને એકેય વાર ઉપયોગી ન નીવડે એવા કેટલાક વિષયો સમાવી શિક્ષણનો બોજો વધારી દેવામાં આવ્યો હોય છે, જ્યારે મૂળ જે વસ્તુઓ

શિખવવાની જરૂર છે તે બિલકુલ શિખવવામાં આવતી નથી. આપણો દેશ નિર્ધન–ગરીબ છે તેને પાશ્ચાત્ય ખરચાળ આદર્શોને અનુરૂપ શિક્ષણ નકામું નિવડે છે. હાલના શિક્ષણમાં કન્યાઓને શમ, દમ, સ્થૈર્ય, ધૈર્ય, શાંતિ, ક્ષમા, દયા, સહનશીલતા, કાર્યદક્ષતા વગેરે સદ્‌ગુણોનો વિકાસ કરવાની તક બહુ થોડીજ આપવામાં આવતી હોઇ આવા સદ્‌ગુણો તેમનામાં પાંગરતા નથી. ઉચ્ચ શિક્ષણનું અભિમાન તેમનામાં સ્વાભાવિક તરી આવતાં તેઓ સાધારણ સ્ત્રી–સમાજથી અળગી પડી રહે છે. સાસરે જતાં આવી કન્યા પોતાની સાસુ, નણંદ, સસરો વગેરે પોતાના જેટલું પુસ્તકીયું જ્ઞાન ભણ્યા નથી એટલું જાણતાં તેના ગુમાનની પરિસીમા રહેતી નથી ને તે ગુમાન તિરસ્કારમાં ફેરવાઇ જઇ તેનાં પ્રત્યેક વાકયમાં, કાર્યમાં, વર્તનમાં એ ગુમાન–અભિમાન ભારોભાર તરવરી ઉઠે છે. પરિણામે વડીલ જનોનું સ્વમાન ઘવાતાં સંઘર્ષણના પ્રસંગો વખતોવખત ઉપસ્થિત થતાં ગૃહ–સંસારનું આખુંય વાતાવરણ વિષમય બની જઇ સર્વેને કલેશનો અનુભવ થાય છે. એથી ઉલટું આર્ય–સંસ્કારોનું શિક્ષણ આપવામાં આવે તો સાસુ–નણંદોને તુચ્છકારવાને બદલે તે કન્યા એમના પર પ્રેમ કરી એમના વિચારોને અનુરૂપ બની ધીમે ધીમે એમની ભૂલ (હોય તો) એમને સમજાવી શકે ને આમ તેમને ધીમે ધીમે શિક્ષિત બનાવી શકે. હાલ કન્યાઓમાં આ વસ્તુનો અભાવ જણાય છે, તેમાં કન્યાઓનો દોષ જરાય નથી. દોષ છે એમને મળતા શિક્ષણનો, આપણી કન્યાઓને, કિશોરીઓને, સ્ત્રીઓને આપણી આર્ય–સંસ્કૃતિના આદર્શ ગ્રંથો ગીતા, મહાભારત, રામાયણ, ભાગવતનું ઉપરચોટીયું નહીં પણ ગૂઢ શિક્ષણ આપવાની ખાસ જરૂર છે કે જેને બળે તેઓ ભવિષ્યની આદર્શ ગૃહિણીઓ બને; રામ, હરિશ્ચંદ્ર, ભગીરથ, કૃષ્ણ, સિદ્ધાર્થ, મહારાણા પ્રતાપ, ભીષ્મ, યુધિષ્ઠિર, શિવાજી, શંકરાચાર્ય, વસિષ્ઠ, વિશ્વામિત્ર, સગાળશા, ભામાશા જેવા મહા પ્રતાપી પુરૂષોની તેમજ કૌશલ્યા, સીતા, અરૂંધતી, અનસૂયા, સુકન્યા મદાલસા જેવી સ્ત્રીઓની

માતાઓ બની શકે. આ સંસ્કારો મુખ્યત્વે રીતે અપાવા જોઇએ અને કન્યાઓમાં સ્થૈર્ય-ધૈર્ય-શાંતિ આદિ સદ્ગુણોનો વિકાસ થાય એવી સર્વ અનુકૂળતાઓ કરી અપાવી જોઇએ, અને તે ઉપરાંત પાકશાસ્ત્ર, સાધારણ ગણિત, સંગીત, ભરતકામ, શીવણ-ગુંથણ, રૂગ્ણ-પરિચર્યા અને આરોગ્ય સંબંધી જ્ઞાન, થોડું વૈદક શાસ્ત્રનું જ્ઞાન તેમજ ખોરાક તથા ફળફળાદિના ગુણદોષો તથા તેમની માનવ-જીવન પર થતી અસરો તથા બાળ-ઉછેર, બાળ માનસશાસ્ત્ર, બાળ-કોને કેમ કેળવવાં, ન્હાની કુમળી વયમાં સત્ય અને નીતિના સંસ્કારો સીંચી તેમને કેમ ખીલવવાં વગેરે વિષયોનું જ્ઞાન આપવાની વ્યવસ્થા આપણી શિક્ષણપદ્ધતિમાં હોવી જોઇએ. કુમારોની શિક્ષણ પ્રથામાં પણ આવાજ દોષો ઘુસી ગયા છે. એ શિક્ષણ પ્રથામાં ઘર મુળથી ફેરફાર કરવાની આવશ્યકતા છે. ઘણી જગ્યાએ જુનવાણી વિચારોના દુરાગ્રહી દબાણને લીધે યુવક-વર્ગ ઉશ્કેરાઇ ઉતાવળો બની જઇ આખી સમાજપ્રથા, સંયુક્ત કુટુંબ-પ્રથા સામે બંડ ઉઠાવે છે, ને એ પ્રથાને તોડી પાડવા મથે છે. આવા યુવકોએ સમજવું જોઇએ કે સમાજપ્રથામાં સુધારાની આવશ્યકતા દેશકાળપરિસ્થિતિ અનુસાર જરૂર ઉભી થઇ છે, પણ તે સુધારાનીજ. મૂળ પ્રથાને પાયામાંથી તોડી પાડવાની જરૂર નથી. વિદેશી બધુંય સારૂં હોતું નથી. સારૂં ગ્રહણ કરી નઠારૂં છોડી દેવાની હંસ-ક્ષીર ન્યાય વૃત્તિવાળી એલદિલી હંમેશાં આ યુવકોએ સેવવી જોઇએ, મૂળ પ્રથાને પાયા-માંથી તોડી પાડવાની જરૂર નથી. માત્ર વિકૃતિઓજ દૂર કરવાની છે. યુવકો પોતે નવા આચારવિચારને અનુરૂપ ગૃહસંસાર સરજી તે વ્યવહારુ રીતે ચલાવી દેખાડી નવસમાજ-રચના કરી દેખાડી આપે કે તેઓ નવ-સર્જન કરી તેને પ્રગતિમાન બનાવવા શક્તિમાન છે, તો વિરોધનો વંટોળ ઘણોખરો શમી જશે અને ધીમે ધીમે જુનવાણી સમાજ આ નવ-સમાજ તરફ આકર્ષાઇ સહાનુભૂતિ દર્શાવતો થઇ જશે. નવું રચ્યા પહેલાં જુનું તોડી પાડતાં આ યુવકોની સ્થિતિ ત્રિશંકુ જેવી 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ'

થઇ પડશે. શિક્ષિત કુમારોએ પણ સ્થૈર્ય, ધૈર્ય, સહનશીલતા આદિ સદ્‌ગુણો કેળવવાની જરૂર છે અને પોતાના અશિક્ષિત, અર્ધ-શિક્ષિત ભાઇબહેનોને તેમની ભૂલ હોય તે નમ્રતાથી મીઠાશથી બતાવી તેમને સન્માર્ગે દોરવા એ તેમની અનિવાર્ય ફરજ છે એમ સમજવું જોઇએ. સમિતિ આ સિદ્ધાંત અનુસાર કુમાર અને કન્યાઓના નવ–શિક્ષણની યોજના ઘડી કાઢે અને 'વરૂણા આર્ય કન્યાશાળાનું' શિક્ષણકાર્ય એ પદ્ધતિએ ત્વરાથી શરૂ કરી દીએ એવી હું તમને સર્વેને વિનંતિ કરૂં છું......કન્યા શિક્ષણના વ્યવહારૂ પ્રશ્નોમાં તમને સુરબાલા દેવીની સલાહ વધુ માર્ગદર્શક થઇ પડશે...'

સમિતિના સભ્યોએ યોજનાની આ રૂપ-રેખાને સહર્ષ વધાવી લીધી અને આ વિષયમાં ખાસ અનુભવી અને કુશળ અધ્યાપકો પાસે આ યોજનાને અનુરૂપ પાઠય પુસ્તકો રચાવી છપાવવામાં આવ્યાં, અને થોડા સમયમાંજ આશાપુરમાં એક કુમાર–શિક્ષણશાળા અને એક કન્યા–શિક્ષણ શાળા ખોલી દેવામાં આવ્યાં. પછી તો વર્તમાનપત્રોમાં આ યોજનાની વાત પ્રસિદ્ધ થતાંઃ—

નિર્જલ ગામ નવાણુ ગળાવો,  
વાવ કુવા નદી તીર તળાવો,  
શોધી જુનાં ફરી સદ્ય સુધારો,  
તે ધનના ધણી ધર્મ તમારો.

મહા કવિ દલપતરામના આ સૂત્રમાં માનનારા, દેશની દાઝ જેમને હૈયે હતી એવા ઘણાયે ધનાઢયો આશાપુરને આંગણે આવવા લાગ્યા અને દેશહિતના કાર્ય માટે નિયોજવા અઢળક સંપત્તિ કિરણને ચરણે ધરવા લાગ્યા. પરિણામે આશાપુરમાં કિસાન સહાય-કારી મંડળ સ્થપાયું. આ મંડળ ખેડુતોને તેમના કાર્યમાં માર્ગદર્શક થઇ પડયું. જાતજાતના પાકોની ફળદ્રુપતા વધે તેવાં ખાતરો મંગાવવાં, વિદેશી પદ્ધતિનાં હળો, ટ્રેકટરો, એંજીનો, પાણીના પંપો, વગેરે

કિરલોસ્કર બંધુ અને બીજાઓ પાસેથી મંગાવી ખેડુતોને ભાડેથી કે વેચાતાં આપવા. ખેડુતોનો પાક યોગ્ય સમયે બજારમાં મૂકાય ત્યાં સુધી બેંક પાસેથી નાણાં ધીરાવવા અને માલની સારી કીંમત ઉપજાવી આપવા, તેમનાં બાળકોને કૃષિને ઉપયોગી એવું શિક્ષણ આપવાના કામમાં દોરવણી આપવા આ મંડળ સહાયભૂત થઇ પડયું. નવરાશના વખતમાં નાના નાના ગૃહ-ઉદ્યોગો, ચરખા, ખાદી, કાંતણ, પીંજણ, શીવણ, ભરતગુંથણ, સુથાર કામ, લુહાર-કામ, કડીયા કામ વગેરેના પણ શિક્ષણ વર્ગો ખોલવામાં આવ્યા. પ્રૌઢ શિક્ષણની યોજના પણ હાથ ધરવામાં આવી. કિસાનો ને સામાન્ય આરોગ્યના નિયમોનું જ્ઞાન આપવું પણ શરૂ થયું ને વાર તહેવારે ખેડુતોને ભેગા કરી તેમને નવરાશને વખતે ને રાતને વખતે રામાયણ, મહાભારત, ભાગવત આદિ ગ્રંથોમાંથી આર્ય સંસ્કૃતિનું ઉચ્ચ જ્ઞાન પણ તેમને મળે એવા અને બીજા મનોરંજનના કાર્યક્રમોનો પ્રબંધ વ્યવસ્થિત કરવામાં આવ્યો.

આમ આશાપુર વિવિધ કાર્યપ્રવૃત્તિઓથી સદા મુખરિત થઇ ઉઠયું. ગામમાં રૂગ્ણાલય, પ્રસૂતિગૃહ, ક્રીડાંગણ, વાંચનાલય, પુસ્તકા-લય, વ્યાયામશાળા, તાલીમશાળા, ગીતા પાઠશાળા, પાંજરાપોળ, ગૌશાળા વગેરે પણ વ્યવસ્થિત પદ્ધતિસર ખોલી શિક્ષણનો પ્રચાર કરવાનો પ્રબંધ પણ થયો. હરિજનો પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ રાખવાનો અને કોઇ પણ જાતનો કોમી ભેદ સ્વલ્પ અંશમાં પણ ન રાખવાનો તેમજ સર્વ ધર્મો પ્રત્યે હાર્દિક માન, સહાનુભૂતિ અને સમભાવ રાખવાનો પ્રચાર સતત થયા કરતો હોવાથી આશાપુરના લોકો બહુજ સલાહ સંપથી રહેવા લાગ્યા. કોમી-કલહ ત્યાં સ્વલ્પ અંશમાં પણ જણાતો નહોતો.

વિદેશી વસ્તુઓની આયાત બાબતમાં જે વસ્તુઓ દેશમાં ન બનતી હોય ને જેના વગર ન જ ચાલે એવું હોય તેવીજ વસ્તુઓ ગામમાં આયાત કરવાની રજા આપવામાં આવતી. પરિણામે હિંદ પરાધીનતાની બેડીમાં જકડાયલું હોવા છતાં આશાપુરને બહારના

જગતની સાથે કાંઇ સંસર્ગ ન હોતાં અથવા ઓછામાં ઓછા પ્રમાણમાં સંસર્ગમાં આવવાનું થતાં લોકો જાણે પોતે સ્વતંત્ર ભૂમિમાં વિહરતા હોય એવો આનંદ માણવા લાગ્યા. દરેક મનુષ્ય પોતાની જાતમહેનતથી પોતાને જોઇતી જીવનની વસ્તુઓ બનાવી અથવા મેળવી લેતો. આખું ગામ સંપૂર્ણ સ્વાશ્રયી બની ગયું. ગામમાં કોઇ વાતે કોઇ દુઃખી નહોતું.

કિરણ પોતે રોજ વહેલી સવારમાં ઉઠી યુવકોની સહાયથી કુવા કે નદીમાંથી પંપથી પાણી ખેંચી તેનાં પીપો ગાડી પર મુકી ગામનાં યુવકો સાથે રોજ સવારે પ્રભાત ફેરીની પેઠે ગાડીઓ સાથે ગામમાં અને ગામ બહારની સીમામાં ફરી છાયાવાળાં વૃક્ષો પીપળો, પીપળી, વડ, લીમડો, આંબો વગેરે માર્ગની બન્ને બાજુએ વાવતો, પાણી પાતો અને સંત તુલસીદાસનાં દુહા–સૂત્રો તથા દેશભક્તિના ગીતો ગાતો નિકળતો ત્યારે રસ્તા પરનાં ઘરમાં રહેતાં આ–બાલ વૃદ્ધ સર્વે હર્ષભીની આંખે એ સુવર્ણ દૃશ્ય નિહાળી રહેતાં. યુવકો કિરણની વાણીને તાલબદ્ધરૂપે ઝીલી લેતાઃ—

તરૂવર સરોવર સંત જન ચોથા વરસે મેહ;
પરમારથ કે કારણે ચારૂ ધરી હૈ દેહ.

× × × ×

તુલસી યહ સંસાર મેં ભાત ભાત કે લોક;
સબસે હિલ મિલ ચાલીએ નદી નાવ સંજોગ.

× × × ×

દયા ધર્મકો મૂલ હય, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીયે જબ લગ ઘટમેં પ્રાણ.

× × × ×

વિધિ હરીહર કવિ કોવિદ બાની,
કહત સાધુ મહિમા સકુચાની;
સો મોસન કહી જાત ન કૈસે,
શાક બનિક મની ગન ગુન જૈસે.

× × × ×

સંત અસંતન કી યહ કરણી,
જીમી કુઠાર ચંદન આચરણી;
કાટે પરશુ મલય સુનુ ભાઇ,
નિજ ગુણ દેહ સુગંધ બસાઇ.

× × × ×

તા તે સુર શીશન ચઢત,
જગવલ્લભ... ... ...શ્રીખંડ;
અનલ દાહી પીટત ઘનહી,
પરશુ બદન યહ દંડ.

× × × ×

સિયા વર રામચંદ્ર કી જય।

વળી:—

સુજલાં સુફલાં મલયજ શીતલાં
સસ્ય શ્યામલાં માતરં—વંદે માતરમ્

× × × ×

ધન ધાન્ય પુષ્પે ભરી પ્રભુની આ વસુંધરા,
સકળ દેશથી શ્રેષ્ઠ એમાં મારી જન્મભુમી.
રે આ મારી જન્મ ભુમિ.

ક્યાં છે આવા ગ્રહો-તારા
ક્યાં છે આવી યમુના ધારા
ક્યાં છે આવાં ગો-કુલ ધેનુ
વિશ્વે જુઓ ભૂમિ:—
સકળ દેશથી શ્રેષ્ઠ છે આ મારી જન્મભુમિ.

× × × ×

મહાત્મા ગાંધીજી કી જય, જવાહરલાલ કી જય
જય હિંદ—વંદે માતરમ્ ... ... ...

× × × ×

…કાશમાંથી ભગવાન્ સૂર્ય નારાયણ જાણે આ બાળકાનાં ગીતા સાંભળી ઉષાનાં આછાં અજવાળાં રૂપી પુષ્પ વૃષ્ટિ કિરણ અને તેના સાથીદારો ઉપર વર્ષાવતા … …

વિમલ અને સુપ્રકાશ વર્ધાથી શિક્ષણ લઇને પાછા ફરતાં તેમણે વર્ધા–યોજના મુજબ ગ્રામોદ્ધારનાં કાર્યો વ્યવસ્થિત પદ્ધતિથી શરૂ કરી દીધાં. આજુબાજુના અને દૂરના પ્રાંતો અને ઇલાકાઓમાંથી જે યુવકો શિખવા આવતા તેમને શિક્ષણ આપવાનો પ્રબંધ કરવામાં આવ્યો, અને તેમ થતાં આ યુવકો શિક્ષણક્રમ પુરો કરી બે વર્ષના વ્યવહારૂ કાર્યની તાલીમ આશાપુરમાં લઇ કિરણનો આશીર્વાદ મેળવી પોતાને દેશ પાછા ફરી ત્યાં એજ પદ્ધતિએ ગ્રામસુધારણા કરવા મંડી પડવા લાગ્યા, ને આમ દેશોન્નતિના કાર્યનો પ્રચાર સહજ–સાધ્ય બન્યો.

આમ કિરણનો જયજયકાર દશે દિશામાં ગુંજી રહ્યો. દશ વર્ષમાંજ આશાપુર ધનધાન્યસંપત્તિથી સમૃદ્ધ બની ગયું. આશાપુર ભારતીય શિક્ષણ પદ્ધતિનું કેંદ્ર સ્થળ બની રહ્યું અને કિરણનાં સેવેલાં અણમોલ સોનેરી સોણલાં સાચાં પડ્યાં.

× × × ×

સુખમય બાબુ તો કિરણને સાક્ષાત્ દેવનો અવતાર માનવા લાગ્યા. આશાપુરનું નામ એમની જીભે આવતાં એમની આંખોમાંથી હર્ષાશ્રુની ધારાઓ વછૂટતી.

× × × ×

સત્ય, ટોમ, જીમ તથા ઇંદુબાલાને નવશિક્ષણપ્રણાલી અનુસાર શિક્ષણ આપવામાં આવ્યું ને તેઓ કિરણના કાર્યમાં યથોચિત સહાય કરવા લાગ્યા.

× × × ×

ભુપેન્દ્રને પોતાના કૃત્યનો પશ્ચાત્તાપ થયો ને તે પોલીસની નોકરી છોડી આશાપુરમાં વસી કિરણના કાર્યમાં યથોચિત સહાય કરવા લાગ્યો.

નીલાંબર બાબુ સરકારી નોકરી પરથી નિવૃત્ત થઇ તિલોત્તમા સહ આશાપુરમાં આવી વસ્યા. વિદેશી ઢબની રહેણી કરણીનો મોહ તેમને તથા તિલોત્તમાને હવે રહ્યો નહોતો. તેઓ સંપૂર્ણ સ્વરૂપમાં સ્વદેશી બન્યા. ટોમ, જીમનાં નામો બદલી સુભાષ, જવાહર રાખવામાં આવ્યાં. તેમના નવા સ્વરૂપમાં પોતાની પુત્રી વરૂણાને જીવતી જોઇ તેઓ સંતોષનો અનુભવ કરવા લાગ્યા.

× × × ×

સતીશ પણ સહકુટુંબ આશાપુર આવીને રહ્યો ને તે ધીમે ધીમે કિરણનો જમણો હાથ થઇ પડયો.

સુરબાલા કિરણની છાયાની માફક એને અનુકૂળ થઇને વિલસતી હતી અને :—

कार्येषु मंत्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा ।
मनोनुकूला क्षमया धरित्री गुणैश्च भार्या कुल मुद्धरंती

આવી યથાર્થ આદર્શ આર્ય-ગૃહ-વધૂ બનવા વધુ ને વધુ પ્રયાસો કરતી રહી પતિને કોઇ વાતે મુંઝાવા દેતી નહોતી. ગૃહકાર્ય ઉપરાંત તે કન્યા-શિક્ષણનાં કાર્યોમાં રસ લઇ વખતોવખત શાળાની મુલાકાત લઇ એ કામમાં સક્રિય ભાગ લેવા લાગી. સાસુની સેવા કરતી, પતિને સુકીર્તિ આનંદ આપતી કાલ નિર્ગમન કરવા લાગી.

સુરબાલાને પેટે સંતાન અવતરે તો પોતાની સદ્દગતિ થાય એવા આશાનાં સ્વપ્નો સેવતી સૌદામિનીનાં સોનેરી સોણલાં પણ યથા સમયે સાચાં પડયાં ને સુરબાલા સુપુત્રની જનની થઇ.

વરસગાંઠને દિવસે કિરણ સૌદામિની પાસે જઇ તેને પગે લાગ્યો અને આશીર્વાદ માંગતો બોલ્યોઃ—

"મા ! મેં મારી નાદાન વયમાં તને ઘણાં દુઃખ દીધાં છે તે તું મને માફ કરજે. હું નાદાન વયમાં કાચી સમજને લીધે અધોગતિને ઓવારે (તેને પ્રગતિ સમજી) બેઠો હતો. હવે મને સમજાયું કે સાચો પ્રગતિનો પંથ આ છે. હવે મને તું એવો

આશીર્વાદ આપ કે મારા આ આશાપુર ગામનો આદર્શ આખાયે ભારત-વર્ષમાં ઘેર ઘેર ફરી વળે અને મારી માતૃભૂમિ-જન્મભૂમિનો દશે દિશામાં જયજયકાર થાય!

સૌદામિની તે વખતે ફળીયામાં ઉભી હતી. સ્નેહભીની આંખે પુત્રનાં ઓવારણાં લઇ તેણે કહ્યું—"સો વર્ષનો ડોસલો અને સાત દીકરાનો બાપ થાજે મારા દીકરા! પ્રભુ તને તારા કાર્યમાં સહાય કરશે અને ભારત-માતાનો જય જય કાર દશે દિશામાં ગાજી રહેશે. તારી સત્ય મનઃકામનાઓ સરવે પ્રભુ પૂર્ણ કરશે."

વિમલ અને સુપ્રકાશ કેટલાક યુવકો સાથે કિરણની વર્ષગાંઠ નિમિત્તે અભિનંદન આપવા આવ્યા હતા ને આંગણામાં ઉભા હતા; તેઓ આ દ્રશ્ય જોઇ ગદ્ગદકંઠ થઇ ગયા. તેઓ મોટે સાદે પોકારી ઉઠયા:—

કિરણ બાબુકી જય.........
ભારત માત કી જય.........
વંદે-માતરમ્...............
જય હિંદ.................
જય માતા સૌદામિની.........

જનની જણ તો ભકત જન કાં દાતા કાં શૂર,
નહીં તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર!

યુવકોએ આ સૂત્રો ઝીલી લીધાં ને દૂર ખેતરોનાં સીમાડ જ્યાં નભોમંડળ અને પૃથ્વી ક્ષિતિજમાં મળતાં હતાં ત્યાં સુધી એ સૂત્રોનો પડઘો ગુંજી રહ્યો:—

'કિરણ...ની જય...ભારત માતકી...જય...ગાંધીજી કી જય...વંદે માતરમ...જય હિંદ...જય માતા સૌદામિની......'

સમાપ્ત

# શ્રી ટોપણ દયાળજી ઘેલાણીની સાહિત્યસેવા

(એમણે અનુવાદિત કરેલી અથવા સ્વતંત્ર રચેલી ન્હાની મોટી વાર્તાઓ ઇત્યાદિની નોંધમાળા)

| | વાર્તાનું નામ | પ્રકાર | મૂળ બંગ લેખક | ક્યાં અને ક્યારે છપાણી "ગુજરાતી" |
|---|---|---|---|---|
| ૧ | મહેશ | કરૂણાંતિકા | શ્રી શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય (શરદ બાબુ) | દીવાળી અંક ૧૯૩૫ |
| ૨ | સગપણ કે સ્વયંવર | પ્રેમ-કથા | પ્રબોધકુમાર સાન્યાલ* | જુન-૧૯૩૭ |
| ૩ | બંગાલનું કૃષિરૂણ | નિબંધ | ડૉ. શ્રી નરેશચંદ્ર સેન | મે-જુન ૧૯૩૮ |
| ૪ | આત્મદર્શન | પશ્ચાત્તાપ અને પ્રેમકથા | શ્રી સ્વર્ણકુમાર મિત્ર | સપ્ટેમ્બર ૧૯૩૮ |
| ૫ | પરિવર્તન | પ્રેમ-કથા | નગેંદ્રનાથ મુખોપાધ્યાય | દીવાળી અંક ૧૯૩૮ |
| ૬ | અદ્વિતીયા | હાસ્ય-રસ | બાલાઇચાંદ મુખોપાધ્યાય (વનફુલ) | દીવાળી અંક ૧૯૩૯ |
| ૭ | ડૉકટરની આત્મકથા | કટાક્ષ ચિત્ર | દુલાલચંદ્ર મિત્ર | જુન-૧૯૪૦ |
| ૮ | કેરીનો કરંડીયો | રમુજી કટાક્ષ ચિત્ર | શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય | દીવાળી અંક ૧૯૪૦ |
| ૯ | ભ્રમ નિવારણ | પશ્ચાત્તાપ-કથા | શ્રી —સદર— | જુન-જુલાઇ ૧૯૪૧ |
| ૧૦ | તહેવારની વાર્તા | હાસ્ય-કટાક્ષ | શ્રી સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય | જાન્યુ-૧૯૪૨ |
| ૧૧ | સચ્ચરિત્ર | ઉચ્ચ-ચરિત્ર કથા | શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય | ફેબ્રુ-૧૯૪૨ |
| ૧૨ | બળવાન જમાતા | હાસ્ય-રસ | —સદર— | ફેબ્રુ-૧૯૪૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩ | અશ્રુપૂજા | કરૂણાંતક નવલકથા<br>સમાજ અત્યાચાર | શ્રી કુલરંજન મુખોપાધ્યાય | માર્ચ ૧૯૪૪ થી<br>ડીસે. ૧૯૪૪ |
| ૧૪ | અદ્ભુત | શોકાંતિકા | ધીરેન્દ્રનાથ વીશી | દી. અંક ૧૯૪૪ |
| ૧૫ | સ્થિત-પ્રજ્ઞ | ઉચ્ચચરિત્ર કથા | અસમંજ મુખોપાધ્યાય | જાન્યુ-૧૯૪૫ |
| ૧૬ | ક્રિકેટ શોખીન નવવધૂ | હાસ્યકટાક્ષ | ધીરેન્દ્રનાથ વીશી | ફેબ્રુ-૧૯૪૫ |
| ૧૭ | કાચરે રણકારે | અદ્ભુત પ્રેમકથા | પ્રબોધકુમાર સાન્યાલ* | ફેબ્રુ-૧૯૪૫ |
| ૧૮ | અંધશ્રદ્ધા | બોધક નિબંધ | સ્વ. કવિવર રવિન્દ્રનાથ ટાગોર | ફેબ્રુ-૧૯૪૫ |
| ૧૯ | ત્યાગ | શુદ્ધ-પ્રેમકથા | સ્વ. રવિન્દ્રનાથ ટાગોર | ઓગસ્ટ ૧૯૪૫ |
| ૨૦ | દ્વિતીય સંસ્કરણ | કટાક્ષ ચિત્ર | પ્રભાતકિરણ વસુ | સપ્ટે. ૧૯૪૫ |
| ૨૧ | માહરડી | ઉચ્ચ ચારિત્ર કથા | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | સપ્ટે. ઓકટો. ૧૯૪૫ |
| ૨૨ | દેશનેતા | કટાક્ષ ચિત્ર | પ્રબોધકુમાર સાન્યાલ* | ઓકટોબર ૧૯૪૫ |
| ૨૩ | જનની જન્મભૂમિશ્ચ<br>(ફેરફાર સાથે) | રાષ્ટ્રભક્તિ | નગેન્દ્રનાથ ગુપ્ત | દી. અંક ૧૯૪૫ |
| ૨૪ | કોના વાંકે ? | પ્રેમમાં સંશય | પંચાનન ચક્રવર્તી | નવે ૧૯૪૫ |
| ૨૫ | અણુ બોંબ | વિજ્ઞાન-નિબંધ | નિરોદકુમાર દત્ત | ડીસે ૧૯૪૫ |
| ૨૬ | બ્લેક માર્કેટ | હાસ્ય-કટાક્ષ | શ્રી આનંદ | ફેબ્રુ. ૧૯૪૬ |
| ૨૭ | વસ્ત્ર સંકટ | ,, | સમર સરકાર | માર્ચ ૧૯૪૬ |
| ૨૮ | ચુંટણી પ્રપંચ | કટાક્ષ | શ્યામલ દત્ત | માર્ચ ૧૯૪૬ |
| ૨૯ | તરતાં વિમાની મથકો | વિજ્ઞાન-નિબંધ | | ફેબ્રુ. ૧૯૪૬ |
| ૩૦ | પ્રગતિને પથે કે<br>અધોગતિને આરે | સામાજિક નવલકથા | શ્રી કાલીપ્રસન્નદાસ | એપ્રીલ ૧૯૪૬ થી<br>એપ્રીલ ૧૯૪૭ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૧ | યાદગાર દિવસો | ન-ગુણી સમાજ | પ્રબોધકુમાર સાન્યાલ* | જુન ૧૯૪૭ |
| ૩૨ | સુષમાનો પત્ર | શ્રી ઉચ્ચ ચારિત્ર | સૌરીન્દ્રનાથ વંદ્યોપાધ્યાય | જુલાઈ ૧૯૪૭ |
| ૩૩ | દેવી | | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | જુલાઈ ૧૯૪૭ |
| ૩૪ | ધન્ય કોણ ? | | મણીલાલ વંદ્યોપાધ્યાય | ઓગ. સપ્ટે. ૧૯૩૭ |
| ૩૫ | પ્રાચીનકાળમાં હિંદુઓમાં શું ઐક્ય ભાવના હતી ? | નિબંધ | સ્વ. રવિન્દ્રનાથ ટાગોર | ,, સપ્ટે. ૧૯૪૭ |
| ૩૬ | જન્મઋણી | કરુણ કથા | શ્રી શૈલજાનંદ મુખોપાધ્યાય | સપ્ટે. ઓ. ૧૯૪૭ |
| ૩૭ | પહાડની ઓથે | | શ્રી સૌરીન્દ્ર મોહન મુખોપાધ્યાય | ૨૦૦૩ નો ગુજરાતીનો દિવાળી અંક |
| ૩૮ | સર્વહારીની સર્વમંગલા | | શ્રી મણિલાલ વંદ્યોપાધ્યાય | ગુજ. ૧૬-૧૧-૪૭ |
| ૩૯ | ટપાલની પેટી | | શ્રી ધીરેન્દ્રનાથ વીશી | ગુજ. ૨૮-૧૨-૪૭ |

---

| | | | | |
|---|---|---|---|---|
| ૪૦ | અશ્રમાસ | કટાક્ષ હાસ્ય | રવિન્દ્રનાથ મુખોપાધ્યાય | 'પ્રસ્થાન' મહા ૧૯૯૩ |
| ૪૧ | વાર્તામાં આવેલો પ્રેમ | બોધક-પ્રેમચિત્ર | સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય | 'પ્રસ્થાન' ચૈત્ર ૧૯૯૩ |
| ૪૨ | ડરબીની ટીકીટ | સામાજીક | —સદર— | 'પ્રસ્થાન' જેઠ ૧૯૯૩ |
| ૪૩ | શ્રી સત્યનારાયણ નાટ્ય સમિતિ | હાસ્ય | અસમંજ મુખોપાધ્યાય | 'પ્રસ્થાન' ૧૯૯૪ જેઠ આષાઢ |
| ૪૪ | ગ્રંથકાર | હાસ્ય | શરદેન્દુ વન્દ્યોપાધ્યાય | 'પ્રસ્થાન' આશ્વિન-૧૯૯૪ |

| | | | |
|---|---|---|---|
| ૪૫ શિવાલય | હાસ્ય | અસમંજ મુખોપાધ્યાય | 'પ્રસ્થાન' જ્યેષ્ઠ આષાઢ ૧૯૯૫ |
| ૪૬ પતિનહારા | હાસ્ય | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | 'પ્રસ્થાન' કાર્તિક ૧૯૯૭ |
| ૪૭ કાજી દુબળે કયોં | હાસ્યરસ | | 'પ્રસ્થાન' વૈશાખ ૨૦૦૩ |
| ૪૮ સરિતાનું મન | | હરપ્રસાદ મિત્ર | પ્રસ્થાન જેઠ ૨૦૦૩ |
| ૪૯ ટ્રેનમાંનો ચોર | બોધક પ્રેમ–કથા | સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાય | 'નવચેતન'–જાને. ૧૯૩૮ |
| ૫૦ પક્ષપાત | પ્રેમ–કથા | ફાલ્ગુન મુખોપાધ્યાય | 'નવચેતન'–એપ્રીલ ૧૯૩૮ |

---

| | | | |
|---|---|---|---|
| ૫૧ પેટે બળતાં કે પ્રેમે બળતાં | હાસ્ય | અસમંજ મુખોપાધ્યાય | 'શારદા' મે ૧૯૩૯ |
| ૫૨ અંતકાળે | સમાજ–અત્યાચાર | સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાય | 'ઊર્મિ' એપ્રિલ ૧૯૪૦ |
| ૫૩ યુગધર્મ | કટાક્ષ | ધીરેન્દ્રનાથ વીશી | 'પ્રતિમા' મે ૧૯૪૪ |
| ૫૪ મોટો ગોટાળો | હાસ્ય | —સદર— | 'પ્રતિમા' જુન ૧૯૪૪ |
| ૫૫ નારી | નિબંધ | ચારૂચંદ્ર મિત્ર | 'નવરચના' ઓકટો. ૧૯૪૦ |
| ૫૬ અમારો હરીફ | કટાક્ષ | ગૌરાંગ ગોપાલ સેનગુપ્ત | ,, જુલાઈ ૧૯૪૦ |
| ૫૭ સ્ત્રીપુરૂષોની સમાનતા | નિબંધ મૌલિક | ટોપણ દયાળજી વેલાણી | ,, નવ. ૧૯૪૦ |
| ૫૮ છુટકારો | શોકાંતિકા | અસમંજ મુખોપાધ્યાય | ,, ડીસે. ૧૯૪૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૯ | કુંવારા સ્ત્રી પુરૂષો | નિબંધ | ચારૂચંદ્ર મિત્ર | ,, ડીસે. ૧૯૪૦ |
| ૬૦ | કન્યાની લગ્ન વય | નિબંધ | —સદર— | ,, જાને. ૧૯૪૧ |
| ૬૧ | જાતિ ભ્રષ્ટા ? | સમાજ અત્યાચાર | અસમંજ મુખોપાધ્યાય | 'પ્રવાસી' ૧૯૪૨ ઓક. |
| ૬૨ | સ્ત્રી પુરૂષ બંને દોષિત | નિબંધ મૌલિક | ટોપણ દયાળજી ઘેલાણી | 'પ્રવાસી' ૧૯૪૬ |
| ૬૩ | બલિદાન | સમાજ અત્યાચાર (મૌલિક) | ટોપણ દયાળજી ઘેલાણી | 'પ્રવાસી'-ડી. ૧૯૪૫ |
| ૬૪ | ચુવા—ચંદન | પ્રેમકથા | શરદિન્દુ વન્દ્યોપાધ્યાય | 'મહાગુજરાત' જુલા થી ઓકટો. ૧૯૪૪ |
| ૬૫ | ગ્રામોદ્ધાર | નિબંધ (મૌલિક) | ટોપણ દયાળજી ઘેલાણી | સદર—ઓકટો. ૧૯૪૪ |
| ૬૬ | બાંધવી | પ્રેમ—કથા | સરોજનાથ ઘોષ | સદર—જાને. ફે ૧૯૪૫ |
| ૬૭ | અણુ ઉકેલ કોયડો | હાસ્યકટાક્ષ | ધીરેન્દ્રનાથ વીશી | 'મહાગુજરાત' દીવાળી અંક ૨૦૦૧ |
| ૬૮ | ગરીબનું નસીબ | સમાજ-અત્યાચાર | પ્રબોધકુમાર સાન્યાલ* | |
| ૬૯ | નોકરીની શોધમાં | સમાજ ,, (હાસ્ય) | પંચાનન ચક્રવર્તી | 'મહાગુજરાત' ફેબ્રુ. ૧૯૪૬ |
| ૭૦ | વિધુરની વિમાસણ | કટાક્ષ | માણિક વંદ્યોપાધ્યાય | ,, મ. ચ. ૧૯૪૬ |
| ૭૧ | વિષવૃક્ષનાં ફળો | હાસ્ય | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | ,, મે જુન ૧૯૪૬ |
| ૭૨ | શારદા—પૂજન | સમાજ અત્યાચાર | અસમંજ મુખોપાધ્યાય | 'ગુણસુંદરી' ન. ૧૯૪૨ |
| ૭૩ | દીનુ તેલી | —સદર— | —સદર— | સદર—ડીસે. ૧૯૪૨ |
| ૭૪ | ભક્તના ભગવાન | —સદર— | —સદર— | સદર—ફેબ્રુ. માર્ચ ૧૯૪૩ |
| ૭૫ | સ્ત્રી—શિક્ષણ | નિબંધ | સ્વ. રવિન્દ્રનાથ ટાગોર | 'જનેતા'-એ. ૧૯૪૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૭૬ | સિદ્ધાનંદજીની પીલ | હાસ્ય | પરશુરામ | 'વિલાસ' મે–જુન ૧૯૩૪ |
| ૭૭ | સમાજને વાંકે | સમાજ અત્યાચાર | સુવર્ણકુમારી દેવી | 'ફીલ્મીસ્તાન' |
| ૭૮ | બચ્ચુ | કરુણાંતિકા | | ,, |
| ૭૯ | સમારો કે શયતાન | સમાજ–ચિત્ર | | ,, |
| ૮૦ | કામિનીનાકેશનો વેપાર | હાસ્ય | ધીરેન્દ્રનાથ વીશી | ,, |
| ૮૧ | મેઘદૂત વાંચતાં | હાસ્ય | –સદર– | ,, |
| ૮૨ | સતીશની મા | સમાજ અત્યાચાર | પ્રબોધકુમાર સાન્યાલ* | ,, |
| ૮૩ | સૃષ્ટિધરનાં લગ્ન | હાસ્ય | ધીરેન્દ્રનાથ વીશી | ,, |
| ૮૪ | દોસ્તનું કરજ | કટાક્ષ હાસ્ય | | ,, |
| ૮૫ | બીજવરનું સુટ–સંકટ | હાસ્ય | | ઓકટો. ૧૯૪૫ |
| ૮૬ | દુનિયા ઝુકતી હય | ,, | | ,, |
| ૮૭ | વિલાસની ફાંસી | નિબંધ | રવિન્દ્રનાથ ડાગોર | 'ઝણકાર' સપ્ટે. ઓક. ૧૯૪૩ |
| ૮૮ | પ્રેમ અને હેમ | હાસ્ય કટાક્ષ | | 'ચિત્રપટ' |
| ૮૯ | અન્નપૂર્ણાનું મંદિર | સામાજીક અત્યાચાર નવલકથા | શ્રીમતી નીરૂપમાદેવી | એન. એમ. ઠક્કર દ્વારા પ્રકાશિત માર્ચ ૧૯૪૫ |
| ૯૦ | દેશી હુન્નરઉદ્યોગ સમસ્યા | નિબંધ | રામેન્દ્રનાથ રોય | 'ભાટીયા યુવક' ૧૯૯૦ આષાઢ–શ્રાવણ |

* વાર્તાઓ અંક ૨, ૧૭, ૨૨, ૩૧, ૬૮, ૮૨ ના લેખક શ્રી પ્રબોધ કુમાર સાન્યાલ, જેઓની લખેલી "પ્રિય બાંધવી" નામની વાર્તા ઉપરથી "જીંદગી" નામનું ચિત્રપટ સરજાયું છે.

## ઐતિહાસિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | હલદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | રૂ. ૧-૦-૦ |
| ૨ | અનારકલી અથવા અપરાધી અકબર | રૂ. ૨-૦-૦ |
| ૩ | ચક્રવર્તી હમીર અથવા ચિત્તોડનો પુનરૂદ્ધાર | રૂ. ૨-૦-૦ |
| ૪ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય | રૂ. ૨-૦-૦ |
| ૫ | અનંગમદા અથવા વલ્લભીપુરનો વિનાશ | રૂ. ૨-૦-૦ |
| ૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ | રૂ. ૨-૦-૦ |
| ૭ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | રૂ. ૨-૦-૦ |
| ૮ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને ચનેસર | રૂ. ૩-૦-૦ |
| ૯ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની રાજમાતા | રૂ. ૪-૮-૦ |
| ૧૦ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | રૂ. ૩-૦-૦ |
| ૧૧ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | રૂ. ૨-૦-૦ |
| ૧૨ | મુરીદેશયતાન અથવા મલબારના માપલાઓનો અત્યાચાર | ૨-૦-૦ |
| ૧૩ | સિતમગર સુલતાન અથવા તલવાર અને કુરાન | રૂ. ૨-૦-૦ |
| ૧૪ | અમર ગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ | રૂ. ૨-૦-૦ |
| ૧૫ | લાલ ઉદેરો અથવા લુહાણાના દેવનો ઇતિહાસ | રૂ. ૨-૦-૦ |
| ૧૬ | વીર જયમલ અથવા ચિતોડનો ઘેરો | રૂ. ૦-૮-૦ |
| ૧૭ | જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ | રૂ. ૦-૧૨-૦ |

---

## સામાજિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ? | રૂ. ૩-૦-૦ |
| ૨ | ચૂડેલનો વાંસો—એક નટીની આત્મકથા ભાગ ૧ લો | રૂ. ૩-૦-૦ |
| ૩ | " " ભાગ ૨ જો | રૂ. ૩-૦-૦ |
| ૪ | આત્મહત્યા—કર્તવ્ય કે પાપ ? | રૂ. ૫-૦-૦ |

# ગુજરાતી પત્રે પ્રકટ કરેલી ઐતિહાસિક નવલકથાઓ

"ગુજરાતી" પત્રના આદ્ય તંત્રી અને સંસ્થાપક

## (૧) સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇકૃત

| | | |
|---|---|---|
| ૧ રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર | (૧૮૮૬) | નથી |
| ૨ હિન્દ અને બ્રિટાનિયા, (રાજકીય સંવાદ)<br>રાજભક્તિ વિડંબન– (ભાણ નાટકનો એક પ્રકાર) | (૧૮૮૭) | ૨–૦ |
| ૩ મહારાણી વિક્ટોરિયાનું જીવન ચરિત્ર | (૧૮૮૮) | ૧–૮ |
| (૪ સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો | (૧૮૮૯) | ૦–૪) |
| ૫ ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગ પટ્ટણનો ઘેરો ભાગ ૧ લો | (૧૮૯૦) | નથી |
| ૬ દિલ્લીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૨–૦ |

## (૨) સ્વ. નારાયણ હેમચન્દ્રકૃત

| | | |
|---|---|---|
| ૧ વિધવા વિવાહ શાસ્ત્ર સંમત છે | (૧૮૮૬) | નથી |
| ૨ ગૃહધર્મ | (૧૮૮૬) | નથી |
| ૩ ગંગા ગોવિંદસિંહ અથવા વારન હેસ્ટીંગનો જમણો હાથ | (૧૮૮૮) | ૧–૮ |
| ૪ રૂપનગરની રાજકુમારી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪ | નથી |

## (૩) સ્વ૦ પેસ્તનજી જમશેદજી સહા (Epoch) કૃત.

| | | |
|---|---|---|
| ૧ અઢારમી સદીનું હિંદુસ્તાન | (૧૮૯૬) | ૨–૦ |
| ૨ શાહજાદો અને ભીખારી | (૧૮૯૮) | ૧–૮ |

## (૪) દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીકૃત

| | | |
|---|---|---|
| ૧ ઔરંગઝેબ અને રાજપુતો અથવા મોગલ શાહનશાહતની પડતીનો પ્રારંભ | (૧૮૯૭) | ૨–૦ |

## (૫) સ્વ૦ શાસ્ત્રી પ્રાણજીવન હરિહરકૃત

| | | |
|---|---|---|
| ૧ હેસ્ટીંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨–૦ |
| ૨ બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન | (૧૯૦૧) | નથી |
| ૩ નૂરજહાન અથવા સૌન્દર્ય વિજય | (૧૯૦૨) | નથી |

### (૬) સ્વ૦ વકીલ ચીમનજરામ નરભેરામ દેશાઇકૃત

૧ પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ (૧૯૦૦) નથી
૨ બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાનો ઉદયકાળ (૧૯૦૩) નથી

### (૭) સ્વ૦ છગનલાલ નારાયણભાઈ મેસ્રીકૃત

૧ ઇન્દુકુમારી અથવા બંગાળામાં મરાઠાની દોડ (૧૯૦૪) નથી
૨ નન્દનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા? (૧૯૦૭) ૩–૦

### (૮) સ્વ૦ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીકૃત

૧ શિવાજીનો વાઘનખ અથવા અફઝૂલખાનનું ખૂન. (૧૯૦૬) ૧–૦

### (૯) સ્વ૦ ઇશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળાકૃત

૧ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ અથવા લાવણ્ય વેરાગણ. (૧૯૦૮) ૨–૦
૨ કત્લેઆમ (સ્વ. નારાયણ વિસનજી ઠક્કુરે પૂર્ણ કરેલી) (૧૯૧૧) નથી

### (૧૦) રા. મોહનલાલ મગનલાલ દેશાઇ એડવોકેટકૃત

૧–ઔરંગઝેબનો હૃદય અથવા આ તે મહાન મોગલ? (૧૯૦૯) ૨–૦

### (૧૧) સ્વ૦ મણિલાલ ઇચ્છારામ દેશાઇ કૃત

૧ પુરાતન દિલ્હી (સચિત્ર) (૧૯૧૧) ૨–૦
૨ ચુંબનમીમાંસા નથી

### (૧૨) રા. રમણિકલાલ અમૃતરામ મહેતાકૃત

૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા (૧૯૧૫) ૨–૦
૨ રોનક મહેલની રાજખટપટ (૧૯૧૭) ૨–૦
૩ ઘરની આગ (૧૯૪૪) ૩–૦
૪ દીનારબસ (અથવા ઉત્તર રાસેલાસ) ૧–૦

### (૧૩) રા. ઘનશ્યામકૃત (શ્રી ક. મા. મુનશીકૃત)

૧ પાટણની પ્રભુતા (૧૯૧૬) ૩–૮

### (૧૪) સ્વ. છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટકૃત

૧ અમરેશારી કટારી (૧૯૩૧)
૨ તોગારી તરવાર અને રાયસિંગજીરી હવેલી } (૧૯૩૧) ૨–૦
૩ મહારાણા પ્રતાપી પ્રતાપ (૧૯૪૬) ૨–૦

(૧૫) રા૦ જેઠાલાલ હરજીવન મહેતાકૃત

શત્રુંજયનો સ્વામ અથવા જોગણીનું ખપ્પર (૧૯૩૨) ૩–૦
૨ રક્તપિપાસુ રાજકુમારી (૧૯૩૮) ૩–૦

(૧૬) રા૦ મોહનલાલ ત્રિભુવન રાવળકૃત

૧ પાટણની પ્રતિજ્ઞા (૧૯૩૩) ૩ ૦
૨ મહારાજાધિરાજ (૧૯૩૫) ૩–૦

(૧૭) રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદીકૃત

૧ મહારાણી લક્ષ્મીબાઇ અથવા ખાલસાનું ખપ્પર (૧૯૩૪) ૩–૦
૨ ગુજરાતનો બુઝાતો દીપક અથવા ઇસ્લામી સત્તાનો ઉદય (૧૯૩૬) ૩–૦
૩ ગુજરાતના વેરની વસુલાત (૧૯૩૭) ૩–૦

(૧૮) રા. ગુણવંતરાય આચાર્યકૃત

૧ જળસમાધિ (અથવા વાસ્કો ડ ગામાનો અત્યાચાર) (૧૯૩૯) નથી

(૧૯) રા. અમૃતલાલ રતનજી ત્રિવેદીકૃત

૧ ડગમગતી શહેનશાહત (૧૯૪૦) –૦

(૨૦) રા૦ જેઠાલાલ નારાયણ ત્રિવેદીકૃત

૧ સોલંકીનો સૂર્યાસ્ત (૧૯૪૧) ૩–૦

૨૧ ઉછરંગરાય કે. ઓઝાકૃત

૧ પિતૃહત્યા (૧૯૪૨) ૩–૦

૨૨ ચંદુલાલ એમ. શાહ

૧ જિત કોની ? (૧૯૪૩) ૩–૦

૨૩ હરિશંકર

૧ વાલમનો વીર રત્નસિંહ (૧૯૪૭) ૩–૦
૩ શાણભા (૧૯૪૮) ૩–૦